"જ્ઞાનવર્ધક પુસ્તકમાળા", પુસ્તક ૨૯ મું.

# હિન્દુ ધર્મની પાઠમાળા.

મૂળ લેખક—

સ્વ૦ રાયબહાદુર લાલા બૈજનાથ, બી. એ.

અનુવાદક—

ચુનીલાલ મૂળજીભાઇ ત્રિપાઠી,

વીરમગામ.

પ્રકાશક—

જીવનલાલ અમરશી મહેતા

સંપાદક:—"જ્ઞાનવર્ધક પુસ્તકમાળા"; અમદાવાદ.

કિંમત રૂ. ૩—૮—૦

પ્રથમાવૃત્તિ. ] પ્રત ૧૧૦૦. [ ઇ. સ. ૧૯૨૧.

અમદાવાદઃ–પાંચકુવા નવા દરવાજા શ્રી "આદર્શ" પ્રિન્ટિંગ
પ્રેસમાં પંડિત વાડીલાલ ડાહ્યાભાઈએ છાપી.

# નિવેદન.



આ પુસ્તક સ્વ૦ રાય બહાદૂર લાલા બૈજનાથ પ્રણિત એક હિન્દી ગ્રંથ ઉપરથી તૈયાર કરવામાં આવ્યું છે. મર્હૂમ આગ્રામાં સેશન જડ્જનો અતિ માનભર્યો અધિકાર ભોગવતા હતા. આવા અતિ જવાબદાર અને વ્યવસાયપૂર્ણ હોદ્દા ઉપર નિયુક્ત થયેલા હોવા છતાં તે બાબતના કામમાંથી નિવૃત્તિ મેળવી પોતે હિન્દુધર્મ અને સમાજના હિતપ્રશ્નોનો બારીક અભ્યાસ કરવાના કામમાં ગુંથાએલા રહેતા હતા, એમ તેમણે તે બન્ને વિષયોને લગતાં હિન્દી, અંગ્રેજી અને ઉર્દુ ભાષામાં જે મનનનીય પુસ્તકો અને લેખો લખેલા છે તે પરથી સૂચિત થાય છે. ધર્મ અને સમાજને લગતાં ઉપર્યુક્ત ભાષાઓમાં તેમણે નાનાં મોટાં મળીને એકંદરે સત્તર પુસ્તકો લખેલાં જાણ્યામાં છે. વળી વેદાન્તનાં તત્ત્વોનો સાક્ષાત્કાર પામી તેને વ્યવહારમાં આચરવાનો જગતને માર્ગ પ્રબોધનાર સુપ્રસિદ્ધ સ્વામી રામતીર્થ પ્રતિ તે ઘણો પૂજ્યભાવ ધરાવતા હતા. સ્વામીજી પ્રતિના પોતાના ભક્તિભાવની યાદગીરીમાં તેમણે સ્વામીજીને અતિ પ્રિય એવા ઋષિકેશમાંના એક સ્થળે ‘રામાશ્રમ’ નામનો એક આશ્રમ બંધાવ્યો છે.

પ્રસ્તુત પુસ્તક રચવામાં લેખકનો શો ઉદ્દેશ છે, તેમાં કયા કયા વિષયોનો સમાવેશ કરવામાં આવ્યો છે, તેમનો ઉદ્દેશ કેટલા અંશે પાર પડ્યો છે, પુસ્તક કેવું અને કેટલું ઉપયોગી અને આવકારદાયક નીવડ્યું છે એ આદિ સઘળી હકીકત તેમણે અસલ ગ્રંથમાં લખેલી અને આ પછીનાં પૃષ્ઠોમાં ભાષાન્તરરૂપે પ્રસિદ્ધ કરાયેલી નોંધ અને ભૂમિકા ઉપરથી વાચકવર્ગને બહુ જ સારી રીતે સ્પષ્ટ થઇ શકે તેમ હોવાથી તે વિષયે કંઇ વિશેષ લખવા જેવું રહેતું નથી. સમગ્ર પુસ્તકના વાચન ઉપરથી સુજ્ઞ અને વિચારશીલ વાચકવર્ગના ખ્યાલમાં

સહજ જ આવી શકશે, કે આ પુસ્તક આર્ય પ્રજાનું મુખ્ય ધ્યેય, તેની સંસ્કૃતિ, તેના જાતિગત જીવનની સવિશેષતા, હિન્દુધર્મનું શુદ્ધ સ્વરૂપ, તેના વિવિધ મતપંથોમાં બહારથી જણાતી ભિન્નતાના મૂળમાં સતત વહી રહેલી એકતા: એ વગેરે બાબતોનું સરળતાથી ભાન કરાવી જનસમુદાયની વૃત્તિને ધર્મ તથા સદાચારને પંથે દોરવા અર્થે કેવું અને કેટલું ઉપયોગી છે તેમ જ એવાં ઉપયોગી પુસ્તકોને ગુજરાતી ભાષામાં પ્રસિદ્ધ કરવાની કેટલી બધી આવશ્યકતા છે. આ જરૂરિયાતને લક્ષમાં લઇ સાર્વજનિક ઉપયોગના હેતુથી તેનું ભાષાન્તર કરીને વાચકવર્ગની સેવામાં રજુ કરવામાં આવ્યું છે. આશા છે, કે ઉત્તર હિન્દની જેમ આપણે અહીં ગુજરાતમાં પણ તે ધર્મશિક્ષણાર્થે ઉપયોગી નીવડી યોગ્ય આદર પામશે.

આરંભમાં મૂળના પુસ્તકમાં કશો પણ ફેરફાર ન કરવો એવા વિચારથી સમગ્ર પુસ્તકનું અક્ષરશઃ ભાષાન્તર કરવામાં આવ્યું હતું. આ ભાષાન્તરના પ્રથમના પાંચ ભાગો છપાઈ ગયા પછી દેશકાળને અનુસરતો કેટલોક ઉચિત ફેરફાર કરવામાં આવ્યો હોય તો પુસ્તક વિશેષ ઉપયોગી થઇ શકે એવો વિચાર થવાથી તે પછીના ભાગોમાં જ્યાં જ્યાં જરૂર જણાઇ ત્યાં ત્યાં યોગ્ય જણાતો સુધારો વધારો યાને ફેરફાર કરવામાં આવ્યો છે. આ ફેરફારને અનુસરીને મૂળમાં જેમના નામનો કેવળ નિર્દેશ જ કરાયેલો હતો વા જેમના વિષે નહિ જેવી જ હકીકત આપવામાં આવી હતી તેવાં સીતા, તારા, દમયંતી, દ્રૌપદી, રામાનંદજી, કબીરજી, તુલસીદાસજી, શ્રી મધ્વાચાર્યજી, શ્રી ચૈતન્ય, ગુરુ નાનક, શ્રી ઋષભદેવજી, શ્રી મહાવીર સ્વામી, શ્રી સહજાનંદજી, શ્રી શંકરાચાર્યજી, શ્રી રામાનુજાચાર્યજી, શ્રી વલ્લભાચાર્યજી આદિ મહાજનોનાં જીવનચરિત્રોમાંની કેટલીક ઉપયોગી હકીકતનો આ પુસ્તકમાં ઉમેરો થવા પામ્યો છે. ઉપરાંત કેટલેક સ્થળે વિશેષ સ્પષ્ટતા અને સરળતાની ખાતર જરૂરની બાબતો ઉમેરવાની સાથે મૂળની રચનામાં પણ ફેરફાર કરવામાં આવ્યો છે. આ ફેરફાર કેટલે અંશે

ઉચિત નીવડ્યો છે અને તેથી પુસ્તકની ઉપયોગિતામાં કેવો વધારો થવા પામ્યો છે તેનો નિર્ણય કરવાનું કામ સુજ્ઞ વાચકવર્ગનું છે. આમ છતાં નિવેદન કરવું આવશ્યક છે, કે પુસ્તકમાં જે કંઈ સુધારો વધારો કરવામાં આવ્યો છે તે મનઃકલ્પિત રીતે કરાયેલો નથી; પરંતુ વિદ્વાન્ લેખકો દ્વારા લખાયેલાં ધર્મવિષયક લેખો અને પુસ્તકોના અભ્યાસને અનુસરીને કરાયેલો છે. વળી તેમાં મૂળના ભાવોને લેશ પણ ક્ષતિ ન પહોંચે તે માટે પૂરતી કાળજી રાખવા ઉપરાંત અસલના ભાવો વધારે સરળતાથી સમજી શકાય એ પ્રકારની તેની રચના કરવાને બનતું કર્યું છે. આમ એકંદરે પુસ્તકની ઉપયોગિતામાં વધારો થવા પામે તે માટે બનતો પ્રયાસ કરવામાં આવ્યો છે; છતાં તેમાં કોઈ સ્થળે કંઈ દોષ રહી જવા પામ્યો હોય તો તે અનુવાદકના અજાણપણાને, શરતચૂકને વા એવા જ કોઈ કારણને આભારી છે એમ ગણી સુજ્ઞ વાચકવર્ગ તે માટે ઉદારતાથી ક્ષમા કરશે એવી આશા છે.

અંતમાં આજથી ત્રણેક વરસ ઉપર સૌથી પ્રથમ આ ગ્રંથની હિન્દી પ્રત વાંચવા આપી તેની ઉપયોગિતા પ્રતિ ધ્યાન ખેંચતાં ભાષાન્તર કરવાની પ્રેરણા કરનાર એક મિત્રના ઉપકાર–સ્મરણની નોંધ લેવા સાથે જે લેખો અને પુસ્તકોનો અભ્યાસ આ પુસ્તકને વિશેષ ઉપયોગી અને સરળ બનાવવાના કામમાં સહાયભૂત નીવડ્યો છે તેમના વિદ્વાન્ લેખકોનો આભાર પ્રદર્શિત કરૂં છું. વિશેષમાં 'જ્ઞાનવર્ધક પુસ્તકમાળા'ના નામને સર્વાંશે અનુરૂપ એવા વિવિધ વિષયોના સદ્ગ્રંથોની પ્રસિદ્ધિ વડે ગુર્જરસાહિત્યનો જનસમાજમાં બહોળો પ્રચાર કરવાના કાર્યમાં સદા તત્પર પરમ સ્નેહી ભાઇશ્રી જીવનલાલભાઇએ આ પુસ્તકને પ્રસિદ્ધ કરવામાં જે તત્પરતા બતાવી ભાષાન્તર કરવાની મને પ્રેરણા કરી તેને માટે તેમનો અત્યંત આભારી છું.

સરખેજ,
અખાત્રીજ: ૧૯૭૭. } અનુવાદક.

# નોંધ.

આ પુસ્તકની પ્રથમાવૃત્તિને પ્રસિદ્ધ વર્તમાનપત્રો, માસિકો, જનસમાજ અને સરકારી અધિકારીઓ તરફથી યોગ્ય સત્કાર મળેલો જોઇને તેની આ મોટા વધારા સાથેની બીજી આવૃત્તિ પ્રસિદ્ધ કરવાને ઉત્તેજિત થયો છું. આ બીજી આવૃત્તિમાં સંપૂર્ણ સંશોધન કરવામાં આવ્યું છે અને પ્રાચીન તેમજ અર્વાચીન મહાજનોનાં જીવનવૃત્તાંતમાં-થી ધાર્મિક દૃષ્ટાંતના સ્વરૂપમાં તેની અંદર ઘણું નવું વસ્તુ ઉમેરવામાં આવ્યું છે. સાંપ્રદાયિક સંકુચિતપણાને ટાળવાનો અને ફક્ત સર્વથી વિશેષ માન્ય થયેલાં શાસ્ત્રોમાં પ્રતિપાદન કરાયેલા હિન્દુધર્મના સિદ્ધા-ન્તોને પારિભાષિકતા રહિત બની શકતી સરળ ભાષામાં રજુ કરવાનો સમગ્ર પુસ્તકનો ઉદ્દેશ છે. બચપણમાં ધાર્મિક શિક્ષણનો અભાવ એ અર્વાચીન હિન્દુસમાજમાં મોટી ખામી છે. ધાર્મિક શિક્ષણના નામને યોગ્ય એવું શિક્ષણ ઘરમાં અપાતું નથી એટલું જ નહિ; પરંતુ લગભગ બધી શાળા અને પાઠશાળાઓમાં પણ તે માટેની વ્યવસ્થા નથી. આનાં દુઃખદ પરિણામો શિક્ષિત પુરુષો પણ પોતાના ધર્મનાં મૂળતત્ત્વો વિષેની પોતાની અજ્ઞાનતા ઉઘાડી પાડે છે તેમાં ખુલ્લાં દેખાઇ આવે છે. આ પ્રકારની અજ્ઞાનતા તેમનાં આચરણ પર અસર કરે છે. આ સ્થિતિ કેટલેક અંશે સાંપ્રદાયિકતાથી મુક્ત એવાં સરળ અને સ્પષ્ટ ભાષામાં લખાયેલાં સારાં પાઠ્ય પુસ્તકોના અભાવને તો કેટલેક અંશે હિન્દુઓનો મોટો ભાગ જે સંયોગોમાં ઉછરે છે તેને તો કેટલેક અંશે હિન્દુધર્મ એ શું છે અને શું નથી તેનું ચોકસપણે જ્ઞાન મેળવવાની આપણી મુશ્કેલીને આભારી છે. આ પુસ્તકના એક અવલોકનકારે એવી ટીકા કરી હતી કે, હિન્દુધર્મ એ શું છે તે વિષેનું ચોક્સ લક્ષણ સમજાવતાં આપણામાંનો દરેકાઇ ઉંડા

વિચારમાં ગરક થઇ જશે; છતાં તે બાબત સમજાવવામાં પુસ્તક સફળ નીવડયું છે. બીજા એક અવલોકનકારે મધ્યમવર્ગના હિન્દુ ગૃહસંસારમાં ધાર્મિક શિક્ષણ આપવાના કામમાં આ પુસ્તક કેટલે દરજ્જે ઉપયોગી નીવડશે તે જાણવાને માટે તેનો અખતરો કરી જેયો હતો. તેમણે આ પુસ્તક એક સાધારણ ભણેલી અને હંમેશાં મોટા ભાગે ઘરનાં કામકાજમાં ગુંથાઇ રહેતી એવી પ્રૌઢા સ્ત્રીને વાંચવા આપ્યું હતું. આખું પુસ્તક વાંચ્યા પછી તેણે તે સારૂં–ઉપયોગી–છે એમ જાહેર કર્યું હતું.

ઘણી ખરી ખાનગી શાળાઓમાં આ પુસ્તક દાખલ કરવામાં આવ્યું છે. વળી તેને ‘ધર્મવિચાર’ નામના એક બીજા પુસ્તકની સાથે મધ્યપ્રાંતના ડિરેક્ટર સાહેબના હૂકમ નંબર ૮૭૪૫ તા. ૨૪ મી ડિસેમ્બર ૧૯૧૦થી હિન્દીશાળાઓમાં ઇનામ અને લાયબ્રેરીના ઉપયોગ માટે મંજુર કરવામાં આવ્યું છે. રાજપૂતાનાના મે. ગવર્નર જનરલ સાહેબના ઑન. એજન્ટ સાહેબે પણ આ પુસ્તકના ગુણ-ગ્રાહી બનીને એજન્સીનાં સઘળાં દેશી રાજ્યોમાં તેનો ફેલાવો કર્યો હતો, અને હાલમાં ત્યાંની લગભગ બધી શાળાઓમાં તે ચલાવાય છે. ઉદેપુર કે જે સોથી વિશેષ ધર્મચુસ્ત હિન્દુરાજ્ય છે તેણે આ પુસ્તકની ઘણી નકલો લીધી છે. આ બતાવી આપે છે, કે આ પુસ્તક વિશેષ નહિ તો કેટલેક દરજ્જે હિન્દુ સમાજમાં જણાઇ આવતી જરૂરિયાતને પૂરી પાડવામાં તો સફળ થયું છે. હું આશા રાખું છું, કે આ આવૃત્તિમાં ઉમેરવામાં આવેલાં દૃષ્ટાન્તો તેને વળી વધારે ઉપયોગી બનાવશે અને આપણા પ્રાચીન અને અર્વાચીન સમયના મહાપુરુષો શાસ્ત્રમાં જણાવેલા સિદ્ધાન્તોને પોતાના જીવનમાં કેવી રીતે ઉતારતા તે સ્પષ્ટ કરી બતાવશે.

હિન્દુધર્મમાં વિચારની વિવિધ છાયાઓ, અનેક જ્ઞાતિવિભાગો, પુષ્કળ મતપંથ એ સઘળું છતાં તેની અંદર અનાદિ કાળથી તેના

આધારસ્તંભરૂપે રચાયેલાં કેટલાંક મૂળતત્વો છે. (૧) કર્મફળ; (૨) પુનર્જન્મ અને પરલોક; (૩) આત્માની અમરતા; (૪) ગમે તે નામે ઈશ્વરનું અસ્તિત્વ; આ બાબતોમાં હિન્દુ માત્રને શ્રદ્ધા છે. ઐહિક અને પારલૌકિક એ બન્ને પ્રકારનું જીવન ઉપનિષદના તત્વમસિ મહાવાક્યને અવલંબી રહેલું છે. આ પુસ્તકમાં ઉપરનાં મૂળતત્વોને અનુસરવામાં આવ્યું છે. તેમાં મુખ્ય બે ભાગ પાડેલા છે. પહેલા ભાગમાં વિદ્યાર્થીઓને મોઢે યાદ કરવાના મુખ્ય સિદ્ધાન્તો આપ્યા છે. બીજા ભાગમાં એના એ જ સિદ્ધાન્તોની વિસ્તારથી સમજ આપવામાં આવી છે.* બીજો ભાગ તેર વિભાગમાં વહેંચી નાંખ્યો છે. તેમાંના પહેલા ભાગમાં ધર્મ અને તેના પ્રવર્તકો, વિવિધ શાસ્ત્રો અને હિન્દુ ગણના અનુસાર વખતના માપનું કોષ્ટક આપવામાં આવ્યું છે. બીજામાં ઇશ્વરનું અસ્તિત્વ, આપણો તેની સાથેનો સંબંધ અને પ્રાર્થના સંબંધી હકીકત આપેલી છે. ત્રીજો ભાગ મનુષ્ય અને તેનાં કર્તવ્યો સાથે સંબંધ ધરાવે છે. ચોથામાં વર્ણ અને વિદ્યાર્થી, ગૃહસ્થ, વનસ્થ અને ત્યાગીના આશ્રમોનું વર્ણન આપવા સાથે અર્વાચીન સમયમાં તેનું પાલન કેવી રીતે થઈ શકે તે બતાવવામાં આવ્યું છે. પાંચમો ભાગ સંસ્કારો વિષે છે, અને તેઓને હાલની જરૂરિયાતોની સાથે કેવી રીતે બંધ બેસતા કરી શકાય તે પણ તેમાં જણાવેલું છે. છઠ્ઠા ભાગમાં સ્ત્રીઓનો ધર્મ, તેમનું શિક્ષણ અને દિનચર્યા સંબંધીના ઉલ્લેખની સાથે પતિભક્તિની જીવંત મૂર્તિ સાવિત્રીના જીવનમાંથી હિંદુ સ્ત્રીત્વનું લક્ષણ સ્પષ્ટ કરી બતાવ્યું છે. સાતમા ભાગમાં શાસ્ત્રોમાં કહેલા અને રામ, હનુમાન અને ભીષ્મ એ આપણા દેશના ત્રણ મહાપુરુષોનાં જીવનમાં સ્પષ્ટ કરી બતાવેલા આચારો વિષેની હકીકત છે. અર્વાચીન પૂજનવિધિઓ, વ્રતો, ઉત્સવો, તહેવારો અને યાત્રાનાં

---

* આ કારણથી પહેલા ભાગને આ ગુજરાતી પુસ્તકમાં પડતો મૂકવામાં આવ્યો છે.

સ્થળો વિષેની હકીકત આઠમા ભાગમાં છે. દાન કેવી રીતે અપાય છે, અને અપાવું જોઇએ, તે બાબત નવમા ભાગમાં છે. દશમામાં સદાચારી વા દુરાચારી ગુરુઓની અયોગ્ય પૂજા, ભૂતપ્રેત, દોરાચીઠી, જ્યોતિષ વગેરે વિષેની ચોક્સ ખોટી માન્યતાઓ સ્પષ્ટ કરી બતાવવામાં આવી છે. અગીઆરમા ભાગમાં હિંદુધર્મના સંપ્રદાયો તે કેવી રીતે આવિર્ભાવને પામ્યા અને હાલ તે હિન્દુસમાજનું કયું કામ સારે છે તે વિષે જણાવવામાં આવ્યું છે. બારમા ભાગમાં બુદ્ધ, અશોક, વિક્રમાદિત્ય, ચિતોડના રાણા પ્રતાપ, જયપુરના રાજા સવાઈ જયસિંહ, ઇન્દોરનાં અહલ્યાબાઇ, રાજા રામમોહન રાય અને સ્વામી દયાનન્દ જેવા દૈવી જીવોના જીવન ઉપરથી હિન્દુ ધર્મના સિદ્ધાન્તો સ્પષ્ટ કરી બતાવ્યા છે. તેરમો ભાગ મોક્ષ વિષે છે અને તેમાં આપણા દેશના મહાન પુરુષો તેને માટે કેવા યત્નમાન થયા છે તે બતાવવાની સાથે કલકત્તાના પરમહંસ રામકૃષ્ણ, બનારસના સ્વામી ભાસ્કરાનંદ અને પંજાબના સ્વામી રામતીર્થનાં ટુંકાં જીવનવૃત્તાંતો આપવામાં આવ્યાં છે. કોઇ પણ મતપંથના સિદ્ધાન્તો ઉપર બનતાં સુધી લેશ પણ ટીકા કરવામાં આવી નથી અને જે માત્ર શાસ્ત્રોની સાથે સંબંધ રાખે છે અને આપણા જ્ઞાની તેમજ શ્રેષ્ઠ મહાપુરુષોને માન્ય છે તે જ હકીકત આપવામાં આવી છે. હું આશા રાખીશ કે આ પુસ્તક દેશની અંદર ધાર્મિક શિક્ષણની વધારે વિશાળ વ્યવસ્થા માટેનો માર્ગ સરળ કરી આપશે. જો કોઈ પણ હદે એમ બનશે તો હું મારી જાતને પૂરતી સફળ થયેલી ધારીશ.

બૈજનાથ.

---

# ભૂમિકા.

ઇ. સ. ૧૯૦૧ ની વસ્તી ગણત્રી પ્રમાણે હિંદુસ્થાનની વસ્તીની કુલ સંખ્યા ૨૯, ૪૩, ૬૧, ૦૫૬ હતી. તેમાં ૨૨, ૦૧; ૫૩, ૨૭૨ હિન્દુ હતા. અને તેના વિભાગો નીચે પ્રમાણે લખવામાં આવ્યા હતાઃ

| | |
|---|---|
| હિન્દુ ( બ્રાહ્મણધર્મી ) ... ... | ૨૦, ૭૦, ૫૦, ૫૫૭ |
| આર્ય સમાજી ... ... ... ... ... ... | ૯૨, ૪૧૯ |
| શીખ ... ... ... ... ... ... | ૨૧, ૯૫, ૩૩૯ |
| બૌદ્ધ ... ... ... ... ... ... | ૯૪, ૭૬, ૭૫૯ |
| જૈન ... ... ... ... ... ... | ૧૩, ૩૪, ૧૪૮ |
| બ્રહ્મો અને પ્રાર્થના સમાજી ... ... ... | ૪, ૦૫૦ |

આથી જણાય છે કે હિન્દુ સર્વથી વધારે છે અને તેમાંય બ્રાહ્મણધર્મ માનનારાની સંખ્યા બીજાઓની સરખામણીમાં ઘણી જ વધારે છે. વસ્તીની ગુણત્રીના પત્રકમાં ‘ બ્રાહ્મણ હિન્દુ ’ એવા શબ્દો વાપરવામાં આવ્યા છે અને તેમાં કોઈ બીજા ધર્મના ન હોય તેવા સઘળા હિન્દુઓનો સમાવેશ કરવામાં આવ્યો છે. સમસ્ત હિન્દુ પ્રજામાં જાતિભેદ, મતભેદ, સંપ્રદાયભેદ, આચારવિચારભેદ, ખાનપાન-ભેદ આદિ એટલા બધા ભેદો છે, કે જો કોઈ એમ જાણવા ચાહે, કે હિન્દુ કોને કહે છે અથવા ‘ હિન્દુ ’ શબ્દની યથાર્થ વ્યાખ્યા કરવા ચહે તો એ કામ ઘણું જ મુશ્કેલ થઈ પડશે. આમ છતાં શાસ્ત્રો અને સર્વ સાધારણના આચારો ઉપરથી જણાશે, કે એ સર્વ ભેદોની નીચે કેટલાક એવા સિદ્ધાન્ત છે, કે જે હંમેશાંથી હિન્દુઓના જીવનના મૂળ તરીકે ચાલ્યા આવ્યા છે અને જેનો પ્રત્યેક હિન્દુ-પંડિત, મૂઢ, ધનવાન, નિર્ધન, રાજા, રંક, સ્ત્રી, પુરુષ સર્વ-સ્વીકાર કરે છે. આ સિદ્ધાન્તોની અન્વેષણા કરીને જો તેના ઉપર જ આપણી આગામી સ્થિતિની નેમ દઢ કરવામાં આવે તો

તેથી અવશ્ય ઉન્નતિ થશે. ૧૯૦૨ માં મનુષ્ય ગણનાના સુપરિન્ટેન્ડેન્ટ સાહેબે પૂછયું હતું, કે કયી જાતનો વિશ્વાસ હિન્દુઓના હંમેશના આચારનું મૂળ છે? આ પ્રશ્નનો તે સમયે જે ઉતર આપવામાં આવ્યો હતો તે ઉપર વિશેષ વિચાર કરતાં તે ખુશ થઈ ગયા હતા, અને આ સ્થળે પણ એ જ વાત સર્વ સાધારણને માટે લખું છું. જો પક્ષપાત અને દુરાગ્રહનો ત્યાગ કરીને વિચાર કરવામાં આવે તો એ સઘળા ભેદો માત્ર ઉપરના જ છે એવી ખાત્રી થશે. ચાલુ સમયે શિક્ષણપ્રણાલીમાં સંશોધન કરવાની બાબતમાં સર્વ સંમત છે, હાલ ચાલતા શિક્ષણથી બહુધા અસંતોષ ફેલાયેલો છે, અને લૌકિક શિક્ષણની સાથે ધાર્મિક શિક્ષણ જોડવાનો સર્વનો ઉદ્દેશ છે. હિન્દુ માત્રની ઇચ્છા ગુરુકૂળો, ઋષિકૂળો, મહાવિદ્યાલયો, વિશ્વવિદ્યાલયો વગેરે સ્થાપન કરીને ધર્મતત્વને જાણવાની છે, અને પ્રશ્ન બહુધા એ ઉઠે છે, કે આ સઘળાં આંદોલનોથી શું આપણે એવી પ્રજા ઉત્પન્ન કરવા ઇચ્છીએ છીએ, કે જે કેવળ પ્રાચીન ધર્મ, અર્થ અને મોક્ષશાસ્ત્રમાં પ્રવીણ બને? અથવા આપણે નવીન રીતે વર્તનારી કે નવી અને જુની બન્ને રીતોનું સંમિલન કરીને વર્તનારી પ્રજા પેદા કરવાને ઇચ્છીએ છીએ? ઘરની અંદર સ્ત્રીઓને કે બાળકોને કેવી રીતે શિક્ષણ આપવું જોઇએ? સર્વ સાધારણને ફરજિયાત સામાન્ય શિક્ષણ આપવું જોઇએ કે નહિ? આ સર્વ પ્રશ્નોના સઘળા ઉત્તરો છે અને તેમનો યથોચિત ઉત્તર આપ્યા વિના કલ્યાણની ઇચ્છા કરવા છતાં પણ આપણું ભલું થઈ શકશે નહિ. આ બાબતનો વિચાર આ પુસ્તકમાં કરવામાં આવ્યો છે.

ભેદ દૂર કરવો અને ઐકય સાધવું એ સર્વનું અભીષ્ટ છે; પરન્તુ તેના ઉપાયોમાં મતભેદ છે. કર્મફળ, પુનર્જન્મ, સ્વર્ગ, નરક અને ઇશ્વરનું અસ્તિત્વ એ ચાર વાતો હિન્દુમાત્રના સંસ્કારમાં એવી ઘર કરી ગયેલી છે કે વિચારદૃષ્ટિએ તે જ આપણી ઉન્નતિનું મૂળ જણાશે.

સઘળા ભેદસમૂહની નીચે એ ચાર વાતો જ આપણા જીવનનો સાર છે. તેમાં પણ ઇશ્વર પર વિશ્વાસ એ સર્વનું કેન્દ્ર છે. સઘળાં ધન, ઐશ્વર્ય, ગાઢમાં ગાઢ સંબંધ પરલોક સુધારવાની ખાતર ત્યજી દેવામાં આવે છે. વેદો, સ્મૃતિઓ, ઇતિહાસો, પુરાણોનું પર્યવસાન એમાં છે. જે જે ધર્મસુધારક થયા છે તે પણ એ જ વાત કહેતા આવ્યા છે. હજારો સ્ત્રીપુરુષોને દાન, દમ, ત્યાગ સિવાય બીજું કંઈ જ રુચતું નથી. આ જગતને ઇશ્વરરૂપે નિહાળો; ત્યાગપૂર્વક જીવન વ્યતીત કરો; આ ધન કોનું છે? અર્થાત્ કોઇનું પણ નથી; અહીં ભેદ જેવું કંઈ છે જ નહિ; જેને અહીં ભેદની ગંધ સરખી પણ આવે છે તે મૃત્યુથી મૃત્યુને પ્રાપ્ત થાય છે; જે દષ્ટિનો વિષય નથી, જે મન, વાણી, નામ અને રૂપથી પર છે તે પરમાત્મામાં જે એક રંચમાત્ર પણ ભેદ જુએ છે તેને ભય છે. આ આપણાં ઉપનિષદોનો સિદ્ધાન્ત ધર્મનું દઢ મૂળ છે. અનુગીતામાં શ્રી કૃષ્ણ ભગવાન અર્જુનને કહે છે, કે "તે પુરુષ કર્મમય નહિ, પરન્તુ જ્ઞાનમય છે, જે એ અમૃત, અગ્રામ, નિત્ય, અક્ષર, વશી, અસંગ આત્માને જાણે છે તે મરતો નથી. આવી ગતિ જ્ઞાનનિષ્ટ મુક્ત પુરુષોની છે, આ વિરક્તોની ગતિ છે, એ જ સનાતન ધર્મ છે, તે જ્ઞાનીઓને પ્રાપ્ત થાય છે, તે જ અનિન્દનીય વ્રત છે કે જે ભૂતમાત્ર પર સમદૃષ્ટિ રાખવાથી, આશાતૃષ્ણાનો ત્યાગ કરવાથી અને સર્વત્ર સમદર્શી થવાથી પ્રાપ્ત થાય છે." આથી સિદ્ધ થશે કે આટ-આટલા ભેદો હોવા છતાં પણ આપણામાં એકતાનું બીજ એવું તો સજ્જડ જડ કરી ગયેલું છે, કે તે હાલી શકતું નથી. "હું સર્વ ભૂતોમાં સમાન છું, મારો કોઈ શત્રુ કે મિત્ર નથી; પરન્તુ જે મને ભક્તિપૂર્વક ભજે છે તેમાં હું અને તે મારામાં છે. બે અક્ષરોમાં મૃત્યુ છે અને ત્રણ અક્ષરોમાં શાશ્વત બ્રહ્મ છે." મમ મૃત્યુ છે, નિર્મમ શાશ્વત્ બ્રહ્મ છે." આ શ્રી કૃષ્ણ ભગવાનનો સિદ્ધાન્ત હિન્દુધર્મનું કેન્દ્ર છે. તેની ધરી ઉપર સઘળા આચારવિચાર ઘૂમે

છે. જો આમ ન હોત તો અહીંના ભેદોને આપણે આજસુધીમાં ક્યારનાએ મૂળમાંથી નષ્ટ કરી દેત. ઉપનિષદ્ કાળના ઋષિઓથી લઇને આજસુધીમાં જેટલા મહાનુભાવો ધર્મ કે સમાજની સુધારણામાં પ્રવૃત્ત થયા છે તે સર્વ આ બહારના ભેદો ટાળવાને અને ધર્મનાં અંતરંગ સાધનો તરફ પ્રવૃત્તિ કરાવવાને કટિબદ્ધ થયા છે. तत्त्वमसि મહાવાક્યનું લક્ષ્ય વ્યવહાર અને પરમાર્થ ઉભયમાં સમાન છે. પરમાર્થ પક્ષે જીવાત્માનો પરમાત્મા સાથે એક ભાવ કરવો તો વ્યવહાર પક્ષે પ્રાણીમાત્રને પોતાનો આત્મા જાણવો, સર્વનાં સુખ-દુઃખને પોતાનાં સમજવાં એ જ તેનું લક્ષ્ય છે. આટલા માટે જે લોકો આત્મોન્નતિ સાધવાના અથવા ધાર્મિક વા સામાજિક સુધારણાના કામમાં પ્રવૃત્ત હોય તેમને ઉપરની બાબતને પોતાનું લક્ષ્ય બનાવવાથી સફળતા પ્રાપ્ત થશે. રાતદહાડો પ્રવૃત્તિમાં મગ્ન રહેનાર સામાન્ય ગૃહસ્થને માટે આ મૂળમંત્ર જેટલો ઉપયોગી છે તેટલો જ ઉપયોગી તે, સર્વસ્વનો ત્યાગ કરી ધ્યાનમાં લીન બની જંગલમાં વસનાર સંન્યાસીને માટે છે. સ્વામી રામતીર્થજી મહારાજ કહે છે, કે "આપણે એવા સુધારકો જોઇએ છે, કે જે બીજાઓને સુધારવા કરતાં પોતાની જાતને સુધારે, જેણે વિશ્વવિદ્યાલયની પદવી મેળવવાને બદલે ચિત્તવિજેતાની પદવી મેળવી હોય, જે સુધારકની અવસ્થાનું માપ વર્ષોને બદલે કુમારવત્ સનાતન બ્રહ્મ આનંદ હોય, બ્રહ્મપદ જેનું વેતન હોય અને જે દીન યાચનાઓથી ભરેલી નહિ, પરન્તુ અધિકારયુક્ત આજ્ઞા અને નિશ્ચયને દર્શાવનારી અરજી પોતાના અંતરાત્મા–સર્વ જગતના સ્વામીને કરતો હોય." આ સિદ્ધાન્ત જેવો પ્રાચીન શાસ્ત્રોને તેવો જ વર્ત્તમાન પદાર્થ વિદ્યા અને દર્શન શાસ્ત્રોને અનુકૂળ છે. પ્રત્યેક વર્ણાશ્રમના લોકો–સ્ત્રી પુરુષ સર્વ–આ સિદ્ધાન્ત અનુસાર વર્તીને પોતાની તેમજ બીજાઓની ઉન્નતિ કરી શકે છે. કર્તવ્ય માત્રનો સારાંશ सत्यं वद धर्मं चर એ ચાર

શબ્દોમાં આવી જાય છે. એ ચાર શબ્દોમાં જ સઘળી સામાજિક અને ધાર્મિક સુધારણાઓ સમાયેલી છે. એ ચાર શબ્દોને અનુકૂળ વર્તવાથી જ સર્વ પ્રકારનાં બલ, સંપત્તિ, ઐશ્વર્ય, અને પુરુષત્વ પ્રાપ્ત થઈ શકે છે. આ સિવાય પક્ષપાત અને દુરાગ્રહ રાખી રહેવાથી તો જે હાનિ થઇ છે તેમાં વધારો થયાં જશે. લોકો કહે છે, કે હિન્દુ મૃતપ્રાય છે; પરન્તુ એટલું તો ચોકસ છે, કે પક્ષપાત, ભેદવિભેદ અને બહારના આચારવિચારોના ફંદામાં પડવાથી તેમના-માંથી એકતા સંપાદન કરવાની અને એકત્ર મળીને કામ કરવાની શક્તિનો સર્વથા લોપ થઇ ગયો છે. આ એકતા સાધવાની શક્તિનો એટલી હદ સુધી લોપ થયેલો છે, કે દરેક જણ પોતે એકલો જ સૌ કાંઇ કરવા ચાહે છે અને તેથી કોઈ કામ સફળ થતું નથી. આવી સ્થિતિમાં આપણે મૃતપ્રાય નહિ તો કેવા થઇએ? આમ છતાં હજી પણ ધર્મના મુખ્ય નિયમોને અનુસરીને વર્તવામાં આવે અર્થાત્ દૃષ્ટિને સંકુચિત કરવાને બદલે ઉદાર બનાવવામાં આવે, સત્ય અને ધર્મનાં દ્વાર કોઇ એક જાતિ કે વ્યક્તિને માટે જ ખુલ્લાં નહિ રાખતાં જેનો જેટલો અધિકાર હોય તે તેટલું ગ્રહણ કરે એવા હેતુ પૂર્વક સર્વને માટે ખુલ્લાં રાખવામાં આવે, અને શીખ, જૈન, આર્યસમાજ, બૌદ્ધ વગેરે હિન્દુઓની સઘળી અવાન્તર શાખાઓ બહારના આચારવિચારમાં ચાહે ગમે તેવી રહે તોપણ તેમને જુદી સમજવાને બદલે દેશ અને ધર્મોન્નતિને જ લક્ષ્ય બનાવવામાં આવે તો આપણી ઐહિક અને પારમાર્થિક દશામાં સત્વર ઉન્નતિ થવા પામે. આ સિવાય ઉન્નતિની આશા રાખવી વ્યર્થ છે. સમસ્ત ધર્મ-શિક્ષણનો ઉદ્દેશ આ જ હોવો જોઈએ. આ પુસ્તક પણ એજ આશયથી લખવામાં આવ્યું છે. તેની અંદર કોઈ મતમતાંતરનું ખંડન મંડન કરવામાં આવ્યું નથી અને બની શકયું છે ત્યાંસુધી કેવળ શાસ્ત્રોના સિદ્ધાન્ત, વિદ્વાનોના અનુભવ અને ચરિત્રો જ આપવામાં

આવ્યાં છે. કોઈ સ્થળે જો કોઇ આચાર, વ્યવહાર કે પક્ષના સંબંધમાં કંઈ કહેવામાં આવ્યું છે તે દ્વેષબુદ્ધિથી નહિ, પરન્તુ કેવળ સુધારકબુદ્ધિથી કહેલું છે. આ વખતે સાવિત્રી, શ્રી રામચંદ્રજી મહારાજ, હનુમાનજી મહારાજ, ભીષ્મપિતામહ, શ્રી કૃષ્ણભગવાન, બુદ્ધ ભગવાન, અશોક, રાજા વિક્રમાદિત્ય, રાજા જયસિંહ સવાઈ, રાણી અહલ્યાબાઈ, રાજા રામમોહનરાય, સ્વામી દયાનન્દ સરસ્વતીજી મહારાજ, પરમહંસ રામકૃષ્ણજી મહારાજ, સ્વામી ભાસ્કરાનંદજી મહારાજ, અને સ્વામી રામતીર્થજી મહારાજનાં જીવનચરિત્ર સ્થળે સ્થળે આપવામાં આવ્યાં છે, કે જે સર્વ સાધારણ વાચકને લાભકારક નીવડશે.

જે વર્તમાનપત્રોએ આ પુસ્તકની સમાલોચના કરી યોગ્ય અભિપ્રાયો પ્રદર્શિત કર્યા છે તેમને ધન્યવાદ આપું છું. મધ્યપ્રાતના ડિરેક્ટર સાહેબના હૂકુમ નં. ૮૩૧ તા. ૨૪ મી ડિસેમ્બર ૧૯૧૦ થી આ પુસ્તક ત્યાંની સઘળી સ્કુલોમાં ઈનામ અને લાયબ્રેરી માટે મંજુર થયું છે. રાજપુતાનાના ઑાન. એજન્ટ ટુ ધિગવર્નર જનરલ સાહેબ બહાદુરની કૃપાથી ત્યાંનાં ઘણાં રાજ્યોમાં આ પુસ્તક વિશેષ પ્રચારમાં આવ્યું છે. આ સર્વ કૃપાને માટે અનેક ધન્યવાદ ઘટે છે. ઉદેપુર કે જે સર્વથી વિશેષ ધર્મિષ્ઠ રાજ્ય છે ત્યાં આ પુસ્તક સર્વથી વધારે સંખ્યામાં લેવામાં આવ્યું છે અને બીજી પણ અનેક પાઠશાળાઓમાં ચાલવા લાગ્યું છે. આશા છે, કે આ બીજી આવૃત્તિ ધર્મશિક્ષણની વૃદ્ધિમાં વિશેષ સહાયક નીવડશે.

વિદ્વર્જ્જન પદાનુરક્ત

બૈજનાથ.

# અનુક્રમણિકા.

## ભાગ ચોથો—વર્ણાશ્રમ વ્યવસ્થા.



## ભાગ પાંચમો-સંસ્કાર.



## ભાગ છઠ્ઠો—સ્ત્રીઓનો ધર્મ અને પુરુષોનું કર્તવ્ય.

## ભાગ સાતમો–આચાર.



## ભાગ આઠમો–પ્રચલિત ધર્મવ્યવસ્થા.

## ભાગ નવમો–દાનધર્મ.



## ભાગ દશમો–અસદ્‌વિશ્વાસ અને તેનું નિવારણ.



## ભાગ અગીઆરમો–સમ્પ્રદાય વ્યવસ્થા.

## ભાગ બારમો—ધર્મનિષ્ઠમહાપુરૂષોનાં જીવનવૃત્તાંત.



## ભાગ તેરમો—મોક્ષ.

# શુદ્ધિપત્ર.

| પૃષ્ઠ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૩ | ૨૦ | સત્તર | સીત્તેર |
| ૫ | ૨૪ | શતપક્ષ | શતપથ |
| ૧૭ | ૨૩ | પાદ્ય | પદ્ય |
| ૧૯ | ૫ | દશધ્વતી | દશદ્વતી |
| ૨૫ | ૨૫ | અભ્યાસ | અભ્યાસ |
| ૫૬ | ૧ | ह्मचर्यात् ब्रवीर्यलाभः | ब्रह्मचर्यात्वीर्यलाभः |
| ૬૫ | ૧૯ | ધૈર્ય | ધૈર્ય |
| ૭૮ | ૨૦ | હાનિ કરે છે. | હાનિકર છે |
| ,, | ૨૬ | શસ્ત્ર | શાસ્ત્ર |
| ૯૧ | ૧૯ | ખને | અને |
| ૧૨૭ | ૧૫ | આત્મગૌરવથી | આત્મગૌરવથી |
| ૧૪૧ | ૧૬ | જાડે (ઝાડે) | શૌચ |
| ૧૫૩ | ૨ | આપણે | આપણો |
| ૧૫૭ | ૧૧ | કાખેલા | રાખેલા |
| ૧૬૦ | ૧૧ | તોલાં | તોલ |
| ૧૬૬ | ૧ | આને | અને |
| ૧૬૯ | ૨૫ | સેન્યમાંથી | સૈન્યમાંથી |
| ,, | ,, | વ્યક્તિએ | વ્યક્તિ |
| ૧૭૬ | ૨૦ | એવા | એવો |
| ૧૯૮ | ૨૪ | રાજામહારાજાએ | રાજામહારાજાઓ |
| ૧૯૯ | ૨૫ | ઓછમાં | ઓછામાં |
| ૨૩૪ | ૩ | આથી | આ |

| | | | |
|---|---|---|---|
| ૨૫૮ | ૧૮ | વિચાચૂર્વક | વિચારપૂર્વક |
| ૨૫૯ | ૬ | भ्रामयति | भ्रामयंति |
| ,, | ૧૮ | महीतोय | महीतोयं |
| ૨૮૮ | ૫ | દ્વૈતમતનું | દ્વૈતમતનું |
| ,, | ૧૭ | અંકના | અંકન |
| ૩૦૦ | ૨૬ | ઇ. સ. પૂર્વે ૨૫૦૦ | ઇ. સ. પૂર્વે ૫૯૮ |
| ૩૩૬ | ૨૪ | જગદ્ધારક | જગદુદ્ધારક |
| ૩૪૬ | ૨૫ | યંત્રલય | યંત્રાલય |
| ૩૬૩ | ૯ | અજબ્બી | અજબ |
| ૩૬૮ | ૪ | બ્રહ્મવિદ્મા | બ્રહ્મવિદ્યા |
| ,, | ૫ | સનન્સુજાત | સનત્સુજાત |
| ૩૮૭ | ૨૩ | કર્મેન્દ્રિય | જ્ઞાનેન્દ્રિય |
| ૩૯૫ | ૧૦ | નિષિધ | નિષિદ્ધ |
| ,, | ૨૩ | પુરૂષાની | પુરૂષોની |
| ,, | ૨૬ | વીચરી | વિચરી |
| ૪૦૦ | ૨૪ | ધાર પ્રવાહવત્ | ધારા પ્રવાહવત્ |

૪૦૩ લીટી ૮ અને ૯ નીચે મુજબ વાંચવી:—

અરમાં પણ પ્રાપ્ત થાય છે. પોતાના આ સિદ્ધાન્તને અનુસરીને જે મનુષ્યો તેમની પાસે સંન્યસ્તદીક્ષા લેવાને જતા હતા તેમને વારી રાખતા

| | | | |
|---|---|---|---|
| ૪૦૭ | ૨૪ | અહંતમ | અહંમમ |
| ૪૧૦ | ૨૬ | ચારે | ચાહે |
| ૪૧૪ | ૩ | અક્રમભાવનો | આત્મભાવનો |

# હિંદુધર્મની પાઠમાળા.

## ભાગ પહેલો.

### ધર્મ અને તેના પ્રવર્તકો.

**सत्यं वद धर्मं चर:** સત્ય બોલો, ધર્મ આચરો.

# પાઠ ૧ લો.

## ધર્મ.

પ્ર૦—ધર્મ એટલે શું ?

ઉ૦—જે સર્વને ધારણ કરે છે તેનું નામ ધર્મ છે. જે સત્ય છે તે જ ધર્મ છે—રાગદ્વેષથી રહિત સુચરિત વિદ્વાનોએ જેનું સેવન કર્યું હોય અને જે હૃદયથી જાણવામાં આવે છે તે ધર્મ છે—જે વેદ, સ્મૃતિ, સદાચાર અને શાસ્ત્રને સંમત હોઇ આપણા આત્મામાં સંતોષ પ્રગટાવનાર છે તેને ધર્મ કહે છે. જે કર્મ કરવાથી આલોક અને પરલોકમાં સુખ મળે તે ધર્મ છે, અને તેવાં જ કર્મો કરવાં ઉચિત છે.

પ્ર૦—ધર્મના કેટલા પ્રકાર છે ?

ઉ૦—ધર્મના બે પ્રકાર છે: પ્રવૃત્તિ ધર્મ અને નિવૃત્તિ ધર્મ. જેનો સંબંધ સંસારનાં કામકાજો સાથે છે તે પ્રવૃત્તિ ધર્મ અને જે મોક્ષની સાથે સંબંધ રાખે છે તેને નિવૃત્તિધર્મ કહે છે.

પ્ર૦—હિન્દુ-ધર્મ કોને કહે છે ?

ઉ૦—જે ધર્મ હિંદુઓને માટે વિહિત છે તેને હિન્દુધર્મ કહે છે. 'હિન્દુ' શબ્દ શાસ્ત્રોમાં મળી આવતો નથી; પરન્તુ હાલમાં એ શબ્દ ભારતવર્ષમાં રહેનાર મુસલમાન ખ્રીસ્તિ, બૌદ્ધ વગેરે સિવાયના બીજાઓને માટે વાપરવામાં આવે છે. સને ૧૯૦૧ માં થયેલી વસ્તીની ગણત્રીમાં હિન્દુઓની સંખ્યા વીસ કરોડ સત્તર લાખ થઇ હતી અને સમસ્ત ભારતવર્ષની પ્રજામાં સેંકડે સત્તર હિન્દુઓ હોવાનું માલૂમ પડી આવ્યું હતું. કેટલાકનું કહેવું એવું છે, કે 'હિન્દુ' શબ્દ મુસલમાની સમયથી પ્રચારમાં આવ્યો છે અને ફારસીમાં તેનો અર્થ 'કાળા' એવો થાય છે. કેટલાક કહે છે, કે જિન્દ ભાષામાં 'સ'કારને સ્થાને 'હ'કાર થઇ જાય છે, અને તેથી 'સિન્ધુ' ને બદલે 'હિન્દુ' શબ્દ બોલાવા લાગ્યો. પરિણામે સિન્ધુ નદીની પાર વસનારા લોકોને માટે પણ 'હિન્દુ' એવું નામ વપરાશમાં આવી ગયું. વસ્તુ-સ્થિતિ ગમે તેવી હોય તોપણ હવે હિન્દુ શબ્દ દૂર કરી શકાય તેમ નથી.

આ હિન્દુધર્મ તે જ છે, કે જે વૈદિકધર્મને નામે પ્રસિદ્ધ છે. વળી તેને સનાતન ધર્મ, આર્યધર્મ વગેરે પણ કહી શકાય તેમ છે.

પ્ર૦—એ ધર્મની શરૂઆત કયારથી થઈ છે ?

ઉ૦—એ ધર્મ સનાતન છે-તેનો પ્રારંભ કયારથી થયો તે કોઇ કહી શકતું નથી. પરન્તુ પ્રત્યેક કલ્પમાં પરમેશ્વર ઋષિયો અને મહાનુભાવો દ્વારા એ ધર્મની મર્યાદાને પ્રકટ કરે છે, અને જેવી રીતે ઋતુઓના ફેરફારથી પ્રત્યેક ઋતુનાં ચિહ્ન તેના આવવાના સમયે ઉદયમાં આવી જવાના સમયે લોપ પામે છે અને તે ઉભયની વચમાં સંસ્કાર રૂપે વસી રહે છે તેવી સ્થિતિ આ ધર્મની પણ છે. પ્રાણીના એક જન્મમાં તેનાં જે જે નામ, ગુણ તથા કર્મ હોય છે તે તે બીજા જન્મમાં પણ હોય છે. ઋષિયો કેવલ ધર્મને બતાવનાર છે, બનાવનાર નહિ. તેનો બનાવનાર તો કેવળ સત્યસ્વરૂપ ઇશ્વર જ છે.

પ્ર૦—એ ધર્મનું મૂળ શું છે ?

ઉ૦—એ ધર્મનું મૂળ સત્ય છે. સત્ય એ જ ઇશ્વર છે, સત્યમાં જ સઘળું સ્થિત છે. વેદ, સ્મૃતિ, ઇતિહાસ, પુરાણ વગેરે એ ધર્મનું માત્ર દિગદર્શન કરે છે. મહાભારતમાં કહ્યું છે, કે શ્રુતિયો બહુ પ્રકારની છે, એવા એક પણ ઋષિ નથી કે જેનું વાકય પ્રમાણ હોય અને ધર્મનું તત્ત્વ ( બુદ્ધિરૂપી ) ગુહામાં વાસ કરી રહ્યું છે. જે રસ્તે મહાપુરૂષો ગતિ કરી ગયા છે તે જ માર્ગ છે. આટલા માટે વિદ્વાન્ પુરૂષોના હૃદયમાં પ્રતિબિંબ રૂપે જે સત્ય-જ્ઞાન-સ્વરૂપ ઇશ્વર છે તે જ આ ધર્મનું મૂળ છે. આમ છતાં શાખાચન્દ્ર ન્યાયે વેદને ધર્મદર્શક કહી શકાય છે. જે પ્રમાણે નાનાં બાળકોને ચન્દ્રમા બતાવવાને માટે કહેવામાં આવે છે, કે જુઓ, પેલી શાખા ( ડાળ ) ઉપર ચન્દ્રમા દેખાય છે તેવી જ રીતે વેદ ઇશ્વરને માટે કહે છે, તે તેથી પણ પર છે-તેથી પણ પર છે, અર્થાત્ તે દૂરથી જ દેખાય છે. તેને પહોંચી શકાતું નથી.

## પાઠ ૨ જો.

### વેદ.

પ્ર૦—વેદ કોને કહે છે ?

ઉ૦—જે જ્ઞાનને ઇશ્વિરે ઋષિયો દ્વારા મન્ત્રરૂપે પ્રકાશિત કર્યું છે તે જ્ઞાનને વેદ કહે છે. તે જ્ઞાન અનાદિ, અનન્ત અને અપૌરૂષેય છે. મન્ત્રોનો ક્રમ અને તેની શબ્દ–રચના જે જે ઋષિયોએ કર્યા તે ઋષિઓ તે તે મન્ત્રોના કર્તા નહિ પણ દ્રષ્ટા હતા. તેમણે પ્રતિપાદન કરેલું જ્ઞાન તો ઇશ્વિરકૃત અનાદિ અનન્ત છે. વેદોના ભાગ અને તેના સૂક્તો અને મંડળોના ક્રમની ગણના થઇ શકે છે. પરન્તુ વેદમાં જે જ્ઞાન પ્રતિપાદન કરવામાં આવેલું છે તેના સમગ્રની ગણના થઇ શકતી નથી.

પ્ર૦—વેદના કેટલા ભાગ છે ?

ઉ૦—વેદના ચાર વિભાગ છે–ઋક્, યજુઃ, સામ અને અથર્વ. મહાભારતમાં કહ્યું છે, કે પ્રથમ વેદ એક હતો. પછી મનુષ્યની આયુ અને શક્તિની અપેક્ષાએ ઋક્, યજુઃ, સામ અને અથર્વ એવા ચાર ભાગ થયા. મનુ વગેરે વેદત્રયીને જ માને છે. કેટલાક ઋષિ અથર્વ વેદને માને છે જ્યારે કેટલાક નથી માનતા.

પ્ર૦—પ્રત્યેક વેદના કેટલા ભાગ છે ?

ઉ૦—દરેક વેદના સંહિતા અને બ્રાહ્મણ એવા બે ભાગ છે. સંહિતામાં દેવતાઓની સ્તુતિ, યાગ વગેરેના મન્ત્રો છે. બ્રાહ્મણ ભાગમાં ઇતિહાસ, પુરાણ, સૂત્ર, શ્લોક, વ્યાખ્યાન, યજ્ઞ આદિની વિધિ છે.

પ્ર૦—બ્રાહ્મણ ભાગની રચના કેવા પ્રકારની છે ?

ઉ૦—બ્રાહ્મણ ભાગના આરણ્યક તથા ઉપનિષદ્ એવા બે ભાગ છે. ઐતરેય, તૈતિરીય, તલબકાર અને શતપક્ષ એ ચાર મુખ્ય બ્રાહ્મણ છે. ઉપનિષદોમાં ઇશ, કેન, કઠ, પ્રશ્ન, મુણ્ડક, માણ્ડૂક્ય, તૈત્તિરીય, ઐતરેય, છાન્દોગ્ય, બૃહદારણ્યક, કોશીતકી, મૈત્રેયી અને શ્વેતાશ્વતર મુખ્ય છે અને તેમાં બ્રહ્મવિદ્યાનો વિષય છે.

પ્ર૦—દરેક વેદની કેટલી શાખાઓ છે?

ઉ૦—ઋગ્વેદની ૨૧, યજુર્વેદની ૧૦૮, સામવેદની ૧૦૦૦ અને અથર્વવેદની ૫૦ શાખાઓ છે. વર્તમાન સમયમાં ઋગ્વેદ અને યજુર્વેદનો પ્રચાર વિશેષ છે અને યજુર્વેદમાં માધ્યન્દિનીય શાખાના અનુયાયી અધિક છે.

પ્ર૦—વેદમાં કોની ઉપાસના છે?

ઉ૦—વેદમાં એક સત્યસ્વરૂપ ઈશ્વરની જ ઉપાસના છે. તેમાં દેવતાઓની સ્તુતિ અને યજ્ઞ વગેરેનું જે પ્રતિપાદન કરવામાં આવેલું છે તે સઘળું એ ઉપાસનાનું અંગ છે.

પ્ર૦—વૈદિક દેવો કેટલા છે?

ઉ૦—મુખ્ય દેવતા ૩૩ છે. એ વિભૂતિઓનો વિસ્તાર થતાં તેત્રીશ કરોડ થઈ ગયા છે. અગીઆર રૂદ્ર, બાર આદિત્ય, આઠ વસુ, ઇન્દ્ર અને પ્રજાપતિ એ તેત્રીશ દેવતા છે.

પ્ર૦—અધ્યાત્મ દષ્ટિથી એ સર્વ નિરનિરાળા જ છે કે કોઇમાં અન્તર્ગત છે?

ઉ૦—એ સર્વ પ્રથમ છ, પછી ત્રણ, પછી બે અને છેવટે એક-ના અંતર્ગત માનવામાં આવે છે. પૃથ્વી, વાયુ, અગ્નિ, અંતરિક્ષ, દ્યૌ, સૂર્ય, ચન્દ્રમા અને નક્ષત્ર એ આઠ વસુ છે. કારણ કે તેની અંદર સઘળાં પ્રાણીઓ નિવાસ કરે છે. પાંચ જ્ઞાનેન્દ્રિય, પાંચ કર્મે-ન્દ્રિય અને મન એ અગીઆર રૂદ્ર છે; કારણ કે જ્યારે તેનો શરીર-માંથી લોપ થાય છે ત્યારે બન્ધુગણ રોવા લાગે છે. બાર આદિત્ય બાર માસ છે; કારણ કે તે સર્વને લઇને ગતિ કરે છે. ઇન્દ્ર એટલે દેવતાઓનો રાજા સ્તનયત્નુ અર્થાત્ પ્રાણાગ્નિ યજ્ઞ છે. જ્યારે આ સર્વનો લય થઇ જાય છે ત્યારે એક આત્મા શેષ રહે છે. (બૃહદાર-ણ્યક ઉપનિષદ્ અ૦ ૩: બ્રા૦ ૯) તે દેવતાઓનો દેવ છે, તે વેદોનો અન્ત વેદાન્ત છે.

પ્ર૦—વેદનાં અંગ કેટલાં અને ક્યાં ક્યાં છે?

ઉ૦—વેદનાં છ અંગ છેઃ—

૧. શિક્ષા, તેમાં અક્ષરોના ઉચ્ચારણનો વિધિ છે.
૨. કલ્પ, તેમાં કર્મ કરવાની રીત બતાવી છે.
૩. વ્યાકરણ, જેના વડે શબ્દ અને શબ્દના અર્થનું જ્ઞાન થાય છે.
૪. નિરુક્ત, જે વડે વેદના શબ્દોના અર્થનું જ્ઞાન થાય છે.
૫. છન્દ, તેમાં અક્ષર, માત્રા અને વૃત્તોનું વર્ણન છે.
૬. જ્યોતિષ, જેના વડે કાળનું જ્ઞાન થાય છે.

પ્ર૦—ઉપવેદ કેટલા છે?

ઉ૦—ઉપવેદ ચાર છે. ઋગ્વેદનો ઉપવેદ વૈદ્યક, યજુર્વેદનો ધનુર્વેદ, સામવેદનો ગંધર્વવેદ અને અથર્વવેદનો સ્થાપત્ય ઉપવેદ છે. વૈદ્યકમાં ચરક, શુશ્રુત, વાગ્ભટ આદિ ગ્રંથો પ્રચલિત છે, અને તેમાં શારીરિક બળ વધારવાના અને રોગ મટાડવાના ઉપાય છે. ધનુર્વેદમાં યુદ્ધવિદ્યા, ધર્મરક્ષા અને સ્વદેશરક્ષાનો વિષય છે. અહીંના લોકો એક યોગદ્વારા અને બીજું ધર્મયુદ્ધદ્વારા એમ બે પ્રકારે થયેલા મૃત્યુને ઉત્તમ માને છે. ગંધર્વવેદમાં સંગીતનો વિષય છે. એ શાસ્ત્રના બે ભાગ હતાઃ એક લોકરંજનાર્થ કે જેને દેશી વિદ્યા કહેતા હતા અને બીજો વેદગાનાર્થ કે જે માર્ગી નામથી ઓળખાતો હતો. સ્થાપત્ય શાસ્ત્રમાં શિલ્પ, કળા, કારૂ, કાર્ય અને પદાર્થ–વિદ્યા હતી. તેના ચોસઠ ભાગ હતા. એ વિદ્યા હાલની ઇન્જીનીયરિંગ અને પદાર્થવિદ્યાથી પૂર્ણ હતી. આ સર્વ વિદ્યાઓમાં આયુર્વેદ સિવાયની બીજી સઘળી વિદ્યાઓનો લોપ થઈ ગયો છે અને તેના ગ્રન્થો પણ ઘણું કરીને હાથ લાગતા નથી. આમ છતાં ભારતમાં એ વિષયનું હાલનું અસ્તિત્વ એ વેદવિદ્યાઓને જ આભારી છે.

પ્ર૦—વેદના ઋષિ અને છન્દ ક્યા ક્યા છે?

ઉ૦—વસિષ્ઠ, અત્રિ, કશ્યપ, ભરદ્વાજ, ગૌતમ, જમદગ્નિ, વિશ્વામિત્ર વગેરે ઋગ્વેદના મુખ્ય ઋષિ છે. યજુર્વેદના મુખ્ય ઋષિ યાજ્ઞવલ્ક્ય અને જે ઋગ્વેદના ઋષિ છે તે જ ઘણું કરીને સામવેદના છે.

અથર્વવેદના મુખ્ય ઋષિ અથર્વાંગિરા છે, ગાયત્રી, જગતી અનુષ્ટુપ્, બૃહતિ વગેરે છંદ છે. વેદનો અભ્યાસ કરવાની રીત સ્વર સહિત છે અને પ્રત્યેક વેદ ભણવાની રીત જુદી જુદી છે. મરીચી, અત્રિ અંગિરસ્, પુલહ, ક્રતુ, પુલસ્ત્ય અને વસિષ્ઠ એ સપ્તર્ષિ છે.

## પાઠ ૩ જો.

### સ્મૃતિ.

પ્ર૦—સ્મૃતિ કોને કહેવામાં આવે છે?

ઉ૦—જે યાદ રાખવામાં આવેલું હોય તેને સ્મૃતિ કહે છે. જેવા રીતે સાંભળેલી વાત તે શ્રુતિ તેવી જ રીતે સ્મૃતિ એક એવા શાસ્ત્ર સમૂહનું નામ છે કે જેને શ્રુતિજ્ઞાન વડે વિદ્વાનોએ રચ્યું છે.

પ્ર૦—સ્મૃતિઓ કેટલી છે?

ઉ૦—સ્મૃતિઓ બહુ પ્રકારની છે. પણ તેમાં મનુ, અત્રિ, વિષ્ણુ, હારીત, યાજ્ઞવલ્ક્ય, ઉશના, અંગિરા, યમ, આપસ્તમ્બ, સમ્વર્ત, કાત્યાયન, બૃહસ્પતિ, પરાશર, વ્યાસ, ગૌતમ, શાતાતપ, વસિષ્ટ, શંખ, લિખિત અને દક્ષ એ વીશ સ્મૃતિઓ મુખ્ય છે. આમાંય વળી મનુ, યાજ્ઞવલ્ક્ય અને પરાશર આગળ પડતી છે. યાજ્ઞવલ્ક્ય સ્મૃતિની મિતાક્ષરા ટીકા વિજ્ઞાનેશ્વરે બનાવી છે અને તેને કોર્ટમાં પ્રમાણભૂત લેખવામાં આવે છે. કોઇ કોઇ વિદ્વાનો મનુ, બૃહસ્પતિ, દક્ષ, ગોતમ, યમ, અંગિરા, યોગીશ્વર યાજ્ઞવલ્ક્ય, પ્રચેતા, શાતાતપ, પરાશર, સમ્વર્ત, ઉશના, શંખ, લિખિત, અત્રિ, વિષ્ણુ, આપસ્તમ્બ અને હારીત એ એ અરાઢ સ્મૃતિઓને માને છે.

પ્ર૦—સ્મૃતિઓમાં કયી બાબતોનો સમાવેશ કરવામાં આવ્યો છે?

ઉ૦—સ્મૃતિઓમાં સૃષ્ટિક્રમ, ધર્મ અને તેનાં સામાન્ય લક્ષણ, વર્ણાશ્રમની મર્યાદા અને તેનો ધર્મ, આચાર, વ્યવહાર, પ્રાયશ્ચિત, દણ્ડનીતિ, ભક્ષ્યાભક્ષ્ય, વિવેક, કર્મફળ, જન્મમરણ, જપ, તપ, નિયમ આદિ સર્વ વિષયો આવેલા છે. સઘળી સ્મૃતિઓનું પર્યવસાન બ્રહ્મ-

જ્ઞાનમાં છે. એ સ્મૃતિઓ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારે પદાર્થોનું નિરૂપણ કરે છે. પરન્તુ વેદાભ્યાસ, તપ, જ્ઞાન, ઇન્દ્રિયનિગ્રહ અહિંસા તથા ગુરુસેવાને સર્વમાં પ્રાધાન્ય આપવામાં આવ્યું છે. આ સર્વમાં પણ મોક્ષ પ્રાપ્તિનું સાધન જે આત્મજ્ઞાન તે મુખ્ય છે.

પ્ર૦—એ સ્મૃતિઓ ક્યારે રચાઇ અને તેમાંની બાબતો કયા નિયમે માનવી જોઇએ ?

ઉ૦—એ સ્મૃતિયોની રચના જુદા જુદા વિદ્વાનોએ જુદા જુદા કાળની લોકવ્યવસ્થાને અનુસરીને કરેલી છે. આથી તેમાં મતભેદ જોવામાં આવે છે. એને માનવાનો નિયમ એવો હોવો જોઇએ, કે જે જે સ્મૃતિનો જે જે ભાગ દેશ, કાળ અને શ્રુતિ તથા વિદ્વાન્ પુરૂષોના અનુભવને અનુકૂળ અને સર્વ સાધારણને હિતકારી હોય તે તે સ્વીકારવો અને બાકીનો છોડી દેવો.

---

## પાઠ ૪ થો.

### ઇતિહાસ—રામાયણ.

પ્ર૦—ભારતના મુખ્ય ઇતિહાસ કેટલા છે અને તેની મતલબ શી છે ?

ઉ૦—ભારતના મુખ્ય ઇતિહાસ બે છે : રામાયણ અને મહાભારત. તેમાં ધર્મ, બલ, ઐશ્વર્ય, પરાક્રમ, ત્યાગ અને જ્ઞાનસમ્પન્ન મહાપુરૂષોનાં ચરિત્રો દ્વારા સર્વ સાધારણને જીવનનો ઉદ્દેશ બતાવવામાં આવ્યો છે અને વેદ વેદાન્તના સિદ્ધાન્તનું તેમાં સરળ રીતે નિરૂપણ કરવામાં આવ્યું છે. આ બન્ને ઇતિહાસ ભારતવર્ષના ધર્મ અને જ્ઞાનનો અખૂટ ભંડાર છે. જ્યાં સુધી આ દેશનાં મનુષ્યો એ ભંડારમાંથી લાભ મેળવતાં રહેશે ત્યાં સુધી તેઓ આલોક તથા પરલોકમાં સુખી રહેશે.

પ્ર૦—ઇતિહાસ કોને કહે છે અને શામાટે તેની ધર્મશાસ્ત્રમાં ગણના થાય છે ?

ઉ૦—મહાનુભાવી પુરૂષોનાં ચરિત્રોની કથાનું નામ ઇતિહાસ છે. આ મહાનુભાવી પુરૂષોએ પોતાના જીવન વડે ધર્મની મર્યાદાનું સ્થાપન કેવી રીતે કર્યું તે આ ઇતિહાસ પરથી સ્પષ્ટ થઈ શકે છે. માટે તેની ગણના ધર્મશાસ્ત્રમાં થાય છે.

પ્ર૦—રામાયણમાં શો વિષય છે ?

ઉ૦—રામાયણમાં શ્રી રામચન્દ્રજીનું ચરિત્ર છે. તેના બનાવનાર આદિ કવિ શ્રી વાલ્મીકિ છે. તેમણે તે બાલ, અયોધ્યા, આરણ્ય, કિષ્કન્ધા અને સુંદર એ ૭ કાંડમાં રચ્યું છે. સાતમો ઉત્તરકાંડ છે, પણ તેના વિષે મતભેદ હોઇ ઘણા વિદ્વાનો તેને ક્ષેપક ગણે છે. એ ગ્રન્થમાં ૨૪૦૦૦ શ્લોક છે. ઉત્તરકાંડ સિવાય તેમાં ૧૯૭૯૩ અને તેને સાથે લેતાં તેના શ્લોકની સંખ્યા ૨૪૫૨૮ થાય છે.

શ્રી રામચન્દ્રજી અયોધ્યાના મહારાજા દશરથના જ્યેષ્ઠ પુત્ર હતા. તે સર્વગુણ સમ્પન્ન હતા. તેમને લક્ષ્મણ, ભરત તથા શત્રુઘ્ન એ ત્રણ ભાઈ હતા. દશરથ રાજા પોતાની પ્રજાની ઇચ્છા મુજબ રામચન્દ્રજીને ગાદિએ બેસાડવા ચ્હાતા હતા. પણ તેમની નાની રાણી કૈકેયીની હઠથી તેમણે તેમને ચૌદ વરસ વનમાં જવાની આજ્ઞા કરી અને ભરતને ગાદિ આપવાની ગોઠવણ કરી. રામચન્દ્રજી બહુ જ આનંદથી પિતાની આજ્ઞાનું પાલન કરવાને વનમાં ગયા અને ચિત્રકૂટમાં આવી વસ્યા. અહીં દશરથ રાજાના મરી ગયા પછી ભરતજીએ આવીને તેમને અયોધ્યામાં પાછા આવી રાજ્ય કરવાની આગ્રહપૂર્વક વિનંતી કરી પણ તેમણે પિતાની સમક્ષ કરેલી પ્રતિજ્ઞાનો ભંગ કર્યો નહિ, અને ભરતજીને પોતાની પાદુકા આપી પાછા વિદાય કર્યા. આ પાદુકાને રાજ્યાસન પર પધરાવીને તે રાજ્ય કારભાર કરવા લાગ્યા. રામચંદ્રજી ચિત્રકૂટથી દણ્ડકારણ્યમાં ગયા અને ત્યાં તેમણે ઋષિ મુનિયોને પીડા કરનાર ખર, દૂષણ વગેરે અનેક રાક્ષસોનો સંહાર કર્યો. આ પછી એક વખતે જ્યારે રામ અને લક્ષ્મણ વનમાં મૃગયા રમવાને ગયા હતા ત્યારે લંકાનો રાજા રાવણ સાધુનો વેષ ધારણ કરી સીતાજીનું હરણ કરી લઈ

ગયો. સતિના વિયોગથી દુઃખિત રામચંદ્રજી તેમની શોધ કરતાં કરતાં કિષ્કિન્ધાના રાજા સુગ્રીવ અને તેના પ્રધાન હનુમાનજીને મળ્યા. તેમની મદદથી સમુદ્ર ઉપર સેતુ બાંધી તેમણે રાવણનો સહકુટુંબ નાશ કર્યો અને તેના ભાઇ વિભીષણને લંકાનું રાજ્ય સોંપી પોતે અયોધ્યામાં પાછા આવ્યા. અહીં તેમણે રાજ્યકારભાર પોતાના હાથમાં લઈ પ્રજાને સુખી કરી. આજ સેંકડો વરસ થયાં સર્વત્ર 'રામરાજ્ય' એક ઉપમા યોગ્ય થઈ પડ્યું છે. આખી પૃથ્વીના ઇતિહાસોમાં એક પણ ઇતિહાસ વાલ્મીકિ રામાયણ જેવો મનોહર નથી.

પ્ર૦—રામાયણમાંથી કયી જાતનો ઉપદેશ મળે છે ?

ઉ૦—રામચંદ્રજી જેવા સત્યવાદી, ધર્મપરાયણ અને દૃઢવ્રત પુરૂષ કોઈ થયા નથી કે થશે નહિ. તેમના ગુણોનું વિશેષ વર્ણન આગળ ઉપર કરવામાં આવશે. ઉપરાંત હનુમાનજીનાં બલ, પરાક્રમ, વિદ્વત્તા અને જ્ઞાન, ભરતજી અને લક્ષ્મણજીનો ભ્રાતૃસ્નેહ અને સીતાજીનું પતિવ્રત સર્વને માટે હંમેશાં આદર્શરૂપ રહેશે.

પ્ર૦—વાલ્મીકિ રામાયણ સિવાય બીજી કયી કયી રામાયણ પ્રચલિત છે ?

ઉ૦—વાલ્મીકિ રામાયણ સિવાય બીજી પણ કેટલીક રામાયણો સંસ્કૃત અને દેશી ભાષાઓમાં પ્રચલિત છે. હિન્દી ભાષામાં સામાન્ય પણે તુલસીદાસની રામાયણનો સર્વમાં પ્રચાર છે. એ રામાયણ સંવત ૧૬૩૧ માં લખાઈ હતી અને આજ પર્યંત તે હજારો સ્ત્રીપુરૂષોના કલ્યાણનું કારણ બની છે. હિન્દી ભાષામાં એના જેવો ભક્તિરસથી ભરપુર બીજો કોઈ ગ્રંથ નથી. સંસ્કૃતમાં અધ્યાત્મ રામાયણ છે અને તેનો પ્રચાર વિદ્વાનોમાં છે. તેમાં ભક્તિ અને જ્ઞાનનો વાર્તારૂપે બહુ જ મનોહર રીતે સંબંધ જોડયો છે. તેના શ્લોકોની રચના અતિ રમણીય છે અને તે વેદાન્ત રહસ્યથી ભરપૂર છે.

પ્ર૦—શું રાવણને દશ માથાં અને વીશ હાથ હતા ? શું રાક્ષસોના માથા ઉપર શીંગડાં ઉગતાં હતાં ?

ઉ૦—નહીં. રાવણને એક માથું અને બે હાથ હતા એમ વાલ્મીકિ રામાયણપરથી સ્પષ્ટ માલૂમ પડે છે. જ્યારે હનુમાનજી પ્રથમ રાવણના મહેલમાં ગયા ત્યારે તેમણે તેને સૂતેલો જોયો. તે વખતની શોભાનું આ પ્રકારે વર્ણન કરવામાં આવ્યું છે :—

" काञ्चनांगदसन्नद्धौ ददर्श समहात्मनः ।
विक्षिप्तौराक्षसेन्द्रस्य भुजाविन्द्रध्वजोपमौ ॥
पीनौसमसुजातांसौसंगतौ बलसंयुतौ ।
सुलक्षणनखांगुष्टौ स्वंगुलीतललक्षितौ ॥
तस्यराक्षससिंहस्य निश्चक्राम महामुखात् ।
शयानस्य विनिश्वासः पूरयन्निवतद्‌गृहम् ॥ "

( वाल्मीकि रामायणः सुन्दरकाण्ड,
सर्ग १०, श्लोकः १५, १७, २४. )

**અર્થ**:—હનુમાનજીએ તે મહાત્મા રાક્ષસોના રાજાને સૂતેલો જોયો. તેના બન્ને હાથ જાણે ઇન્દ્રનું ધનુષ હોય તેવી રીતે પડેલા હતા. તે બન્ને હાથ મોટા, સરખા અને સુન્દર દેહને અનુરૂપ હોઈ બળવાન ખભાઓની સાથે જોડાયેલા હતા. તેને નખથી ભૂષિત અને ચીટીઓથી દેદિપ્યમાન શુભ લક્ષણવાળી આંગળીઓ હતી. ઉંઘતી વખતે તે રાક્ષસસિંહના મોઢામાંથી જે શ્વાસ નીકળતો હતો તે જાણે તે ઘરને ભરી રહ્યો હતો.

આ સ્થળે ભુજાઓની સાથે દ્વિવચન અને મુખની સાથે એકવચન વાપરેલું હોવાથી એ સિદ્ધ થાય છે, કે રાવણને માત્ર એક માથું અને બે હાથ હતાં, તેમજ તેનું નામ જે દશાનન કહેવામાં આવે છે તે માત્ર રૂપક જ હતું. અન્ય સ્થળોએ પણ એ પ્રમાણે જ કહેલું છે. આ જ પ્રમાણે રાક્ષસોના માથા પર શીંગડાં હોવાની વાત પણ સાચી નથી. પરન્તુ એ લોકો ઘોરકર્મી હોવાથી પશુ જેવા હતા.

પ્ર૦—શું હનુમાન, સુગ્રીવ વગેરે વાંદરા અને જાંબુવન્ત વગેરે રીંછ હતા ?

ઉ૦—ના. વાલ્મીકિ રામાયણથી જણાઇ આવે છે તેમ એ લોકો મનુષ્ય હતા. હનુમાનજીના પ્રથમ સમાગમથી સન્તુષ્ટ થઇ રામચંદ્રજી કહે છે, કેઃ—

" नानृग्वेदविनीतस्य नायजुर्वेदधारिणः ।
ना सामवेदविदुषः शक्यमेवंप्रभाषितुम् ॥
नूनंव्याकरणंकृत्स्नमनेन बहुधाश्रुतम् ।
बहुव्याहरतानेन किंचदपशब्दितम् ॥
( किष्किन्धा काण्डः सर्ग ३ः श्लो. २६-३०. )

અર્થઃ—" ઋગ્વેદને જાણ્યા વગર, યજુર્વેદનો અભ્યાસ કર્યા વગર અને સામવેદનું જ્ઞાન સંપાદન કર્યા વિના કોઇ એવું કહેવાને શક્તિમાન થઇ શકે નહિ, કે આણે વ્યાકરણને બહુ જ સાંભળ્યું છે. કારણ કે ઘણું બોલવા છતાં પણ તેણે એક પણ અપશબ્દ કહ્યો નથી." શું કોઇ વાંદરો એવું બોલી કે કરી શકે ? એ લોકો જંગલોમાં રહેનાર આર્યોના કરતાં અસભ્ય હોવાને લીધે રીંછ, વાનર કહેવાતા હતા. જો તેઓ ખરેખરા જ વાનર હોત તો રાજકારભાર શી રીતે કરત ? હનુમાનજીનું સવિગત ચરિત્ર આગળ ઉપર કહેવામાં આવશે.

---

## પાઠ ૫ મો.

### ઇતિહાસ-મહાભારત.

પ્ર૦—મહાભારતનું શું વસ્તુ છે ?

ઉ૦—મહાભારતનો ઇતિહાસ મોટો છે. આલોકની ધર્મ, અર્થ, કામ અને મોક્ષ વિષેની સઘળી બાબતોનો તેમાં સમાવેશ થઇ જતો હોવાથી તેને મહાભારત કહે છે. એ મહાભારત ત્રણ જાતનાં છે.

એક, આઠ હજાર આઠસો કૂટ શ્લોકોનું, બીજું ચોવીસ હજાર શ્લોકોનું અને ત્રીજું જે હાલ પ્રચારમાં છે તે એક લાખ શ્લોકોનું છે. તેના કર્તા ભગવાન કૃષ્ણ દ્વૈપાયન વ્યાસજી હતા. તે તેમણે ત્રણ વરસમાં લખ્યું હતું. તેમાં આદિ, સભા, વન, વિરાટ, ઉદ્યોગ, ભીષ્મ, દ્રોણ, કર્ણ, શલ્ય, સૌપ્તિક, સ્ત્રી, શાન્તિ, અનુશાસન, આશ્વમેધ, આશ્રમવાસિક, મૌશલ, મહા પ્રસ્થાનિક અને સ્વર્ગારોહણ એ અઢાર પર્વ છે. તેનો મૂળ મંત્ર ધર્મ છે અને તેના આદિ, અન્ત અને મધ્યમાં ઇશ્વરનો મહિમા ગાયો છે.

પ્ર૦—મહાભારતમાં શી કથા છે ?

ઉ૦—મહાભારમાં એવી કથા છે, કે ચંદ્રવંશી રાજાઓમાં રાજા યયાતિના વંશમાં જેના નામ ઉપરથી આપણા દેશનું નામ ભરતખંડ પડયું છે તે ભરત નામનો રાજા થયો. આ ભરતના વંશમાં કુરુ થયો કે જેના નામ ઉપરથી કુરુક્ષેત્ર પ્રસિદ્ધ છે. કુરુના, જ્ઞાન અને પરાક્રમની મૂર્તિ દેવવ્રતના પિતા શાન્તનું થયા. આ દેવવ્રતનું નામ ભીષ્મ પડયું. કારણ કે તેમણે પોતાના પિતા તરફના પ્રેમને લીધે કેવળ રાજ્યનો જ ત્યાગ કર્યો એમ નહિ, પરન્તુ જીવતા સુધી બ્રહ્મચર્ય પાલન કરવાની ભીષણ પ્રતિજ્ઞા કરી. શાન્તનુને વિચિત્રવીર્ય નામનો પુત્ર થયો. પરન્તુ તે પુત્રહીન મરી જવાથી વ્યાસજી કે જેમનો જન્મ સત્યવતી અને પરાશર ઋષિથી થયો હતો તેમણે તેની વિધવા સ્ત્રીઓથી ધૃતરાષ્ટ્ર અને પાણ્ડુ તેમ જ દાસીથી સાક્ષાત ધર્મમૂર્તિ વિદુરજીને જન્માવ્યા. ધૃતરાષ્ટ્ર અંધ હતા અને પાણ્ડુ થોડો સમય રાજ્ય કરીને વનમાં જતા રહ્યા. ધૃતરાષ્ટ્રને સો પુત્રો હતા. તેમાં દુર્યોધન અને દુઃશાસન મુખ્ય હતા. પાણ્ડુને યુધિષ્ઠિર, ભીમ, અર્જુન, નકુલ અને સહદેવ એ પાંચ પુત્રો હતા. પાણ્ડુના મરણ પછી એ પાંચે ભાઈ હસ્તિનાપુર આવ્યા અને ધૃતરાષ્ટ્રની સાથે રહેવા લાગ્યા. દુર્યોધન વગેરે તેમના ગુણો જોઇ અદેખાઇ કરતા હતા અને તેમને બહુવિધ દુઃખ દેતા હતા. એક વખતે તો તેમને લાખના

ઘરમાં બાળીને મારી નાંખવાની તદબીર રચી હતી, પણ તેમાંથી તેઓ બચી જવા પામ્યા હતા. આ પછી પાંચાલ દેશના રાજા દ્રુપદની પુત્રી દ્રૌપદીને અર્જુન સ્વયંવરમાં જીતી લાવ્યો અને તે પાંચે ભાઇની રાણી બની. ધૃતરાષ્ટ્રે પછી પાણ્ડવોને અર્ધું રાજ્ય આપ્યું અને તેમણે શ્રી કૃષ્ણ મહારાજની સહાયથી ખાણ્ડવ વન બાળી ઇન્દ્રપ્રસ્થ કે જે હાલ દિલ્હીને નામે પ્રસિદ્ધ છે તે વસાવ્યું. રાજા યુધિષ્ઠિરનું રાજ્ય ઘણું વધી ગયું અને તેમણે બહુજ ધામધૂમથી રાજસૂય યજ્ઞ કર્યો. આ યજ્ઞનો પ્રભાવ જોઇને દુર્યોધન વગેરેના વેરમાં ઘણો વધારો થયો અને તેમણે યુધિષ્ઠિરને જુગાર ખેલવાને બોલાવ્યા. આ જુગાર રમવામાં યુધિષ્ઠિર સઘળું રાજપાટ હારી ગયા. દુઃશાસન દ્રૌપદીને ચોટલો પકડી રાજસભામાં ખેંચી લાવ્યો અને ત્યાં તેને નવસ્ત્રી કરવાને તેનું ચીર ખેંચવા લાગ્યો. દ્રૌપદિએ પ્રભુની પ્રાર્થના કરી અને તેનું વસ્ત્ર એટલું વધ્યું કે દુઃશાસન તેને ખેંચ ખેંચ કરવા છતાં પણ ખેંચી ન શક્યો. આ પછી પાણ્ડવો દ્રૌપદીને લઇને બાર વરસ વનમાં અને તેરમું વરસ છૂપી રીતે વિરાટ નગરમાં રહ્યા. વનવાસથી પાછા આવી યુધિષ્ઠિરે દુર્યોધન વગેરે પાસે પોતાનું રાજ્ય પાછું આપવાની માગણી કરી, પરન્તુ તે તેમણે ન આપ્યું. આથી બન્ને તરફથી સૈન્ય એકત્રિત કરી યુદ્ધ કરવાની તૈયારી થવા લાગી. દુર્યોધન તરફ ૧૧ અક્ષૌહિણી અને યુધિષ્ઠિરની તરફ સાત અક્ષૌહિણી સેના હતી. અર્થાત્ એક તરફ ૧૫૩૦૮૦૦ અને બીજી તરફ ૨૪૦૫૬૦૦ માણસોનું સૈન્ય હતું. આ યુદ્ધ દિલ્હીથી વાયવ્ય કોણમાં આવેલા કુરુક્ષેત્રના મેદાનમાં થયું હતું. યુદ્ધની વખતે પોતાના ભાઇઓને પોતાની સામે લડવાને ઉભેલા જોઇ અર્જુનને વિષાદ થયો; પરન્તુ શ્રી કૃષ્ણ ભગવાન કે જે તેના સારથી હતા તેઓશ્રીએ તેના વિષાદનો નાશ કર્યો. જે ઉપદેશથી તેના વિષાદનો નાશ કરવામાં આવ્યો હતો તે ઉપદેશ 'ભગવદ્ગીતા'ને નામે સુપ્રસિદ્ધ છે. યુદ્ધ અઢાર દિવસ ચાલ્યું અને તેમાં ભીષ્મ, દ્રોણ, કર્ણ, દુર્યોધન વગેરે કૌરવના મુખ્ય યોદ્ધાઓ અને પાણ્ડવોની તરફથી અભિ-

મન્યુ આદિ સઘળા માર્યા ગયા. યુદ્ધ પૂરૂં થયા પછી દ્રોણના પુત્ર અશ્વત્થામાએ રાત્રિના વખતે પાણ્ડવોની સેનામાં જઈ તેમના બચી ગયેલા સાથીઓને મારી નાંખ્યા. આ પછી યુધિષ્ઠિરે રાજ્યાસન ગ્રહણ કરી પ્રજાને સુખ આપ્યું. કેટલાક સમય પછી તેમણે અશ્વમેધ યજ્ઞ કર્યો અને તે સમયે અભિમન્યુની સ્ત્રી ઉત્તરાને પેટે રાજા પરીક્ષિતનો જન્મ થયો. યુદ્ધ પછી સાડત્રીસ વર્ષે પરસ્પર દ્રોહ અને મદ્યપાનને લીધે યાદવકુલનો નાશ થયો અને શ્રીકૃષ્ણ ભગવાન પરમ ધામમાં સીધાવ્યા. પાણ્ડવો પણ પરીક્ષિતને રાજ્ય સોંપી હિમાલયમાં ગયા અને ત્યાં પરમ ગતિને પામ્યા. સંક્ષેપમાં મહાભારતની આ કથા છે.

પ્ર૦—ભારતની સાવિત્રી ( રહસ્ય ) શું છે?

ઉ૦—વ્યાસજી કહે છે, કે હજારો માતાપિતા, સેંકડો પુત્ર દારા મેં સંસારમાં જોયાં અને આવજા કરતાં રહેશે; મૂઢ પુરૂષોને અને નહિ, કે પંડિતોને હંમેશાં હજારો હર્ષનાં અને સેંકડો ભયનાં સ્થાન પ્રાપ્ત થાય છે. હું ગાઇ વગાડીને કહું છું, પરન્તુ મારૂં કોઇ **સાંભળતું નથી, કે ધર્મથી જ અર્થ અને કામની સિદ્ધિ થાય છે, તેનું સેવન કેમ કરતા નથી? લોભથી, મોહથી, ક્રોધથી, જીવનના ભયથી પણ મનુષ્યોએ ધર્મને નહિ છોડવો જોઇએ. ધર્મ જ નિત્ય છે, સુખદુઃખ અનિત્ય છે, જીવ નિત્ય છે એટલે કે શરીર અનિત્ય છે.**

પ્ર૦—મહાભારતનું મુખ્ય રત્ન કયું છે?

ઉ૦—મહાભારતનું રત્ન ભગવતગીતા છે. જેવી રીતે પરમેશ્વર સર્વ દેવોના દેવ છે તેવી રીતે શ્રીમુખે ઉપદેશાયેલી ‘ભગવતગીતા’ સર્વ શાસ્ત્રોનો સાર છે. તેમાં ૭૦૦ શ્લોક અને ૧૮ અધ્યાય છે. પહેલા છ અધ્યાયમાં નિષ્કામ કર્મ અર્થાત્ ફળની ઇચ્છા વગર ઇશ્વર પ્રીત્યર્થ કર્મ કરવાનું, બીજા છ અધ્યાયમાં અનન્ય ભક્તિ અર્થાત્ ઇશ્વરનું જ ચિન્તન, ધ્યાન, ભજન, પૂજન કરવાનું અને સઘળી ભાવનાઓને ત્યાગવાનું અને છેલ્લા છ અધ્યાયમાં નિષ્કામ કર્મ અને

અનન્ય ભક્તિ દ્વારા ચિત્તની શુદ્ધિ કરી ઇશ્વરમય થઈ જવાનું ઉપદેશાયેલું છે. જગતપરના કોઇપણ શાસ્ત્રમાં એથી શ્રેષ્ઠ શાસ્ત્ર કોઈ છે નહિ અને થશે પણ નહિ. એજ ભારતવર્ષનું સર્વસ્વ છે.

પ્ર૦—રામાયણ અને મહાભારત કયારે લખાયાં ?

ઉ૦—શાસ્ત્રકારોના સિદ્ધાન્ત અનુસાર રામાયણ ત્રેતાયુગમાં અને મહાભારત દ્વાપરના અન્તમાં લખાયેલાં છે. પાશ્ચાત્ય વિદ્વાનોનું કહેવું એવું છે, કે હાલનું રામાયણ ઈ. સ. પૂ. ૫૦૦ માં લખાયેલું છે. બીજા કેટલાક કહે છે, કે ઈ. સ. પૂ. ૨૦૦ માં લખાયેલું છે. વળી મહાભારતનું યુદ્ધ ઈ. સ. પૂ. ૧૧૯૪ માં થયેલું કહેવામાં આવે છે અને હાલનું મહાભારત ઇસુ ખ્રિસ્તના જન્મકાળમાં લખેલું જણાવવામાં આવે છે.

---

## પાઠ ૬ ઠ્ઠો.

## પુરાણ અને દર્શન.

પ્ર૦—પુરાણ કોને કહેવામાં આવે છે ?

ઉ૦—જુદા જુદા સમયે અનેક વિદ્વાનોએ અનેક દેવતાઓની ઉપાસનાને માટે રચેલા ગ્રંથ તે પુરાણ છે.

પ્ર૦—પુરાણોમાં શો વિષય છે ?

ઉ૦—પુરાણોમાં સર્ગ ( મહા ભૂતોની ઉત્પત્તિ ), પ્રતિ સર્ગ ( સમ્પૂર્ણ ચરાચરની ઉત્પત્તિ ), દેવતાઓ, ઋષિયો અને રાજાઓના વંશ, મન્વન્તરોની કથા અને રાજવંશીઓનાં ચરિત્રો છે.

પ્ર૦—મુખ્ય પુરાણ કેટલાં છે ?

ઉ૦—બ્રાહ્મ, પાદ્મ, વૈષ્ણવ, શૈવ, ભાગવત, નારદીય, માર્કણ્ડેય, આગ્નેય, ભવિષ્ય, બ્રહ્મવૈવર્ત, લૈંગ, વારાહ, સ્કંદ, વામન, કૌર્મ, મત્સ્ય, ગરુડ અને બ્રહ્માણ્ડ એ અરાઢ પુરાણ મુખ્ય છે. એ સિવાય અરાઢ ઉપપુરાણ છે, પણ તે બહુધા પ્રચલિત નથી.

પ્ર૦—એ પુરાણોમાં ક્યા ક્યા દેવતાઓની ઉપાસના છે ?

ઉ૦—દરેક પુરાણમાં એકેક દેવતાની ઉપાસના છે. મુખ્ય દેવ પાંચ છે: વિષ્ણુ, શિવ, શક્તિ, સૂર્ય અને ગણેશ. આ પુરાણોમાં જે પુરાણ જે દેવતાને માટે છે તેમાં તે દેવને મુખ્ય અને બીજાઓને ગૌણ માનવામાં આવ્યા છે.

પ્ર૦—એ સઘળાં પુરાણોને કેવા પ્રકારે માનવાં ?

ઉ૦—પુરાણોમાં બહુ પ્રકારની સારી સારી વાતોની ગૂંથણી છે. તેના દ્વારા ધર્મ, જ્ઞાન અને વૈરાગ્ય વિષે બહુ પ્રકારનો ઉપદેશ મળે છે. દાખલા તરીકે વિષ્ણુ પુરાણમાં પ્રહ્લાદ ચરિત્ર. પરન્તુ તેને માનવાના સંબંધમાં સ્મૃતિયોના વિષયમાં કહ્યા પ્રમાણેનો નિયમ હોવો જોઇએ. અર્થાત્ જે પુરાણનો જે વિષય દેશ, કાળ, સજ્જનોનો અનુભવ અને શ્રુતિના સિદ્ધાન્તને અનુકૂળ હોય તેને માનવો જોઇએ.

પ્ર૦—ષડ્દર્શન કોને કહે છે ?

ઉ૦—ગૌતમ મુનિ પ્રણીત ન્યાય, કણાદ મુનિ પ્રણીત વૈશેષિક, કપિલ મુનિ પ્રણીત સાંખ્ય, પાતંજલિ મુનિ પ્રણીત યોગ, જૈમિનિ ઋષિ પ્રણીત પૂર્વમીમાંસા અને વ્યાસ મુનિ પ્રણીત ઉત્તરમીમાંસા એ ૭ દર્શન છે.

પ્ર૦—તેનો ઉદ્દેશ્ય શો છે ?

ઉ૦—ન્યાયશાસ્ત્રમાં પૃથ્વી, તેજ, વાયુ, આકાશ, કાળ, દિક્, આત્મા, મન, એ સઘળા પદાર્થોનું નિરૂપણ કરવામાં આવ્યું છે. વૈશેષિકમાં પણ એ જ વિષયનું નિરૂપણ કરવા સાથે એમ કહ્યું છે, કે જેમાં અભ્યુદય દ્વારા સિદ્ધિ પ્રાપ્ત થાય તેને ધર્મ કહે છે. સાંખ્યમાં ચોવીસ તત્ત્વોના વિવેચન વડે પ્રકૃતિથી પુરૂષ ભિન્ન છે એમ સિદ્ધ કરવામાં આવ્યું છે. યોગમાં ચિત્તવૃત્તિના નિરોધ વડે આત્મપ્રાપ્તિનો માર્ગ બતાવવામાં આવ્યો છે. પૂર્વમીમાંસામાં પ્રમાણોનો નિર્ણય કરવામાં આવ્યો છે અને કર્મની શ્રેષ્ઠતા સિદ્ધ કરી છે. ઉત્તરમીમાંસામાં બ્રહ્મ જીજ્ઞાસા છે. આ શાસ્ત્રસમૂહ ભારતનું મુખ્ય શાસ્ત્ર છે. આ સિવાય તન્ત્રાદિ બીજાં શાસ્ત્ર માનવા યોગ્ય નથી.

## પાઠ ૭ મો.

### ભારતવર્ષ અને તેનો મહિમા.

પ્ર૦—શાસ્ત્રમાં ભારતવર્ષમાં જન્મ લેવાનો શો મહિમા બતાવ્યો છે?

ઉ૦—મનુ ભગવાને કહ્યું છે, કે સરસ્વતી અને દૃશદ્વતી એ બે નદીઓની વચ્ચે જે પ્રદેશ છે તે બ્રહ્માવર્ત કહેવાય છે. ત્યાંનો જે આચાર છે તે સદાચાર છે. કુરુક્ષેત્ર, મત્સ્ય, પંચાળ અને શૂરસેન દેશ બ્રહ્મર્ષિ દેશ કહેવાય છે. એ દેશના બ્રાહ્મણો દ્વારા આખી પૃથ્વીના લોકોએ શિક્ષા ગ્રહણ કરી છે. પૂર્વ સમુદ્રથી પશ્ચિમ સમુદ્ર સુધી જે દેશ આવેલો છે તે આર્યાવર્ત્ત છે. જ્યાં કૃષ્ણસાર મૃગ સ્વાભાવિક ચરે તે દેશ યજ્ઞ કરવાને યોગ્ય છે. તે દેશોમાં દ્વિજાતિ મનુષ્ય રહી શકે છે. વિષ્ણુપુરાણમાં કહ્યું છે, કે જમ્બુદ્વીપમાં ભારતવર્ષ એટલા માટે શ્રેષ્ઠ છે, કે તે કર્મભૂમિ છે, અને બીજા દેશ ભોગ–ભૂમિ છે. મનુષ્યનું આ ભૂમિમાં જન્મવું પુણ્યના પ્રતાપથી કદાચિત જ થાય છે. દેવતાઓ પણ અહીં જન્મવાની ઇચ્છા કરે છે. અને કહે છે, કે તે પુરૂષને ધન્ય છે, કે જે ભારતભૂમિમાં જન્મ ધારણ કરી ભોગ અને મોક્ષનો ભાગી બને છે. આટલા માટે ભારતવાસીઓને ઉચિત છે, કે તેઓ પોતાની માતૃભૂમિનું હંમેશાં સન્માન કરે અને તેના યોગ્ય પુત્ર બને.

---

## પાઠ ૮ મો.

### કાળ નિયમ.

પ્ર૦—કાળનો શો નિયમ છે?

ઉ૦—શાસ્ત્રોમાં કાળનો નિયમ આ પ્રકારનો છેઃ—

આંખના એક પલકારાને નિમેષ કહે છે.

૧૮ નિમેષ=૧ કાષ્ટા, (વિષ્ણુપુરાણ અ૦ ૩, અંશ ૧, શ્લોક ૮) કેટલેક સ્થળે ૧૫ નિમેષ=૧ કાષ્ટા કહેવામાં આવી છે.

૩૦ કાષ્ઠા = ૧ કળા.
૩૦ કળા = ૧ મુહૂર્ત.
૩૦ મુહૂર્ત = ૧ રાત્રિ દિવસ.
૧૫ રાત્રિ દિવસ = ૧ પક્ષ.
૨ પક્ષ = ૧ માસ.
૨ માસ = ૧ ઋતુ.
૬ ઋતુ = ૧ વર્ષ. છ મહિનાનું એક અયન અને બે અયનનું એક વર્ષ થાય છે.
૫ વર્ષ = ૧ યુગ.

પાંચમ, દશમ અને પૂનમને પૂર્ણ તિથિયો કહી છે. બાકીની ઋક્ત અથવા સામાન્ય છે. વરસની શરૂઆત કાર્તિક કે ચૈત્રથી નહિ, પણ માર્ગશીર્ષથી થતી હતી. તેનો ક્રમ માર્ગશીર્ષ, પૌષ, માઘ, ફાલ્ગુન, ચૈત્ર, વૈશાખ, જ્યેષ્ઠ, આષાઢ, શ્રાવણ, ભાદ્રપદ, આશ્વિન અને કાર્તિક એ પ્રમાણે હતો. વરસના બે વિભાગ કરવામાં આવ્યા હતા: (૧) ઉત્તરાયણ, જ્યારે સૂર્ય ઉત્તરમાં જાય છે. અને (૨) દક્ષિણાયન, જ્યારે તે દક્ષિણમાં આવે છે. પાંચ વરસના એક યુગ સિવાય શાસ્ત્રોમાં કૃત (સત), ત્રેતા, દ્વાપર અને કલિ એ ચાર યુગો કહ્યા છે. મનુષ્યોનો એક માસ તે પિતૃઓનો એક રાત્રિદિવસ અને મનુષ્યોનું એક વરસ તે દેવતાઓના એક રાત્રિદિવસની બરાબર માનવામાં આવ્યું છે. શુક્લપક્ષ એ પિતૃઓની રાત્રિ અને કૃષ્ણપક્ષ દિવસ છે. ઉત્તરાયણ દેવતાઓનો દિવસ અને દક્ષિણાયન રાત્રિ છે. સતયુગનાં ૪૦૦૦, ત્રેતાનાં ૩૦૦૦, દ્વાપરનાં ૨૯૦૦ અને કલિયુગનાં ૧૦૦૦ દેવતાઓનાં વરસ છે, અને પ્રત્યેકની સાથે તેની ૪૦૦, ૩૦૦, ૨૦૦ અને ૧૦૦ વરસની સંધ્યા અને સંધ્યાંશ છે. આ હિસાબે ૧૨૦૦૦ દેવ વરસની એક ચતુર્યુગી થાય છે. તેને મહાયુગ કહેવામાં આવે છે અને એવા એવા ૧૯૦૦ મહાયુગનો બ્રહ્માનો એક દિવસ થાય છે અને એ જ માપની રાત્રિ થાય છે. ૪૩૨૦૦૦૦

માનવ વર્ષનો એક મન્વન્તર થાય છે અને હાલ વૈવસ્વત સાતમો મન્વન્તર છે. આના પહેલાં ૭ મનુ થઇ ગયા છે અને બ્રહ્માના એક એક દિવસમાં બીજા સાત થશે.

પ્ર૦—એ યુગોમાં ધર્મની વ્યવસ્થા કેવી હતી ?

ઉ૦—મહાભારતમાં કહ્યું છે, કે સતયુગમાં લોકો બહુ બળવાન, રૂપવાન, તેજસ્વી, સત્યવાદી અને જિતેન્દ્રિય થતા હતા. ક્ષત્રિઓ બહુવીર અને શુભ લક્ષણસમ્પન્ન થતા હતા. લડાઇમાં નાસવાથી અજાણ હતા અને સઘળા બ્રહ્મપરાયણ હતા. ત્રેતામાં જ્યારે ધર્મનો એક અંશ ઓછો થયો ત્યારે માણસોની આયુ પણ તેના પ્રમાણમાં ઘટી ગઈ અને તપને બદલે જ્ઞાન પ્રધાન બન્યું. દ્વાપરમાં ધર્મનો અર્ધો અંશ રહ્યો અને યજ્ઞને પ્રાધાન્ય મળ્યું. કલિમાં જ્યારે ધર્મનો કેવળ એક અંશ રહી જાય છે અને પાપનો વધારો થાય છે ત્યારે દાન પ્રધાન બને છે.

પ્ર૦—શું આની મતલબ એવી છે, કે જગતમાં એક સમયે પાપનું અસ્તિત્વ પણ નહોતું ?

ઉ૦—ના. એની મતલબ એવી નથી, કે સંસારમાં કોઇ સમય એવો હતો કે જ્યારે પાપનો સર્વથા અભાવ હતો. વેદોમાં પણ ચોરી, જુગાર ઇત્યાદિનું વર્ણન છે. હરિશ્ચન્દ્ર, રામચન્દ્ર વગેરેના સમયમાં શું અનર્થ કે અનાચાર ન હતો ? પરન્તુ પ્રત્યેક દેશમાં જ્યાંસુધી મનુષ્ય ગણતા વધતી નથી ત્યાંસુધી પાપ ઓછાં રહે છે. જ્યારે તે વધી જાય છે ત્યારે પાપ પણ વધતાં જાય છે. આને પૃથ્વીનો ભાર કહેવામાં આવે છે. યુગ વ્યવસ્થા ઓછીવત્તી પુરૂષ અધીન છે. જ્યારે તે નિરંતર પાપકર્મમાં પ્રવૃત્ત રહે છે ત્યારે કલિ, જ્યારે તેનાથી બચવાની પ્રવૃત્તિ કરે છે ત્યારે દ્વાપર, જ્યારે કંઇક બચી જવા પામે છે ત્યારે ત્રેતા અને જ્યારે તેનો સર્વથા ત્યાગ કરે છે ત્યારે સતયુગ કહેવાય છે. મહાત્મા જ્ઞાની પુરૂષોને માટે તપ અને જ્ઞાન, ધર્મિષ્ઠોને માટે યજ્ઞ અને સામાન્ય પુરૂષોને માટે દાન છે. અત્યારે પણ જ્યાં જ્ઞાની અને તપસ્વી છે ત્યાં સતયુગ, જ્યાં ધર્મિષ્ઠ છે ત્યાં દ્વાપર અને ત્રેતા છે.

# ભાગ બીજો.



## ઈશ્વર.



यतो वा इमानि भूतानि जायन्ते,
येन जातानि जीवन्ति, यत्प्रयन्त्यभिसविशन्ति
तद्विजिज्ञास्व तद् ब्रह्म—

અર્થ—જેના વડે આ સર્વ પ્રાણી ઉત્પન્ન થાય છે, જેની સત્તાથી ઉત્પન્ન થઈને જીવે છે, જેનામાં લય પામે છે તેને જાણવાની ઈચ્છા કર, તે બ્રહ્મ છે.



## પાઠ ૯ મો.

## ઈશ્વરમહિમા.

પ્ર૦—આપણને કોણે બનાવ્યા છે ?

ઉ૦—આપણને ઈશ્વરે બનાવ્યા છે, આપણાં શરીર, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ અને પ્રાણીની શક્તિ એ સૌ તેનાં આપેલાં છે. તે જ આપણા પ્રભુ, તે જ પેદા કરનાર છે.

પ્ર૦—શું આખા જગતનો કર્તા તે છે, કે જેણે આપણને પેદા કર્યા છે ?

ઉ૦—હા તે જ છે. જેવી રીતે પ્રત્યેક ઋતુના આગમન સહ તેને અનુકૂળ એવાં વૃક્ષોમાં ફળ, ફૂલ, પત્ર વગેરે પેદા થાય છે અને તેની પૂર્ણાહૂતિની સાથે તે સર્વ ખરી પડે છે અથવા જેવી રીતે મનુષ્યો દિવસના ભાગમાં સાંસારિક કામકાજોમાં હરતાં ફરતાં રહે છે અને રાત્રે નિદ્રામાં લીન થાય છે તેવી રીતે આ જગતની ઉત્પત્તિ એ ઈશ્વરનો દિવસ અને તેનો પ્રલય એ રાત્રિ છે. તેના સિવાય જગતનો કર્તા બીજો કોઇ જ નથી. જેના વડે આ સર્વ સ્થિત છે, જે આ સર્વને ધારણ કરે છે અને જેમાં આ સર્વનો લય થાય છે તે જ ઈશ્વર છે.

પ્ર૦—તે પરમેશ્વર કેવો છે ?

ઉ૦—તે પરમેશ્વર સત્ય, જ્ઞાન, અનન્ત સ્વરૂપ છે. તે જ સર્વનું આદિ કારણ, તે જ સર્વ રાજાઓનો રાજા, સર્વનો સ્વામી, સર્વનું પાલન, પોષણ અને શાસન કરનાર છે.

પ્ર૦—જગતનો રચનાર ચેતન છે કે જડ ?

ઉ૦—તે ચેતન છે. જેની આજ્ઞાથી આ સંસારચક્ર નિયમપૂર્વક ગતિ કરી રહ્યું છે; જેણે પૃથ્વી અને આકાશને પોતપોતાને સ્થાને સ્થાપિત કર્યાં છે; જેના શાસનથી આ આકાશમાં દેખાતા સૂર્ય, ચંદ્ર અને તારા નિયત સમયે ઉદય અને અસ્ત પામે છે; શિશિર, હેમંત, વસંત, ગ્રીષ્મ, વર્ષા અને શરદ ઋતુઓ પોતપોતાના સમયે

આવાગમન કર્યાં કરે છે; ક્ષણ, મુહૂર્ત, દિવસ, રાત, માસ, વરસ અને યુગોનું આવર્ત્તન થાય છે; નદીઓ વહે છે; લોકો જ્ઞાની, ધ્યાની અને દાતા બની પરમપદની આશા કરે છે તે જડ કેવી રીતે હોઈ શકે? તે તો સર્વ ચેતનોનું પણ ચેતન છે. વેદમાં પણ તેને "**चेतनश्च चेतनानाम्**" જણાવી સ્તુતિ કરવામાં આવી છે.

પ્ર૦—પરમેશ્વર ક્યાં છે?

ઉ૦—પરમેશ્વર જળમાં, સ્થળમાં, પૃથ્વીમાં, વાયુમાં, આકાશમાં, અણુમાં, પર્વતમાં, નદીમાં, સમુદ્રમાં-સર્વ સ્થળમાં વ્યાપ્ત છે. બ્રહ્માંડમાં કોઈ પદાર્થ, કોઈ સ્થાન, કોઇ કાળ, કોઈ પ્રાણી એવાં નથી કે જેમાં તેનો વાસ ન હોય.

પ્ર૦—આપણી અંદર તે કયા સ્થાનમાં રહે છે?

ઉ૦—તે આપણા રોમેરોમમાં-નખથી શિખા સુધી વિદ્યમાન છે, પરન્તુ તેનું મુખ્ય સ્થાન આપણું હૃદય છે.

પ્ર૦—પરમેશ્વરનાં કયાં કયાં નામ છે?

ઉ૦—પરમેશ્વરનાં નામ અનન્ત છે. કોઇ તેને બ્રહ્મા, કોઇ શિવ, કોઇ અગ્નિ, કોઈ સૂર્ય, કોઈ પ્રજાપતિ, કોઈ વિધાતા, કોઈ રામ, કોઈ કૃષ્ણ, કોઇ ભગવાન્, કોઈ આદીશ્વર, કોઈ માલીક કહે છે. પરન્તુ તેનું મુખ્ય નામ **ओ३म्** છે, કે જે પદને વેદ પૂકારે છે, જેના જપ જ્ઞાની પુરૂષો કરે છે, જેનું ધ્યાન ભક્તજનોના હૃદયમાં નિરંતર થાય છે, જે સર્વ વેદનો સાર છે તે પ્રણવનું લક્ષ્ય પરમાત્મા છે. આ તેના પ્રણવ નામનું ઉચ્ચારણ સદા-સર્વદા કરો.

પ્ર૦—પરમેશ્વરનું સ્વરૂપ કેવું છે?

ઉ૦—જે પ્રમાણે પરમેશ્વરનાં નામ અનન્ત છે તે પ્રમાણે તેનાં સ્વરૂપ પણ અનન્ત છે. વાસ્તવિક રીતે તે નિરાકાર છે, પરન્તુ જ્યારે જ્યારે ધર્મનો લોપ થાય છે ત્યારે ત્યારે ધર્મની મર્યાદાનું સ્થાપન, અધર્મનો નાશ અને ભક્તોનો ઉદ્ધાર કરવાને માટે તે કોઈ અત્યન્ત ગુણયુક્ત અને જ્ઞાનસંપન્ન શરીર ધારણ કરે છે. આને અવતાર કહે

છે અને તે રામ, કૃષ્ણ, બુદ્ધ વગેરેના નામથી સુપ્રસિદ્ધ છે. અખિલ વિશ્વમાં જે જે પદાર્થ રૂપવાન, ગુણવાન, તેજસ્વી, બળવાન છે તે સર્વ પરમેશ્વરની જ વિભૂતિ છે એ પ્રમાણે ગીતામાં કહેલું છે.

પ્ર૦—શું આ આપણી આંખોથી તે દેખી શકાય છે?

ઉ૦—ના, આપણે આ આંખોથી તેને જોઈ શકીએ નહિ. તેને કોઈ ઇન્દ્રિયથી જાણી શકાતો નથી, તેમજ આપણાં મન, વાણી અને બુદ્ધિ ત્યાં પહોંચી શકતાં નથી. તે તો માત્ર તેને મળે છે, કે જે નિર્મળ બુદ્ધિથી નિરંતર તેનું ધ્યાન ધરે છે.

પ્ર૦—પરમેશ્વરનાં ગુણ કર્મ શાં છે?

ઉ૦—શાસ્ત્રોમાં ઉપાસનાને અર્થે પરમેશ્વર સર્વજ્ઞ, સર્વ શક્તિમાન્, સર્વ વ્યાપી, સર્વનો અન્તરાત્મા, સર્વ કર્મનાં ફળોનો દાતા, સર્વનો સાક્ષી, ભક્તવત્સલ, દીનદયાળુ, ન્યાયકારી, કરુણામય, સર્વ ગુરૂઓનો ગુરુ, સર્વના આદિ અને અન્તમાં શેષ રહેનાર વગેરે ગુણ-કર્મ યુક્ત હોવાનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે. વસ્તુતઃ તે ગુણ અને કર્મથી અતીત છે. અધિકારી ભેદને લીધે તેનામાં સગુણ અને નિર્ગુણનો ભેદ જોવામાં આવે છે; જે મનુષ્ય જ્ઞાન દ્વારા ઇશ્વરને મેળવી શકતો નથી તે તેની સગુણરૂપે ઉપાસના કરે છે. જ્ઞાની પુરૂષો વેદમાં **નેતિ નેતિ** કહેવામાં આવ્યું છે તેમ તેને દેશ, કાળ, ક્રિયા અને વસ્તુથી પર–સર્વ ગુણોથી અતીત કહે છે.

પ્ર૦—પરમેશ્વરનાં ગુણકર્મો જાણવાનો શો ઉપાય છે?

ઉ૦—તેનો મુખ્ય ઉપાય શાસ્ત્રચિન્તન, ભજન, ધ્યાન અને આત્મસમર્પણ છે. શાસ્ત્રચિન્તન અને સત્સંગ અર્થાત્ ઇશ્વરના ભક્તોની પાસે બેસવાથી ચિત્ત શુદ્ધ થતાં મનુષ્ય ઇશ્વરના ભજન ધ્યાનને યોગ્ય બને છે. પાપકર્મોથી બચ્યા વગર અને ચિત્તની શુદ્ધિ કર્યા વિના કેવળ શાસ્ત્રોનો અભ્યાસ કરવાથી ઇશ્વરને જાણી શકતો નથી.



## પાઠ ૧૦ મો.

### ભક્તિ.

પ્ર૦—ઇશ્વરને પામવાની શી રીત છે?

ઉ૦—આપણાં સઘળાં કર્મો તેના પ્રીત્યર્થે કરવાં, નિરન્તર તેનું જ ચિન્તન કરવું, મન અને બુદ્ધિ તેને અર્પણ કરવાં, તેની સેવા કરવી અને હંમેશાં તેનામાં લીન થઇ જવાય ત્યાં સુધીનો તેની સાથે અનન્ય ભાવ રાખવો એ જ એને મળવાનો ઉપાય છે, એ જ સર્વ શાસ્ત્રનો સિદ્ધાન્ત, સર્વ જપ, તપ, તીર્થ, દાન, યોગ અને ક્રિયાનું અન્તિમ ફળ છે, અને એ જ વાત સઘળા ઋષિ, મુનિ અને દેવતા કહેતા અને કરતા આવ્યા છે. લૌકિક વ્યવહારમાં આપણા ધર્મનું યોગ્ય પાલન કરવું, પ્રાણી માત્ર પર દયા રાખવી, સર્વની સાથે મિત્ર-ભાવે વર્તવું, દાન કરવું અને મધુર વાણીથી બોલવું એથી અધિક કોઈ બીજી ઇશ્વરની પૂજા નથી.

પ્ર૦—ભજન ધ્યાન કોને કહે છે?

ઉ૦—પરમાત્માના ગુણાનુવાદ ગાવા અને ૐકાર, ગાયત્રી વગેરે મન્ત્રોના જપ કરવા તેનું નામ ભજન છે. ચિત્તને બહારની બાજુથી ખેંચી લઈ ઇશ્વરમાં એવી રીતે લગાડવું કે તેમાં કોઈ બીજી વૃત્તિ ઉઠવા જ પામે નહિ તેનું નામ ધ્યાન છે.

પ્ર૦—ઇશ્વરના અસ્તિત્વ વિષયે શું પ્રમાણ છે?

ઉ૦—કેવળ વેદ-શાસ્ત્ર અને વિદ્વાન્ મહાત્માઓનો હંમેશથી ચાલ્યો આવતો અનુભવ જ નહિ, પરન્તુ મારૂં અને તમારૂં અંતઃકરણ પણ એ વાતનું પ્રમાણ આપે છે.

પ્ર૦—વિશેષ કાંઈ પ્રમાણ?

ઉ૦—ભારતવાસી હંમેશાંથી આસ્તિક રહ્યા છે, અને તેના દિલમાં ઇશ્વરના અસ્તિત્વ વિષે કદિ પણ શંકા જન્મી નથી, એટલું જ નહિ, પણ નાસ્તિક અને મર્યાદા રહિત પુરૂષના જેવો કોઇ પાપી નથી એમ મનાયું છે. વ્યાસ ભગવાન પોતાના પુત્ર શુકદેવજીને કહે છે, કે નાસ્તિક પુરુષથી હંમેશાં દૂર રહો. આ વિશ્વનો સઘળો લૌકિક અને

પારમાર્થિક વ્યવહાર ઇશ્વરને લઇને ચાલે છે—અહીંના લોકોના રોમે-રોમમાં જે સઘળાં જપ, તપ, સ્વર્ગ, નરક, નિયમ, વ્રત, પુણ્ય, પાપ, જન્મ, મરણ વગેરેની વ્યવસ્થા વ્યાપી રહી છે તે સર્વ એ ઇશ્વરના અસ્તિત્વ ઉપર આધાર રાખે છે. જો આપણે આપણા હૃદયમાં વિચાર કરીશું તો આપણને તરત જ ખાત્રી થશે, કે પાપકર્મ કરતી વખતે કોઇ અન્દરથી નિન્દા કરે છે અને પુણ્ય કર્મ કરતી વખતે પ્રસન્ન થાય છે. આ જ આપણો અંતરાત્મા ઇશ્વર છે, કે જેની પ્રાપ્તિને માટે લોકો હજારો કષ્ટ ઉઠાવી જંગલોમાં વરસોનાં વરસો સુધી સમાધિ લગાવે છે. તે જ આપણો ઇશ્વર છે, કે જેનું શરણુ ગ્રહી લોકો વીરતાથી મોતના મુખમાં આનંદપૂર્વક જઈ પડે છે. શું આ ઇશ્વરના અસ્તિત્વ વિષે શંકા હોઇ શકે?

## પાઠ ૧૧ મો.

### સવાર સાંજની પ્રાર્થના.

પ્ર૦—એક દિવસમાં ઓછામાં ઓછી કેટલી વખત ભજન ધ્યાન કરવું જોઇએ?

ઉ૦—સામાન્ય મનુષ્યો કે જેઓ અંતઃકરણના દોષો અથવા સંસારનાં કામકાજ રૂપી અંતરાયોને લીધે ઇશ્વરનું ધ્યાન અને ભજન સતત કરી શકતાં નથી તેઓને માટે જરૂરનું છે, કે તેઓ ઓછામાં ઓછી બે વખત એટલે સવાર અને સાંજે શરીરને શુદ્ધ કરીને કોઇ પવિત્ર સ્થાનમાં બેસી એકાગ્ર ચિત્તથી ઇશ્વરની આ પ્રકારે પ્રાર્થના કરેઃ—

**પ્રાતઃકાળની પ્રાર્થના**—હે જગદીશ્વર! હે અન્તર્યામિન્! હે કરુણાનિધાન! હે પરમાત્મન્! હે કરુણાધિાન! હે પરમાત્મન્! આપને હજારો વાર નમસ્કાર છે. રાતમાં મારાથી—મારાં મન, વાણી, દેહ અને ઇન્દ્રિયોથી—જે કંઈ અપરાધો થયા છે તે સર્વ ક્ષમા કરજો

અને જે વડે ફરીને પાપ કર્મમાં પ્રવૃત્ત ન થાઉં એવી શક્તિ આપજો. મારાં સઘળાં અંગ પુષ્ટ અને બળવાન બનો, મારૂં શરીર તેજસ્વી થાઓ, મારી વાણી મધુરભાષિણી બનો. આ હાથ હંમેશાં આપની સેવામાં તત્પર રહો, આ શરીર હંમેશાં આપના ભક્તોના સંગમાં અને સેવામાં રહો, આ પગ કદિ પણ અયોગ્ય અને અપવિત્ર સ્થાન તરફ ન વળો, આ જીભ હંમેશાં જ આપનું પવિત્ર યશોગાન કરો, આ કાન આપના ગુણાનુવાદોને જ શ્રવણ કરો, આ ચિત્ત સદા આપમાં જ આસક્ત બનો અને મારી સંસારયાત્રા આપના જ પ્રીત્યર્થ હો.

ॐ शान्तिः शान्तिः शान्तिः ।

આ પ્રાર્થનાની સાથે સન્ધ્યાદિ કર્મ કરવાં જોઇએ.

**સાયંકાળની પ્રાર્થના**—હે જગદીશ્વર! હે દેવાધિદેવ! હે જગતના આદિકારણ! હે દીનબન્ધો! આપને હજારો વાર પ્રણામ છે. આપ જ મારી માતા છો, આપ જ મારા પિતા છો, આપ જ મારા બન્ધુ છો, આપ જ મારા સખા છો, આપ જ મારા ગુરુ છો. મારી વિદ્યા પણ આપ જ છો, મારૂં ધન પણ આપ જ છો, આપ જ મારૂં સર્વસ્વ છો. મેં આખા દિવસમાં મારાં મન, વાણી, શરીર આદિથી જે અપરાધ કર્યા હોય તે સર્વ મને ક્ષમા કરો. મારાથી જ્યાં જ્યાં આપની આજ્ઞાનું ઉલંઘન થયું છે તેને ક્ષમા કરો. હું આ રાતમાં આપની કૃપાથી સુખપૂર્વક સૂઈ રહું અને દુઃખથી બચું, જો રાતમાં આ શરીર પડે તો આપના ચરણારવિંદનું ધ્યાન કરતાં શુભ ગતિને પામું, જો આપની કૃપાથી પ્રાતઃકાળમાં ઉઠવાનું બની આવે તો ફરીને આપનાં કાર્યોમાં પ્રવૃત્ત થાઉં એવી શુભ મતિ પ્રેરો.

ॐ शान्तिः शान्तिः शान्तिः ।

આ સાથે સાયં સન્ધ્યા કરવી જોઇએ અને તે સાથે પુરુષ-સૂક્ત અથવા કોઈ બીજો પાઠ પણ કરવો ઉચિત છે.

# પાઠ ૧૨ મો.

## ભક્તિનું માહાત્મ્ય.

પ્ર૦—ઈશ્વરની ભક્તિ કરવાથી શું થાય છે?

ઉ૦—આલોક અને પરલોકમાં સુખ મળે છે અને સંસારનાં બંધનથી મુક્તિ થાય છે.

પ્ર૦—ઈશ્વરના મુખ્ય ભક્તો કોણ કોણ થયા?

ઉ૦—આ દેશમાં પ્રાચીન સમયમાં પ્રલ્હાદ, નારદ, હનુમાન, વ્યાસ, ભીષ્મ, અમ્બરીષ વગેરે મહાન્ ભક્તો થઈ ગયા. વર્તમાન સમયમાં શ્રી રામાનુજાચાર્ય, નાનક, મીરાંબાઇ, કબીર, દાદુ, તુલસીદાસ આદિ થઇ ગયા છે. આ ઉપરાન્ત બંગાળામાં શ્રી મહાપ્રભુ ચૈતન્ય, દક્ષિણમાં એકનાથ, તુકારામ, રામદાસ; અને ગુજરાતમાં અખો, પ્રીતમ, નરસિંહમહેતા વગેરે થયા છે. ઇશ્વરની ભકિતમાં કોઇ ન્યાત, કુળ કે આશ્રમનો નિયમ નથી. સઘળા ભકતોમાં શિરોમણિ એવા ભક્ત અસુરપુત્ર પ્રલ્હાદ થયા. તેને શસ્ત્રોથી પ્રહાર કરવામાં આવ્યો, ઝેર ખવરાવ્યું, હાથીના પગ તળે છૂંદાવ્યો, અગ્નિમાં નાંખ્યો, જળમાં ડુબાવ્યો, પર્વત પરથી પછાડયો, તેલમાં કકડાવ્યો છતાં પણ તે એ જ નિષ્ઠા રાખી રહ્યો, કે આ અસાર સંસારના ફેરામાં પડીને કદિ પણ ઇશ્વરને ન ભૂલવો, સર્વત્ર સમ બુદ્ધિ રાખવી, એ સમત્વ જ વિષ્ણુ ભગવાનનું પરમ આરાધન છે, ઇશ્વર પ્રસન્ન થતાં જગતમાં કોઇપણ પદાર્થ અલભ્ય નથી, એ અનન્તરૂપી કલ્પવૃક્ષનો આશ્રય લેતાંની સાથે જ ધર્મ, અર્થ, કામ, મોક્ષ અને સર્વ કાંઈ આપોઆપ પ્રાપ્ત થાય છે, સર્વ પ્રકારના ભયને હરનાર તે અનન્ત ભગવાનને હૃદયમાં ધારણ કરતાં ભય ક્યાં રહી શકે એમ છે? તેના સ્મરણ માત્રથી જન્મ, જરા અને મૃત્યુના સઘળા ભય ભાગી જાય છે. તેની આવી શુદ્ધ અને સાચી નિષ્ઠા જોઇને જ્યારે વિષ્ણુ ભગવાને વર માગવાનું કહ્યું ત્યારે તેણે એ જ વર માગ્યો, કે નાથ! જે જે

હજારો યોનિયોમાં હું જન્મ ધારણ કરૂં તે સર્વમાં મારી પ્રીતિ સદા આપનામાં રહો, જેવી પ્રીતિ અવિવેકી પુરુષોની વિષયોમાં હોય છે તેવી પ્રીતિ મારી આપમાં હો. આવી ભક્તિ તે જ સાચી ભક્તિ છે અને એવી ભક્તિને ત્રણે લોકમાં કંઇ જ અસાધ્ય કે અપ્રાપ્ય નથી.

## પાઠ ૧૩ મો.

### ભક્તિ અને જ્ઞાનનો અભેદ.

પ્ર૦—શું ભક્તિ અને જ્ઞાન એ ભિન્ન ભિન્ન વસ્તુ છે ?

ઉ૦—કદિ નહિ. અનન્ય ભક્તિ તે જ અભેદ જ્ઞાન છે. જે પરમ ભક્ત છે તે જ પરમ જ્ઞાની છે. પ્રભુના ભક્ત પ્રભુ સિવાય બીજું કંઈ જ દેખતા નથી. તેને જળ સ્થળ—સર્વ જગત ઇશ્વરરૂપ પ્રતીત થાય છે. જ્ઞાનીનો પણ ભેદભાવ દૂર થઈ તેને જગતમાં જગતબુદ્ધિ રહેતી નથી, તેને બ્રહ્મથી ભિન્ન એવું કંઇ ભાસતું જ નથી. આમ છતાં ભક્તિમાર્ગ સુલભ છે અને જ્ઞાનનો માર્ગ સુલભ નથી. તુલસીદાસજી કહે છે, કે:—

જ્ઞાનકી પન્થ કૃપાણકી ધારા,
પરત ખગેશ ન લાગે વારા.
જો નિર્વિઘ્ન પન્થ નિર્વહઈ
સો કૈવલ્ય પરમ પદ લહઇ.
અતિ દુર્લભ કૈવલ્ય પરમ પદ,
સન્ત પુરાણ નિગમ આગમ વદ.
રામ ભક્તિ સાં મુક્તિ ગુસાંઈ,
અન ઇચ્છિત આવે વરિ આઇ.

આટલા માટે સઘળા મહાનુભાવોએ ભક્તિને જ્ઞાનનું મુખ્ય અંગ માન્યું છે અને તેનો આશ્રય લીધો છે. શુદ્ધ ભક્તિ વિના કદાપિ જ્ઞાન થઈ શકતું નથી. પરમ જ્ઞાની જ પરમ ભક્ત છે. શ્રીકૃષ્ણ ભગ-

ત્વાન કહે છે, કે મારામાં જ ચિત્તને જોડવાથી અને મારો જ આશ્રય લેવાથી મનુષ્ય મને જાણે છે.

પ્ર૦—જ્ઞાનનું લક્ષ્ય શું છે?

ઉ૦—સ્વસ્વરૂપમાં સ્થિતિ એ જ્ઞાનનું પરમ લક્ષ્ય છે. **तत्त्वमसि** એ મહાવાક્ય વેદોનો સાર છે. તેનો અર્થ એ છે, કે તે તું જ છે, કે જે સૂક્ષ્મથી પણ સૂક્ષ્મ, સત્યનું પણ સત્ય સર્વનો અન્તરાત્મા છે. અહીં જ્ઞાનની સમાપ્તિ છે.

પ્ર૦—યોગનું લક્ષ્ય શું છે?

ઉ૦—જે પ્રમાણે ભક્તિનું લક્ષ્ય ઇશ્વરરૂપ થઈ જવું અને જ્ઞાનનું લક્ષ્ય ભેદભાવને ટાળી સર્વ જગતને તથા પોતાને ઇશ્વરરૂપ જાણવું એ છે તે જ પ્રમાણે યોગનું લક્ષ્ય ચિત્તવૃત્તિનો નિરોધ કરીને સ્વ-સ્વરૂપમાં સ્થિત થવું એ છે. વસ્તુતઃ ભક્તિ, જ્ઞાન અને યોગ ત્રણેનું લક્ષ્ય એક જ છે. અર્થાત્ ભેદને ટાળવો અને તદ્રુપ થવું, આટલા માટે જે સાચો ભક્ત છે તે જ સાચો જ્ઞાની છે, તે જ સાચો યોગી છે. ભક્તિ અને યોગ વિના જ્ઞાન થતું નથી એ સિદ્ધાન્ત છે.

પ્ર૦—જ્યારે ઇશ્વર એક, કરુણામય અને ન્યાયકારી છે ત્યારે જગતમાં સુખ અને દુઃખ કેમ વર્તે છે?

ઉ૦—સુખ દુઃખ પ્રાણીઓના કર્માનુસાર આવી લાગે છે. ઇશ્વર તેનું સામાન્ય કારણ છે જ્યારે વિશેષ કારણ તો તેના પૂર્વના સંસ્કાર અને પુરુષાર્થ છે. જેવી રીતે વરસાદનું પાણી ફળ, ફૂલ અને પાંદડાંની ઉત્પત્તિ, સ્થિતિ અને વૃદ્ધિનું સામાન્ય કારણ છે અને જમીનને ખેડનાર અને દરેકનાં બી વાવનાર તેનું વિશેષ કારણ છે તેવી જ વ્યવસ્થા જગતની પણ છે. આવી વિષમતા અનાદિકાળથી ચાલી આવી છે. એટલા માટે ઇશ્વરમાં દોષનું આરોપણ કરવું એ સર્વથા અનુચિત છે. તે તો કેવળ સાક્ષીવત્ છે.

પ્ર૦—જ્યારે ઇશ્વર એક છે ત્યારે આ જોવામાં આવે છે તે

મતભેદ અને સમ્પ્રદાય ભેદ કેમ છે ?

ઉ૦—તેનું કારણ કેવળ અજ્ઞાન અને પક્ષપાતીપણું છે. વેદમાં શૈવ, વૈષ્ણવ આદિ કોઇ સમ્પ્રદાય-ભેદ નથી. પ્રાચીન શાસ્ત્રોમાં એક અદ્વિતિય બ્રહ્મનિષ્ઠા જ સર્વ ધર્મનો અન્ત ( વેદાન્ત ) છે એમ કહેવામાં આવ્યું છે. હાલ જોવામાં આવતાં દ્વેષ, દ્રોહ, પૂજા, તિલક, માળા, ભેદાભેદ વગેરેનું અથવા તેમનાં નામમાત્રનું પણ તેમાં નામ-નિશાન નથી. ભારતાદિ શાસ્ત્રોમાં પણ એ સમ્પ્રદાય-ભેદ જોવામાં આવતો નથી. પરન્તુ જેમ કૃષ્ણ ભગવાન ભગવાન શંકરના ભક્ત હતા તેવી જ રીતે ભગવાન શંકર પણ કૃષ્ણને માનતા હતા. અત્યારે પણ આપણું કલ્યાણ ભેદભાવ દૂર કરવામાં અને એક અદ્વૈતનિષ્ઠા રાખવામાં જ છે. એ મતપંથના ઝઘડાઓ દૂર કર્યા વગર મનુષ્યોની ધાર્મિક તેમ જ સામાજિક ઉન્નતિ કદિ પણ થશે નહિ.



# ભાગ ત્રીજો.

## મનુષ્ય અને તેનું કર્તવ્ય.

दाम्यत दत्त दयध्वम् ।

અર્થ—ઇન્દ્રિયોનું દમન કરો, દાન કરો, દયા કરો,

## પાઠ ૧૪ મો.

### મનુષ્યતત્ત્વ.

પ્ર૦—મનુષ્ય કોને કહે છે ?

ઉ૦—પુણ્ય પાપથી બનેલા શરીરધારી, કર્માધિકારી ચેતન પ્રાણીનું નામ મનુષ્ય છે એમ શાસ્ત્રમાં કહ્યું છે.

પ્ર૦—મનુષ્યનામાં કયા કયા અંશ છે ?

ઉ૦—શરીર, ઇન્દ્રિય, મન, પ્રાણ, ચેતન, ઇશ્વર.

પ્ર૦—તેની રચના કેવા પ્રકારની છે ?

ઉ૦—પૃથ્વી, જળ, તેજ, વાયુ અને આકાશ એ પંચ મહાભૂતોથી બનેલું તેનું શરીર છે. એ પંચ મહાભૂતોના સૂક્ષ્મ ભાગથી મન અને ઇન્દ્રિયો બની છે. જે શરીરને ચલાવે છે તે પ્રાણવાયુ છે. જે જીવરૂપે શરીરમાં રહે છે તે ચેતન ઇશ્વરનું પ્રતિબિંબ છે, અને ઇશ્વિર સર્વનો સાક્ષી છે.

પ્ર૦—મનુષ્ય દેહ કેવો છે ?

ઉ૦—મનુષ્યદેહ સર્વોત્તમ છે. આ ઇશ્વિરની સૃષ્ટિમાં મનુષ્ય દેહ અતિ ઉત્તમ છે એમ સર્વ દેશના વિદ્વાનો હંમેશાંથી જ માનતા આવ્યા છે. વેદમાં કહ્યું છે, કે જ્યાંસુધી પોતાને માટે મનુષ્ય શરીર પેદા થયું નહિ ત્યાંસુધી ઇન્દ્રિય રૂપી દેવતા તૃપ્ત થયા નહિ. કારણ કે દેવતાઓને, પિતૃઓને અને સમસ્ત વિશ્વને મનુષ્ય જ યજ્ઞ વડે તૃપ્ત કરે છે. મુસલમાનો પણ આખી સૃષ્ટિમાં મનુષ્યને શ્રેષ્ઠ અને ખ્રિસ્તીઓ તેને ઇશ્વિરની મૂર્તિ હોવાનું સ્પષ્ટ કહી બતાવે છે.

પ્ર૦—પંચ મહાભૂતોના કયા કયા ગુણો છે ?

ઉ૦—પૃથ્વીનો ગુણ ગંધ, જળનો રસ, અગ્નિનો રૂપ, વાયુનો સ્પર્શ અને આકાશનો ગુણ શબ્દ છે.

પ્ર૦—કયા કયા ગુણની સાથે કયી કયી ઇન્દ્રિયનો સંબંધ છે?

ઉ૦—ગંધનો નાકની સાથે, રસનો જીભની સાથે, રૂપનો આંખની સાથે, સ્પર્શનો ચામડીની સાથે અને શબ્દનો કાનની સાથે સંબંધ છે. પાંચ જ્ઞાનેન્દ્રિયો અને તેના પાંચ વિષયો તે આ છે.

પ્ર૦—કર્મેન્દ્રિયો કેવી રીતે ઉપજી અને તેનાં શાં શાં કામ છે?

ઉ૦—પ્રાણનો ભેદ તે કર્મેન્દ્રિયો છે અને તે તેનાથી પેદા થઈ છે. વાણીનું કામ બોલવું, હાથનું કામ કરવું, આપવું લેવું, ગુદાનું કામ મલત્યાગ કરવો, ઉપસ્થનું કામ પ્રજોત્પત્તિ અને પગનું કામ ફરવું, ચાલવું એ છે.

પ્ર૦—મન કોને કહે છે? તેના કેટલા ભેદ છે? તેનું શું શું કામ છે?

ઉ૦—ચેતનની સંકલ્પ–વિકલ્પાત્મક શક્તિનું નામ મન છે. જ્યારે તે શક્તિ નિશ્ચયાત્મક બને છે ત્યારે બુદ્ધિ, જ્યારે ચિંતન કરે છે ત્યારે ચિત્ત અને જ્યારે અહંભાવ ધારણ કરે છે ત્યારે અહંકાર કહેવાય છે.

પ્ર૦—પ્રાણ એ શું છે અને તેના કયા કયા ભેદ છે?

ઉ૦—શરીરને ચલાવનાર ચેતનની ક્રિયાશક્તિનું નામ પ્રાણ છે. પ્રાણ, અપાન, સમાન વ્યાન અને ઉદાન એવા એના પાંચ ભેદ છે. જ્યારે પ્રાણવાયુ હૃદયમાંથી ઉત્પન્ન થઈ મુખ અને નાકમાં થઇને બહાર નીકળે છે ત્યારે તે પ્રાણ કહેવાય છે. જ્યારે તે નાકમાં થઇને અંદર દાખલ થાય છે ત્યારે તે અપાન કહેવાય છે. જ્યારે તે પ્રાણવાયુ પ્રાણ અને અપાનની વચમાં રહીને અન્નને પચાવે છે ત્યારે તે સમાન કહેવાય છે. જ્યારે તે લોહીને નાડીઓમાં ફેરવે છે અને ફેફસાંથી સ્વચ્છ કરે છે ત્યારે વ્યાન અને જ્યારે જીવને સુષુપ્તિમાં નાંખે છે અને મરણ વખતે શરીરાન્તરમાં લઈ જાય છે ત્યારે તે ઉદાન કહેવાય છે.

## પાઠ ૧૫ મો.

### જીવાત્મા.

પ્ર૦—જીવાત્મા કોને કહે છે?

ઉ૦—પ્રાણ ધારણ કરવાથી આત્મા જીવ સંજ્ઞાધારક બન્યો છે. જે, શરીરમાં અહંભાવથી પ્રવેશ કરીને અને પુણ્ય પાપનો કર્ત્તા–ભોક્તા બનીને સ્થૂળ, સૂક્ષ્મ અને કારણ એ ત્રણ શરીરો અને જાગ્રત, સ્વપ્ન તથા સુષુપ્તિ એ ત્રણે અવસ્થાઓનો અનુભવ કરે છે તે જીવ, ઇશ્વરનું પ્રતિબિમ્બ અથવા અંશ છે.

પ્ર૦—જીવ સિવાય બીજો કોઈ સાક્ષી–ચેતન શરીરમાં રહે છે તે કેવી રીતે જાણી શકાય?

ઉ૦—આગળ કહેવામાં આવ્યું છે, કે ઇશ્વર સર્વના હૃદયમાં સાક્ષીરૂપે વિદ્યમાન છે એ વિષે કેવળ શાસ્ત્ર અને વિદ્વાનોનો અનુભવ જ પ્રમાણ છે એમ નહિ, પરન્તુ તમે જાતે જ જુઓ અને તરત જ સ્પષ્ટ થશે, કે પાપકર્મ કરતી વખતે અંદરથી કોઈ તમને પાપી અને સારાં કર્મ કરતી વખતે સારા કહે છે. તમે કહેશો, કે તે કોણ છે? તે બીજું કોઈ જ નહિ, પણ તમારાથી ભિન્ન, તમારાં સર્વ કર્મોના સાક્ષી અને તમારા તેમજ સર્વના અંતરાત્મા અન્તર્યામી ઇશ્વર છે. હંમેશાં તેને પ્રસન્ન રાખો. લોકો કહે છે, કે "મારૂં દિલ એ વાતની સાક્ષી પૂરે છે" આનો અર્થ એ જ છે, કે આપણાથી ભિન્ન કોઈ સાક્ષી આપણી અંદર વિદ્યમાન છે.

પ્ર૦—મનુષ્યનું પરમ કર્તવ્ય શું છે?

ઉ૦—સ્વસ્થ રહેવું અને પોતાના અન્તરાત્માને સદા પ્રસન્ન રાખવો.

પ્ર૦—સ્વસ્થ મનુષ્યનાં શાં લક્ષણ છે?

ઉ૦—જેનું શરીર સઘળાં કામોને યોગ્ય અને મન પ્રસન્ન હોય, જેની બુદ્ધિ નિર્મળ હોય, જેના પ્રાણ પોતપોતાના સ્થાનમાં જોઇએ

તેવી રીતે ગતિ કરી રહેનાર હોય અને જેના શરીરમાં વાત, પિત્ત, કફ તેમજ અગ્નિ સમ હોય તે જ મનુષ્ય સ્વસ્થ છે. આ શારીરિક સ્વસ્થતા ધર્મનાં સઘળાં સાધનોનું મૂળ છે માટે તેને સદાને માટે સમ્પાદન કરવી જોઇએ.

પ્ર૦—અન્તરાત્માને શી રીતે પ્રસન્ન રાખી શકાય ?

ઉ૦—હમેશાં પાપકર્મોથી બચવાથી, પુણ્યનાં કામોમાં પ્રવૃત્ત થવાથી અને પોતાને અપ્રિય હોય એવું કામ બીજાના સંબંધમાં ન કરવાથી અન્તરાત્મા પ્રસન્ન થાય છે. શુદ્ધ મન અને સ્વસ્થ શરીર હોવું એનાથી અધિક કોઇ સુખ નથી.

---

## પાઠ ૧૬ મો.

## જીવની નિત્યતા.

પ્ર૦—મનુષ્યનું શું જન્મે છે અને મરે છે ?

ઉ૦—માત્ર સ્થૂળ શરીર. જેવી રીતે મનુષ્ય જુનાં વસ્ત્રો તજી દઈ નવાં વસ્ત્ર ધારણ કરે છે તેવી જ રીતે આ જીવ એક શરીરને છોડી બીજાને ગ્રહણ કરે છે. જીવાત્માને શસ્ત્રોથી છેદી શકાતો નથી, અગ્નિથી બાળી શકાતો નથી, પાણીથી ડૂબાવી શકાતો નથી અને વાયુથી તેનું શોષણ થઈ શકતું નથી. તે તો નિત્ય, અજર, અમર, અવિનાશી છે. મરવું અને જીવવું એ કેવળ તેનું એક દેહમાંથી બીજા દેહમાં જવું આવવું છે.

પ્ર૦—કેવી રીતે જણાય કે જીવ નિત્ય છે ?

ઉ૦—અનુમાનથી. કારણ કે તે ઇન્દ્રિયોનો વિષય નથી. તે અનુમાન આ છેઃ—

(૧) જે હું બાળપણમાં હતો તે જ અત્યારે પણ છું. જેવી રીતે હું માતપિતાના ખોળામાં ખેલતો હતો તે પ્રમાણે મારાં છોકરાં મારા ખોળામાં ખેલે છે. મારૂં શરીર તો બાળક મટી વૃદ્ધ થઈ ગયું;

પરન્તુ હું બદલાયો નથી. શરીર કોઈ વખત પુષ્ટ તો કોઈ વખત દુબળું થાય છે, કોઇ વખત રોગથી કોઇ અંગનો નાશ થઈ જાય છે; પરન્તુ જીવાત્મા જેવો ને તેવો જ રહે છે. આથી સિદ્ધ થાય છે, કે જીવ દેહથી જુદો છે.

(૨) બાળક જન્મતાંની સાથે જ ધાવવા મંડે છે. નાનામાં નાની કીડી સરખીને પણ મરવાનો ભય લાગે છે. નાનાં બાળક જો કે કહેતાં નથી તોપણ તેમનામાં ઇચ્છા અને ભય બન્ને રહેલાં છે. દાખલા તરીકે તેઓ ઇષ્ટને ચાહે છે અને અનિષ્ટથી બચવાની ઇચ્છા કરે છે. આ સઘળી વાતો પૂર્વજન્મના અનુભવ સિવાય હોઈ શકે નહિ. જેથી સિદ્ધ થાય છે કે, જીવ દેહની સાથે મરતો નથી.

(૩) એક જ માતપિતાનાં સંતાનોમાં, જો કે તેઓ તેમને એક સરખું શિક્ષણ આપે છે તોપણ, કોઈ વિદ્વાન્ બને છે તો કોઈ મૂર્ખ રહી જાય છે. ગુરુની પાસે એક જ કક્ષામાં ભણનાર વિદ્યાર્થીઓ પૈકી કેટલાક મહાન્ પંડિત બને છે, તો કેટલાક અક્ષરશૂન્ય જેવા માલૂમ પડે છે. શંકરાચાર્યજીએ નવ વરસની ઉમ્મરમાં જ ઉપનિષદો પર ભાષ્ય રચ્યું, શુકદેવજી યુવાવસ્થામાં જ જીવનમુક્ત બન્યા, ધ્રુવને પાંચ વરસની ઉમ્મરમાં જ સમાધિ થઈ, પ્રહ્લાદ બાળપણથી જ પ્રભુભક્ત થયા. જો આ સંસ્કારો જન્માંતરથી ચાલ્યા આવતા હોત નહિ તો શું એ પ્રમાણે બનવું શક્ય હતું? જો જીવનો દેહની સાથે નાશ થાય છે એમ માનવામાં આવે તો કોઇ પુણ્ય–પાપ કરે નહિ, ધર્મ–અધર્મની સઘળી વ્યવસ્થાનો લોપ થઈ જાય, કોઇને લોક–પરલોકનો ભય રહે નહિ, કોઇપણ મનુષ્ય યજ્ઞ, દાન, તપ કરે નહિ અને લોક–વ્યવસ્થાનો નાશ થઇ જાય. આ કારણથી સર્વ દેશોમાં સર્વદા જીવને નિત્ય અને દેહને અનિત્ય માનવામાં આવ્યો છે.

(૪) આ સ્થળે આપ્તવાક્યને અને વિદ્વાનોના અનુભવને પ્રમાણ માનવું પડશે. વેદ અને વિદ્વાનોનો અનુભવ ગાઈ વગાડીને કહે છે, કે જીવ નિત્ય છે, શરીર અનિત્ય છે.

પ્ર૦—એક દેહના મરવા પછી જીવ બીજા દેહમાં કેવી રીતે જાય છે ?

ઉ૦—જેવી રીતે પક્ષી એક વૃક્ષ પરથી બીજા વૃક્ષ પર જાય છે તેવી રીતે જીવ એક શરીરમાંથી બીજા શરીરમાં પ્રવેશ કરે છે. જ્યારે શરીર ઘડપણને લીધે અથવા રોગથી નબળું થઈ મરી જાય છે ત્યારે જેવી રીતે વાયુ પુષ્પોની સુગંધી લઇને એક સ્થાનથી બીજે સ્થાન જાય છે તેવી જ રીતે જીવ પોતાની વાસનાઓ સાથે બીજો દેહ ગ્રહણ કરે છે.

પ્ર૦—કયા કારણને લીધે જીવને અન્ય દેહની પ્રાપ્તિ થાય છે ?

ઉ૦—વાસનાને લીધે. વાસના જેવી પ્રબળ હોય છે તેવો જ સારો કે નઠારો દેહ પ્રાપ્ત થાય છે. દરેક દેહની પ્રાપ્તિમાં અનેક જન્મોનાં પુણ્યપાપ કારણભૂત હોય છે. જો પુણ્યકર્મોનો સમુદાય વધારે હોય છે તો સત્કુળમાં જન્મ, દીર્ઘાયુ, અને દેવપદની પ્રાપ્તિ સુધીનું સુખ મળી શકે છે. જો પાપકર્મ બળવાન હોય છે તો નીચ યોનિમાં જન્મવું થાય છે અને જો અત્યન્ત નીચ કર્મો હોય છે તો પશુ, પક્ષી આદિ યોનિની પ્રાપ્તિ થાય છે.

---

## પાઠ ૧૭ મો.

### સ્વર્ગ અને નરક.

પ્ર૦—સ્વર્ગ અને નરક કોને કહે છે ?

ઉ૦—સ્વર્ગ અને નરક એ અનુક્રમે ઉચ્ચ અને નીચ યોનિનું નામ છે.

પ્ર૦—શું જીવને એક દેહથી બીજો દેહ ધારણ કરવામાં કંઈ વિલમ્બ થાય છે ?

ઉ૦—એ બાબતમાં મતભેદ છે–કોઈ કોઈ શાસ્ત્રોમાં વિલમ્બ થાય છે એમ માનવામાં આવ્યું છે જ્યારે કોઈ શાસ્ત્રમાં એમ માન-

વામાં આવ્યું છે, કે વિલમ્બ થતો નથી. પરન્તુ બૃહદારણ્યક ઉપનિષદ્‌ના અધ્યાય છઠાના બ્રાહ્મણ ચોથામાં કહ્યું છે, કે જેવી રીતે એક તણખલા ઉપર ચાલતી ઇયળ તેના છેડે આવી પહોંચતાં બીજા તણખલાનો આધાર શોધીને પોતે પોતાના અંગને સંકુચિત બનાવીને બીજા તણખલા ઉપર ચાલી જાય છે તેવી રીતે જીવ આ શરીરને પડતું મૂકીને અને અવિદ્યાથી આચ્છાદિત કરીને બીજા આધારને ગ્રહણ કરીને પોતાને સંકુચિત બનાવે છે અને જેવી રીતે સોની સોનાના કકડામાંથી નવી વસ્તુ બનાવે છે તેવી જ રીતે જીવ એક શરીરને પડતું મૂકીને અને અવિદ્યાથી આચ્છાદિત કરીને પિતૃલોક નિવાસી, ગંધર્વલોક નિવાસી, અથવા પ્રજાપતિ અથવા બ્રહ્મ અથવા કોઇ પ્રાણીનો બીજો નવો અને કલ્યાણરૂપી દેહ રચે છે. તેની સાથે તેની પૂર્વ પ્રજ્ઞા અથવા વાસના અને આ જન્મમાં ઉપાર્જિત એવાં વિજ્ઞાન અને કર્મના સંસ્કાર જાય છે એ સિદ્ધાન્ત વાત છે.

પ્ર૦—મોક્ષ કોને કહે છે ?

ઉ૦—પુનર્જન્મથી છૂટવું તેનું નામ મોક્ષ છે.

પ્ર૦—તેની પ્રાપ્તિના શા શા ઉપાય છે ?

ઉ૦—અહંતા–મમતાનું અભિમાન અને સંકલ્પનો ત્યાગ કરી ભજન, ધ્યાન અને સમાધિવડે પરમાત્મ સ્વરૂપ બનવું એ જ તેનો મુખ્ય ઉપાય છે.

પ્ર૦—જીવ અને ઇશ્વરનો શો સંબંધ છે ?

ઉ૦—શાસ્ત્રોનો સિદ્ધાન્ત છે, કે જીવ અને ઇશ્વરમાં વસ્તુતઃ કંઈ જ ભેદ નથી. પરન્તુ જ્યાંસુધી હું અને મારૂં એ અભિમાન છે ત્યાંસુધી ભેદ માનવો પડશે અને ઇશ્વિર તે ઇશ્વિર અને જીવ તે જીવ રહેશે. આ ઉપરાન્ત એ અહંભાવ નષ્ટ ન થાય ત્યાંસુધી પિતા અને પુત્ર, સ્વામી અને સેવક, ઉપાસ્ય અને ઉપાસક વગેરે શાસ્ત્રમાં કહેલા સઘળા ભાવો મનાયા કરશે અને જીવને ઇશ્વરની પૂજા, ભજન, ધ્યાન–સઘળું કરવું પડશે. જ્યારે એ અહંમમ ભાવ નષ્ટ થઇ જાય

છે ત્યારે જેમ લૂણની પૂતળી સમુદ્રમાં પડતાં તદ્રૂપ થઇ જાય છે તેવી જ રીતે ઉપાસ્ય-ઉપાસક વગેરે સઘળા ભેદો ઓગળી જાય છે. આ સંબંધમાં હનુમાનજીએ રામચન્દ્રજીને કહ્યું હતું, કે દેહદષ્ટિથી હું આપનો દાસ છું, જીવદષ્ટિએ અંશ છું અને આત્મદષ્ટિથી જે હું છું તે જ આપ છો, એ જ મારો નિશ્ચય છે. અહીં કેવળ વેદ નહિ, પરન્તુ વિદ્વાનોનો અનુભવ પણ પ્રમાણ છે. વેદ કહે છે, કેઃ—

**नेहनानास्ति किंचन मृत्योः समृत्युमाप्नोति**
**य इह नानेव पश्यति ।**

कठोपनिषत्--२-४-६०.

**અર્થ**—અહીં કોઈ નાનાત્વ એટલે ભેદ નથી, અહીં જે ભેદાભાસ જેવું દેખાય છે તે મૃત્યુથી મૃત્યુ પામે છે. વિદ્વાનોનો અનુભવ પણ એમ જ કહે છે, કે જ્ઞાન અને યોગદ્વારા ભેદ ભાવને દૂર કરી સર્વને એકરૂપે દેખવામાં જ સઘળા જપ, તપ, આચાર, વિચાર અને શાસ્ત્રની સમાપ્તિ છે.

---

## પાઠ ૧૮ મો.

## પાપ અને પુણ્ય.

પ્ર૦—પુણ્યપાપ કોને કહે છે?

ઉ૦—સારાં કર્મોનું ફળ તે પુણ્ય છે અને નઠારાં કર્મોનું ફળ તે પાપ છે. પુણ્ય અને પાપનાં કર્મોની સામાન્ય વ્યાખ્યા એવી છે, કે જે વડે બીજાંઓને સુખ થાય તે પુણ્ય અને દુ:ખ થાય તે પાપકર્મ છે.

પ્ર૦—કયાં કયાં કર્મોની ગણના પુણ્યકર્મમાં થાય છે?

ઉ૦—હંમેશાં સર્વનું સારૂં ઇચ્છવું અને કહેવું, ઇશ્વરમાં પ્રીતિ જોડવી, બીજાઓને પીડા કરવાથી દૂર રહેવું, હંમેશાં એવાં કામ કરવાં કે જે વડે આપણો આત્મા પ્રસન્ન રહે, કદિ પણ જૂઠું ન બોલવું, સદા સત્યપરાયણ રહેવું, પારકા ધનની કે પારકી સ્ત્રીની

મનથી પણ ઇચ્છા ન કરવી, હંમેશાં સર્વની સાથે સીધું અને સાચું વર્તન રાખવું એ અને એવાં બીજાં પુણ્ય કર્મ છે. રાજા યયાતિએ કહ્યું છે, કે હંમેશાં એવી વાત કહેવી કે જેથી સામાના દિલમાં દ્રોહ અથવા કલહ પેદા ન થતાં શાન્તિ ઉપજે, જે પૂજ્ય હોય તેની પૂજા કરવી અને પોતે કોઈની સામે હાથ ન ઓડતાં બીજાને આપતા રહેવું એ મનુષ્ય કર્તવ્યનો સારાંશ છે.

પ્ર૦—કેવી જાતનાં કર્મોનો સમાવેશ પાપકર્મમાં થાય છે?

ઉ૦—જે વડે બીજાને દુઃખ થાય તે પાપકર્મ છે: હિંસા, દ્રોહ ઇર્ષા અને દ્વેષ કરવાં, અસત્ય બોલવું, પારકું ધન હરી લેવું, પરસ્ત્રી ગમન કરવું, પારકી નિન્દા કરવી, નકામો વાદવિવાદ કરવો એ વગેરે સઘળાં પાપકર્મો છે.

પ્ર૦—દૈવી અને આસુરી પ્રકૃતિ કોને કહે છે?

ઉ૦—પુણ્યશાળી પુરૂષોની પ્રકૃતિ દૈવી કહેવાય છે અને પાપાચારી મનુષ્યોની આસુરી કહેવાય છે. દૈવી પ્રકૃતિ મોક્ષનું અને આસુરી બન્ધનું કારણ છે. દૈવી પ્રકૃતિ યમનિયમથી ઘડાય છે અને તેનું પાલન કરવું એ મહાવ્રત છે.

પ્ર૦—દૈવી પ્રકૃતિ મેળવવાના અને આસુરીનો નાશ કરવાના શા ઉપાય છે?

ઉ૦—ચિત્તના દોષોની તરફ હંમેશાં ધ્યાન રાખવું, તેને નઠારા માર્ગે જતાં અટકાવવું અને પ્રયત્નપૂર્વક તેને અશુભ માર્ગમાંથી પાછું વાળી શુભ માર્ગમાં દોરવું એ મુખ્ય ઉપાય છે.

પ્ર૦—ચિત્ત ઉપર જય મેળવવાની એટલી જરૂર શા માટે છે?

ઉ૦—એ ચિત્ત જ મનુષ્ય છે, સ્થૂલ શરીર મનુષ્ય નથી. અનેક જન્મોની વાસનાઓને લીધે એ ચિત્ત જેવું ચાહે તેવું સ્વરૂપ ધારણ કરી લે છે. પ્રત્યેક જન્મમાં જે કર્મ કરવામાં આવે છે તેનો સંસ્કાર ઘડાય છે. જ્યારે તે જ કર્મ વારે વારે કરવામાં આવે છે ત્યારે

તે સંસ્કાર દૃઢ બનીને ચિત્તમાં જડાઇ જાય છે, અને વળી પાછો ચિત્તને તે જ કામમાં પ્રવૃત્ત કરે છે. આને વાસના કહે છે. આ પ્રકારે વાસનાથી કર્મ અને કર્મથી વાસના ઉત્પન્ન થાય છે. એ વાસના મનુષ્યને ચાહે તેમ ખેંચીને લઇ જાય છે. મનુષ્યનું આ પ્રકારે વાસનાથી ખેંચાઇ જવું તેનું નામ સંસાર–ચક્ર–ભ્રમણ છે.

પ્ર૦—ચિત્તશુદ્ધિનો શો હેતુ છે ?

ઉ૦—શુદ્ધ વિચાર અને સત્કર્મમાં પ્રવૃત્તિ એ જ ચિત્તશુદ્ધિનો મુખ્ય હેતુ છે. સર્વ દેશના વિદ્વાનોનો એ સિદ્ધાન્ત છે, કે જો મનમાં શુદ્ધ વિચાર ચાલતા હોય તો સદા સ્વર્ગ છે, પણ જો અશુદ્ધ વિચારો સેવાતા હોય તો હંમેશાં જ નરક છે. શુદ્ધ વિચાર સિવાયનું સર્વ–પૂજા, પાઠ, જપ, ધ્યાન, દાન, તીર્થ–નિષ્ફળ છે. આટલા માટે પ્રથમ શુદ્ધ વિચાર સમ્પાદન કરો અને પછી તેને અનુસરીને સત્કર્મમાં પ્રવૃત્ત થાઓ.

પ્ર૦—મનમાં સદ્‌વિચારો આવે તેને માટે શું કરવું જોઇએ ?

ઉ૦—હૃદયમાં મૈત્રી, કરુણા, મુદિતા અને ઉપેક્ષા એ ચાર ભાવો ધારણ કરવા જોઇએ. સુખી પુરૂષોને સુખી જોઇને અદેખાઈ ન કરતાં રાજી થવું અને ઇચ્છવું, કે જે પ્રમાણે તેઓ સુખી છે તે પ્રમાણે સર્વ સુખી બનો, દુઃખીને જોઇને તેના પર દયાની નજરે નિહાળવું અને તેના શુભચિન્તક બનવું. પુણ્યશીલ પુરૂષોને જોઇને મનમાં એમ લાવવું કે હું પણ પુણ્યશીલ બનું અને પાપીઓને જોઇને પોતાની જાતને પાપથી બચાવવી તેમજ ચિત્તમાં નઠારી બાબતોનો જમાવ થવા ન દેવો એ મુખ્ય ઉપાય છે.

પ્ર૦—શું કરવાથી સત્કર્મમાં પ્રવૃત્તિ વધે ?

ઉ૦—ચોક્કસ અને સ્થિર ચિત્તે પોતાના આત્માને સાક્ષીભૂત જાણી કર્મ કરવાથી સત્કર્મમાં પ્રવૃત્તિ વધે છે. દુઃખીને દિલાસો આપવો; જે કોઇ આપણી પાસે આવે તેનું પ્રફુલ્લ મને સ્વાગત કરવું; દાનશીલ બનવું; નિશ્ચિન્ત, નિર્ભય, બુદ્ધિમાન, લજ્જાવાન અને

ઉત્સાહી થવું; કાર્યમાં તત્પર, નમ્ર, ક્ષમાશીલ અને ધાર્મિક રહેવું તેમજ હંમેશાં ઇશ્વરથી ડરીને ચાલવું એ સત્પુરૂષોનું કામ છે.

પ્ર૦—સંસારમાં મનુષ્યના ચાર પુરૂષાર્થ કયા છે?

ઉ૦—ધર્મ, અર્થ કામ અને મોક્ષ. ધર્મ પ્રમાણે અર્થ ઉપાર્જન કરી ભોગ ભોગવવા અને પછી તેમાંથી ચિત્તને ખેંચી લઇ મોક્ષ પરાયણ બનવું એ મનુષ્યનો પરમ પુરૂષાર્થ છે. ભોગી કેવળ આલોકમાં અને યોગી કેવળ પરલોકમાં સુખી થાય છે. સઘળા સુખનું મૂળ દમ છે એ શાસ્ત્રનો સિદ્ધાન્ત છે. મન અને ઈન્દ્રિયોનો નિરોધ કરવો તેનું નામ દમ છે.



# ભાગ ચોથો.



## વર્ણાશ્રમ વ્યવસ્થા.



संगच्छध्वं संवदध्वं संवो मनांसि जानताम् ।

ऋग्वेद.

**અર્થ**—પરસ્પર મળો, હળીમળીને વાત કરો, તમારાં મન એક સરખો વિચાર કરો.

## પાઠ ૧૯ મો.

### વર્ણવ્યવસ્થા.

પ્ર૦—હિન્દુઓમાં મુખ્ય વર્ણ કેટલી છે?

ઉ૦—ચાર: બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર.

પ્ર૦—તે પ્રત્યેકનું કર્તવ્ય શું શું છે?

ઉ૦—ભણવું અને ભણાવવું, યજ્ઞ કરવો અને કરાવવો, દાન લેવું અને દેવું એ ૬ બ્રાહ્મણોનાં કર્મ છે. ક્ષત્રિયોનું કર્મ શાસ્ત્રનું અધ્યયન કરવું, યજ્ઞ કરવો, દાન આપવું, અને પ્રજાનું પાલન કરવું તે છે. શાસ્ત્ર ભણવાં, દાન આપવું, યજ્ઞ કરવો, ખેતી કરવી, વ્યાપાર વડે એક દેશનો માલ બીજા દેશમાં લઈ જવો, પશુઓની રક્ષા કરવી અને નવી નવી વસ્તુઓ ઉપજાવવી એ વૈશ્યોનું અને સેવા કરવી એ શૂદ્રોનું કામ છે.

પ્ર૦—મનુષ્યોના કામની આ વહેંચણી શું કેવળ હિંદુઓમાં જ છે, કે સર્વત્ર છે?

ઉ૦—એ વહેંચણી સર્વત્ર છે. કોઇ દેશ વા કાળ એવો નથી કે જ્યાં તે ન હોય.

પ્ર૦—આ કર્મવિભાગ ક્યારથી ચાલ્યો આવે છે?

ઉ૦—એ વિભાગો હંમેશાંથી ચાલ્યા આવ્યા છે. તેનું ઋગ્વેદના પુરૂષ સૂક્તમાં એક રૂપકદ્વારા એ પ્રમાણે નિરૂપણ કર્યું છે, કે બ્રાહ્મણ પુરૂષ અર્થાત્ પરમાત્માનું મુખ, ક્ષત્રિય બાહુ, વૈશ્ય ઉરુ ( જાંઘ ) અને શૂદ્ર પગ છે. અર્થાત્ જેનું કામ ભણવું, ભણાવવું, વિચાર કરવો અને ધ્યાન ધરવું એ છે તે પરમાત્માનું મુખ છે. જેનું કામ પ્રજાનું રક્ષણ કરવાનું છે તે તેના હાથ છે, જેનું કામ ખેતી, પશુપાલન અને વેપાર વડે ધન વધારવાનું છે તે તેની જાંઘ છે અને જેનું કામ સેવા કરવાનું છે તે તેનાં ચરણ છે. આ સઘળું કહેવામાં મુખ્ય

હેતુ એ છે, કે મનુષ્ય માત્ર પરમાત્માના અંશ છે અને તેઓનો પરસ્પર સંબંધ છે.

પ્ર૦—વર્ણ એટલે શું ?

ઉ૦—વર્ણ એટલે રંગ.

પ્ર૦—તો વર્ણ શબ્દથી જાતિનો બોધ શી રીતે થાય છે ?

ઉ૦—શાસ્ત્રોમાં કહ્યું છે, કે ગૌરવર્ણ વાળા બ્રાહ્મણ, રક્તવર્ણ વાળા ક્ષત્રિય, પીતવર્ણ વાળા વૈશ્ય અને શ્યામવર્ણવાળા શૂદ્ર થયા. પ્રાચીન સમયમાં ઘણું કરીને આ પ્રમાણે જ હતું અને આજ પણ ક્યાંઇ ક્યાંઈ એ પ્રમાણે થાય છે.

પ્ર૦—એ જાતિ વ્યવસ્થા જન્મથી છે કે ગુણકર્મથી ?

ઉ૦—એ જાતિ વ્યવસ્થા કેવળ જન્મથી નહિ, પણ ગુણકર્મથી છે. જેનામાં સત્ય, દાન, ક્ષમા, સદાચાર અને જ્ઞાન હોય તે પુરૂષ ચાહે શૂદ્રમાં ઉત્પન્ન થયો હોય તો પણ તે બ્રાહ્મણ છે. જેનામાં એ ગુણોનો અભાવ હોય તે ચાહે બ્રાહ્મણ કૂળમાં જન્મ્યો હોય તોપણ તે બ્રાહ્મણ નથી. મહારાજા યુધિષ્ઠિરે રાજા નહુષના પ્રશ્નના ઉતરમાં મહાભારતના વનપર્વ, અધ્યાય ૧૮૦ માં કહ્યું છે, કેઃ—

शूद्रेतु यद्भवेल्लक्ष्म द्विजेतच्चन विद्यते ।
नवैशूद्रो भवेच्छूद्रो ब्राह्मणो न च ब्राह्मणः ॥ २५ ॥
यत्रैतल्लक्ष्यते सर्प वृत्तं स ब्राह्मणः स्मृतः ।
यत्रैतन्नभवेत्सर्प तं शूद्रमितिनिर्दिशेत् ॥ २६ ॥

**અર્થ**:- શૂદ્રમાં જે ચિહ્ન હોય અને બ્રાહ્મણમાં તે ન હોય તો શૂદ્ર, શૂદ્ર થતો નથી અને બ્રાહ્મણ, બ્રાહ્મણ થતો નથી. જો બ્રાહ્મણનું ચિહ્ન શૂદ્રમાં હોય તો શૂદ્ર, શૂદ્ર થતો નથી (કિન્તુ બ્રાહ્મણ થાય છે). જેનામાં એ ન હોય તેને શૂદ્ર કહો. વળી કહ્યું છે, કે પરસ્પર સંબંધને

લીધે વર્ણવ્યવસ્થાનું કામ કઠણુ થઈ પડ્યું છે. આટલા માટે જેનામાં શુદ્ધાચાર અને સદાચાર હોય તે જ બ્રાહ્મણ છે.

પ્ર૦—શું મનુષ્ય એક જાતિમાંથી બીજી જાતિમાં જઈ શકે છે?

ઉ૦—પ્રાચીન સમયમાં તો બરાબર એ પ્રમાણે બનતું હતું. દાખલા તરીકે વિશ્વામિત્ર જાતે ક્ષત્રિય હતા તોપણુ તપ વડે બ્રાહ્મણુ બન્યા હતા. અસલ બ્રાહ્મણુ લોકો બીજી જાતિનાઓની પાસેથી શિક્ષા પણુ ગ્રહણુ કરતા હતા. તેના દૃષ્ટાન્ત તરીકે શુકે જનક પાસેથી, અનેક ઋષિયોએ શ્રીકૃષ્ણુ પાસેથી, અને અનેક બ્રાહ્મણોએ તુલાધાર વૈશ્ય અને ધર્મવ્યાધ શૂદ્ર પાસેથી શિક્ષા લીધી હતી. વર્તમાન સમયમાં એ પ્રથા જતી રહી છે. દરેક જાતિમાં અભિમાન વધી ગયું અને જન્મથી જ જાતિ વિભાગ થવા લાગ્યા. પરિણામે એક જાતિના લોકો બીજી જાતિમાં જઈ શકતા નથી. મહાભારતમાં કહ્યું છે, કેઃ—

शूद्रयोनौहि जातस्य सद्‌गुणानुपतिष्ठतः ।
वैश्यत्वंलभते ब्रह्मन् क्षत्रियत्वतथैव च ॥ ११ ॥
आर्जवेवर्तमानस्य ब्राह्मण्यमभिजायते ।
गुणास्तेकीर्तिताःसर्वेकिं भूयः श्रोतुमिच्छसि ॥ १२ ॥

महाभारतः वनपर्वः अ. २१२.

અર્થઃ—જે શૂદ્ર યોનિમાં ઉત્પન્ન થયેલા પુરૂષમાં શુભ ગુણુ હોય તો તે વૈશ્ય તથા ક્ષત્રિય પદને પામે છે. જો તે ધર્મમાં દૃઢ હોય તો બ્રાહ્મણુ પદને પામે છે. આ પ્રકારે સઘળા ગુણો તમને કહી બતાવ્યા તો શું સાંભળવાની ઇચ્છા કરો છો ?

પ્ર૦—જાતિઓમાં હાલ જોવામાં આવતી વ્યવસ્થાનું કારણુ શું?

ઉ૦—સ્થાનભેદ, વૃત્તિભેદ, પરસ્પર વ્યવહારથી અજાણુતા, અવિદ્યા, અભિમાનમાં વધારો એ સઘળાં હાલની વ્યવસ્થાનાં કારણો છે. પ્રાચીન સમયમાં અહીંના લોકો દેશ દેશાન્તરમાં જતા આવતા હતા, વહાણો ચલાવતા હતા અને સમુદ્રમાં મુસાફરી કરતા હતા. ઋગ્વેદમાં

ભુગ્ન્જ્યુ એ કરેલી સમુદ્રની મુસાફરીનું વર્ણન છે. મનુએ પણ સમુદ્રની મુસાફરી કહી છે. મહાભારતમાં કહેલો કશ્યપહૃદ તે હાલ રૂશીયાની પાસે આવેલો અને સમુદ્રમાં ગણાયેલો કાસ્પીઅન છે. હાલ જેને અમેરિકા ખંડ કહેવામાં આવે છે તે પ્રાચીન કાળનો પાતાળ લોક છે, અને ત્યાંના બ્રાઝીલ દેશમાં એવી વાતો મળી આવે છે, કે જે અસલ ક્ષત્રિયોમાં હતી. આ વાતો એટલી હદ સુધી મળી આવે છે, કે જે પરથી ત્યાંના હાલના કોઈ કોઈ વિદ્વાનો પોતાને અહીંના ક્ષત્રિયોની સાથે જોડી દે છે. પરન્તુ અવિદ્યાની સાથે એ સઘળી વાતોનો લોપ થઈ ગયો, અને આ દેશની વ્યવસ્થામાં એવો ફેરફાર થઈ ગયો, કે આજથી સો વરસ પહેલાં એક સ્થાનથી બીજે સ્થાન પહોંચવાનું બહુ કઠણ થઈ પડયું. દક્ષિણ વાસીઓને એ ખબર નહોતી કે પૂર્વના ભાગમાં રહેનારાઓ શું કરી રહ્યા છે. વર્તમાનપત્ર ન હતાં અને એક સ્થાનમાં વસનારા લોકોને પોતાનો સઘળી જાતનો સંબંધ ત્યાં જ જોડવો પડતો. વળી લોકોના ધંધા રોજગારમાં પણ એવો ફેર પડી ગયો, કે બાપદાદાનો અમુક એક જાતનો ધંધો એક જ કુળમાં ચાલ્યો આવ્યો. અવિદ્યા વધી પડવાથી મિથ્યાભિમાનમાં વધારો થયો અને લોકો એક બીજાને તુચ્છ દૃષ્ટિથી જોવા લાગ્યા. આને પરિણામે પરસ્પર હળવા મળવાનો ચાલ બંધ પડયો અને દરેક જાતમાં ભાગ–વિભાગ એટલી હદ સુધી વધી પડયા કે એક બીજાને કંઇ સંબંધ સરખો પણ ન રહ્યો.

પ્ર૦—શું આ વ્યવસ્થા બીજા દેશોમાં પણ છે ?

ઉ૦—નહિ. ભારતવર્ષમાં સ્થાનિક જાતિયો સિવાયની પચાસથી વધારે એવી મુખ્ય જાતો છે, અને બીજા ભેદોનું તો કંઈ ઠેકાણું એ નથી. આવી વ્યવસ્થા બીજે કયાંઇ જોવામાં આવતી નથી. જેવી રીતે આ દેશોમાં ધંધો અને સ્થળ ભેદને લીધે ભોજન–વ્યવહાર ત્યાં કન્યા-વ્યવહાર કરવામાં અને પરસ્પરના મેળાપમાં દખલ ઉભી થાય છે તેવી બીજે કયાંઇ પણ ઉભી થવા પામતી નથી.

પ્ર૦—વર્તમાન જાતિ વ્યવસ્થાનું શું પરિણામ આવ્યું છે ?

ઉ૦—ઝેર અને અદેખાઈનો વધારો, પરસ્પર એકત્ર થઇ કામ કરવાની શક્તિનો નાશ, અભિમાનની વૃદ્ધિ, અને તેથી એક બીજાને હલકા ગણી તિરસ્કાર કરવો, દુર્બળતા અને પડતી દશા એ સર્વ હાલના જાતિભેદનું પરિણામ છે.

પ્ર૦—તેમાં સુધારો કરવાનો શો ઉપાય છે ?

ઉ૦—જાતિ અભિમાનનો ત્યાગ એ તેનો મુખ્ય ઉપાય છે. જ્યાંસુધી એ જાતિ અભિમાન પ્રબળ બની રહ્યું છે, જ્યાંસુધી એક જાતના લોકો બીજાઓથી પોતાને મોટા માની રહ્યા છે ત્યાંસુધી કંઇ જ થઇ શકે એમ નથી. આ મિથ્યાભિમાને હિન્દુઓનો નાશ કરી દીધો છે. જો તેને દૂર કરવામાં નહિ આવે તો ગમે તેટલી સભાઓ ભરી ભાષણો કરવા છતાં અને ધર્મ–ધર્મ પૂકારવા છતાં અધોગતિ જ પ્રાપ્ત થયાં જશે. આની સાથે એક જ જાતિમાં સ્થાન અને ધંધાને લીધે જે ભેદો ઉપસ્થિત થવા પામ્યા છે તે પણ ધીમે ધીમે કાઢી નાંખવા ઘટે છે. જ્યાં પેટા ભેદને લીધે રોટી વ્યવહાર હોવા છતાં બેટી વ્યવહાર નથી ત્યાં એ વ્યવહાર શરૂ કરવો જોઇએ અને જ્યાં અમુક કૂળ કે ગામના છોકરા અને છોકરીઓની સાથે જ વિવાહ કરવો જોઈએ એવો આગ્રહ હોય ત્યાં એવા આગ્રહને છોડી દેવો જોઈએ. વ્યવસ્થા શાસ્ત્રોને અનુસરીને હોવી જોઈએ અને હાલના પેટા ભેદો એક પછી એક કાઢી નાંખવા જોઈએ.

પ્ર૦—એ જાતિ અભિમાન શી શી હાનિ કરી રહ્યું છે ?

ઉ૦—એથી ઘણી જાતોમાં કન્યાને દૂધપીતી કરી નાખવામાં આવે છે. ઘણી જાતિના લોકો રૂપીયા લીધા વિના છોકરાંના વિવાહ કરતા નથી, નિરૂદ્યમીપણું વધતું ચાલે છે અને ભણતરમાં હાનિ પહોંચે છે. લોકો પરદેશમાં જઇ નથી સંપાદન કરી શકતા વિદ્યા કે નથી કરી શકતા વ્યાપાર રોજગારની અભિવૃદ્ધિ. માત્ર તેઓ કુવાના દેડકાની માફક એક જ સ્થળમાં પડયા રહી દિવસે દિવસે અન્નવસ્ત્ર વગરના થઈ રહે છે.

પ્ર૦—આ બાબતનો સુધારો કોણે કરવો જોઈએ?

ઉ૦—દરેક જાતના આગેવાન માણસોએ એ બાબતનો સુધારો કરવો જોઈએ. સૌથી પ્રથમ બ્રાહ્મણ છે. તેમની સંખ્યા લગભગ દોઢ કરોડ છે. તે બીજી જાતિઓના કરતાં સંખ્યા અને માનમાં ચઢીઆતા છે; પરન્તુ તેમાં ભેદ પણ સૌ કરતાં અધિક છે. જો બીજું કંઈ બની ન શકે તો જે સ્થાનિક ભેદ છે, તેને દૂર કરવામાં આવે તોય ઠીક. એ જાતની વ્યવસ્થા બીજી સઘળી જાતિયોમાં પણ થવી જોઈએ. જેટલા ભેદ સ્થાનિક અને ધંધાને લીધે પડયા છે તે શાસ્ત્રને અનુસરી નહિ હોવાથી તેને એકે એકે કાઢી નાંખી શકાય તેમ છે, તો દરેક જાતની એકેક સુધારક સભાએ એકત્ર મળીને તેને કાઢી નાંખવા ઘટે છે. આપણા મિથ્યા જાતિ અભિમાનથી વીસ વરસમાં સેંકડે એ હિન્દુ ઓછા થઈ ગયા છે. આપણે હલકી વર્ણના લોકોનો તિરસ્કાર કરીએ છીએ જ્યારે પરધર્મના લોકો તેમની સાથે ભળી તેમને ભણાવે ગણાવે છે અને મનુષ્ય બનાવી આપણાથી ઉંચા કરી દેખાડે છે. જ્યાંસુધી આમાં સુધારો થશે નહિ ત્યાંસુધી આપણે ઓછા થતા જઈશું. મતલબ એ છે, કે હાલની અશાસ્ત્રીય જાતિ વ્યવસ્થા આપણી અવનતિનું કારણ છે. જ્યાંસુધી તેમાં સુધારો થશે નહિ ત્યાંસુધી આપણામાં કોઈપણ કાર્ય કરવાની યોગ્યતા આવશે નહિ તેમજ કોઈપણ સુધરેલ દેશ વા જાતિમાં આપણું ગૌરવ ગણાશે નહિ, એ વાત પ્રત્યેક મનુષ્યે પોતાના હૃદય પર લખી રાખવી જોઈએ.



## પાઠ ૨૦ મો.

### આશ્રમ.

પ્ર૦—આશ્રમ એટલે શું?

ઉ૦—શબ્દાર્થ પ્રમાણે આશ્રમ એ શબ્દનો અર્થ આશ્રય લેવાનું સ્થાન એવો થાય છે; પણ રૂઢિ પ્રમાણે મનુષ્ય જીવનના

વિભાગને આશ્રમ કહે છે.

પ્ર૦—એ વિભાગ શા માટે રાખવામાં આવ્યા છે ?

ઉ૦- એટલા માટે કે, તેના વડે ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરૂષાર્થની સિદ્ધિ થાય.

પ્ર૦—શું એ વિભાગો સઘળા દેશોમાં છે ?

ઉ૦—હા, ન્યૂનાધિક ભાવથી સઘળી જગાએ છે. પરન્તુ જેવા સ્પષ્ટ અને શુદ્ધ અહીં હતા તેવા ક્યાંઈએ નથી.

પ્ર૦—એ આશ્રમ કયા કયા છે ?

ઉ૦—બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યસ્ત.

પ્ર૦—એ ચારે આશ્રમની વ્યવસ્થા કેવા પ્રકારની છે ?

ઉ—શાસ્ત્રોમાં મનુષ્યનું આયુષ્ ૧૦૦ વરસનું ગણીને તેના ચાર વિભાગ પાડવામાં આવ્યા છે. પહેલાં પચીસ વરસમાં વિદ્યા સંપાદન કરવી, બીજાં પચીસ વરસમાં દ્રવ્ય અને સંતાનોત્પત્તિ કરવી, ત્રીજાં પચીસ વરસમાં તપ કરીને મોક્ષના અધિકારી બનવું અને ચોથાં પચીસ વરસમાં ત્યાગ અને આત્મજ્ઞાન દ્વારા જન્મમરણની જંજાળમાંથી છૂટવું. આથી ઉત્તમ, જીવનના વિભાગ થઈ શકે નહિ.

પ્ર૦—શું એ આશ્રમોનો આ સિવાય બીજો પણ કંઈ ઉદ્દેશ છે ?

ઉ૦—આ આશ્રમનો બીજો એવો પણ ઉદ્દેશ છે, કે મનુષ્ય જેઓની સાથે આ સંસારમાં આવ્યો છે તેમના પ્રતિનું તેનું ઋણ તે અદા કરે.

પ્ર૦—તે ઋણ તે શું છે અને તે કેવી રીતે અદા કરી શકાય?

ઉ૦—તે ઋણ આ પ્રકારનાં છેઃ-દેવઋણ, ઋષિ ઋણ, પિતૃ-ઋણ અને ભૂત ઋણ. દેવોના ઋણથી યજ્ઞયાગ વડે, ઋષિના ઋણથી વેદાધ્યયન વડે, પિતૃના ઋણથી પ્રજોત્પત્તિ વડે અને ભૂત ઋણથી અન્નદાન વગેરેથી મુક્ત થઇ શકાય છે.

# પાઠ ૨૧ મો.

## બ્રહ્મચર્ય.

પ્ર૦—પહેલો આશ્રમ કયો છે? અને તેનું પાલન કેવી રીતે કરવું જોઈએ?

ઉ૦—પહેલો બ્રહ્મચર્ય આશ્રમ છે. વિદ્યા સમ્પાદન અને માતા, પિતા તેમજ ગુરૂની સેવા કરવા વડે તેનું પાલન કરવું જોઈએ.

પ્ર૦—પ્રાચીન સમયમાં એ આશ્રમનું પાલન કેવી રીતે કરાતું હતું?

ઉ૦—સામાન્ય રીતે બ્રાહ્મણને ૮–૯ વરસની ઉમ્મરે, ક્ષત્રિયને ૧૧ વરસની ઉમ્મરે અને વૈસ્યને ૧૨ વરસે યજ્ઞોપવિત આપવામાં આવતું હતું, તે પછી નહિ. યજ્ઞોપવિત પહેલાં પણ છોકરાને કંઈક ભણાવવામાં આવતું હતું. યજ્ઞોપવિતને માટે તે ગુરુની પાસે જતો હતો. ગુરૂ તેને યજ્ઞોપવિતની સાથે ગાયત્રી મંત્ર આપતા હતા અને તે ગુરુની પાસે બ્રહ્મચારી બની દણ્ડ, મૃગચર્મ, અજિન અને મેખલા ધારણ કરતો હતો. તે હંમેશાં સ્નાન કરીને દેવો, ઋષિઓ અને પિતૃઓનું તર્પણ કરતો હતો; દેવતાઓને અર્થે હોમ કરતો હતો; ગુરુ સેવામાં તત્પર રહેતો હતો; ગુરુની આજ્ઞા મેળવી વેદાધ્યયન કરતો હતો; જિતેન્દ્રિય બની ભોગોનો ત્યાગ કરીને બલ મેળવતો હતો; ભિક્ષા માગી નિર્વાહ કરતો હતો; ગુરુની સેવામાં પોતાનો પ્રાણ સુદ્ધાં આપી દેતો હતો; માતા, પિતા અને ગુરુને જ ત્રણ લોક, ત્રણ આશ્રમ, ત્રણ અગ્નિ અને ત્રણ વેદ જાણતો હતો; તેમની સેવા કરવી એ જ પરમધર્મ સમજતો હતો અને જેણે તેમની સેવા કરી તેણે આલોક, પરલોક અને સર્વ ધર્મોપર વિજય મેળવ્યો અને જેણે તે ન કરી તેની સઘળી ક્રિયા નિષ્ફળ છે એમ માનતો હતો. શાસ્ત્રમાં કહ્યું છે, કે પહેલાંના બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈસ્ય આ નિયમનું પાલન કરતા હતા અને તેથી તેમનામાં ધર્મ અને વિદ્યા બન્નેની વૃદ્ધિ થતી હતી. અર્થાત્

તેઓ શારીરિક, માનસિક અને આત્મિક બળથી બલિષ્ઠ બનતા હતા.

પ્ર૦—શાસ્ત્ર પ્રમાણે આ આશ્રમમાં કેટલાં વરસ સુધી રહેવું જોઈએ ?

ઉ૦—આ બ્રહ્મચર્ય આશ્રમનું સેવન બાર વરસની ઉમ્મરથી માંડીને છત્રીશ વરસની ઉમ્મર સુધી થઈ શકે છે. તેટલા સમયમાં બ્રહ્મચારી એક, બે, ત્રણ અથવા ચારે વેદ અને સઘળાં શાસ્ત્રો શીખી લેછે. કોઇ કોઇ શુક, સનત્કુમાર, વામદેવ, ભીષ્મ વગેરે જેવા જીંદગી પર્યન્ત નૈષ્ઠિક બ્રહ્મચારી રહ્યા છે.

પ્ર૦—ગુરૂ, શિષ્યનો સંબંધ કેવો હોવો જોઇએ ?

ઉ૦—પિતા અને પુત્રના જેવો. એ જ શિષ્ય ભક્તિ અને ગુરુ પ્રીતિ ભારતમાં વિદ્યાની ઉન્નતિનું કારણ બની છે.

પ્ર૦—શું હાલના સમયમાં પણ બ્રહ્મચર્ય આશ્રમનું પહેલાંના જેવું શાસ્ત્ર પ્રમાણે પાલન થઇ શકે એમ છે ?

ઉ૦—જો કે સંપૂર્ણ રૂપે નહિ તો મુખ્ય બાબતોમાં તો જરૂર થઇ શકે એમ છે. સમયના ફેરફારથી, શિક્ષા પ્રણાળી સર્વથા વિદેશી ભાષામાં અને વિદેશી પદ્ધતિમાં ફેરવાઇ જવાથી અને વિવાહના નિયમો બદલવાથી પ્રથમના જેવા, ગુરુ અને બ્રહ્મચારી હાલ રહ્યા નથી; કોઇ તે સમયની પદ્ધતિએ વિદ્યા ભણતું નથી તેમ ભણાવતું પણ નથી; પ્રથમના જેવી હાલ ગુરુની સેવા બની શકતી નથી અને ભિક્ષા માગી લાવી સઘળા બ્રહ્મચારી પોતાનો નિર્વાહ કરી શકતા નથી; પરન્તુ કેટલાક મુખ્ય નિયમોનું તો હાલ પણ પાલન થઇ શકે અને થવું જોઇએ.

પ્ર૦—એ નિયમો કયા છે ?

ઉ૦—૧—જ્યાંસુધી છોકરાઓ ભણતા હોય ત્યાંસુધી તેમનું કદિપણ લગ્ન કરવું નહિ. ઓછામાં ઓછી અરાઢ વરસની ઉમ્મર પહેલાં કોઇ છોકરાનું લગ્ન ન કરવું.

૨—યજ્ઞોપવિત શાસ્ત્રના નિયમ પ્રમાણે આપવું.

૩—જિતેન્દ્રિય રહેવું, ભોગનો ત્યાગ કરવો, નકામા વાદવિવાદથી

દૂર રહેવું, વિદ્યા મેળવવા સિવાય બીજી કોઇ પણ વાતમાં ધ્યાન ન રાખવું, વ્યાવહારિક અને રાજકિય કામોમાં કદિ પણ ન પડવું, એ સઘળી વાતો જેમ પહેલાં તેમ અત્યારે પણ થઈ શકે તેવી છે અને થવી જોઈએ. ગુરુ, વૃદ્ધજનો, માતા અને પિતાની સેવા સંપૂર્ણપણે હાલ પણ થઇ શકે.

૪–પ્રત્યેક હિન્દુ બાળકને સંસ્કૃત અથવા માતૃભાષાદ્વારા પોતાનાં ધર્મ–કર્મનું શરૂઆતથી જ શિક્ષણ આપવું.

૫–જ્યાંસુધી બાળક માતાપિતાની પાસે રહે ત્યાંસુધી તેને માતાપિતા શિક્ષણ આપે અને તે પછી શાળામાં શિક્ષણ મળે તેવી વ્યવસ્થા કરવી.

૬–સાયંપ્રાતઃ સન્ધ્યા અને ઇશ્વિરારાધન સઘળાંની પાસે કરાવવું. પરન્તુ જ્યાંસુધી માતા, પિતા અને ગુરુ આદિ પોતાના ધર્મનું સેવન કરશે નહિ ત્યાંસુધી તેમનો ઉપદેશ નિષ્ફળ જશે.

૭–બાળકોને બરાબર વ્યાયામ કરાવવો, સ્વચ્છ હવામાં હરવા ફરવાની ટેવ પાડવી, અશ્લીલ બોલચાલથી અટકાવવાં, પ્રાચીન મહા પુરૂષોનાં ચરિત્રો સંભળાવવાં અને શરૂઆતથી જ ઉંચો ઉદ્દેશ રાખતાં શીખવવું.

**પ્ર૦–જોઈએ તેવી રીતે બ્રહ્મચર્ય ન પાળવાથી નુકશાન શું ?**

ઉ૦–હિન્દુઓની સંખ્યા ઘટી જવાનું અને અવનતિ થવાનું મૂળ એ જ છે. વિદ્યાની અવનતિ, બલ, પુરૂષત્વ અને આરોગ્યતાનો નાશ, જીંદગીપર્યંતનાં દુઃખ, એ સઘળું જે જેવામાં આવે છે તે એ આશ્રમનું જોઇએ તેવી રીતે પાલન ન કરવાથી થયું છે. બાળકો શિક્ષણના ભાર નીચે દબાઇ જાય છે, નિશાળો અને કોલેજોમાંથી તંદુરસ્તી ગુમાવ્યા સિવાય કોઇ નીકળતું નથી અને જ્યારે નીકળે છે ત્યારે તેમાંના ઘણાએ કોઇ કામ કરવાને યોગ્ય રહેતા નથી. એટલા માટે તેનું યથાવત્ પાલન કરવું તેમાં જ સઘળી ઉન્નતિ સમાયેલી છે. બાળકોએ મહર્ષિ પાતંજલિનું એ સૂત્ર યાદ

રાખવું જોઇએ, કે " ब्रह्मचर्यात् ब्रह्मवीर्यलाभः " ( બ્રહ્મચર્યથી વીર્યનો લાભ થાય છે. )

પ્ર૦—બ્રહ્મચર્ય-આશ્રમ પછી શાસ્ત્રાનુસાર શું થવું જોઇએ ?

ઉ૦—સમાવર્ત્તન.

પ્ર૦—સમાવર્ત્તન એટલે શું ?

ઉ૦—વિદ્યાભ્યાસ પૂરો થયા પછી ગુરૂ દક્ષિણા આપીને અને ગુરની આજ્ઞા મેળવીને ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરવો તેનું નામ સમાવર્ત્તન છે. આ વખતે ગુરુ શિષ્યને આ રીતે ઉપદેશ દે છેઃ—

" સત્ય બોલો, ધર્મનું આચરણ કરો, દેવ અને પિતૃઓના કામમાં કદિ પણ પ્રમાદ ન કરો, તમારાં માતા, પિતા અને અતિથિ તમારા દેવ હો, જે કંઇ દાન કરો તે ગુપ્ત અને શ્રદ્ધાપૂર્વક કરો, બીજાનાં નહિ, પરન્તુ અમારાં શુદ્ધ આચરણોનું જ અનુકરણ કરો અને જો કોઇ ધર્મ કે વૃત્તિ વિષયે શંકા પેદા થાય તો જેવી રીતે બીજા સજ્જન વિદ્વાન્ પુરૂષો એ વિષયમાં વર્તતા હોય તે પ્રમાણે તમે પણ વર્તો. "

પ્ર૦—શું એ સઘળું અત્યારે પણ થઇ શકે એમ છે ? *

ઉ૦—હા, જો બીજું કંઇ ન બને તો અગાઉ કહેવામાં આવેલા ઉપદેશનું અવશ્ય પાલન થઇ શકે અને થવું જોઇએ.

---

## પાઠ ૨૨ મો.

### ગૃહસ્થાશ્રમ.

પ્ર૦—શાસ્ત્રમાં સમાવર્ત્તન પછી શાનું વિધાન કરવામાં આવ્યું છે?

ઉ૦—લગ્ન કરી ગૃહસ્થી બનવાનું.

પ્ર૦—ગૃહસ્થાશ્રમનું પાલન કેવી રીતે કરવું જોઇએ ?

ઉ૦—વિદ્યા સંપાદન કરીને યોગ્ય કૂળની કન્યા, કે જે ભણીગણી રૂપવતી અને ગુણવાળી હોય તેની સાથે લગ્ન કરવું. ભળ,

કપટ અને જૂઠથી બચીને શુદ્ધ રીતે ધંધોરોજગાર કરવો, એક પત્નીવ્રત રાખવું, ગૃહસ્થ હોવા છતાં પણ ભોગમાં લમ્પટ ન બનવું, પંચમહાયજ્ઞો વડે દેવતાઓ, ઋષિઓ, પિતૃઓ, મનુષ્યો અને પ્રાણી માત્રની સેવા કરવી, દીન અને દુઃખી પર દયા કરવી, હંમેશાં ઉત્સાહી રહેવું, સદાચારથી કદિપણ પાછી પાની ન કરવી, આખા કુટુંબને ખવરાવી પીવરાવી પોતે ખાવું, કોઇ ઇષ્ટ મિત્ર, બન્ધુ વગેરેથી કોઇ અપરાધ યા અપમાન સુદ્ધાં થઇ જાય તો તે સહેવાં, પાત્ર અને કુપાત્રનો વિચાર કરીને દાન દેવું, કુવા, વાવ બંધાવવાં, વૃક્ષ રોપાવવાં, નિશાળો બંધાવવી, સર્વ સાધારણના ભલાને માટે યત્ન કરવો અને મનુષ્ય જન્મના પરમ લક્ષ્યને કદિપણ ન ભૂલવું એ શાસ્ત્રની આજ્ઞા છે. એ જ સદ્‌ગૃહસ્થનાં લક્ષણ છે.

પ્ર૦–હાલમાં એ આશ્રમની દશા કેવી છે ?

ઉ૦—કોઈ કોઈ ગૃહસ્થ તો તેનું હાલ પણ યથાવત્ પાલન કરે છે. પરન્તુ ખાસ કરીને હાલમાં એ આશ્રમનું જેવું જોઇએ તેવું પાલન કરાતું નથી. કારણકે બાળવિવાહ અને કજોડાંથી બળ, વીર્ય અને પરાક્રમનો નાશ થતો જાય છે અને વિદ્યાની અભિવૃદ્ધિ થતી નથી. ધર્મ–શિક્ષાના અભાવથી લોકો ધર્મ કર્મના જ્ઞાનથી રહિત છે. બ્રહ્મચર્યનું પાલન યથાવત્ થતું ન હોવાથી શારીરિક નિર્બળતામાં વધારો થતો જાય છે, રોગ વધતા જાય છે અને અકાળ મરણ થાય છે. અપૂર્ણ જ્ઞાનને લીધે મિથ્યા દૃષ્ટિ એટલી બધી વધી ગઈ છે, કે કેટલાકને સદસદ્‌નો વિચાર થતો નથી, ખાનપાનની વ્યવસ્થા છેક જ બગડી ગઈ છે અને મનુષ્યની સંખ્યા વધવાની સાથે ધન મેળવવાના માર્ગ ખૂલતા નથી. આ કારણથી લોકો આગળ પાછળનો વિચાર કર્યા વગર જે તે પ્રકારે ધન મેળવવાને કમર કસે છે અને જુગાર, સટ્ટા, જૂઠ, છળ, કપટ, જૂઠી સાક્ષી આદિ અનર્થો વધતા જાય છે. પૈસાદાર લોકો દીન, દુઃખી અને અનાથો તરફ જેવું

જોઇએ તેવું ધ્યાન આપતા નથી અને પોતાના મોજશોખમાં તલ્લીન રહે છે. આજકાલના ઘણા ગૃહસ્થોની દશા આ પ્રકારની છે.

પ્ર૦—એમાં સુધારો શી રીતે થાય ?

ઉ૦—એ સઘળી કુપ્રથા દૂર કરવાથી. બ્રહ્મચર્યનું પાલન, યોગ્ય પ્રકારનાં લગ્ન, સદાચાર, વિદ્યાની વૃદ્ધિ તથા સત્યનું અવલમ્બન એ સર્વ તેના સુધારાનાં મૂળ છે.

પ્ર૦—ગૃહસ્થાશ્રમની શાસ્ત્રમાં કેવી મહત્તા મનાએલી છે ?

ઉ૦—એ આશ્રમને સર્વથી ઉત્તમ ગણવામા આવ્યો છે. કારણ કે તેનાથી જ સર્વનું પાલન થાય છે.

પ્ર૦—શું ગૃહસ્થાશ્રમમાં પણ મોક્ષ-પ્રાપ્તિ થઈ શકે છે ?

ઉ૦—હા. શાન્તચિત્ત ગૃહસ્થનો ગૃહસ્થાશ્રમ મોક્ષદાયક થઈ શકે છે. વસિષ્ઠજીએ રામચન્દ્રજીને અને શ્રીકૃષ્ણભગવાને અર્જુનને એ આશ્રમથી જ મોક્ષના માર્ગનું નિરૂપણ કરી બતાવ્યું હતું. વર્તમાન સમયમાં પણ કોઈ કોઈ ગૃહસ્થ પોતાનાં સત્કર્મ, સદ્વિચાર અને ધારણાથી જીવનમુક્ત બની વિચર્યા છે, અને તેમાં બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર એ સઘળી જાતના લોકો થઈ ગયા છે. મોક્ષનો માર્ગ સર્વને એક સરખો ખુલ્લો છે.

પ્ર૦—શું ગૃહસ્થને મુક્તિમાર્ગનાં શાસ્ત્રો ભણવાનો અને સાંભળવાનો નિષેધ છે ?

ઉ૦—ના. ઉપનિષદાદિ શાસ્ત્રો કે જેમાં મુક્તિમાર્ગનું નિરૂપણ કરવામાં આવ્યું છે તે ભણવાનો અને સાંભળવાનો સર્વને અધિકાર છે. જેના ચિત્તમાં વિષયો પ્રતિ વિરાગ અને નિત્યાનિત્યના વિવેક સાથે મોક્ષની ઇચ્છા જન્મી છે તે ચાહે ગૃહસ્થ યા સાધુ ગમે તે હોય તોપણ તે મુક્તિમાર્ગનાં શાસ્ત્રો ભણવાને અને સાંભળવાને અધિકારી છે. મુક્તિમાર્ગનાં શાસ્ત્રોના પ્રણેતા વસિષ્ઠ, યાજ્ઞવલ્ક્ય, શ્રીકૃષ્ણ, ભીષ્મ વગેરે ગૃહસ્થાશ્રમી જ હતા. ભિષ્મ પિતામહે ઉપદેશ્યું છે, કે જે પુરૂષ દમ પરાયણ છે—જેણે પોતાના મન ઉપર સંપૂર્ણ કાબુ જમાવ્યો છે—તેને વનમાં જવાની કશી જ જરૂર નથી. જ્યાં

શાન્ત પુરૂષો વસે છે તે જ વન છે–તે જ આશ્રમ છે.

પ્ર૦—શું ગૃહસ્થને પ્રણવાદિ મન્ત્રો જપવાનો નિષેધ છે ?

ઉ૦—શાસ્ત્રોમાં તેનો કોઇ જ નિષેધ નથી. ઉપનિષદોમાં એ મન્ત્રોનો જપ કરનારને "મહાશાલા" મહાશ્રોત્રીયા અથવા મહાન્ ગૃહી, મહાન્ વેદવેત્તા કહેવામાં આવ્યા છે. પ્રણવનો જપ ગૃહસ્થને માટે નથી એ કલ્પના આધુનિક છે. શ્રીકૃષ્ણ ભગવાને ગીતામાં મરતી વખતે સર્વ મનુષ્યોએ પ્રણવના ઉચ્ચાર સાથે દેહનો ત્યાગ કરવાનો ઉપદેશ કર્યો છે. યોગશાસ્ત્રના કર્તા શ્રી પાતઞ્જલ ઋષિએ પ્રણવનો જપ કરવાનું કે તેના અર્થની બારીક વિગતોમાં ઉતરવાનું કોઇ અમુક આશ્રમને માટે ચોકસ ઠરાવેલું નથી. કઠોપનિષદ્‌માં નચિકેતા જે ગૃહસ્થ હતો તેને યમે પ્રણવ મન્ત્રનો ઉપદેશ કર્યો હતો. શૌનક વગેરે ઋષિઓ ગૃહસ્થ હતા અને છતાં પણ તે સર્વ, પ્રણવનો જાતે જપ કરતા અને બીજાને તે કરવાનો ઉપદેશ દેતા હતા.

---

## પાઠ ૨૩ મો.

### વાનપ્રસ્થાશ્રમ.

પ્ર૦—ગૃહસ્થાશ્રમ પછી કયો આશ્રમ આવે છે ?

ઉ૦—વાનપ્રસ્થ.

પ્ર૦—તે આશ્રમમાં શી રીતે વર્તવું જોઇએ ?

ઉ૦—જ્યારે શરીર વૃદ્ધ અને દુર્બળ થઇ જાય અને છોકરાંને ઘેર છોકરાં જન્મે તેમજ પુત્ર ધંધારોજગારે લાગી જાય ત્યારે એકલા અથવા સ્ત્રી સહિત વનમાં જવું. ત્યાં વનસ્પતિનો આહાર કરવો અને શાન્તચિત્ત બની ટાઢ, તાપ અને વરસાદ વડે સહન શક્તિમાં વધારો કરવો. પત્ર, પુષ્પ, ફળ આદિથી દેવ, પિતૃ અને અતિથિની સેવા શુશ્રૂષા કરવી. હંમેશાં શાસ્ત્ર વિચાર, જપ, ધ્યાન વગેરેમાં નિમગ્ન બનવું, જમીન પર સૂઇ રહેવું, એક વાર ખાવું અને ચિત્તને ધીમે

ધીમે ભોગોમાંથી ખેંચી લઇ જીવનના ચોથા ભાગમાં સંન્યાસ દ્વારા મોક્ષના અધિકારી થવું.

પ્ર૦—શું પહેલાંના વખતમાં લોકો આ પ્રમાણે વર્તતા હતા?

ઉ૦—હા. યયાતિ જેવા ઘણા રાજાઓએ નાના પ્રકારના ભોગ ભોગવી વનમાં જઇ આત્મજ્ઞાન મેળવ્યું હતું. યાજ્ઞવલ્કય ઋષિએ પોતાની સઘળી સંપત્તિ છોડી દઈ વિદ્વત્ સંન્યાસ લીધો હતો. ધૃતરાષ્ટ્ર, વિદુર, યુધિષ્ઠિર વગેરે ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરી વનમાં જઇ વસ્યા હતા.

પ્ર૦—શું હાલના સમયમાં પણ એ બની શકે એવી વાત છે?

ઉ૦—કેમ નહિ? ઇચ્છાને કશું જ અશક્ય નથી. જો અત્યારે પણ એ પ્રકારે વર્તવાની ઇચ્છા પ્રકટે તો જરૂર થઇ શકે. પણ એવી પ્રબળ ઇચ્છાના અભાવે અત્યારે વિરલ જ એ પ્રમાણે વર્તે છે. ઘણું કરીને આ સમયમાં બળહીન, શ્રદ્ધાહીન અને મિથ્યા વિશ્વાસી લોકો મોટા પ્રમાણમાં નજરે પડે છે. આવા મનુષ્યોથી ભોગનો ત્યાગ શી રીતે થઇ શકે?

---

## પાઠ ૨૪ મો.

### સંન્યસ્તાશ્રમ.

પ્ર૦—ચોથો આશ્રમ કયો છે?

ઉ૦—સંન્યસ્ત.

પ્ર૦—એ આશ્રમમાં ક્યારે અને કેવી રીતે પ્રવેશ કરવો જોઇએ?

ઉ૦—જે સમયે ચિત્ત તપ વડે શુદ્ધ થઇ જાય, પરમ વૈરાગ્ય પ્રકટી મોક્ષ માટેની પ્રબળ ઇચ્છા જન્મે અને ભોગ ઉપરથી સઘળી આસ્થા ઉઠી જાય ત્યારે શિખા અને સૂત્રનો ત્યાગ કરીને અને પ્રાણી માત્રને અભય દાન આપીને સંન્યસ્ત આશ્રમમાં પ્રવેશ કરવો જોઇએ

અને જીવનના ચોથા ભાગને મોક્ષમાર્ગમાં જોડી દેવો જોઇએ.

પ્ર૦—સંન્યાસી થયા પછી તેનું શું કર્તવ્ય છે ?

ઉ૦—ગામની બહાર કોઈ નિર્જન સ્થળમાં રહેવું, નક્કી કરેલા વખતે એક વાર ખાવું, સર્વ પ્રકારના સંગનો ત્યાગ કરવો, કોઇ પણ વસ્તુ પોતાની પાસે ન રાખવી, ઇંદ્રિયોને વિષયમાંથી ખેંચી લેવી, જે મળે તેમાં સંતોષ અને સમબુદ્ધિ રાખવાં, પ્રાણી માત્ર પર દયા રાખવી, સર્વનું ભલું થાય એવા વિચારો સેવવા અને પોતાના લક્ષ્યથી કદિ પણ ન ચૂકવું. અર્થાત્ આ સંસારથી છૂટવું એ જ સંન્યાસીનું કર્તવ્ય છે. કેવળ ભગવાં ધારણ કરવાથી વા મુંડ મુંડાવ્યાથી સંન્યાસી થવાતું નથી; પરન્તુ પ્રત્યય અર્થાત્ જ્ઞાનની પ્રાપ્તિ એ જ મોક્ષનું લક્ષણ છે. રાજા જનક સુલભાને કહે છે, કેઃ—

**कषाय धारणं मौण्डयं त्रिविष्टब्धं कमंडलुम् ।**
**लिंगान्युत्पथ भूतानि न मोक्षायेति मे मतिः ॥**

**અર્થ:**—ભગવાં વસ્ત્ર ધારણ કરવાં, મુંડન કરાવવું, ત્રિદંડ અને કમંડળ ધારણ કરવાં એ ચિહ્નો મોક્ષ મેળવવા માટે નહિ, પણ બહારનાં સ્વરૂપનું ઓળખાણ આપવા માટે છે એવો મારો નિશ્ચય છે.

મહાભારત, મોક્ષધર્મ; અધ્યાયઃ ૩૨૧, શ્લો. ૪૭.

પ્ર૦—શું સંન્યાસીને માટે પોતે મોક્ષ મેળવવો એટલું જ બસ છે ?

ઉ૦—નહિ. પોતાના મોક્ષની સાથે બીજાઓને સદુપદેશ દેવો, મોક્ષનો માર્ગ બતાવવો અને હંમેશાં પરોપકારમાં તત્પર રહેવું એ તેનું પરમ કર્તવ્ય છે.

પ્ર૦—શું સંન્યાસી થવું એ કેવળ બ્રાહ્મણને જ માટે છે ?

ઉ૦—નહિ. સંન્યસ્ત આશ્રમ માત્ર બ્રાહ્મણને જ માટે છે એવી કલ્પના આધુનિક છે. યયાતિ, નહૂષ વગેરે ઘણા રાજાઓએ સંન્યાસ ગ્રહણ કર્યાની કથાઓ શાસ્ત્રોમાં વાંચવામાં આવે છે. જેનામાં ત્યાગ-

બુદ્ધિ જન્મી છે તે જ સંન્યાસી થઈ શકે છે, તે જ મોક્ષપદનો ભાગી બની શકે છે.

પ્ર૦—શું આ આશ્રમનું અત્યારે પણ જેવું જોઈએ તેવું પાલન થાય છે ?

ઉ૦—બહુ જ ઓછું. હાલ જોવામાં આવે છે તેવા દંડી, ઉદાસી નિર્મળ, દાદૂપન્થી, કબીરપન્થી, ગોસાંઈ વગેરે અનેક સંપ્રદાયોનું શાસ્ત્રોમા ક્યાંએ નામનિશાન પણ નથી. વળી મઠ અને અખાડાનું પણ કશું વિધાન નથી. જે આચાર, વિચાર, પરસ્પર ભેદ, દ્વેષ અને દ્રોહ અત્યારે દીઠામાં આવે છે તેમાંનું અસલ કંઈ જ ન હતું. આમ છતાં કોઈ કોઈ સ્થળે અત્યારે પણ સાચા જ્ઞાની મહાત્મા મળી આવે જ છે.

પ્ર૦—તેમાં સુધારો કરવાનો શો ઉપાય છે ?

ઉ૦—તેની સુધારણાનો ઉપાય થોડા ઘણા અંશે ગૃહસ્થોના હાથમાં છે. અસલની સઘળી પ્રથામાં બગાડો કરનાર તેઓ છે. જો તેઓ વિચારપૂર્વક દાન કરે, કોઈસાધુને અન્ન અને વસ્ત્ર સિવાય બીજું કંઇ જ ન આપે, જે અભણ, વિષયી અને જ્યાં ત્યાંથી ભેગું કરનાર હોય તેનું કદિપણ સન્માન ન કરે, મઠ અને અખાડાની વ્યવસ્થા પર દેખરેખ રાખે અને તેની આવક અને ખર્ચ ઉપર ધ્યાન આપે, નાનાં બાળકો કે જેમના સાધુ થઇ જવાથી સેંકડો ઘેર તાળાં દેવાય છે, અનર્થમાં વધારો થાય છે, અને ધર્મ વગોવાય છે તેમને સાધુ થતાં અટકાવે, સામાન્ય રીતે સાધુઓને પોતાના ઘરમાં રહેવા ન દે, કોઇપણ સાધુને જમાડવામાં રજોગુણી અને તમોગુણી પદાર્થો ન ખવરાવે તેમજ ભાંગ, ગાંજો, ચરસ વગેરે તેમના ચિત્તની વૃત્તિને બગાડી મૂકનાર ચીજો ન આપે—અપાવે તો સઘળા સાધુઓમાં તરત જ સુધારો થાય. સંન્યસ્ત આશ્રમની અધોગતિનું મુખ્ય કારણ ગૃહસ્થોએ આપેલું વિચાર વગરનું દાન અને માન છે. બીજું કારણ વિદ્યાની અછત, અસત્ વિચારોની વૃદ્ધિ અને પોપટીયું જ્ઞાન છે, અને દુરા-

ચારીઓનો બહિષ્કાર ન કરવો એ તેનું ત્રીજું કારણ છે. આ સર્વ કારણો જ્યાંસુધી દૂર થશે નહિ ત્યાંસુધી એ આશ્રમની વધારે ને વધારે અધોગતિ થતી જશે.

પ્ર૦—ચાલુ વર્ણાશ્રમ વ્યવસ્થાનું ફળ શું આવ્યું છે?

ઉ૦—હિંદુઓની અવનતિ–હાલમાં જે હિન્દુઓની અવનતિ થયેલી જોવામાં આવે છે તેના મોટા ભાગનું કારણ એ જ છે. જ્યાં-સુધી આપણામાંથી મિથ્યા જાતિ અભિમાન, મતભેદ, સંપ્રદાયભેદ દૂર થશે નહિ ત્યાંસુધી આપણે કોઇપણ કામ કરવાને યોગ્ય થઇશું નહિ. વર્તમાન વ્યવસ્થાએ આપણામાંથી એક બીજાની સાથે મળીને કામ કરવાની અને કોઇ પુરૂષ ચાહે ગમે તેવો યોગ્ય હોય તોપણ તેને આપણો નેતા ગણીને તેની સાથે આગળ વધવાની શક્તિનો સર્વથા નાશ કરી દીધો છે. બ્રાહ્મણથી માંડીને શૂદ્ર સુધીમાં કોઇ બે મનુષ્યો પણ પર-સ્પર એકત્ર મળીને કોઇ કામ કરી શકતા નથી અને આપણી સંખ્યામાં પ્રતિદિન ઘટાડો થતો જાય છે તેનુ કારણ પણ એ ચાલુ વ્યવસ્થા જ છે. જો આ વ્યવસ્થા આમને આમ ચાલુ રહેશે તો હિન્દુ જાતિ થોડા દિવસોમાં બહુ જ ક્ષીણ થતી જશે.

# ભાગ પાંચમો.

## સંસ્કાર,

जन्मना जायते शूद्रो संस्कारात् द्विजोच्यते ।

## પાઠ ૨૫ મો.

## સોળ સંસ્કાર.

પ્ર૦—સંસ્કાર એટલે શું ?

ઉ૦—શુદ્ધિ કરનાર વૈદિક કર્મોનું નામ સંસ્કાર છે. એ સંસ્કારો વડે મનુષ્ય શુદ્ધ બનીને આલોક અને પરલોક બન્નેમાં સુખ મેળવે છે. જેવી રીતે એક ચિત્રની અંદર અનેક રંગ પૂરવાથી તેના સૌંદર્યમાં વધારો થાય છે તેવી જ રીતે મનુષ્ય યથાવત્ સંસ્કારને લીધે આલોક અને પરલોકમાં વિશેષ સુખ પામે છે.

પ્ર૦—તે સંસ્કાર કયા કયા છે ?

ઉ૦—તે સંસ્કારો આ પ્રમાણે છેઃ—

૧ ગર્ભાધાન, ૨ પુંસવન, ૩ સીમન્ત, ૪ જાતકર્મ, ૫ નામકરણ, ૬ નિષ્ક્રમણ, ૭ અન્નપ્રાશન ૮ ચૂડાકર્મ, ૯ કર્ણવેધ, ૧૦ ઉપનયન, ૧૧ વેદારમ્ભક્રિયા, ૧૨ સમાવર્ત્તન, ૧૩ સ્નાન, ૧૪ વિવાહ, ૧૫ અગ્નિપરિગ્રહ, ૧૬ અન્ત્યેષ્ઠિ.

પ્ર૦—ગર્ભાધાનનો શો વિધિ છે ?

ઉ૦—યોગ્ય પુરૂષને યોગ્ય સ્ત્રીમાં યોગ્ય ક્રિયા દ્વારા ગર્ભ ધારણ કરાવવો તેનું નામ ગર્ભાધાન છે. તેનો વિધિ એવો છે, કે જ્યારે સ્ત્રી અને પુરૂષ સંતાનોત્પત્તિને યોગ્ય બને ત્યારે તેમને સમાગમમાં લાવવાં. જે પુરૂષ ધૈર્ય વગરનો, રોગી, ભૂખ્યો, તરસ્યો, બાળક કે વૃદ્ધ હોય અને જે સ્ત્રી રોગી, રજસ્વલાવાળી, મલીન, ઘરડી કે કામ રહિત હોય તેમના દ્વારા ગર્ભ ધારણ થઈ શકતો નથી.

પ્ર૦—પુંસવન અને સીમન્તની મુખ્ય મતલબ શી છે ?

ઉ૦—ગર્ભ રહ્યા પછી બીજે કે ત્રીજે મહિને જે સંસ્કાર કરવામાં આવે છે તેને પુંસવન અને જે આઠમે મહિને કરવામાં આવે છે તેને સીમન્ત કહે છે. તે બન્ને સંસ્કારોનો ઉદ્દેશ ગર્ભની રક્ષા અને વૃદ્ધિ થાય એવો છે. વૈદકશાસ્ત્રોમાં કહ્યું છે, કે ગર્ભિણી સ્ત્રીએ

પહેલા દિવસથી જ આનંદમાં મગ્ન રહેવું; સ્વચ્છ લુગડાં પહેરવાં; ગુરુ, બ્રાહ્મણ અને વડીલોની સેવા કરવી; મધુર, સ્નિગ્ધ, હૃદયને પ્રિય હલકા અને શુદ્ધ પદાર્થોનું સેવન કરવું. પરિશ્રમ, લાંઘણ, મૈથુન, પુરૂષનો સંગ, બહુ ભોજન, રાત્રિજાગરણ, શોક, સવારી કરવી, મળમૂત્રના વેગને રોકવો, ધૂંટણીએ બેસવું, ગંદી, કદરૂપી અને ખોડવાળી સ્ત્રીઓની પાસે બેસવું, દુર્ગંધવાળા પદાર્થો સુંઘવા, નઠારા પદાર્થોને જોવા, એ સઘળી બાબતોનો ગર્ભવતી સ્ત્રીઓએ ત્યાગ કરવો. તેમણે રાતનું વાસી અન્ન કદી પણ ન ખાવું, અપવિત્ર અને ભયભીત સ્થાનમાં ન જવું, ઉંચે સ્વરે એટલે બૂમ મારીને ન બોલવું, ક્રોધ ન કરવો, શરીર પર તેલ ન ચોળવું, કઠણ પથારી પર ન સૂવું અને કદિ પણ મનમાં નઠારો વિચાર ન લાવવો.

પ્ર૦—જાતકર્મ સંસ્કાર કોને કહે છે અને તે શી રીતે કરાવો જોઇએ ?

ઉ૦—બાળક જન્મતાંની સાથે જ જે સંસ્કાર કરવામાં આવે છે તેને જાતકર્મ કહે છે. જે ઘરમાં બાળકનો જન્મ થાય તે ઘર પૂર્વ અથવા ઉત્તર તરફના બારણાનું હોવું જોઈએ. તેમાં જોઈએ તેટલા પ્રમાણમાં હવાની આવજા થવી જોઈએ. હાલની માફક ઓરડો તદ્દન અંધારમય ન રાખતાં તેમાં પ્રકાશની આવજા થવા દેવી જોઇએ. કેવળ અંધારો તેમજ હવાની આવજા ન થઈ શકે તેવો ઓરડો બહુધા હાનિકારક નીવડે છે. જ્યારે બાળક જન્મે ત્યારે સુવાવડી સ્ત્રી અને બાળકની યોગ્ય રીતે માવજત કરવી. દાઇ બહુ જ કુશળ અને વિશ્વાસપાત્ર હોવી જોઇએ. સુવાવડી સ્ત્રીને રોગ લાગુ પડવાનો સંભવ ઘણો વધારે છે. એટલા માટે તેના ખોરાક અને સારવાર ઉપર જેટલું ધ્યાન રાખવામાં આવે તેટલું ઓછું સમજવું. સુવાવડી સ્ત્રીએ એક મહિના સુધી પથ્ય અને માફકસર ખાવું. બહુ જ કાળજી પૂર્વક તેના શરીર ઉપર તેલ ચોળવું. યોગ્ય સમયે સ્નાન કરાવવું અને તે સમયે શરદી ન લાગે તેની ખાસ કાળજી રાખવી.

હાલમાં ઘરની અંદર સુવાવડી સ્ત્રીઓને ખાસ કરીને જે પદાર્થો ખવરાવવામાં આવે છે તેમાંના ઘણા ખવરાવવાને યોગ્ય હોતા નથી. જે ઘરમાં સુવાવડીનો ખાટલો હોય તે ઘરને જેટલું વધારે સ્વચ્છ રાખવામાં આવે તેટલો તેને વિશેષ લાભ થાય છે. તે ઘરની અંદર દશમે, પંદરમે અને વીશમે દિવસે હવન કરવાથી ઘણી જાતના રોગનો ભય જતો રહે છે.

પ્ર૦—નામકરણ એટલે શું ? અને નામ કેવું રાખવું જોઈએ ?

ઉ૦—નામ પાડવાના સંસ્કારને નામકરણ કહે છે. નામ એવું પાડવું જોઇએ, કે જે શાસ્ત્રને અનુકૂળ અને અર્થવાળું હોય. જે નામનો કશો અર્થ જ થતો હોય નહિ તેવાં નામ પાડવાં જોઇએ નહિ. ઘણા મોટા લોકો પોતાને ઘેર છોકરો જન્મ્યાની ખુશાલીમાં હજારો રૂપિયાનો નિરર્થક ખર્ચ કરી નાંખે છે, પરન્તુ બાળકની તંદુરસ્તી સાચવવાની કે તેને શિક્ષણ આપવાની યોજના કરવા સંબંધે સર્વથા અજાણ બની રહે છે. આ પ્રમાણે કદિ પણ બનવું જોઇએ નહિ. જો ખર્ચ કરવાનું મનમાં થઇ આવે તો બાળક અને તેની માતાની માવજતમાં અથવા તેમના શિક્ષણમાં ખર્ચ કરવું જોઈએ. વાહ વાહ કહેવરાવવા પાછળ નકામા રૂપિયા ઉડાવી દેવાથી કશો જ લાભ નથી.

પ્ર૦—ચૂલકર્મ કોને કહે છે ? શી રીતે કરાય છે અને કરાવું જોઇએ ?

ઉ૦—બાળકને માથેથી વાળ ઉતરાવવા તેનું નામ ચૂલકર્મ છે. હાલના સમયમાં ઘણું કરીને એ સંસ્કાર કોઈ કુલ દેવતા અથવા જાત્રાના સ્થળે કરવામાં આવે છે. ત્યાં જઈ એક હજામને બોલાવી તેની પાસે વાળ ઉતરાવે છે. આમ કરવામાં કંઇ દોષ કે હરકત નથી. આમ છતાં એ સમયે જે જે નઠારા રીતરિવાજો જોવામાં આવે છે અને વધારે પડતું નકામું ખર્ચ કરવામાં આવે છે તે સઘળું બંધ કરવું જોઇએ.

---

## પાઠ ૨૬ મો.

### બાળરક્ષાના નિયમો.

પ્ર૦—બાળકોની માવજતને માટે કયા કયા નિયમો પાળવા જોઇએ ?

પ્ર૦—જ્યાંસુધી બાળકો ધાવતાં હોય ત્યાંસુધી તેની મા અગર ધાવની તંદુરસ્તી એ જ તેની તંદુરસ્તી છે. વસ્તીની ગણત્રીના પત્રક ઉપરથી એ વાત સાબીત થઈ છે, કે અર્ધ કરતાં વધારે બાળકો તેની ઉમ્મરના પહેલા વરસમાં જ મરણ પામે છે. આમ થવાનું કારણ તેમની માતાઓની તંદુરસ્તી અને સ્વચ્છતા તરફની બેદરકારી છે. બાળરક્ષા માટેના નિયમો આ પ્રમાણે હોવા જોઇએઃ—

(૧) નાનાં છોકરાંની માએ કદિ પણ ભારે, વિકારી અને માફક ન આવે તેવું ખાવું નહિ. અયોગ્ય આહારવિહાર શરીરમાં વિકાર ઉત્પન્ન કરીને ધાવણને બગાડી દે છે, અને તેથી બાળક માંદું પડે છે. માનો ખોરાક પુષ્ટિકારક છતાં ભારે ન હોવો જોઇએ. બની શકે ત્યાંસુધી તેને સારૂં દૂધ પીવાને મળે એવી ગોઠવણ કરવી જોઇએ.

(૨) બાળકને અને તેની માને રહેવાનું ઘર સારી હવાવાળું હોવું જોઇએ. હિન્દુઓમાં ઘણી સ્ત્રીઓ નઠારી હવામાં રહેવાથી મરી જાય છે. વળી બાળકને ઘરમાંને ઘરમાં પૂરી રાખવાથી ઘણી જાતના રોગો પેદા થાય છે. આથી જ્યારે ઋતુ સારી હોય ત્યારે ઓછામાં ઓછું દિવસમાં બે ત્રણ વાર તેને ખુલ્લી હવામાં લઈ જવું જોઇએ.

(૩) પીવાનું પાણી ચોકખું હોવું જોઇએ. ઘરની અંદર ક્યાંઇ પણ કચરો, પૂંજો, જાળાં અને દુર્ગન્ધી રહેવાં જોઇએ નહિ. જો બની શકે તો નાના બાળકની માએ હંમેશાં થોડી વખત ખુલ્લી હવામાં ફરવા જવું જોઇએ. તેણે હંમેશાં સન્તુષ્ટ અને શાન્ત રહેવું જોઇએ. ક્રોધ કે ભયથી વ્યાકુળ એવી માનું ધાવણ ધાવીને ઘણાં બાળકો મરણ શરણ થાય છે.

(૪) બની શકે ત્યાંસુધી બાળકને તેની માએ જ ધવરાવવું જોઇએ. જો ધાવ રાખવામાં આવી હોય તો તેના શરીરની પૂરતી અને બારીક તપાસ કરાવ્યા પછી જ તેને રાખેલી હોવી જોઇએ. રોગવાળી ધાવના ધાવણ કરતાં ગાયનું દૂધ પાવું એ વધારે સારૂં છે. ગાયનું દૂધ પાતી વખતે પહેલે મહિને એક ભાગ દૂધ અને બે ભાગ ગરમ પાણી, બીજા અને ત્રીજા મહિનામાં અર્ધું દૂધ અને અર્ધું ગરમ પાણી અને તે પછી બે ભાગ દૂધ અને એક ભાગ ગરમ પાણીની મેળવણી કરીને પાવું જોઇએ. આમ છતાં માનું ધાવણ એ બાળકને માટે સર્વોત્તમ છે અને તેથી જ્યાંસુધી બની શકે ત્યાંસુધી બાળકને ધાવણ ઉપર જ રાખવું સારૂં છે. મા અને ગાયના દૂધ સિવાય બાળકને બીજું કંઇપણ પાવાથી મોટી હાનિ થવાનો સંભવ છે.

(૫) બાળકને દિવસમાં ઓછામાં ઓછું એક વખત ન્હવરાવવું જોઇએ. તેને ઉંઘાડવાને માટે અફીણ વગેરે કેફી પદાર્થો ન આપતાં સ્વાભાવિક રીતે જ સૂઈ રહે તેવી ટેવ પાડવી. બાળકોને કપડાં છેક જ હલકાં પહેરાવવાં કે જેથી તેને પોતાની મેળે પોતાના હાથપગ હલાવવામાં મુસ્કેલી ન નડે. બાળકને ઘરાણાં પહેરાવવાં એ તેના જીવની હાનિ કરનાર અને તેના અવયવોની વૃદ્ધિને અટકાવનાર છે. જો કોઇપણ માબાપને એવું ગુમાન હોય, કે ઘરાણાં પહેરાવવાથી અમારૂં બાળક વધારે સુંદર દેખાશે કે લોકો અમને બહુ પૈસાદાર લેખશે તો તે ભૂલભરેલું અને કેવળ જૂઠું છે.

(૬) સેંકડો બાળકો કહેવાતા સંત, સાધુ, ફકીરો વગેરેને હાથે મરે છે અને તેમ નહિ તો જીંદગી સુધી રોગી બની રહે છે. માબાપ તેમને સિદ્ધ સમજી બાળકના રોગનો ઉપાય કરાવવાને તેમની પાસે જાય છે અને તેઓ દોરા, ચીઠ્ઠી, તાવીજ, જંત્રમંત્ર વગેરેની સાથે બાળકને ગમે તેવી દવા આપે છે અને તેથી તેનું મરણ નીપજે છે. માટે એવા લેભાગુઓથી હંમેશાં બચવું જોઇએ.

(૭) જ્યાંસુધી બાળક પોતાની મેળે ઉઠી, બેસી, ચાલી કે ફરી

શકે નહિ ત્યાંસુધી તેને બળાત્કારે ઉઠાડવું, બેસાડવું, ચલાવવું કે ફેરવવું જોઇએ નહિ.

(૮) જો કોઈ બાળકને કંઈ રોગ થયો હોય તો તેનો જોવો જોઇએ તેનો યોગ્ય ઉપાય કરાવવો જોઇએ. ગ્રહ, જ્યોતિષ, જંત્ર, દોરા, ચીઠ્ઠી વગેરે પર આધાર રાખી બેસી રહેવું જોઇએ નહિ. ઘણાં બાળકો શીતળાના રોગથી મરણ પામે છે તો તેવે સમયે તેમની પૂરતી સંભાળ રાખવી જોઇએ. શીળી ખોતરાવવાથી ઘણું કરીને એ રોગની નિવૃત્તિ થાય છે. શીતળા નીકળે તે વખતે મશાણ કે મંદિરોમાં જવાથી, નીચ જાતનો સ્પર્શ કરવાથી, અને અશુદ્ધ પદાર્થો દેવને ચઢાવવાથી નુકસાન સિવાય બીજું કંઈ જ હાંસિલ થતું નથી.

(૯) જ્યારે બાળક કંઇક મોટું થાય ત્યારે તેને માટે ખુલ્લી હવા, ચોકખું પાણી, જેમાં દૂધનો ભાગ વિશેષ હોય તેવું યોગ્ય ભોજન, શરદી અને ગરમીથી રક્ષણ થઈ શકે તેવાં સ્વચ્છ લુગડાં, હંમેશાં ન્હાવું, નક્કી કરેલા વખતે રમત ગમત કરવી, ઓછામાં ઓછું દશ કલાક સૂઈ રહેવું, અને સ્વચ્છ ઘરમાં રહેવું એ ખાસ આવશ્યક છે. આ સર્વના અભાવે ઘરાણાંના બોજા નીચે દાટી દીધેલાં એવાં ઘણા પૈસાદારનાં બાળકો રોગી નીવડે છે યાતો મરી જાય છે અને માબાપની દોલત તેમને કશા જ ઉપયોગમાં આવતી નથી. બાલરક્ષાના સામાન્ય નિયમો દરેક સ્ત્રીપુરૂષે જાણવા જોઇએ. તેનાથી અજાણ રહેતાં બહુ નુકસાન થાય છે. બાળકોને કદિ પણ જૂઠું બોલતાં, ગાળો દેતાં, બહુ બોલ બોલ કરતાં, કોઇપણ ચીજથી ડરીને નાશી જતાં, નકામું ગુસ્સે થતાં, ચાડી ખાતાં અને આજ્ઞા ન માનતાં ન શીખવો.

## પાઠ ૨૭ મો.

### યજ્ઞોપવિત.

પ્ર૦—ઉપનયન અને વેદારમ્ભ ક્રિયા કોને કહે છે અને તે કેવી રીતે કરવામાં આવે છે?

ઉ૦—જનોઈ ધારણ કરવું અને બ્રહ્મચારી બનવું તેનું નામ ઉપનયન અને વેદનો અભ્યાસ કરવાનો આરંભ કરવો તેનું નામ વેદારમ્ભ છે. પ્રથમ કહેવામાં આવ્યું છે તે પ્રમાણે બ્રાહ્મણને પાંચથી આઠ વરસની ઉમ્મરે,ક્ષત્રિયને અગીઆરમે વરસે અને વૈસ્યને બારમે વરસે ઉપનયન સંસ્કાર કરવો જોઇએ. તેથી મોડો કરવો નહિ. પરન્તુ હાલમાં ક્ષત્રિય અને વૈસ્યોમાં જનોઈ આપવાના રિવાજનો લોપ થઈ ગયો છે એટલું જ નહિ, પણ તેઓ તેને અશુભ માનવા લાગ્યા છે અને કહે છે, કે બાપના મરી ગયા પછી જનોઈ પહેરવામાં આવે છે. ઘણા બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈસ્યોને લગ્નના દિવસે જનોઈ દેવામાં આવે છે અને બે કલાકની અંદર વેદારમ્ભ, વેદની સમાપ્તિ, ભિક્ષાટન અને સમાવર્ત્તન આદિ સર્વ ક્રિયાઓ ખલાસ કરી દેવામાં આવે છે. ઘણા બ્રાહ્મણો સન્ધ્યા એ શું તે જાણતા નથી અને જે જાણે છે તે કરતા નથી. જ્યારે બ્રાહ્મણોની આવી દશા છે તો પછી ક્ષત્રિય અને વૈસ્યોનું તો કહેવું જ શું? ઉપનયન સંસ્કારનો મૂળ ઉદ્દેશ સર્વથા વિસરાઈ ગયો છે અને મોટા લોકો તેને ભીખના નામે હજારો રૂપિયા લેવાનો અવસર બનાવી બેઠા છે. વેદના અધ્યયનને બદલે ઘણું કરીને અમનચમન ઉડાવવામાં આવે છે અને કાશીએ ભણવા મોકલવાનું તો ખરેખર એક જાતનું ફારસ જ ભજવાય છે. આ ઉપનયન સંસ્કાર શાસ્ત્રમાં કહ્યા મુજબ હોમ અને વેદના મન્ત્રો વડે વિદ્વાન્ અને સદાચારી બ્રાહ્મણની પાસે કરાવવો જોઇએ. વળી બાળકને મંત્રની દીક્ષા એવા બ્રાહ્મણની પાસે અપાવવી જોઇએ, કે જેના પર તેની શ્રદ્ધા હોય. આ સંસ્કાર બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એ ત્રિવર્ણને

માટે દ્વિજ સંજ્ઞાનું મૂળ છે. તેના વડે ગુરૂ અને શિષ્યની વચ્ચે પિતા પુત્ર જેવો સંબંધ પેદા થતો હતો. આ સંબંધ જ વિદ્યા અને ધર્મની ઉન્નતિનું કારણ હતો. શિષ્યના ગુરૂ માટેના ભક્તિભાવથી અને તેમની સેવાથી તેમ જ ગુરુની શિષ્યના ઉપરની પુત્રવત્ પ્રીતિથી જ અહીંના લોકો પરમ ધાર્મિક અને મહાન્ વિદ્વાન્ થતા હતા. બ્રહ્મચારી અથવા ગૃહસ્થને પવિત્ર બનાવનાર સાયં અને પ્રાતઃ સંધ્યાથી અધિક એવી કોઈ વસ્તુ માનવામાં આવતી ન હતી. બની શકે ત્યાંસુધી હાલ પણ એ સઘળી બાબતોને આચારમાં મૂકવી જોઇએ.

પ્ર૦—એ ત્રણે જાતિની ગાયત્રી એક જ છે કે જુદી જુદી?

ઉ૦—ત્રણે વર્ણને માટે ગાયત્રી એક જ છે. કોઈ કોઈ સૂત્રકારનું કહેવું એવું છે, કે બ્રાહ્મણને ગાયત્રી છન્દાવળી ઋચાનો, ક્ષત્રિયને ત્રિષ્ટુપ છન્દાવળી ઋચાનો અને વૈસ્યને જગતી છન્દાવળી ઋચાનો ઉપદેશ કરવો અથવા ત્રણેને ગાયત્રીનો જ ઉપદેશ કરવો. પરન્તુ વેદમાં તેમજ મનુ આદિ પ્રાચીન સ્મૃતિકારોએ એવો કોઈ નિયમ ઠરાવ્યો નથી.



## પાઠ ૨૮ મો.

### વિવાહ.

પ્ર૦—શાસ્ત્રમાં લગ્નની શી વિધિ છે?

ઉ૦—વિદ્યા ભણી રહ્યા પછી જે માતાની સપિણ્ડી કે પિતાની સગોત્રી હોય નહિ, જે હલકા કૂળની હોય નહિ, જેના કૂળમાં ક્ષય, વાઈ વગેરે વારસામાં ઉતરી આવે એવા રોગ હોય નહિ, જેનું શરીર તંદુરસ્ત હોય અને જે સર્વ શુભ લક્ષણોથી યુક્ત હોય તેવી કન્યાની સાથે લગ્ન કરવું.

પ્ર૦—વિવાહ કેટલા પ્રકારના છે?

ઉ૦—વિવાહ આઠ પ્રકારના છેઃ બ્રાહ્મ, દૈવ, આર્ષ, પ્રાજાપત્ય,

આસુર, ગાન્ધર્વ, રાક્ષસ અને પૈશાચ એવાં એનાં નામ મનુ ભગવાને દર્શાવેલાં છે.

પ્ર૦—તે પ્રત્યેકનાં લક્ષણ શાં શાં છે?

ઉ૦—જે વિવાહમાં શીલવાન વિદ્વાન અને સદ્‌ગુણી વરને બોલાવી તેના સન્માનપૂર્વક તેને વસ્ત્ર અને આભૂષણથી શણગારેલી કન્યાનું દાન આપવામાં આવે છે તે વિવાહ બ્રાહ્મ વિવાહ કહેવાય છે. આ વિવાહ સર્વોત્તમ છે અને થવો જોઇએ. જ્યાં યજ્ઞમાં ઋત્વિજને આભૂષણ પહેરાવી કન્યા આપવામાં આવે છે તેનું નામ દૈવવિવાહ છે. આવો વિવાહ હાલમાં ઘણું કરીને થતો નથી. જેમાં ધર્મશાસ્ત્ર પ્રમાણે ઉપયોગ કરવા સારૂ વરની પાસેથી એક બે ગાયો અથવા બળદની જોડ લઇ તેને કન્યા આપવામાં આવે છે તે આર્ષ વિવાહ છે અને હાલમાં તે પ્રચારમાં નથી.

પ્રાજાપત્ય વિવાહ એ છે, કે જેમાં વરકન્યા બન્નેને 'ધર્મનું આચરણ કરો' એમ કહીને કન્યાનું દાન કરવામાં આવે છે. આ વિવાહ સર્વોત્તમ છે અને જ્યાં તે ન થતો હોય ત્યાં થવો જોઇએ.

જેમાં કન્યાનાં ભાઇભાંડુ અથવા કન્યા પોતે સામા વાળા પાસેથી પૈસા લઇને વિવાહ કરે છે તે વિવાહનું નામ આસુરવિવાહ છે. આ લગ્ન સર્વથા નિન્દનીય છે. આજકાલ ઘણાં માબાપો પોતાની છોકરીઓને પુષ્કળ પૈસા લઇ અયોગ્ય વરની સાથે પરણાવે છે, પરન્તુ સજ્જનોએ અને એવા લોકોનાં ભાઇભાંડુ, નાતજાતના લોકો વગેરે સઘળાંએ તેમની સાથેનો સઘળો વ્યવહાર અને સંબંધ છોડી દેવો જોઇએ. કન્યાવિક્રય કરનાર આ લોકમાં નિન્દાને પાત્ર બને છે અને પરલોકમાં નરકયાતના ભોગવે છે. સામાન્ય રીતે આજકાલ કન્યા પોતાની જાતે રૂપિયા લઇને પોતાનું લગ્ન કરે એવી રીત પ્રચલિત નથી.

જેને પ્રીતિ લગ્ન કહેવામાં આવે છે, અર્થાત્ જેમાં વર અને

કન્યા બન્ને પરસ્પરની ઇચ્છા અને પ્રીતિથી લગ્ન કરે છે તે ગાંધર્વ વિવાહ છે. અસલના વખતમાં રાજાઓમાં આવાં લગ્ન સ્વયંવરના રૂપે થતાં હતાં. હાલમાં લગ્નની એ પ્રથા બીલકુલ બંધ થઈ ગઈ છે અને સમય જોતાં હાલમાં એવાં લગ્ન કદિ પણ થઇ શકે તેમ નથી.

જે લગ્ન, કન્યાનું બળાત્કારે હરણ કરીને કરવામાં આવે છે તે રાક્ષસ વિવાહ છે. આવાં લગ્ન સર્વથા નિષિદ્ધ છે. ઉંઘમાં પડેલી અથવા ઉન્મત્ત બની ગયેલી કન્યા કે જેને પોતાના શરીરની જરા પણ પણ શુદ્ધિ હોય નહિ તેની સાથે લગ્ન કરવું અથવા કન્યાની ચોરી કરી ઉપાડી લઈ જઇ તેની સાથે લગ્ન કરવું તે વિવાહનું નામ પૈશાચ વિવાહ છે. આવાં લગ્નોને માટે પણ શાસ્ત્રોમાં નિષેધ કરવામાં આવ્યો છે.

પ્ર૦—હાલની લગ્ન કરવાની પદ્ધતિ કેવી જાતની છે ?

ઉ૦—પ્રથમ વાગ્દાન અથવા સગાઇ કરવામાં આવે છે. તે પછી અમુક સમયે મુકરર થયેલા લગ્નના દિવસે વર પોતાનાં સગાં વહાલાં અને કુટુંબીઓની સાથે કન્યાના બાપને ઘેર જાયે છે અને ત્યાં તેનું લગ્ન કરવામાં આવે છે. હાલમાં આ સંસ્કાર ઘણું કરીને એક ખેલ જેવો થઈ ગયો છે. શાસ્ત્રોક્ત વિધિનું તો તેમાં નામ માત્ર જ રહી ગયેલું જોવામાં આવે છે. મોટા વરઘોડા કાઢવા, વાજાં વગડાવવાં, નાચ તમાશા કરાવવા, આતશબાજી ઉડાવવી, મોટાં જમણવાર કરવાં, દીપમાળ પ્રગટાવવી, મોટા માંડવા રોપાવવા એ વગેરે ક્રિયાઓ વડે હજારો રૂપિયાનું પાણી કરવું એનું નામ જ જાણે વિવાહ હોય તેમ વર્તવામાં આવે છે. ૧૦–૧૧–૧૨ વરસના છોકરા સાથે ૮–૯–૧૦ વરસની છોકરીને પરણાવવામાં આવે છે. કેટલીક નાતોમાં તો છેક બબ્બે વરસનાં બાળકોનું જોડું જોડી દે છે તો કેટલીકમાં ઘણાં કજોડાં થતાં જોવામાં આવે છે. અભણ વરની સાથે વગર ભણેલી કન્યાનો સંબંધ કરવામાં આવે છે. કેટલેક સ્થળે વર ભણ્યોગણ્યો તો કન્યા અક્ષરશૂન્ય અને

કેટલેક સ્થળે કન્યા કેળવાયેલી તો વર અભણ જોવામાં આવે છે. કેટલીક નાતોમાં વરનો બાપ કન્યાના બાપ પાસેથી તો કેટલેક સ્થળે કન્યાનો બાપ વરના બાપ પાસેથી રૂપિયા લઇ સામાની પાયમાલી કરી મૂકે છે. હિંદુઓમાં એક વિવાહથી ઘણી જાતની પાયમાલી થવી એ કંઇ મોટી વાત નથી.

પ્ર૦—આ બાબતમાં કેવા પ્રકારનો સુધારો થવો જોઇએ ?

ઉ૦—છોકરાઓનું અરાઢ વરસની ઉમ્મર પહેલાં અને દીકરીઓનું બાર વરસની ઉમ્મર પહેલાં કદિ પણ લગ્ન કરવું નહિ. લગ્નમાં કન્યાવાળા તરફથી જે દ્રવ્ય પ્રીતિપૂર્વક આપવામાં આવે તેથી વિશેષ બીજું કંઇ પણ માગવું કે લેવું નહિ. અયોગ્ય લગ્નો બંધ કરવાં. કન્યાવિક્રય કરનારને નાત બહાર મૂકવા. લગ્નમાં છ માસની કમાણી કરતાં વિશેષ ખર્ચ કરવું નહિ એવો નિયમ રાખવો. દેવું કરીને તો એવી બાબતમાં બીલકુલ ખર્ચ કરવું નહિ. પ્રત્યેક લગ્નમાં વેદના મન્ત્રો અર્થ સહિત બોલાવા જોઇએ અને જે મન્ત્રો વર કન્યાની પરસ્પરની પ્રતિજ્ઞા અને કર્તવ્યને લગતા છે તે તો ખાસ કરીને સ્પષ્ટ રીતે બોલવાની સાથે તેના અર્થ પણ તેમને બરાબર સમજાવવા જોઇએ. જો આ પરસ્પરની પ્રતિજ્ઞા અને કર્તવ્યના મન્ત્રો વર અને કન્યા પોતાની જાતે બોલે તેવું થાય તો તે સર્વોત્કૃષ્ટ છે.

લગ્નનો શાસ્ત્રોક્ત વિધિ એવો છે, કે કન્યાના પિતાએ અથવા બીજા કોઇ બન્ધુએ વરને પોતાને ઘેર આમંત્રી સિંહાસન પર બેસાડવો અને તે પછી આચમની વડે અર્ધ્ય અને પાદ્યથી તેની પૂજા કરવી. પૂજન વિધિ થઈ રહ્યા પછી તેને દહીં અને મધ મેળવી તૈયાર કરેલા મધુપર્કનું પ્રાશન કરાવવું. આ પછી વરે પોતાની યોગ્યતાનું કથન કરતાં પોતાના સર્વ અવયવોના સ્વાસ્થ્ય અને બલને માટે પ્રાર્થના કરવી. પછી ગોદાન કરવું તે શાસ્ત્ર અનુસાર બીજા કોઇ બ્રાહ્મણને ન કરતાં કેવળ વરને જ કરવું. આ પછી સ્નાન વગે-

રેથી પવિત્ર બનાવીને અને શુદ્ધ નવાં વસ્ત્રો પહેરાવીને કન્યાને મંડપમાં પધરાવવી અને તેણે ત્યાં આવી મંગળાચરણની સાથે વરના ગળામાં પુષ્પમાળા પહેરાવવી. અહીં વરકન્યાએ એક બીજાનો હાથ પકડી વરે પૂર્વ તરફનું મોઢું રાખીને અને કન્યાએ ઉત્તર દિશા તરફ મોઢું રાખીને બેસવું, અને બ્રાહ્મણોએ વેદમન્ત્રના ઉચ્ચારણ સાથે વરકન્યામાં અવિચ્છિન્ન પ્રીતિ વાસ કરી રહે તેવો આશીર્વાદ દેવો. બ્રાહ્મણનો આ આશીર્વાદ માથે ચઢાવીને વરે કન્યાને વસ્ત્ર પહેરાવવું અને પ્રાર્થના કરવી કે, તે પોતાની સાથે વૃદ્ધાવસ્થા પર્યંત જોડાયેલી રહે, સો વરસ સુધી જીવે અને બહુ પુત્રોની માતા બને. આ પ્રાર્થના કરતાં કરતાં વરે પોતે પણ વસ્ત્ર ધારણ કરવું અને તે પછી બન્નેએ સાથે મળી પ્રાર્થના કરવી, કે અમારાં હૃદય જળ સમાન શાન્ત બનો અને સર્વાન્તર્યામી ઇશ્વર અમારૂં રક્ષણ કરો. પછી વર કન્યાએ અનુક્રમે કહેવું, કે ઇશ્વર અમને એક બીજાને અનુકૂળ બનાવો. આ પ્રમાણે બોલી રહ્યા પછી વરે કન્યાના કણ્ઠમાં માળા પહેરાવવી અને કન્યાનો બાપ અગર તેનો બીજો કોઈ ભાઇ કે જેને કન્યાદાન કરવાનું હોય તેણે વરના કુળ અને ગોત્રનું ઉચ્ચારણ થઇ રહ્યા પછી પોતાના કુળ અને ગોત્રનું ઉચ્ચારણ કરીને કન્યાનો જમણો હાથ વરના જમણા હાથ ઉપર મૂકવો અને તે પર જળધારા પૂર્વક કન્યાનું દાન કરવું. આ કન્યાદાનની સાથે ગાય, ધન, ભૂમિ, શય્યા, આભૂષણ વગેરે જે કંઇ વરને આપવાનું હોય તે પણ આપી દેવું. પછી વરે કામસ્તુતિ કરવી. આ કામ-સ્તુતિનો ભાવાર્થ એવો છે, કે કામ (સંસારના અનુચ્છેદની ઇચ્છા) સિવાય બીજો કોઇ પણ પદાર્થ દાતા અને પ્રતિગૃહિતા નથી. અહીં વરકન્યાએ પરસ્પરને જોઇને મન્ત્રો સહિત હવન કરવો અને અગ્નિની પ્રદક્ષિણા કરી તેમાં કલ્યાણી લાજાહૂતિ આપવી. વરે પ્રાર્થના કરવી, કે હે વધુ ! તું વીરોને ઉત્પન્ન કરનારી અને સ્નેહભરી નજરે કુટુંબ, પશુઓ, નોકરો વગેરે સર્વનું કલ્યાણ કરનારી થા. અગ્નિની પ્રદક્ષિણા કરવાની સાથે વરે કન્યાનો

જમણો પગ પત્થર પર રાખીને કહેવું, કે જે પત્થર ઉપર તું ઉભી છે તે જેવો અચળ છે તેના જેવી અચળ તું મારામાં રહે. આ પછી સપ્તપદીમાં વર કન્યા બન્નેએ સાથે સાથે ચાલવું અને વિષ્ણુ ભગવાનને પ્રાર્થના કરવી, કે હે પ્રભો ! તું અમને એક બીજાને અનુકૂળ બનાવ. સપ્તપદી વખતે જે પ્રતિજ્ઞા કરવામાં આવે છે તેનો સારાંશ એવો છે, કે બન્નેમાં પરસ્પર પ્રીતિ વધે, બન્ને સાથે મળીને ઘરનાં કામકાજ અને ઘડપણ સુધી કુટુંબનું પાલન કરે, સ્ત્રી હંમેશાં પતિની આજ્ઞા પ્રમાણે વર્તનારી બને, બન્ને એક બીજાના સુખમાં સુખ અને દુઃખમાં દુઃખ માને, બન્ને સુખપૂર્વક સઘળાં કામ કરે અને એક થઇ રહે.

શાસ્ત્રોક્ત વિવાહ પદ્ધતિ અને તેમાં બોલવામાં આવતા વેદના મન્ત્રોનો સારાંશ ઉપર મુજબ છે. જો તે પ્રમાણે બરાબર વર્તવામાં આવે, વેદના મન્ત્રોને કેવળ ચાલતી રૂઢી મુજબ ભણી જવામાં ન આવે તો ભારતવાસીઓની વ્યવસ્થામાં એકદમ સુધારો થાય તેમાં કંઇ સંદેહ નથી. જો વરકન્યા વેદના મન્ત્રોનું ઉચ્ચારણ કરવાને અને તેને સમજવાને યોગ્ય હશે તો બાળવિવાહનું મૂળ પણ રહેવા પામશે નહિ. બન્નેના બ્રહ્મચર્યનું પાલન થવાથી બળ અને વિદ્યામાં વધારો થશે. વળી એથી ગૃહસ્થાશ્રમનું યોગ્ય પાલન થશે, બાળવિધવા થતી અટકશે, વિવાહમાં નકામું દ્રવ્ય લૂંટાતું બચશે અને કુપાત્રોને દાન દેવાનું બંધ થશે.

**પ્ર૦—આ પ્રકારના સુધારાની શરૂઆત કોણે કરવી જોઇએ ?**

**ઉ૦—પ્રત્યેક ન્યાતના પ્રતિષ્ઠિત પુરૂષોએ પોતપોતાના ઘેરથી એ પ્રકારના સુધારાની શરૂઆત કરવી જોઇએ. જો તેઓ એ પ્રમાણે કરશે તો બીજા લોકો પણ તેમનું અનુકરણ અવશ્ય કરશે. આ બાબતમાં ખરેખરો અને મહાન્ અપરાધ મોટા અને આગેવાન** ગણાતા પુરૂષોનો છે. જો તેઓ એટલો જ વિચાર કરે, કે લગ્નમાં જેટલું ધન વરઘોડા, વાજાં, આતશબાજી અને ખેલ તમાશાની પાછળ

ખરચવામાં આવે છે તેટલું જ દ્રવ્ય વિદ્યાની અભિવૃદ્ધિ, દીન દુઃખીનું પાલન અને એવાં જ કોઇ બીજાં સારાં કામો કરવામાં ખર્ચાય તો જરૂર જ એકદમ જબરો સુધારો થવા પામે. જરા વિચાર કરી જુઓ તો ખરા, કે લગ્નમાં નકામું ખર્ચ કરવાનું અને વગર વિચારે કે વગર સમજે દાન દેવાનું કયા શાસ્ત્રમાં લખ્યું છે વા એમાં કયી જાતની વિદ્વતા યા મહત્તા સમાયેલી છે ? છોકરાઓએ પણ એ વાતની ખાસ સંભાળ રાખવી જોઇએ, કે તેમનું લગ્ન અરાઢ વરસ પહેલાં કોઈ અભણુ કન્યાની સાથે થવા ન પામે. જો તેઓ એટલી વાત ધ્યાનમાં રાખશે તો તાકાત નથી કોઇની કે જે તેમને જબરદસ્તીથી પરણાવી શકે.

## પાઠ ૨૯ મો.

### અન્ત્યેષ્ટિ સંસ્કાર.

પ્ર૦—અન્ત્યેષ્ટિ સંસ્કાર કોને કહે છે ?

ઉ૦—મૃત શરીરને શાસ્ત્રવિધિ પ્રમાણે અગ્નિદાહ દેવો તેને અન્ત્યેષ્ટિ સંસ્કાર કહે છે. હાલમાં આ સંસ્કાર શાસ્ત્રને અનુસરીને થતો બહુ જ થોડો જોવામાં આવે છે. ઘણા લોકો ઘરડાં મનુષ્યોની ઠાઠડી પાછળ રૂપિયા અને પૈસા ઉછાળે છે અને તેથી નીચ લોકોનો સ્પર્શ થવા પામે છે. મરનારની પાછળ રાગ તાણી રોવાનો અને છાતી ઉઘાડી કરી કૂટવાનો રિવાજ નિંદ્ય અને હાનિ કરે છે. ઘણી જ્ઞાતિઓમાં લગ્નની માફક મરણની પાછળ મોટા મોટા જમણવારો કરીને હજારો રૂપિયાનું નિરર્થક પાણી કરી દેવામાં આવે છે. આવાં પ્રેત ભોજનથી અનેકગણી હાનિ પહોંચે છે. ઘણા લોકોમાં મરનારની પાછળ મહિનાઓના મહિનાઓ સુધી સ્ત્રીઓ શોક પાળી રોકકળ કરે છે. આથી તેઓ નેત્રો અને શરીર ગુમાવી બેસે છે યા મરી જાય છે. આ સર્વ રીતરિવાજ શાસ્ત્ર અને બુદ્ધિથી વિરૂદ્ધ હોઇ બંધ થવા જોઇએ.

મૃત શરીરને યથાવત સ્નાન કરાવી, વસ્ત્ર, ચન્દન વગેરેથી અલંકૃત કરીને બહુ શાન્તિથી ઇશ્વર સ્મરણ કરતાં કરતાં શ્મશાન-ભૂમિમાં લઈ જવું, ત્યાં ફરીને સ્નાન કરાવીને તેને ચિતા ઉપર મૂકવું અને યોગ્ય કાષ્ટ, ચન્દન, ઘી વગેરે સહિત મન્ત્રપૂર્વક તેને અગ્નિદાહ દેવો.

આ સમયે ઉચ્ચારાતા શાસ્ત્રીય મન્ત્રોનો સારાંશ એવો છે, કે તે મરનાર પ્રાણીના શરીરના અવયવો તેના અધિષ્ઠાતૃ દેવ સાથે મળી જાઓ અને તે શુભ ગતિ પામો. મૃત શરીર પૂરેપૂરી રીતે બળી રહ્યા પછી શેષ રહેલા હાડકાના કકડાઓને વીણી એકત્ર કરીને કોઇ નદીમાં વહેવરાવી દેવા.

પ્ર૦—શ્રાદ્ધ કોને કહે છે?

ઉ૦—જે શ્રદ્ધાથી કરવામાં કે આપવામાં આવે તેને શ્રાદ્ધ કહે છે.

પ્ર૦—શ્રાદ્ધના કેટલા પ્રકાર છે?

ઉ૦—શ્રાદ્ધના છ પ્રકાર છેઃ જે હંમેશાં કરવામાં આવે છે તેને નિત્ય શ્રાદ્ધ, જે દરેક પર્વે એટલે પ્રત્યેક અમાસ અને પૂનેમને દિવસે કરવામાં આવે છે તેને પાર્વણ, જે પ્રત્યેક માસે કરવામાં આવે તેને માસિક,જે એક વ્યક્તિને ઉદ્દેશીને કરવામાં આવે છે તેને એકોદ્દિષ્ટ, જે કોઈ શુભ કર્મની શરૂઆત કરતા પહેલાં કરવામાં આવે છે તેને નાન્દી મુખ અને જે શ્રાદ્ધ તીર્થમાં કરવામાં આવે છે તેને તીર્થશ્રાદ્ધ કહે છે.

પ્ર૦—શ્રાદ્ધ જીવતા પિતૃઓને માટે કરવામાં આવે છે, કે મરેલાઓને માટે?

ઉ૦—મનુ આદિ ઋષિયોના અભિપ્રાય પ્રમાણે એ શ્રાદ્ધ કેવળ મરી ગએલાઓને માટે જ કરાવું જોઇએ. જીવતાં માબાપ વગેરેની સેવા કરવી એ તો સઘળાનો ધર્મ જ છે. આમ છતાં તેને શ્રાદ્ધ કહી શકાય નહિ. સપત્નીક પિતા, પિતામહ, પ્રપિતામહ અને સપત્નીક માતા-મહ, પ્રમાતામહ, વૃદ્ધ પ્રમાતામહ વગેરેને ઉદ્દેશીને જે હવ્યકવ્ય આપ-

વામાં આવે છે તેને જ શ્રાદ્ધ કહે છે.

પ્ર૦—શ્રાદ્ધની શી વિધિ છે?

ઉ૦—શ્રાદ્ધમાં પિતૃઓનું આવાહન કરીને તેમનું પાદ્ય, આચમન, કુશાસન, ગન્ધ, પુષ્પ, ધૂપ, દીપ, અન્ન, મધ અને જળથી પૂજન કર્યા પછી બ્રાહ્મણોને ભોજન કરાવવામાં આવે છે. મનુ મહારાજની એવી આજ્ઞા છે, કે શ્રાદ્ધમાં શ્રોત્રીય અને વિદ્વાન્ બ્રાહ્મણને જ ભોજન કરાવવું જોઇએ,

પ્ર૦—હાલમાં એ પ્રમાણે કેમ વર્તવામાં આવતું નથી?

ઉ૦—અવિદ્યાને લીધે. પ્રેતકર્મમાં અને શ્રાદ્ધમાં કુપાત્રોને નકામું દાન બહુ કરવામાં આવે છે. ઘણા બ્રાહ્મણો અને તીર્થના પંડાઓ કે જેમને દાન કરવામાં આવે છે તેઓ કેવળ નિરક્ષર હોય છે. જે જે વસ્તુ અહીં આપવામાં આવે છે તે પરલોકમાં મળે છે એવી માન્યતાને લીધે એ પ્રથા એટલી બધી હદ સુધી વધી ગઈ છે, કે દાન કરવામાં હુક્કો, અફીણ, છીંકણી, ગંજીફો, ચોપાટ વગેરે જેવી અનેક શાસ્ત્રવિરુદ્ધ વસ્તુઓ આપવામાં આવે છે. આ રિવાજ એકદમ બંધ થઇ જવો જોઇએ અને શાસ્ત્રમાં શ્રાદ્ધનો જે પ્રમાણે વ્યાખ્યા કરવામાં આવી છે (સાત્વિક શ્રદ્ધાથી કરેલાં કર્મ તેનું નામ શ્રાદ્ધ) તેને અનુસરીને જ શ્રાદ્ધ થવું જોઈએ. શ્રાદ્ધ કરવાનો હેતુ એવો છે, કે તેથી આપણને આપણા પૂર્વજોની સ્મૃતિ સદાને માટે કાયમ રહે અને વર્તમાન સમયના વિદ્વાનોનું પાલન થાય. જો આ ઉદ્દેશને લક્ષમાં રાખીને તે કરવામાં આવે નહિ તો તે કરવું નકામું છે. શ્રાદ્ધ અવશ્ય કરો પણ તેમાં મૂર્ખાઓને અથવા જે લોકો ઘેર ઘેર ખાતા ફરે છે તેવા નિરુદ્યમીઓને જમાડવામાં આવે નહિ એ વાત ખાસ કરીને હંમેશાં ધ્યાનમાં રાખો.

# ભાગ છઠ્ઠો.



## સ્ત્રીઓનો ધર્મ અને પુરૂષોનું કર્તવ્ય.



पत्याश्रयोहिमे धर्मोमतः स्त्रीणां सनातनः ।
सदेव सागतिर्नान्या तस्य कात्रिमियं चरेत् ॥

સતી દ્રૌપદી.

**અર્થ**:—મારા મતે પતિનો આશ્રય એ જ સ્ત્રીઓનો સનાતન ધર્મ છે. પતિ વિના સ્ત્રીની અન્ય ગતિ નથી. પતિ જ સ્ત્રીઓનો ઉપાસ્ય દેવ છે. માટે પતિને અપ્રિય એવું કંઇ પણ સ્ત્રીઓએ કદિ કરવું જોઇએ નહિ.

* * * * *

यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः

ભગવાન મનુ.

**અથ**:—જ્યાં સ્ત્રીઓ પૂજાય છે ત્યાં દેવો રમણ કરે છે. અર્થાત્ જે કુટુંબોમાં સ્ત્રીઓ સુખી છે અને તેમના તરફ સારૂં વર્તન રાખવામાં આવે છે તે કુટુંબોને દેવો સુધન્ય કરે છે.



## પાઠ ૩૦ મો.

### સ્ત્રીધર્મ અને શિક્ષણ.

પ્ર૦—સ્ત્રીઓનો મુખ્ય ધર્મ શો છે ?

ઉ૦—પતિવ્રત પાળવું, ઘરનું કામકાજ સારી રીતે કરવું, ઘરને ચારે તરફથી સ્વચ્છ રાખવું, ઉપજ ખર્ચના હિસાબ તરફ ધ્યાન આપવું, બાળકોનું ઉત્તમ રીતે પાલનપોષણ કરવું, બાળકો પાંચ વરસનાં થાય ત્યાંસુધી તેમને શિક્ષણ આપવું, ઘરનાં વડીલ અને વૃદ્ધ સ્ત્રીપુરૂષોની સેવા કરવી, ધર્મકાર્યમાં તત્પર રહેવું, દાનશીલ થવું, દેશ અને જાતિના ભલા માટેનાં અને પરોપકારનાં કામોમાં પુરૂષોને અડચણકારક ન નીવડતાં મદદગાર થવું અને પતિના કુટુંબ, મિત્રો અને ભાઇઓની સાથે હેતથી વર્તવું એ સ્ત્રીઓનો મુખ્ય ધર્મ છે.

પ્ર૦—પોતાના ધર્મનું આ જ્ઞાન સંપાદન કરવાનું તેમને માટે આવશ્યક સાધન કયું છે ?

ઉ૦—શિક્ષણ. શિક્ષણ વડે તેનું જ્ઞાન મેળવવું જોઇએ. એ શિક્ષણ ઘર અને શાળા બન્ને ઠેકાણે મળે એવી વ્યવસ્થા હોવી જોઇએ. જો માતાઓ અથવા ઘરની સ્ત્રીઓ ભણેલી હોય તો તેઓ નાનાં નાનાં બાળકોને શરૂઆતનું શિક્ષણ બહુ સારી રીતે આપી શકે. જ્યારે બાળાઓ પાંચ–૭ વરસની થાય ત્યારે તેના શિક્ષણનું કામ કન્યાશાળામાં થવું જોઇએ. આને માટે ગામેગામ એવી કન્યાશાળાઓ હોવી જોઇએ, કે જેમાં બાળાઓ શરૂઆતથી છેવટ સુધીનું શિક્ષણ મેળવી શકે.

પ્ર૦—સ્ત્રી શિક્ષણ કેવા પ્રકારનું હોવું જોઇએ ?

ઉ૦—સામાન્ય રીતે એ શિક્ષણ એવી જાતનું હોવું જોઇએ, કે જેથી કન્યાઓ અને સ્ત્રીઓ રામાયણ, મહાભારત વગેરે ધર્મનાં પુસ્તકોને સારી રીતે વાંચી અને સમજી શકે, ઘરનો હિસાબ રાખી શકે અને ઘરનાં કામકાજ કરવામાં પ્રવીણ બને. જો કોઈ સ્ત્રી ઉંચા

પ્રકારનું શિક્ષણ મેળવવાને યોગ્ય હોય તો તેને તે પણ આપવું. આમ છતાં પ્રત્યેક બાળા લખવા વાંચવા ઉપરાંત હિસાબ, હિન્દુસ્તાનનો ઇતિહાસ, ભૂગોળ, સ્વાસ્થ્ય રક્ષા, ગૃહ વ્યવસ્થા, બાળકો અને રોગીઓની માવજત કરવાની રીત, શીવણ, ભરત અને રસોઇ કરતાં શીખે એટલું તો અવશ્ય થવું જોઇએ. આની સાથે ધર્મશિક્ષણ પણ આપવું જોઇએ. વળી ભારતની સન્નારીઓનાં ચરિત્ર, મહા પુરૂષોની કથાઓ અને વર્તમાન પદાર્થવિજ્ઞાનના મુખ્ય મુખ્ય નિયમો પણ તેમને શિખવવા જોઇએ.

પ્ર૦—ધર્મશિક્ષણ કેવી રીતે આપવું જોઇએ ?

ઉ૦—ઘરની અંદર મા, કન્યા, સાસુ, વહુ અને બીજી સ્ત્રીઓએ એકત્ર થઇને ધર્મશાસ્ત્ર વાંચવાં અને ભજન ગાવાં. શાળાઓમાં શાળાની શરૂઆતમાં ઇશ્વરની પ્રાર્થનાનાં ગીત ગાવાં. કન્યાઓને વખતો વખત ભારતની પતિવ્રતા સ્ત્રીઓનાં ચરિત્રો સંભળાવવાં અને તેમની સામે ધર્મ પર ભાષણો આપવાં. બાળ રામાયણ, લઘુ ભારત, હિન્દુધર્મની પાઠમાળા, હિન્દુધર્મની બાળપોથી, આપણો ધર્મ, તુલસીકૃત રામાયણ, વાલ્મીકિ રામાયણ, મહાભારત, બાળગીતા, વિષ્ણુપુરાણ વગેરે પુસ્તકોનું વાચન તેમને માટે બહુ જ ઉપયોગી થઈ પડશે. ચાલુ સમયમાં પ્રસિદ્ધ થતાં સ્ત્રીબોધ, સુંદરી સુબોધ આદિ સ્ત્રી ઉપયોગી માસિક પત્રો પણ તેમને વાંચવાની સગવડ કરી આપવી. નાનાં બાળકોને અહીંના મહાપુરૂષો, ઇશ્વરના અવતારો અને નરનારીઓની એવી એવી વાતો કહી સંભળાવવી કે જેથી તેમને લેશ પણ બોજો માલૂમ ન પડે અને આનંદ તેમજ ગમ્મતની સાથે તેમના ચિત્ત ઉપર ધર્મના સંસ્કારો દ્દઢ થવા પામે.

પ્ર૦—ઉચ્ચ શિક્ષણની હદ ક્યાં સુધીની હોઈ શકે ?

ઉ૦—સર્વ સાધારણને માટે ઉચ્ચ શિક્ષણની હદ મેટ્રીક્યુલેશન પરીક્ષા સુધીની હોઇ શકે. જે સ્ત્રી ભણવામાં બહુ જ નિપૂણ હોય તે તેથી પણ આગળ પોતાનો અભ્યાસ વધારી શકે. ઉચ્ચ પ્રકારનું

શિક્ષણ સ્વભાષા દ્વારા મળે એ બહુ જ ઇચ્છવા જોગ છે. આમ છતાં સંસ્કૃત અને અંગ્રેજીનો અભ્યાસ હોવો એ સમયને અનુસરીને જરૂરનો છે. આ સર્વ કરતાં પણ સ્ત્રીશિક્ષણ વિષયે જે બાબતની ખાસ કાળજી રાખવી જરૂરની છે તે એ છે, કે તેમને જે શિક્ષણ આપવામાં આવે તે એવા પ્રકારનું તો ન જ હોવું જોઇએ, કે જેથી તે કેવળ પોતાની જ સુખ સગવડને પસંદ કરે, પોતાનું શરીર શણગારવામાં જ આનંદ માને, ઘરનું કામકાજ કરવામાં હીણપત સમજે, પૈસાનો નિરર્થક વ્યય કરતાં શીખે અને નોકરો પર આધાર રાખવાની ટેવવાળી બની રહે. આ પ્રકારના શિક્ષણથી મહાન્ હાનિ થાય છે.

પ્ર૦—શું યુનિવ્હર્સિટીઓની હાલની શિક્ષણ પ્રણાળી સ્ત્રીઓને માટે યોગ્ય છે ?

ઉ૦—ના. તેમાં સંશોધન થવાની જરૂર છે. સ્ત્રીઓને માટે યુનિવ્હર્સિટીઓમાં એવા વિષયો દાખલ કરવા જોઇએ, કે જે તેમને ખાસ અને વિશેષ ઉપયોગી હોય. પુરૂપ–શિક્ષણના વિષયો સ્ત્રીઓને સર્વથા ઉપયોગી નથી.

---

## પાઠ ૩૧ મો.

## ઓીલગ્નની ઉમર.

પ્ર૦—કન્યાઓનું લગ્ન કેટલા વરસની ઉમ્મરે કરવું જોઇએ ?

ઉ૦—કન્યાઓનું લગ્ન બાર વરસની ઉમ્મર પહેલાં કદિ પણ ન કરવું જોઇએ. એથી વહેલું લગ્ન કરવાથી સર્વથા હાનિ થાય છે. સ્ત્રીઓમાં અનેક જાતના રોગોની ઉત્પત્તિ અને વૃદ્ધિ થવી, કમતાકાત અને અલ્પાયુ સંતાનોનું પેદાથવું, ઘણી સ્ત્રીઓનું પહેલી વારની સુવાવડમાં મૃત્યુ થવું અથવા જીવતાં સુધી દુર્બળ બની રહેવું, વીશ કે પચીશ વરસની ઉમ્મરમાં વૃદ્ધાવસ્થાને પ્રાપ્ત થવું એ આદિ જે દેખાવો નજરે પડે છે તે સર્વ એ બાળલગ્નનું જ પરિણામ છે.

વળી લોકોમાં એક એવો વિચાર ચાલે છે, કે જો આઠ વરસની છોડીને પરણાવે તો ગૌરીદાનનું, નવ વરસનીને પરણાવે તો રોહણી દાનનું અને દશ વરસનીને પરણાવે તો કન્યાદાનનું ફળ મળે છે. પણ જો એ ઉમ્મર વીતી જાય અને લગ્ન થયા વગર કન્યા રજોવતી થાય તો તેને જોતાં તેનાં માબાપ નરકમાં પડે છે. આ વિચાર કેવળ જૂઠો છે અને તેનો પ્રચાર મુસલમાની સમયમાં જ્યારે સ્ત્રીઓ ઉપર જુલમ ગુજારવામાં આવતો હતો ત્યારથી થવા પામ્યો છે. અત્યારે એ સમયનો લોપ થઇ ગયો છે તો તેવા વિચારને હવે સર્વથા કાઢી નાંખવો ઘટે છે.

પ્ર૦—બાલવિવાહ શાસ્ત્રસંમત છે યા નહિ ?

ઉ૦—નહિ. ભારતવર્ષની સ્ત્રીઓને શુદ્ધ આદર્શરૂપ એવી સીતા, સાવિત્રી, દ્રૌપદી, રુકિમણી વગેરે જે અનેક સતી સાધ્વીઓ થઈ ગઈ તે સર્વ સ્વયંવરમાંથી પોતાના પતિની પસંદગી કરી પરણી હતી. શું એમ કરવું એ ૯-૧૦ વરસની કન્યાને માટે શક્ય છે ? જો તેમનું બાળલગ્ન થયું હોત તો તેઓ પોતાના પતિઓની સાથે બેધડક એકલી જંગલમાં જઇને વરસોનાં વરસો સુધી વાસ કરી રહેત નહિ. વળી જેવી રીતે તેમણે પોતાના પતિવ્રતનું પાલન કર્યું તેવી રીતે તેનું પાલન કરત નહિ અને પોતાના પતિને આપત્તિના સમયમાં સહાયક પણ નીવડત નહિ. જો બાળલગ્ન કરાતાં હોત તો રૂકિમણીજી પોતે પત્ર લખીને શ્રી કૃષ્ણને પોતાને લઈ જવાને શી રીતે વિનવત ? વિવાહમાં જે વેદ મન્ત્રો ઉચ્ચારવામાં આવે છે તે અસલના સમયમાં સ્ત્રીપુરૂષો પોતાની મેળે બોલતાં. હવે જો બાળવિવાહ થતા હોત તો એમ શી રીતે બનત ? મહાભારતના અનુશાસન પર્વના અધ્યાય ૪૪ માના શ્લોક ૩ અને ૪ માં કહ્યું છે, કે શીલ, આચાર, વિદ્યા, કૂળ અને કર્મની સારી રીતે પરીક્ષા કરીને ગુણયુક્ત વરને કન્યા આપવી. ઋતુમતી થયા પછી ત્રણ વરસ સુધી સ્ત્રીએ વરની પ્રતીક્ષા કરવી અને ચોથે વરસે પોતે પોતાની જાતે પોતાના પતિને શોધી લેવો. આથી સિદ્ધ થાય છે, કે બાળવિવાહ સર્વથા શાસ્ત્રવિરૂદ્ધ છે.

## પાઠ ૩૨ મો.

## સ્ત્રીઓની દિનચર્યા.

પ્ર૦—સ્ત્રીઓની દિનચર્યા કેવી હોવી જોઇએ ?

ઉ૦—સ્ત્રીઓએ પ્રાતઃકાળમાં ઉઠીને ઇશ્વરનું સ્મરણ કરી સાસુ, સસરા આદિ વૃદ્ધ સ્ત્રીપુરૂષોને આદરપૂર્વક નમન કરવું. પછી સ્નાન કરીને વિષ્ણુસહસ્ત્ર નામ આદિનો પાઠ કરી દ્વાદશાક્ષરાદિ એટલે **नमो नारायण ॐ नमो भगवते वासुदेवाय** । એ મન્ત્રનો જપ કરવો. આટલી ક્રિયા કર્યા પછી ઘરનાં કામકાજ કરવા મંડવું. એટલે, કે ઘરને વાળી ઝાડી સાફ કરવું, દરેક ચીજને વ્યવસ્થિત અને પોત પોતાને સ્થાને ગોઠવવી, નોકરોના કામ પર દેખરેખ રાખવી અને તેમના પર આધાર રાખી જરાએ બેસી રહેવું નહિ. વળી ઉપજ ખર્ચના હિસાબ ઉપર લક્ષ રાખવું, નકામું ખર્ચ કરવું નહિ, હંમેશાં આવકથી ઓછું ખર્ચ થાય તેમ કરવું, પતિને પોતાનો દેવ ગણી તેની સેવા કરવી, પતિથી કદિપણ આડું ચાલવું નહિ, બાળકોને શિક્ષણ આપવું અને સર્વને ખવરાવ્યા પીવરાવ્યા પછી પોતે ખાવું. આ પછી ત્રીજા પહોરે અવકાશ પ્રમાણે શાસ્ત્રનું પઠન પાઠન કરવું અથવા સાંભળવું અને તે પછી સાંજનું ભોજન તૈયાર કરવું અથવા કરાવવું. ભોજન તૈયાર થયેથી સર્વને જમાડીને જમવું અને જમ્યા પછી એકદમ સૂઇ ન રહેતાં ઇશ્વરની પ્રાર્થના કરવી. આ બાબતમાં તેમજ બીજી હરકોઇ બાબતમાં આળસ તો જરાએ કરવું નહિ. થોડા સમય પહેલાંની મોટા ઘરની સ્ત્રીઓ પણ ઘરનાં કામો મહેનત લઇને પોતાના હાથે કરતી હતી અને સઘળી રીતે નોકરોને જ અધીન રહેતી ન હતી. આના પરિણામે તેમના અવયવો સંપૂર્ણપણે ખીલતા અને તે શરીરે બળવાન અને સુખી રહેતી હતી. આજ કાલ મોટા ભાગે એથી ઉલટું જ જોવામાં આવે છે. ઘણા મોટા ઘરની સ્ત્રીઓ આખો દિવસ પગ ઉપર પગ ચઢાવીને બેસી રહે છે

અને કશું જ કામ કરતી નથી, એટલું જ નહિ પણ કામ કરવામાં હલકાઈ સમજે છે. આથી તેઓ શરીરે હંમેશાં જ રોગી રહે છે. નકામું બેસી રહેવું એ જરાએ ઠીક નથી. જો પોતાના ઘરનું કંઇ જ કામ ન હોય તો સારાં સારાં પુસ્તકો વાંચવાં, અન્ય સ્ત્રીઓને શિક્ષણ આપવું, પરોપકારી કામો કરવાં અને સુધરેલા દેશોની પેઠે બીજાં સારાં સારાં કામોમાં સમય વ્યતીત કરવો.

પ્ર૦--ગરીબ અને દુઃખી મનુષ્યોને માટે સ્ત્રીઓએ શું કરવું જોઇએ?

ઉ૦—કોઇને દીન કે દુઃખી જોઈને તેને સહાયતા કરવી એ સ્ત્રીઓનો મુખ્ય ધર્મ છે. માંદાંની માવજત કરવી એ તેમનું મોટામાં મોટું કામ છે. અન્ય દેશોમાં જે સ્ત્રીઓને પેટની ખાતર કમાવાની ચિન્તા હોતી નથી તે હંમેશાં પોતાના શરીરનો ગરીબોની સેવા કરવામાં ઉપયોગ કરે છે. મુંબઇમાં હાલ સેવાસદનમાં મોટા ઘરની સ્ત્રીઓ એવાં જ કામો કરવા લાગી છે.

પ્ર૦--સ્ત્રીઓએ હંમેશાં કયી બાબતોથી પોતાની જાતને બચાવવી જોઇએ?

ઉ૦—ધનનો નકામો ખર્ચ કરવો, પરસ્પર કજીઓ કરવો, સાસરીયાં તરફ અભાવ રાખવો, બીજાઓની નિન્દા કરવામાં નકામો સમય ગાળવો, પોતાનાં વસ્ત્રો અને આભૂષણોમાં જ ધ્યાન રાખવું, શરીરની મહેનતથી અલગ રહેવું, પતિસેવા, કુટુમ્બ પોષણ અને બાળકોનું પાલન કરવાથી કંટાળવું, ઇર્ષા, દ્વેષબુદ્ધિ અને કુસંગ એટલી બાબતોથી સઘળી સ્ત્રીઓએ હંમેશાં પોતાની જાતને બચાવવી જોઈએ.

પ્ર૦—સુખ અને સમ્પત્તિ કેવાં ઘરોની અંદર વાસ કરી રહે છે?

ઉ૦—જે ઘરની સ્ત્રીઓ ભગવતી લક્ષ્મીજીના નીચેના ઉપદેશ પ્રમાણે વર્તનારી હોય છે તે જ ઘરની અંદર સુખ અને સમ્પત્તિ નિવાસ કરી રહે છે:—

એક સમયે શ્રીકૃષ્ણ ભગવાનનાં પટરાણી રૂક્મિણીજીએ લક્ષ્મીજીને પૂછ્યું, કે હે દેવિ! આપનો નિવાસ કયી કયી જગ્યાએ થાય છે? આ પ્રશ્નના ઉત્તરમાં તેમણે જણાવ્યું, કે જે સ્ત્રીઓ સાચું બોલનારી, સીધા અને સાદા વર્તનવાળી, દેવ બ્રાહ્મણોમાં ભક્તિભાવ રાખનારી, પતિસેવા પરાયણ અને ગૃહકાર્યમાં હંમેશાં તત્પર હોય છે તેઓની અંદર હું વાસ કરીને રહું છું. આથી ઉલટું જે સ્ત્રીઓ ઘરેઘર ફરતી ફરે છે, પતિને પ્રતિકૂળ એવાં આચરણ કરે છે, નિર્લજ, પાપ સ્વભાવવાળી અને અપવિત્ર હોય છે, અથવા જેનામાં ધૈર્ય અને સહન કરવાનો ગુણ હોતો નથી, બહુજ કલહપ્રિય હોય છે અને ઉંઘણશી હોય છે તેમનાથી હું દૂર રહું છું.

વળી અસલની સ્ત્રીઓ ગૃહકાર્યમાં, પતિ અને વડીલોની સેવામાં કેટલી તત્પર અને કેવી ભાવવાળી રહેતી હતી તેમજ તેના પરિણામે પતિની પ્રીતિ સાથે સુખ અને સમ્પત્તિ કેવી રીતે સંપાદન કરી શકતી હતી તે સતી દ્રૌપદીની નીચેની વાતથી સ્પષ્ટ થઈ શકે છે:—

એક સમયે વાતચીતના પ્રસંગમાં સતી દ્રૌપદીને શ્રીકૃષ્ણ ભગવાનનાં પત્ની સત્યભામાએ પૂછ્યું, કે હું મારા પતિની ઘણી સેવા કરૂં છું, પણ તે મારા વશમાં રહેતા નથી અને તમારા સ્વામી તમારા વશમાં રહે છે તેનું કારણ શું? તમારી પાસે એવો તે કયો વશીકરણ મંત્ર છે, કે જેથી તમે એ પ્રકારનું સુખ અનુભવો છો? આના જવાબમાં સતી દ્રૌપદીએ કહ્યું, કે હે દેવિ! મારી પાસે કોઈ વશીકરણ મંત્ર નથી પણ મારા મત પ્રમાણે ત્રણે લોકમાં સ્ત્રીને પતિ સમાન કોઇ ઉપાસ્ય દેવતા નથી. હું હંમેશાં મારા પતિઓની સેવા કરૂં છું. એ બાબતમાં હું કદિપણ પ્રમાદ કે આળસ કરતી નથી. હું હંમેશાં વીર પ્રસવિની, સત્ય વાદિની અને ધરિત્રી તુલ્ય આર્યા મારાં વૃદ્ધ સાસુ કુન્તાજીની અન્નપાનાદિ વડે નમ્રતા પૂર્વક સેવા કરૂં છું. અમારે ત્યાં પહેલાં દરરોજ ૮૦૦૦ બ્રહ્મચારી ૮૦૦૦૦

સ્નાતક, અને ૧૦૦૦ સંન્યાસી સુવર્ણ પાત્રોમાં જમતા હતા અને તે સર્વની એક લાખ દાસીઓ સેવા કરતી હતી. આ લાખે દાસીનાં રૂપ અને નામથી હું જાણીતી હતી. યુધિષ્ઠિરને ત્યાં એક લાખ ઘોડા અને એક લાખ હાથીનો પ્રબંધ હું કરતી હતી. સઘળા નોકરોની વ્યવસ્થા મારા હાથમાં હતી. રાતદહાડો ભૂખ તરસ સહન કરીને તેમજ સુખદુઃખની પર્વા ન કરીને સઘળાં કામો પ્રીતિથી કરતી હતી. સવારમાં સર્વના પહેલાં ઉઠતી હતી અને રાત્રે સર્વની પાછળ સૂઇ રહેતી હતી. આ કારણથી હું મારા પતિઓને વ્હાલી હતી. પતિને વશ કરવાનું આ જ વશીકરણ હું જાણું છું. મને અસત્ સ્ત્રીઓનો સંગ કરવાની કદિપણ ઇચ્છા થતી નથી. તમે પણ જો તમારા પતિની સાથે આ પ્રમાણે વર્તશો તો તે તમારા ઉપર જરૂર પ્રસન્ન રહેશે.

---

## પાઠ ૩૩ મો.

### સ્ત્રીઓએ આપત્તિના સમયે કેવી રીતે વર્તવું જોઈએ.

પ્ર૦—આપત્તિ સમયે સ્ત્રીઓએ શું કરવું જોઈએ ?

ઉ૦—ધીરજથી પોતાના ધર્મને નીભાવવો અને પતિના દુઃખમાં ભાગ કરવો એ તેનો પરમ ધર્મ છે. આના મહાન્ અને જ્વલન્ત ઉદાહરણ તરીકે તારામતી, સીતાજી, સાવિત્રી, દમયન્તી અને દ્રૌપદી થઇ ગયાં છે. જ્યારે રામચન્દ્રજી પિતાની પ્રતિજ્ઞા અને આજ્ઞા પાળવાની ખાતર વનમાં જવાને તૈયાર થયા ત્યારે સીતાજી પણ પોતાને તેમની સાથે લઈ જઈ તેમના દુઃખનાં ભાગીદાર બનાવવાનો આગ્રહ અને વિનંતી કરવા લાગ્યાં. આ વખતે રામચન્દ્રજીએ તેમને ચોદ વરસ કાલે જતાં રહેશે અને હું ફરી આવીને તમને મળીશ એવાં વચનો કહી સંભળાવી ધીરજ ધરવાનું તેમજ વનમાં પડતાં સંકટો જણાવી તેમને ઘેર રહેવાનું અને પોતાને એકલાને વનમાં જવા દેવાનું બહુ બહુ સમજાવ્યું છતાં પણ તેમને તે બીલકુલ રૂચ્યું નહિ. તે તો માત્ર ગમે

તેટલાં સંકટો સહન કરવાં પડે તો પણ પોતાને સાથે જ લઈ જવાના આગ્રહ સાથે કહેવાં લાગ્યાં, કેઃ—

"પ્રાણુ નાથ કરુણા યતન, સુન્દર સુખદ સુજાન;
તુમબિન રઘુકુલ કુમુદ વિધુ, સુરપુર નરક સમાન."

ભોગ રોગ સમ ભૂષણ ભાર, યમ યાતના સરિસ સંસાર;
પ્રાણનાથ તુમબિનુ જગમાંહી, મો કહૈં સુખદ કતહું કોઉ નાહીં.
જિવબિનુ દેહ નદીબિનુ વારિ, તૈસેહિ નાથ પુરુષ બિનુ નારી;

ખગ મૃગ પરિજન નગર, વલ્કલ વસન દુકૂલ;
નાથ સાથ સુર સદન સમ, પર્ણ સાલ સુખ મૂલ.

—તુલસી રામાયણ.

દ્રૌપદીજી પણ પાણ્ડવોની સાથે વનમાં અનેક સંકટો સહન કરવા છતાં પણ પોતાના વ્રતથી જરાપણ ડગ્યાં હતાં. દમયન્તીએ, રાજપાટથી ચ્યુત થવા છતાં પણ નળનો સાથ છોડયો નહિ અને દેહ ઉપર માત્ર એક વસ્ત્ર વીંટાળી તેની સાથે એકલી વનમાં ગઈ. આ પછી જ્યારે નળ તેને જંગલમાં એકલી છોડી જતો રહ્યો ત્યારે પણ તે પોતાના સત્યનું પાલન કરતી કરતી પોતાના પિતાના ઘેર ગઈ અને ત્યાં જઈ નળને શોધી કાઢયો. આવી જ સ્ત્રીઓના પુણ્ય પ્રતાપથી હિન્દુ જાતિની સ્ત્રીઓમાં આજસુધી પણ પ્રતિવ્રત ધર્મ કાયમ રહ્યો છે. તેમના પતિવ્રતથી જ હિન્દુઓ અસ્તિત્વ ધરાવી રહ્યા છે.

## પાઠ ૩૪ મો
### લાજ મર્યાદા.

પ્ર૦—પડદાનો રિવાજ કેટલે દરજ્જે ઠીક છે?

ઉ૦—વર્તમાન સમયે ઉત્તર હિન્દુસ્તાનના ભાગ કરતાં ગુજરાતમાં પડદાનો રિવાજ હિન્દુઓમાં બહુ જ ઓછો છે, કે બીલકુલ નથી

એમ કહીએ તોપણ ચાલી શકે. જો કે એ વાત ખરી છે, કે સ્ત્રીઓએ પુરૂષોની સાથે બહુ છૂટથી હળવું મળવું જોઈએ નહિ. તેમણે માત્ર પોતાના ઘરમાં રહીને ઘરનાં કામકાજ કરવાં એ જ યોગ્ય છે. વળી પુરૂષોએ પણ ઘરમાં જે ભાગમાં સ્ત્રીઓ હોય ત્યાં બહુ જવું જોઇએ નહિ. સુધરેલા દેશોમાં પણ સુશીલ સ્ત્રીઓ પોતાના પતિ અગર નજીકના સંબંધીઓ સિવાય કોઈની સાથે છૂટથી વાતચીત કરતી નથી. ત્યાં પ્રત્યેક ઘરમાં પુરૂષોની બેઠક કરતાં સ્ત્રીઓની બેઠક મોટા ભાગે નીરાળી હોય છે. આમ છતાં સ્ત્રીઓને કેવળ ઘરમાં જ પૂરી રાખવી એ રીત પસંદ કરવા જેવી નથી. જે જ્ઞાતિમાં પડદાનો રિવાજ હોય તેમણે ઓછામાં ઓછી એટલી તો કાળજી અવશ્ય રાખવી જોઈએ, કે તેથી સ્ત્રીની તંદુરસ્તીમાં તેમજ કામકાજમાં હાનિ થવા પામે નહિ. આપણે અહીં પડદા કરતાં લાજ કાઢવાનો રિવાજ વિશેષ છે. આ લાજ કાઢવામાં સ્ત્રીઓ પોતાના સાસરાનાં નજીકનાં સંબંધીઓને જોઈને મોઢું ઢાંકી લે છે અને તે સિવાયના અન્યની સામે મોઢું ઉઘાડું રાખીને ફરે છે. આ બાબતમાં સુધારો થવો આવશ્યક છે. લજ્જા એ સ્ત્રીનું ભૂષણ છે અને તેથી તે રાખવી જરૂરની છે. આમ છતાં ઘરનાં માણસોની લાજ કાઢવા કરતાં બહારના પરભાર્યાં પુરૂષોથી લજ્જા રાખવી એ વધારે યોગ્ય છે. સ્ત્રીઓની ખરેખરી સભ્યતા, લાજ મર્યાદા અને સુશીલતા કેવળ મુખ ઢાંકવામાં જ નહિ; પરંતુ અંતરના સાચા સદ્‌ગુણો અને બહારના સદાચારોમાં રહેલી છે.

---

## પાઠ ૩૫ મો.

### સ્ત્રીઓનાં વ્રતનિયમ અને સ્વાતન્ત્ર્ય.

પ્ર૦—સ્ત્રીઓનાં વ્રત, ઉપવાસ વગેરેની હદ ક્યાંસુધીની હોવી જોઈએ ?

ઉ૦—કુટુમ્બનું પાલન પોષણ કરવું અને પતિને દેવ ગણી તેની સેવા કરવી એ જ સધવા સ્ત્રીઓનું પરમ વ્રત છે. પોતાના ઘરનું સારી રીતે કામકાજ કરવું, હંમેશાં સુશીલ રહેવું અને સર્વની સેવા કરવી એથી અધિક બીજું કયું વ્રત હોઈ શકે ? મહાભારતમાં કહ્યું છે, કે બાળકોને જન્મ આપવો, તેનું યથાવત પાલન કરવું અને લોકયાત્રાનો પ્રીતિની સાથે નિભાવ કરવો એ સ્ત્રીઓનો મુખ્ય ધર્મ છે.

સીતાજીના કથન પ્રમાણે સ્ત્રીઓને માટે પોતાના પતિની સેવા સિવાય બીજી કોઈ યજ્ઞક્રિયા, શ્રાદ્ધ કે ઉપવાસ નથી, કે જે વડે તે સ્વર્ગને પામે છે.

જે સ્ત્રીઓ વિધવા હોય તેમણે ઉપવાસ વગેરેથી શરીરને દમવું જોઈએ. પરન્તુ જેનો પતિ હયાત હોય તેણે ઉપવાસ વગેરેથી શરીરને નિર્બળ બનાવવું જોઈએ નહિ એવી શાસ્ત્રની આજ્ઞા છે. મનુ ભગવાનનો પણ એ જ આદેશ છે, કે પતિવ્રત સિવાય સ્ત્રીઓને બીજો કોઈ ઉપવાસ નથી. જેણે પતિની સેવા કરી તેણે સ્વર્ગ પર જીત મેળવી. પોતાનો પતિ ચાહે સદાચારી હોય વા ન હોય, ગુણવાન હોય કે ગુણહીન હોય તોપણ તેને દેવતુલ્ય લેખી તેની સેવા કરવી એ સ્ત્રીઓને માટે સર્વથા યોગ્ય છે.

પ્ર૦—વિધવા સ્ત્રીનું કર્તવ્ય શું છે ?

ઉ૦—પોતાના શરીરનું વ્રત, ઉપવાસ વગેરેથી દમન કરવું, ફળ, મૂળ વગેરેનું ભોજન કરવું, ક્ષમાશીલ અને બ્રહ્મચારિણી રહેવું, પોતાના ધર્મનું પૂરેપૂરૂં પાલન કરવું, સર્વની સેવા કરવી અને પુણ્યદાન કરવાં એ વિધવા સ્ત્રીઓનું મુખ્ય કર્તવ્ય છે. જે વિધવા લખી વાંચી શકતી હોય તેણે બીજી સ્ત્રીઓને શિક્ષણ આપવાનું કામ કરવું. વળી વિધવા સ્ત્રીએ મરતાં સુધી પારકાએ અવગુણ કર્યો હોય તો તેને ન ગણકારતાં ક્ષમાવાન રહેવું, વ્રત નિયમ પાળવાં, ઇન્દ્રિયોના સર્વ વિષયોને દૂર કરી સદાચરણના નિયમ પાળવા અને સુખદુઃખના સઘળા પ્રસં-

ગોમાં સ્વામીને એક સરખા ભાવથી વળગી રહેલી સતિ સ્ત્રીઓનાં દૃષ્ટાન્ત નજરની સામે રાખી ઈશ્વરપરાયણ થઈ રહેવું. વિધવા થયા પછી પોતાનું જીવન તદ્દન શુષ્ક, નિરૂપયોગી અને ભાર રૂપ છે એવા જે ખોટા ખ્યાલો તેમના મનમાં ભરાઇ ગયા હોય તે તેમણે કાઢી નાંખવા. એવી સ્થિતિમાં પણ તેમનું જીવન જેમ તેમને પોતાને તેમ દેશને પણ ઘણું ઉપયોગી છે એમ તેમણે સમજવું જોઇએ અને યોગ્ય શિક્ષણદ્વારા સેવાધર્મનો અંગીકાર કરીને પરોપકારમાં જીવનનો આનંદ અનુભવવો જોઇએ.

પ્ર૦—સ્ત્રીઓએ ક્યાંસુધી સ્વતન્ત્ર રહેવું જોઈએ. ?

ઉ૦—સ્ત્રીઓએ બાળપણમાં પિતાને, જુવાનીમાં પોતાના પતિને અને ઘડપણમાં પોતાના પુત્રોને અધીન રહેવું જોઈએ એવી શાસ્ત્રની આજ્ઞા છે. જેને કોઈ પણ ન હોય તેણે બીજી સભ્ય અને સુશીલ સ્ત્રીઓનાં આચરણ જોઈ તે પ્રમાણે વર્તવું જોઈએ. વિશેષમાં જમાનાની ઉપયોગિતા અને સ્ત્રીઓની યોગ્યતાને ધ્યાનમાં લઇ તેમને ગેરવાજબી દબાણોથી મુક્ત કરી ઘટતી સ્વતંત્રતા આપવી જરૂરની છે. તેમના શાણપણ, હૃદયના કોમળ ભાવો, અને ખીલતી બુદ્ધિને દબાવી દેનાર અઘટિત પરતંત્રતાથી મુક્ત કરી તેમની શારીરિક, માનસિક, નૈતિક અને આધ્યાત્મિક કુદરતી શક્તિઓ ખીલવા પામે તેવી છૂટ આપવામાં સ્ત્રીપુરૂષ ઉભયનું હિત સમાએલું છે. સ્વચ્છંદતા અને સ્વતંત્રતા એ બે વિપરીત ભાવો છે. માટે તેમની યોગ્યતાની પૂરી પિછાન કરી તેમના તનમનની સ્વાભાવિક શક્તિઓ ખીલી ઉઠે, તેઓ બલિષ્ઠ, સુદૃઢ, નિરોગી, ધીરજવાન, ઉદાર, હિંમતવાન, બુદ્ધિમાન, સુંદર અને સદ્‌ગુણી બને અને કુટુંબ, સમાજ તેમજ દેશહિતનાં કામોમાં ઉપયોગી નીવડે એ પ્રકારની સઘળી યોગ્ય સ્વતંત્રતા તેમને આપવી એ જરૂરનું છે.

પ્ર૦—સ્ત્રીઓએ તીર્થનાં સ્થળોમાં જવું યોગ્ય છે યા નહિ ?

ઉ૦—તીર્થનાં સ્થળોમાં જાત્રા કરવાને સ્ત્રીઓએ એકલાં જવું

યોગ્ય નથી. તેમ કરવાથી લાભને બદલે ઘણું કરીને નુકસાન થાય છે. કારણ કે આજકાલ જાત્રાનાં સ્થળોમાં દુરાચારી, દંભી, પાખંડી અને ઠગારા લોકો બહુ એકઠા થાય છે અને તેઓ સ્ત્રીઓ પાસેથી ધર્મને નામે રૂપીયા પડાવી લે છે અથવા તો તેમને દુરાચારમાં દોરે છે. વળી સ્ત્રીઓએ પોતાના દિલમાંથી એ વિચારનો તો ત્યાગ જ કરી દેવો જોઈએ, કે જેના કપાળમાં ત્રિપુંડ્ર કે તીલક હોય તે સઘળા સદાચારી બ્રાહ્મણ હોય છે અથવા તો ભગવાં ધારણ કરનારા સઘળા મોક્ષનો રસ્તો બતાવનારા મહાત્મા હોય છે. આવા ખોટા અને ભ્રમિત વિચારને લીધે હજારો સ્ત્રીઓએ પોતાના જીવનને બરબાદ કરી મૂક્યું છે. જ્યાં આમ બનવા પામે ત્યાં તો તીર્થ કરતાં ઘર જ ઉત્તમ છે.

પ્ર૦—કેવી સ્ત્રી શુભ ગતિને પ્રાપ્ત થાય છે ?

ઉ૦—જે સ્ત્રી સર્વની સેવા કરવી એ જ પોતાનો ધર્મ છે એમ જાણે છે તે. મહાભારતમાં કહ્યું છે, કે જે સ્ત્રી પોતાના બન્ધુ અને નોકર વર્ગનું અન્નદાનાદિથી પોષણ કરે છે, જે પોતાના પતિના સુખ ઉપર પોતાનાં સુખ, ભોગ અને ઐશ્વર્યનો આધાર રાખે છે, જે હંમેશાં દેવતાઓ અને અતિથિયોની સેવામાં મશગુલ રહે છે અને જે સંપત્તિ અને વિપત્તિમાં પતિની એક સરખી રીતે સેવા કરે છે એટલે, કે જેવી સેવા પતિ તંદુરસ્ત પૈસાદાર અને સુખી હોય ત્યારે કરે છે તેવી જ સેવા જ્યારે પતિ દીન, દુઃખી, રોગી, દરિદ્રી અને વિપત્તિ-ગ્રસ્ત બને તે વખતે કરે છે તેજ સ્ત્રી સ્વર્ગને પામી શુભ ગતિને પ્રાપ્ત થાય છે.

---

## પાઠ ૩૬ મો.

## પતિવ્રતા સ્ત્રીઓ-સાવિત્રી.

સ્ત્રી એ પુરૂષની મિત્ર અને સહાયક છે. સ્ત્રી અને પુરૂષ બન્ને ગૃહસ્થાશ્રમ રૂપી રથનાં બે પૈડાં છે. આટલા માટે લગ્ન વખતે ઉચ્ચારાતા

વેદના મંત્રોમાં કહ્યા પ્રમાણેની તે બન્નેમાં સમાનતા હોવી જોઇએ. હાલના સમયમાં ઘરનાં સઘળાં કામકાજો ઉપર સ્ત્રીઓ પોતાની સત્તા જમાવે છે. પણ તેઓ અભણ અને ઘણી બાબતોથી અજાણ હોવાના કારણે તેમની એ સત્તા અન્ય દેશની વિદ્વાન્ સ્ત્રીઓની સરખામણીમાં હાનિકારક અને સુધારાના કામને અડચણકારક નીવડે છે. જો તેમને જોઈએ તેવું યોગ્ય શિક્ષણ આપવામાં આવે તો એ અડચણ દૂર થવા પામે. સ્ત્રી પુરૂષને માટે શું અને કેટલું કરી શકે છે તે સાવિત્રીના આખ્યાનથી સ્પષ્ટ થઇ શકે છે.

પતિવ્રતા સ્ત્રીઓમાં સાવિત્રીનું નામ હંમેશાંથી ચાલ્યું આવે છે અને સદાને માટે ચાલ્યું રહેશે. તે ભદ્ર દેશના રાજા અશ્વપતિની કન્યા હતી. રૂપ ગુણમાં તે સાક્ષાત લક્ષ્મી હતી. યોગ્ય ઉંમ્મરની થતાં તેને તેના પિતાએ પોતાને મન ગમતો પતિ પસંદ કરવાની આજ્ઞા આપી. પિતાની આજ્ઞાને અનુસરી તેણે શાલ્વ દેશના રાજા દ્યુમત્સેનના પુત્ર સત્યવાનને પોતાના પતિ તરીકે પસંદ કર્યો. દ્યુમત્સેન રાજા આ વખતે પોતાના શત્રુઓથી પદભ્રષ્ટ કરાયેલો હતો, આંખે આંધળો હતો અને પોતાની સ્ત્રી શૈબ્યા અને પોતાના પુત્રને લઇને વનમાં વસતો હતો. આ પ્રમાણે રાજ્યથી પદભ્રષ્ટ અને નિરાધાર સ્થિતિમાં આવી પડેલા એક રાજાના પુત્રને વર તરીકે પસંદ કર્યા પછી નારદજીએ આવીને સાવિત્રીના પિતાને કહ્યું, કે તારી પુત્રીએ જે વર પસંદ કર્યો છે તે સર્વ રીતે યોગ્ય છતાં અલ્પાયુ છે અને એક વરસમાં જ તેનું મૃત્યુ છે. સાવિત્રીએ આ હકીકત સાંભળી અને તેના પિતાએ પણ તેને એવું સાહસ ન કરતાં બીજો મનપસંદ પતિ શોધી લેવાને જણાવ્યું, છતાં સાવિત્રી એકની બે થઈ નહિ. તેના પિતાએ જ્યારે તેને બહુવિધ સમજાવ્યું ત્યારે તેણે પોતાના નિશ્ચયથી એક તસુ પણ ન ડગતાં પોતાના પિતાને કહ્યું, કે પિતાજી! વિધાતાના લેખ મિથ્યા થતા નથી. બોલ્યુ અબોલ્યું કરાતું નથી. એક વાર મન સાથે દૃઢ નિશ્ચય

થઈ ગયા પછી સતી કદિ પણ સત ચૂકતી નથી. મેં જે પતિ પસંદ કર્યો છે. તે ચાહે દીર્ઘાયુ હો, વા અલ્પાયુ હો, ચાહે ગુણવાન હો યા દુર્ગુણી હો; પણ હું જેને મનથી એકવાર વરી ચૂકી છું તે જ મારો પતિ છે અને તેને કદિ પણ નહિ છોડું. હું સત્યવાનને મનથી વરી ચૂકી છું, તેને મારૂં સર્વસ્વ અર્પણ કરી ચૂકી છું તે હવે અન્યથા થાય જ શી રીતે ?

પુત્રીનો આવો દૃઢ નિશ્ચય જોઈ રાજા તેને જંગલમાં જ્યાં દ્યુમત્સેન રહેતો હતો ત્યાં લઇ ગયા અને સત્યવાનની સાથે તેનું લગ્ન કર્યું. પોતાના ઇચ્છિત પતિને મેળવતાં સાવિત્રી બહુ જ ખુશી થઈ અને તરત જ વનવાસને યોગ્ય એવાં વલ્કલ અને કાષાય વસ્ત્રો ધારણ કરી સાસુ, સસરા અને પતિની મન, વચન અને કર્મથી સેવા કરવા લાગી. દિવસો જતાં સત્યવાનના આયુષ્યનો અવધિ નજીક આવવા લાગ્યો. સાવિત્રી તેના મૃત્યુ થવાના દિવસથી જાણીતી હતી. આથી પતિના આયુષ્યના અવધિમાં ચાર દિવસ રહ્યા કે તેણે વટસાવિત્રી વ્રતનો આરંભ કર્યો. ત્રણ દિવસ અન્નનો ત્યાગ કરી ચોથે દિવસે શાસ્ત્ર ક્રિયા કરી સાસુ, સસરા અને વૃદ્ધ ઋષિમુનિઓને જમાડી સંતુષ્ટ કર્યા. તેના આવા ભક્તિભાવથી પ્રસન્ન થઇ સર્વેએ તેનુ સૌભાગ્ય અખંડ તપે એવો આશીર્વાદ આપ્યો. આજનો દિવસ એ સત્યવાનનો મૃત્યુ દિવસ હતો. આથી જ્યારે તે જંગલમાં લાકડાં લેવા જવાને ખાંધે કુહાડો ચઢાવી તૈયાર થયો ત્યારે સાવિત્રી પણ બહુ જ આનંદપૂર્વક હસતી હસતી તેની સાથે જવાને તૈયાર થઇ. બન્ને જણ સાથે જંગલમાં ગયાં. અહીં લાકડાં કાપત્તાં કાપતાં સત્યવાનના માથામાં પીડા થવા લાગી, અને તે ઝાડથી નીચે ઉતરી સાવિત્રીના ખોળામાં માથું મૂકી સૂઈ ગયો. થોડી વાર પછી એક તેજસ્વી શ્યામ અંગ અને લાલ લાલ આંખોવાળો માથે મુકુટ ધારણ કરેલો પુરૂષ હાથમાં કાળપાશ લઈ તે બન્નેની સામે આવી ખડો થયો. સાવિત્રીએ તેમને નમ્રતાપૂર્વક પૂછ્યું, કે આપ કોણ છો ? તેમણે ઉત્તર દીધો, કે

આ સત્યવાનને લેવા આવેલો હું યમ છું. આમ કહી સત્યવાનના શરીરમાંથી તેના જીવાત્માને તેમણે ખેંચી લીધો. આ પછી તે જીવાત્માને બાંધીને પોતાની સાથે લઈ ચાલવા લાગ્યા, કે સાવિત્રી પણ તેમની પાછળ પાછળ જવા લાગી. તેના પાછળ આવવાનું કારણ પૂછતાં સાવિત્રીએ જણાવ્યું, કે જ્યાં મારા પતિ જશે ત્યાં હું પણ જઈશ. એ જ સનાતન ધર્મ છે. તત્વદર્શી પુરૂષો સમપદીને મૈત્રી કહે છે. એટલા માટે તપથી, વ્રતથી, ગુરૂભક્તિથી અને પતિના સ્નેહથી તમે મારી ગતિને રોકી શકો તેમ નથી. પરન્તુ હું જે કંઈ કહેવા માગું છું તે સાંભળો.

જે પુરૂષોએ પોતાના મન ઉપર વિજય મેળવ્યો નથી તે વનમાં રહી દુઃખ સહેવા છતાં પણ ધર્મનું સેવન કરી શકતા નથી. આત્મજ્ઞાન જ ધર્મનું ફળ છે. એટલા માટે સન્તજનો ધર્મની જ પ્રશંસા કરે છે. સજ્જનોનો સિદ્ધાન્ત છે, કે એક આશ્રમનું પણ, જો ધર્મપૂર્વક પાલન કરવામાં આવે છે તો બીજા સર્વ આશ્રમો પળાઈ જાય છે. આટલા માટે સજ્જનો ધર્મને જ મુખ્ય ગણે છે. સાવિત્રીનું આ કથન સાંભળીને યમરાજે કહ્યું, કે તારી આ વાતો સાંભળીને હું બહુ પ્રસન્ન થયો છું. તારા પતિના જીવન સિવાય બીજું જે કાંઈ તારે માગવું હોય તે માગી લે અને પાછી જા. સાવિત્રીએ કહ્યું, કે મારા સાસરા દ્યુમત્સેન કે જે રાજ્યથી પદભ્રષ્ટ અને આંખથી આંધળા છે તે દેખતા અને બળવાન બને એવી આપની પાસે મારી પ્રાર્થના છે. યમે કહ્યું જા, એ પ્રમાણે થશે. તું બહુ દૂર ચાલી આવી છે અને તેથી થાકી ગઈ હોઈશ. માટે હવે પાછી જા. સાવિત્રીએ કહ્યું, કે મારા પતિ આગળ મારા થાકની કશી જ ગણના નથી. જ્યાં મારા પતિ ત્યાં જ મારી ગતિ છે. તમે મારી એક બીજી વાત સાંભળો.

સજ્જનોનો એક વાર પણ સંગ થવો એ બહુ કલ્યાણકારી છે. તેનાથી પરમ મિત્રતા થાય છે. સજ્જન પુરૂષોનો સંગ કદિ પણ નિષ્ફળ નીવડતો નથી. એટલા માટે હંમેશાં સજ્જનોનો સંગ કરવો.

જોઇએ. યમે કહ્યું તારી વાત મને બહુ જ અનુકૂળ પડતી છે. તારૂં વચન હિતથી ભરપૂર છે. તારા પતિના સિવાય બીજું ચાહે તે માગીશ તો હું તને તે આપીશ. સાવિત્રીએ કહ્યું, કે મારા સસરાનું જે રાજ્ય જતું રહ્યું છે તે તેમને પાછું મળે અને તેઓ ધર્મથી ડગે નહિ એ જ મારૂં માગવું છે. યમે કહ્યું: જા, તે પ્રમાણે થશે. આ પછી સાવિત્રીએ કહ્યું, કે આપ પ્રજાના નિયન્તા દેવોના દેવ છો. આપ મારી એક બીજી વાત પણ કૃપા કરીને સાંભળશો.

સંસારનાં મનુષ્યો મોટા ભાગે શક્તિહીન હોય છે. પરન્તુ સર્વ પર દયા કરવી, દાન કરવું અને શરણે આવેલા શત્રુઓના ઉપર પણ અનુગ્રહ કરવો એ સજ્જનોનો ધર્મ છે. યમે કહ્યું: તારૂં આ વચન તરસ્યાને પાણી મળ્યા જેટલું મારે માટે સુખકારી છે. તારા પતિના જીવન સિવાય જે માગવું હોય તે માગ અને પાછી જા. સાવિત્રીએ કહ્યું, કે મારા પિતા અનપત્ય છે. તેમને સો પુત્રો થાય એવી કૃપા કરો. યમે તથાસ્તુ કહી તેને જણાવ્યું, કે તું બહુ જ દૂર સુધી ચાલી આવી છે તો હવે પાછી જા. સાવિત્રીએ કહ્યું, કે પતિની સન્મુખ રહેવામાં મને રસ્તો કઠણ જણાતો નથી. મારૂં મન તો આથી પણ દૂર દોડી રહ્યું છે. આપ મારી એક બીજી વાત પણ સાંભળો.

લોકોને સજ્જનોમાં જેટલો વિશ્વાસ હોય છે તેટલો તેમના પોતાનામાં હોતો નથી. આટલા માટે સઘળાં મનુષ્યો સજ્જનોના મેળાપની ઇચ્છા કરે છે. પ્રાણી માત્ર ઉપર મૈત્રી રાખવાથી વિશ્વાસ પેદા થાય છે અને લોકો ખાસ કરીને સજ્જનો ઉપર વિશ્વાસ રાખે છે. યમે કહ્યું: તારા જેવાં શુભ વચન મેં બીજે ક્યાંઇ પણ સાંભળ્યાં નથી. તું તારા પતિના જીવન સિવાય બીજું વરદાન માગી લે. સાવિત્રીએ કહ્યું: સત્યવાનથી મને બળ અને પરાક્રમવાળા તેમજ વંશને વધારનાર એવા સો પુત્રો થાય એમ હું માગી લઉં છું. યમે કહ્યું: તારે બળ અને પરાક્રમવાળા સો પુત્રો થશે તો હવે પાછી જા. સાવિત્રીએ કહ્યું: કે સજ્જનો જ હંમેશાં

શાશ્વત્ ધર્મપૂર્વક વર્તનારા હોય છે. સજ્જન પુરૂષો દુઃખી થતા નથી તેમજ કશામાં કલેશ પણ માનતા નથી. સજ્જનોનો સજ્જનો સાથેનો સંગ કદિ પણ નિષ્ફળ થતો નથી. સજ્જનોને સજ્જનોથી કદિ ભય પણ ઉપજતો નથી. સજ્જન જ પોતાના સત્યથી સૂર્યને ચલાવે છે. સજ્જન જ પોતાના તપથી પૃથ્વીને ધારણ કરે છે. સત્પુરૂષ જ ભૂત અને ભવિષ્યની ગતિ છે. સજ્જનોની વચ્ચે સજ્જન દુઃખી થતા નથી. કોઇ પણ જાતના બદલાની આશા વગર પરોપકાર કરવો એ શ્રેષ્ઠ પુરૂષોની રીત છે એમ સમજીને સત્પુરૂષ બદલાની આશા વગર જ પરોપકાર કર્યા કરે છે. સત્પુરૂષો ઉપર કરેલો ઉપકાર કદિ પણ નિષ્ફળ નીવડતો નથી, તેમજ તેથી માન કે અર્થને હાનિ પહોંચતી નથી. સજ્જન જ સર્વનું રક્ષણ કરનાર છે. સાવિત્રીનું આ કથન સાંભળીને યમે કહ્યું, કે જેમ જેમ તું ધર્મ સહિત મનને રૂચે એવા અર્થથી ભરેલાં વચનો સૂણાવે છે તેમ તેમ મારી તારામાં શ્રદ્ધા પેદા થતી જાય છે, તો હે પતિવ્રતે ! હવે તું તારે ચાહે તેવું બીજું વરદાન માગ. સાવિત્રી કહે છે, કેઃ—

नतेऽपवर्गः सुकृताद्विना कृतः
तथा यथान्येषु वरेषु मानद ।
वरं वृणे जीवतु सत्यवानयं
यथामृता ह्येवमहं पतिं विना ॥१॥
न कामये भर्तृ विना कृता सुखम्
न कामये भर्तृ विना कृता दिवम् ।
न कामये भर्तृ विना कृताश्रियम्
न भर्तृहीना व्यवसामि जीवितुम् ॥२॥
वरातिसर्गः शतपुत्रता मम्
त्वयैवदत्तो ह्रियते च मेपतिः ।

वरं वृणे जीवितु सत्यवानयम्
तवैव सत्यं वचनं भविष्यति ॥३॥

**અર્થ**:—આપે જે પુત્ર થવાનું વરદાન આપ્યું છે તે પતિ-પત્નીના ધર્મપૂર્વક સંયોગ સિવાય થઇ શકે નહિ. એટલા માટે હે માનદ ! બીજા વરોની અપેક્ષાએ હું એ વરદાન માગું છું; કે આ સત્યવાન જીવે. પતિ વિના હું મરેલી જ પડી છું. હું પતિથી વિયોગી બનીને સુખ ઇચ્છતી નથી. હું પતિથી અલગ રહીને સ્વર્ગને પણ ચ્હાતી નથી. હું પતિ વગરની સ્થિતિમાં લક્ષ્મીને ઇચ્છતી નથી. હું ભરથાર વિના જીવી શકતી નથી. તમે મને સો પુત્રોનું વરદાન આપ્યું; પરન્તુ મારા પતિને તો તમે લઇ જાઓ છો. હું એ વર માગું છું, કે એ સત્યવાન જીવે અને તમારૂં વચન સત્ય ઠરે.

મહાભારત, વનપર્વ: અ. ૨૯૭.

આ સાંભળીને યમે પોતાના પાશથી સત્યવાનને છૂટો કરી હર્ષ પૂર્વક કહ્યું, કે હે ભદ્રે! લે આ તારો પતિ મારા પાશથી મુક્ત થયો છે અને તે અરોગ, નીતિમાન અને સિદ્ધાર્થ બનીને તારી સાથે ચારસો વરસ સુધી રાજ્ય કરશે. તેને સો પુત્રો થશે. તે ધર્મ પરાયણ બનીને મહાન્ કીર્તિ મેળવશે. તારા પિતાને પણ સો પુત્રો થશે અને તે માળવા દેશમાં રાજ્ય કરશે." આ પ્રમાણે વરદાન આપીને યમરાજા ચાલી નીકળ્યા અને જેમ કોઈ સૂતેલો મનુષ્ય ઉઠીને બેઠો થાય તેમ સત્યવાન ઉઠીને બેઠો થયો. તેના પિતા પણ દેખતા થયા અને તેમને ગયેલું રાજ્ય પાછું મળ્યું. આ પ્રકારે સાવિત્રીએ પોતાના તેમજ પોતાના પિતાના કૂળનો ઉદ્ધાર કર્યો. આ સાવિત્રીની કથા સર્વ સ્ત્રીઓને માટે હંમેશાંથી આદર્શરૂપ છે અને સદાને માટે ઉત્તમ આદર્શ તરીકે રહેશે.

## પાઠ ૩૭ મો.



### સીતા.

ધન્ય છે ! તે માબાપને કે જેને સીતા જેવું કન્યારત્ન સાંપડયું છે. ધન્ય છે ! તે કૂળને કે જેમાં સીતા જેવી કૂળવધુઓ આવી મળે છે. સીતા જેવી કન્યા અને કૂળવધુ પ્રાપ્ત કરવાનાં સદ્‌ભાગ્ય કોઇ મહાન્ પુણ્ય અને ઉગ્ર તપના ઉદયે જ સાંપડે.

આ વિશ્વવંદ્ય સતીશિરોમણી આદર્શ પત્ની મિથિલાના રાજા મહાનુભાવ જનક વિદેહીની પુત્રી હતી. તેમનું લગ્ન સ્વયંવરમાં શિવ-ધનુનો ભંગ કરી જનકની પ્રતિજ્ઞા પૂર્ણ કરનાર અયોધ્યા નરેશ દશરથના જ્યેષ્ઠ પુત્ર ભગવાન શ્રી રામચંદ્રજીની સાથે થયું હતું. જનક જેવા મહાનુભાવની પુત્રી હોવું અને ભગવાન શ્રી રામચંદ્રજીની પત્ની થવું એ સીતાજીને માટે ઓછા ગૌરવની વાત નથી. પણ તેમની ખરી મહાનતા અને પૂજ્યતા તો તેમની સ્ત્રીત્વની પરાકાષ્ટામાં જ સમાએલી છે. નિરવધિ દુઃખોને સુખ ગણી આનંદથી એક સ્ત્રી તરીકેનું પૂરેપૂરૂં કર્તવ્ય અદા કરી સ્ત્રીત્વનો જે ઉંચામાં ઉંચો આદર્શ તેમણે પોતાની જાતના દૃષ્ટાન્તથી જગત સમીપ રજુ કર્યો છે તેમાંજ તેમની મહાનતા અને પૂજ્યતા સમાયેલી છે. તેમણે એક માત્ર રાજ્યકન્યા તરીકે સુખમાં ઉછરી રાજરાણી તરીકે સુખવિલાસમાં જીવન વીતાવ્યું હોત તો તેમના નામને આજ કોઇ ભાગ્યેજ જાણતું હોત. પણ જગત તેમને પૂજે છે, તેમના નામનો જયઘોષ કરે છે અને રાતદિન ભક્તિભાવે તેમના નામના જાપ જપે છે. કારણ એ છે કે, આજે હજારો વરસ થયા તે જગત સમીપ કેવળ રાજકન્યા કે રાજરાણી તરીકે નહિ; પરંતુ એક આદર્શ પત્ની તરીકે પ્રકાશી રહ્યાં છે. તેમણે નિરવધિ કષ્ટો સહીને પોતાની જાતના ભોગે આદર્શ સતી રમણીનાં કર્તવ્યોને ઉચ્ચ પ્રકારે અદા કરી સ્ત્રીને પતિ એ જ ધર્મ, પતિની સેવા એ જ વ્રત, પતિનું

સુખ એ જ પોતાનું સુખ અને પતિના દુઃખમાં જ પોતે દુઃખી અર્થાત્ **સતીને પતિ સિવાય અન્ય ગતિ નથી** એવા સ્ત્રીધર્મના ઉમદા સિદ્ધાન્તને સત્ય કરી બતાવી સ્ત્રીજાતિના કલ્યાણનો માર્ગ મોકળો કરી આપ્યો છે તેને લીધે જ તે આજે ઘેર ઘેર પૂજાય છે. મહાન્ દુઃખોના પ્રસંગે તેમના વિશાળ હૃદયમાંથી જે અનન્ય પતિભક્તિ, અલૌકિક સહનશીલતા, ધીરજ, મહાનતા આદિ દૈવી સદ્‌ગુણો પ્રકાશી નીકળ્યા હતા તેને લીધે જ તે આજે જગતભરમાં એક દેવી તરીકે પૂજાય છે.

પિતાની આજ્ઞા પાળવા રામચંદ્રજીને વનમાં જવાનું હતું. પતિને જીવન સર્વસ્વ સમજનાર સતી પણ પતિ સાથે વનમાં જવાને તૈયાર થયાં. રામચંદ્રજીએ તેમ ન કરવા બહુ બહુ સમજાવ્યું. વનનાં સંકટો અને ભય કહી બતાવ્યાં. આ પ્રસંગે પોતાને સાથે લેવાની વિનંતી કરતાં સતીએ જે વચનો ઉચ્ચારેલાં તે પાછલા પાઠમાં જોયાં છે. સુકોમળ દેહે વનમાં સંચરતાં માર્ગમાંના કાંટા કાંકરાથી નાજુક પગ છૂંદાઇ જતા, ચાલવાના થાકથી નાજુક દેહલતા અખડાઇ પડતી; છતાં મુખ પરનું હાસ્ય જેવું ને તેવું ઝળકી રહેતું. વનનાં કંદમૂળ, ફળફૂલ તેમને મન પકવાન્ન સમ અનુભવાતાં. પતિ સંગે જંગલની ઝુંપડી રાજમહેલથી તેમને અધિક સુખદ ભાસતી હતી. પતિના સંગમાં તેમને બહારનાં દુઃખો દુઃખ નહિ પણ રાજ-વૈભવથીયે અધિક સુખમય લાગતાં. આ પછીના દિવસો દોહ્યલા વીત્યા. રાવણ છળ કરી હરી ગયો અને તેમના ધર્મનો ભંગ કરવાનો ભય દેખાડવા લાગ્યો. અહીં તેમના પતિવ્રતપણાની કસોટી હતી, અને તેમાં તે ઉત્તીર્ણ થયાં. એ મહાન્ વિપત્તિના પ્રસંગે તેમણે ધીરજ છોડી નહિ. રાવણ જેવા રાક્ષસના પંજામાં ફસાઇ ભય અને ત્રાસની વચ્ચે આવી પડવા છતાં પણ પોતાના ધર્મથી તે તસુ પણ વિચલિત થયાં નહિ. તેમની અસાધારણ સહિષ્ણુતા, ધીરજ અને સતીત્વના પ્રભાવે રાવણ મ્લાન થયો. આ વિજય જ તેમના જયઘોષનું કારણ છે.

આટઆટલાં દુઃખોને ધીરજથી સહન કરનાર સતીને એક વાત

અસહ્ય થઈ પડી. રાવણનો નાશ કર્યા પછી જ્યારે તેમને રામની સમીપ આણવામાં આવ્યાં ત્યારે રામે તેમના પતિવ્રતને માટે શંકા ઉઠાવી. આ વખતે તેમના હૃદય ઉપર વજ્રપાતથી પણ અધિક એવું દુઃખ થઈ આવ્યું અને તે તેમને અસહ્ય થઈ પડ્યું. રામનાં વચનોએ તેમના હૃદયને છેક જ વીંધી નાંખ્યું. તે બળતા જીગરે બોલ્યાં: તેણે મારી અશક્તિના કારણે મારા શરીરને સ્પર્શ કર્યો છે એ વાત ખરી; પણ તે પરથી આપ શું એમ ધારો છો, કે તે મારા હૃદયને પણ સ્પર્શ કરી શક્યો છે ? હું કેવળ આપને જ ભજતી રહી છું. નાથ! આપના દિલમાં આવી શંકા કેમ ઉદ્દભવી ? શું તમે એમ ધારો છો, કે તેણે મારા હૃદયને જરા પણ સ્પર્શ કર્યો હોત તો હું આમ જીવતી આવી તમારી સામે ઉભી રહેત ? રામને નિરુત્તર જોઈ તેમણે ચિતા ખડકાવી બળી મરવાની તૈયારી કરી. અગ્નિને હાથ જોડી પ્રાર્થના કરી, કે જો મારા હૃદયમાંથી રામનું કદિપણ વિસ્મરણ થયું ન હોય તો હે સર્વના સાક્ષી ! સર્વને વિશુદ્ધ કરનાર હુતાશન ! તમે મારૂં રક્ષણ કરજો. જો મેં મન, વચન અને કાયાથી રામનું કદિપણ ઉલ્લંઘન કર્યું ન હોય તો હે ત્રિલોકને વિશુદ્ધ કરનાર અગ્નિદેવ ! તમે મારૂં રક્ષણ કરજો. આમ પ્રાર્થના કરી સતી ચિતામાં પ્રવેશ્યાં અને વિશુદ્ધ બની બહાર નીકળ્યાં.

આથી પણ મહાન્ દુઃખ આ સતીને પ્રજારંજનની ખાતર રામચંદ્રજીએ વનમાં મોકલ્યાં ત્યારે આવી પડ્યું. રથની અંદર બેસાડી તપોવનની અંદર ગંગા કિનારે જઈ પહોંચતાં લક્ષ્મણે જ્યારે રડતી આંખે અને બળતા જીગરે રામચંદ્રજીએ તેમનો ત્યાગ કર્યો છે એવા અશુભ સમાચાર કહ્યા ત્યારે તે મૂર્છા ખાઇ ધરણીપર ઢળી પડયાં. ભાન આવતાં તે વિલાપ કરવા લાગ્યાં, કે: "હાય ! વિધાતાએ મને દુઃખ સહેવાને જ પેદા કરી છે ! મેં અભાગણીએ કેટકેટલાં પાપ કર્યાં હશે, કેટલાનાં ઘર ભગાવ્યાં હશે કે મારે આ પતિવિયોગના દિ આવ્યા ! વનવાસ એ મારે મન દુઃખ નથી. પણ હાય ! હું અહીં

પતિવિહોણી એકલી શી રીતે દિન નિર્ગમીશ! હું કોનું મુખ જોઈ ભય, દુ:ખ અને થાકને ટાળીશ? ઋષિઓ મને ત્યજવાનું કારણ પૂછશે તો હું શો જવાબ દઈશ? હું શું કરૂં? ક્યાં જાઉં? ઇક્ષ્વાકુવંશનું સંતાન મારા પેટમાં છે નહિ તો હમણાં જ આ જાહ્નવીના જળમાં ઝંપલાવી પ્રાણ વિસર્જન કરી દેત!" કંઠ રૂંધાઇ ગયો. આંસુ વહેવા લાગ્યાં.

આવી ત્યજાએલી મહાન્ દુઃખદ સ્થિતિમાં પણ સતીના દિલમાં પતિ તરફનાં માન અને પ્રેમ ઘટતાં નથી! લક્ષ્મણને વિદાય કરતાં તે કહે છે, કે "હું રામનું હૃદય જાણું છું. તે પરમ સ્નેહાળ છે. તે મારામાં દોષારોપણ કરી કદિપણ મારો ત્યાગ કરે જ નહિ. કેવળ રાજા તરીકેના કર્તવ્યને લીધે તેમને આમ કરવું પડ્યું છે. મારા વિયોગથી અને દુઃખના વિચારથી તેમને જરૂર દુઃખ થશે. તમે એમને દુઃખી થવા દેશો નહિ. જાઓ. તેમને મારા પ્રણામ કહેજો. અને કહેજો કે તમારા આ કૃત્યને માટે સીતા કદિપણ તમને દોષ દેશે નહિ. અહીં તે તમારા જ ધ્યાન અને આરાધનમાં લીન બની તમારી જ મંગળ કામના કર્યા કરશે." આવી દુઃખદ સ્થિતિમાં પણ વ્હાલાના દોષો દિલ વસે નહિ એવી પતિભક્તિ અને પ્રેમપરાયણતાને ધન્ય છે!

આ પછીના પ્રસંગો જાણીતા છે. છેવટે જ્યારે અશ્વમેધ યજ્ઞના પ્રસંગે વાલ્મિકી ઋષિ રામચંદ્રજીને લવ અને કુશનું ઓળખાણ કરાવી સીતાને ગ્રહણ કરવાનો આગ્રહ કરે છે ત્યારે સીતાના સ્મરણથી રામનું હૃદય દ્રવે છે. રામ સીતાને અયોધ્યાની પ્રજા સમીપ તે પોતાની નિર્દોષતા સિદ્ધ કરી બતાવે તો ગ્રહણ કરવા કબૂલ થાય છે. સીતાને અયોધ્યામાં લાવવામાં આવે છે અને સભાની વચ્ચે રામની શરત તેમને કહી સંભળાવે છે. હવે તેમની સહિષ્ણુતાની હદ આવી જાય છે. તેમનું હૃદય ચીરાઇ જાય છે.તેમનાથી હવે વધારે સહ્યું જતું નથી. શિર નીચું ઢાળી પૃથ્વી માર્ગ દેતો સમાઇ જાઉં એવા વિચારથી પૃથ્વીને

પ્રાર્થના કરતાં સતી બોલ્યાં:—

" મારા સમસ્ત જીવનમાં મેં રામ સિવાય બીજા કોઈને પણ મારા હૃદયમાં સ્થાન આપ્યું નથી. એ જ ધર્મબળની ખાતર હે પૃથ્વીમાતા! તું તારા ગર્ભમાં મને સ્થાન આપ. મેં મન, વચન અને કાયાથી જીવતાં સુધી કેવળ રામની જ પૂજા કરી છે, એ સત્યના પ્રભાવે હે ભગવતી વસુન્ધરે! તું તારા ખોળામાં જ આજ તારી આ દુ:ખી કન્યકાને લઇ લે. હે જનનિ! હું શપથ ખાઈને કહું છું, કે મારૂં જીવન નિષ્કલંક છે. મારા પ્રભુ, મારા જીવન સર્વસ્વ રામચંદ્ર સિવાય બીજા કોઇ પુરૂષનું મેં સ્વપ્નમાં પણ ધ્યાન કર્યું નથી. મારાં આ વચનોની સત્યતાની ખાતર હે ધરતીમાતા! તારા હમણાં જ બે ભાગ થઈ જાઓ અને આ અભાગિનીને તારા ગર્ભમાં સ્થાન મળો."

જોતજોતાંમાં પૃથ્વીના બે ભાગ થઇ ગયા. સીતા અંતર્ધ્યાન થઇ ગયાં.

આ સતીના ચરિત્રનો મહિમા ગાતાં સ્વામી વિવેકાનન્દજી કહે છે, કે " સીતા! સીતાના ચારિત્ર્યનું વર્ણન કેવી રીતે થઈ શકે? તમે આખા જગતનું તમામ પ્રાચીન સાહિત્ય શોધી વળો, તોપણ હું તમને હિંમતપૂર્વક કહી શકીશ કે સીતા જેવું બીજું સ્ત્રીપાત્ર શોધવા માટે જગતનું ભવિષ્યનું સાહિત્ય પણ તમારે ઉથાપવું પડશે અને તેમ કરતાંએ તમે તેવું પાત્ર શોધી શકશો કે કેમ એ સવાલ છે. સીતાનું ચારિત્ર્ય અસામાન્ય છે. એવું ચિત્ર તો જગતમાં એક જ વાર ચીતરાયું છે. ફરી કદી કોઈએ ચીતર્યું નથી અને કોઇ ચીતરી શકશે પણ નહિ. કદાચ રામ જેવા પુરૂષો કેટલાક થઈ ગયા હોય પણ સીતા જેવી નારી તો બીજી કદિ પણ થઈ નથી. ભરતખંડની સ્ત્રીઓએ સીતાનો આદર્શ પોતાની સન્મુખ રાખીને તેના જેવા થવાનો યત્ન કરવો જોઈએ. સ્ત્રીચારિત્ર્ય સંબંધે ભરતખંડની પ્રજાએ જે આદર્શ ઘડયો છે તે આદર્શ સીતામાં સર્વાંશે ઉતર્યો છે અને ભરતખંડની અથવા કોઈપણ દેશની ઉત્તમ સ્ત્રીઓનાં ચારિત્ર્ય સીતાના ચારિ-

આમાં સમાઈ જાય એવી સીતા અદ્વિતીય છે. આજ હજારો વર્ષ થયાં આ દેશનાં નાનાં મોટાં સર્વ માણસો સીતાનું પૂજન કરતાં આવ્યાં છે. અપૂર્વ મહિમાવાન સીતા, પવિત્રતા કરતાં પણ વધારે પવિત્ર, સહિષ્ણુતાની જીવન્તમૂર્તિ સીતા અનંતકાળ સુધી ભરતખંડનાં સ્ત્રીપુરૂષોને હાથે પૂજાયા જ કરશે. જેણે લેશમાત્ર કંટાળો લાવ્યા વગર અત્યંત દુઃખમય જીવન વ્યતીત કર્યું, તે પરમ સાધ્વી, પરમ વિશુદ્ધ ચારિત્ર્યવતી, આદર્શપત્ની સીતા એકલી મનુષ્યજાતિને માટે જ નહિ પણ દેવતાઓ માટે પણ આદર્શરૂપ ગણાશે અને આપણા દેશમાં પ્રજાકીય દેવતા તરીકે અનંતકાળ પર્યંત પૂજાતી જ રહેશે. આપણાં સઘળાં પુરાણો નષ્ટ થઈ જાય, વેદ સુદ્ધાં તમામ શાસ્ત્રોનો નાશ થઇ જાય, આપણી સંસ્કૃત ભાષાનું નામ હંમેશને માટે જગતમાંથી ભૂંસાઈ જાય, તોપણ હું કહું છું તે ધ્યાંન રાખીને સાંભળજો કે જ્યાંસુધી આપણા દેશમાં ગ્રામ્ય ભાષા બોલનારા અજ્ઞાન પાંચ જ હિન્દુઓ જીવતા રહેશે ત્યાંસુધી સીતાની કથા તો થવાની જ. સીતા આપણા દેશનાં સ્ત્રીપુરૂષોની નાડીએનાડીમાં અને રગેરગમાં સંચરી ગઈ છે. પ્રત્યેક હિન્દુ સ્ત્રીપુરૂના રુધિરમાં સીતાનું રક્ત ધબકારા મારે છે. આપણે સઘળાં સીતાનાં સંતાન છીએ. આપણી સ્ત્રીઓને હાલના નવા જમાનાનો રંગ ચડાવવાનો પ્રયત્ન થાય છે પણ જો એ પ્રયત્નથી એટલે આધુનિક કેળવણીથી તેમને સીતાના ચરિત્રના આદર્શમાંથી ભ્રષ્ટ કરવામાં આવશે તો જરૂર માનજો કે એ કેળવણી—એ શ્રમ બરબાદ જશે. એનાં દૃષ્ટાન્ત આપણે દરરોજ જોઈએ છીએ. ભરતખંડની સ્ત્રીઓ માત્ર સીતાને પગલે ચાલીને જ પોતાની ઉન્નતિ સાધે એ જ ઇષ્ટ છે. હિન્દુસ્તાનની સ્ત્રીજાતિની ઉન્નતિનો આ એક જ માર્ગ છે.”

---

## પાઠ ૩૮ મો.

### દમયન્તી.

સતી સીતાને પગલે ચાલી પોતાની ઉન્નતિ સાધી જગતને આદર્શરૂપ નીવડેલી સાધ્વી સ્ત્રીઓમાં દમયન્તી મુખ્ય છે. આ સતીનો જન્મ વિદર્ભ દેશના રાજા ભીમકને ત્યાં થયો હતો. તે પરમ રૂપવતી અને સદ્ગુણના ભંડારરૂપ હતી. તેના રૂપગુણથી મોહિત થઈ દેવો પણ તેને વરવાની ઇચ્છા કરી રહ્યા હતા. છતાં દમયન્તી એક હંસના મુખે નિષધ દેશના રાજા વીરસેનના પુત્ર નળનાં રૂપ અને ગુણની ખ્યાતિ સાંભળી પોતાના મનથી તેને વરી ચૂકી હતી.

દમયન્તી યોગ્ય ઉંમરની થતાં તેના લગ્નને માટે સ્વયંવર રચવામાં આવ્યો હતો. તેમાં દેશદેશના રાજાઓને આમંત્ર્યા હતા. નળ ખબર મળતાં સ્વયંવરમાં જવા તૈયાર થઈ ચાલી નીકળ્યો. તે દમયન્તીની સાથે લગ્ન કરવાને ઘણો જ આતુર હતો. માર્ગમાં તેને ઇંદ્ર, અગ્નિ, યમ અને વરૂણ કે જેઓ દમયન્તીને વરવાની ઇચ્છાથી સ્વયંવરમાં જતા હતા તે મળ્યા. તેમણે નળની પાસે માગણી કરી, કે તું દમયન્તીની પાસે જઈ અમારામાંના ગમે તે એકની સાથે તે વરે એવી આગ્રહપૂર્વક ભલામણ કરી આવ. નળે જણાવ્યું, કે મારી ઇચ્છા પણ દમયન્તીને વરવાની છે. તેથી તમારી માગણી મુજબ વર્તવાનું મારાથી બની શકશે નહિ. દેવોએ કહ્યું, કે અમે તને બરાબર ઓળખીએ છીએ. તારા જેવા પરોપકાર કરવામાં પાછા હઠતા નથી. માટે તું જ અમારૂં આ કામ કર. નળ વિશેષ આનાકાની ન કરતાં દેવોના વરદાનથી કોઈ ન દેખે તેમ દમયન્તીની પાસે જઈ પહોંચ્યો. તેણે દેવોનો સંદેશો તેને કહી સંભળાવી ગમે તે એક દેવને વરવાની આગ્રહયુક્ત ભલામણ કરી. વિશેષ પૂછપરછ કરતાં દમયન્તીને જણાયું, કે દેવોનો સંદેશો લઈ આવનાર નળ પોતે જ છે. આથી તે બોલીઃ " મહારાજ! હું

મનથી આપને વરી ચૂકી છું. તેથી હવે આપ સિવાય અન્યને વરવું મારા માટે શક્ય નથી. આમ છતાં દેવોને સ્વયંવરમાં પધારવા કહેશો અને તે પ્રસંગે ઇશ્વિર મને જેવી બુદ્ધિ આપશે તે પ્રમાણે હું મારૂં કામ કાઢી લઇશ." નળે પાછા આવી દેવોને દમયન્તીનો સંદેશો કહી સંભળાવ્યો. તેઓ સ્વયંવરમાં નળનું રૂપ ધરીને હાજર થયા. પાંચ નળમાંથી ખરા નળને ઓળખવાનું કામ મુશ્કેલ થઈ પડયું. તેણે દેવોને પ્રાર્થના કરી અને ખરા નળને પિછાની તેના ગળામાં વરમાળ આરોપી. દેવો દમયન્તીના ટેક અને સદ્‌ગુણથી પ્રસન્ન થયા અને તેમણે નળને "તારી ઇચ્છા હશે તે વખતે ગમે ત્યાં અગ્નિ સળગશે, જળ આવશે અને તું ગમે તેવી રસોઈ તારા હાથે કરીશ તો તે સ્વાદિષ્ટ થશે" એવાં વરદાન આપ્યાં. સ્વયંવર પૂરો થયો અને દમયન્તીનું નળની સાથે મોટા સમારંભથી લગ્ન થયું.

આ દંપતીનાં લગ્ન પછીનાં બાર વરસ બહુ સુખપૂર્વક વીત્યાં. તે દરમિયાન તેમને એક પુત્ર અને એક પુત્રી સાંપડયાં. આ પછી "વિનાશ કાળે વિપરીત બુદ્ધિ" એ કહેવત પ્રમાણે રાજા નળની બુદ્ધિ બગડી. તેને દ્યુત રમવાની ઇચ્છા થઈ આવી. જુગાર એ એક એવી રમત છે, કે જે મનુષ્યને પાયમાલ કરી મૂકે છે. ભારતના ગૌરવ અને રાજ્યશ્રી નષ્ટ કરનાર એ દ્યુત જ છે. કૌરવપાંડવના ઘોર વિનાશનું મૂળ એ જુગટું જ હતું. એક વાર દ્યુતે મનમાં પ્રવેશ કર્યો કે તરત જ મનુષ્યનાં સ્નેહ, સદ્‌બુદ્ધિ અને સૌજન્યનો લોપ થાય છે. રાજા નળને જુગટું ન રમવા પ્રજાના આગેવાનો અને દમયન્તીએ ઘણું સમજાવ્યું, પણ તેના અંગમાં કળીએ પ્રવેશ કરેલો હોવાથી તેણે કોઈનું માન્યું નહિ. તેના ભાઈ પુષ્કરની સાથે જુગટું ખેલતાં રાજપાટ—સર્વસ્વ—હારી ગયો. પુષ્કરે તેમને રાજની હદ છોડી જવા કહ્યું અને પ્રજામાંથી કોઈએ તેમને આશ્રય આપવો નહિ એવો જાહેર ઢંઢેરો પીટાવ્યો.

દમયન્તીએ અગાઉથી ચેતીને બાળકોને પોતાના પિયેર રવાના

કરી દીધાં હતાં. હવે તે બન્ને સ્ત્રીપુરૂષ એકેક વસ્ત્રે નગરની બહાર નીકળ્યાં અને જંગલ તરફ ચાલ્યાં. ત્રણ દિવસ નીકળી ગયા. ભૂખ, તરસ, થાક, ટાઢ, તાપ એ વગેરે દુઃખોથી શરીર છેક જ લેવાઈ ગયું. એક ઝાડની નીચે બેઠાં. થોડી વારે નળની નજર એક પક્ષી તરફ ગઈ. ભૂખનું દુઃખ ટાળવાનો વિચાર કરી તેને પકડવાને નળે તેના ઉપર પોતાનું પહેરેલું એકનું એક વસ્ત્ર કાઢીને ફેંક્યું અને પક્ષી વસ્ત્ર સહિત ઉડી ગયું !! દમયન્તીએ પોતાના વસ્ત્રનો છેડો કાઢીને આપ્યો અને તે વડે તેણે પોતાનું અંગ ઢાંક્યું.

પોતાની આવી મહાન્ દુઃખદ સ્થિતિ જોઈને નળને પોતાના દુષ્કૃત્યને માટે બહુ જ પસ્તાવો થવા લાગ્યો. દમયન્તીનું દુઃખ દેખી તેનું હૃદય ચીરાઈ જવા લાગ્યું. તે સંકટમાંથી મુક્ત થાય એવા વિચારથી તેણે તેને તેના બાપને ત્યાં જવાનો અત્યંત આગ્રહ કર્યો. નળના આવા આગ્રહથી દમયન્તીને સુખને બદલે વધારે દુઃખ થયું. તે બોલી: " નાથ ! આપના મુખમાંથી આવાં કઠોર વચન કેમ નીકળ્યાં ? શું આપ એમ ધારો છો, કે આપને આવા દુઃખમાં છોડી હું પિતાને ત્યાં સુખથી રહી શકીશ ? આપનાં દર્શન એ જ મારે મન મહાન્ સુખ છે. આપનાં દર્શન વિનાનું સ્વર્ગીય સુખ પણ મારે મન નારકીય દુઃખ છે. મારૂં સર્વ પ્રકારનું સુખ આપના સહવાસમાં જ સમાયેલું છે, તો આપ મને વિદર્ભનો રસ્તો બતાવી દુઃખી કાં કરી મૂકો છો ? આપ મને છોડી જઈ શકો તો ભલે, પણ હું તો પ્રાણ સુધી આપને છોડી શકીશ નહિ. " નળનું દૃષ્ટિબિન્દુ જુદું હતું અને તેથી દમયન્તીનું આ કહેવું તેને રૂચ્યું નહિ. તે બોલ્યા વગર આગળ ચાલવા લાગ્યો. સાંજ પડી. એક ઝાડ નીચે જઈ તે બન્ને આડાં થયાં. ભૂખ, તરસ, થાક આદિના દુઃખે ઉંઘી ગયાં. થોડી વારે નળ જાગ્યો અને પોતાની દશા ઉપર વિચાર કરવા લાગ્યો.

"હા! કેવી વિપરીત દશા ! મારૂં રાજ ગયું! પાટ ગયું ! સર્વથી ત્યજાયો ! બેહાલ બન્યો ! હજી પણ કોણ જાણે આ ભાગ્યમાં શું

શું વીતવું સરજાયું હશે! ખેર! મારી તો ચિંતા નથી, પણ આ કોમલાંગીનું દુઃખ મારાથી જોયું જતું નથી. આવા સુકોમળ દેહે તે વિદેશનાં કઠણુ દુઃખો શી રીતે વેઠી શકશે? તે માનતી નથી, પણ તેના બાપને ત્યાં જાય તો કેવું સારૂં! તેને અહીં આમ ઉંઘતી મૂકી ચાલ્યા જવું એ જ એક એનો ઉપાય છે!" બસ, આ વિચારને અનુસરી તે પોતાની વ્હાલી પત્નીને ઘોર અરણ્યની વચ્ચે કેવળ નિરાધાર સ્થિતિમાં એકલી મૂકી તેના વસ્ત્રમાંથી અર્ધું વસ્ત્ર ફાડી લઇ ચાલી નીકળ્યો!!

સવાર થયું. દમયન્તીની આંખ ઉઘડી ગઇ. જોયું તો નળ પાસે નથી. વસ્ત્ર અર્ધું ફાડેલું જણાયું. આસપાસ શોધ કરવા લાગી. પત્તો ન લાગતાં છાતીફાટ રડવા લાગી. તેના રૂદનથી વનનાં જડ ચેતન સૌ કોઇ કળકળી ઉઠયાં. ગાંડાની માફક તે નળ, નળ પોકારતી જંગલમાં ઘૂમવા લાગી. બેભાન દશામાં એક અજગરના મુખમાં તેનો પગ પડયો. તે તેને ગળી જાય તે પહેલાં તેનાં મુખમાંથી એક કારમી ચીસ નીકળી પડી. એક પારધી તેની ચીસ સાંભળી દોડી આવ્યો અને અજગરને ઠાર મારી તેણે દમયન્તીનો જીવ બચાવ્યો. પણ તેનું આ રીતનું બચવું તેને સુખદાયક નહિ; પરન્તુ ઉલટું વિશેષ દુખકારક નીવડયું. પારધી તેના રૂપથી મોહિત થઈ અત્યાચાર કરવા તૈયાર થયો. દમયન્તીએ તેને બહુ બહુ સમજાવ્યો, ઘણા કાલાવાલા કર્યા; પણ તે દુષ્ટે કંઇ જ માન્યું નહિ. અંતે જેવો તે તેના દેહને સ્પર્શ કરવાને જાય છે, કે તરત જ તે એક છંછેડાયેલી સિંહણની પેઠે ગરજી ઉઠી: "દુષ્ટ, નરાધમ! દૂર થા." પારધી સતીના તેજમાં લેવાઇ ગયો અને હબક ખાઇ પૃથ્વી પર પછડાયો. તેના સતીત્વના પ્રભાવે તે દુષ્ટનો નાશ થયો અને નિરાધારના આધાર ઇશ્વરે તેના સતીત્વની રક્ષા કરી તેની લજ્જા રાખી. કેવો અજબ સતીત્વનો પ્રભાવ!

આ મહાન આફતમાંથી બચ્યા પછી તે પાછી નળની શોધમાં

લાગી. ક્યાંએ પત્તો લાગ્યો નહિ. તેથી નિરાશ થઇ રોતી કકળતી પહાડો અને જંગલોનાં અનેક દુઃખો વેઠતી તે ચેદી દેશના રાજા સુબાહુના નગરમાં આવી પહોંચી. અહીં તે રાજાની બ્હેન સુનંદાની પાસે પોતાંની કશી પણ ઓળખાણ આપ્યા વગર એક પતિવ્રતાને છાજે તેવી શરતે સખી તરીકે રહી. કેટલાક દિવસે ભીમક રાજા તરફથી તેની શોધમાં નીકળેલો એક બ્રાહ્મણ આ નગરમાં આવી પહોંચ્યો. દમયન્તી અને તેનો પરસ્પર મેળાપ થયો અને તે તેને સમજાવીને કુંડિનપુરમાં લઇ ગયો.

બીજી તરફથી નળ અનેક દુઃખો વેઠતો અયોધ્યામાં જઇ પહોંચ્યો. આ વખતે તેના શરીરનાં રૂપરંગ છેક જ બદલાઈ ગયાં હતાં. કોઇ તેને ઓળખી શકે તેવું રહ્યું ન હતું. તેનો દેખાવ બાહુક જેવો થઇ ગયો હતો અને તેણે પોતાનું નામ પણ બાહુક જ રાખ્યું હતું. અહીં તે ઋતુપર્ણ રાજાના સારથી તરીકે રહ્યો. વારે વારે દમયન્તીનું સ્મરણ થઇ આવતું. તેની શી સ્થિતિ થઈ હશે તેના વિચારથી તેની આંખમાંથી આંસુ વહેતાં હતાં.

દમયન્તી આવ્યા પછી નળને માટે ભીમક રાજા વધારે ચિંતાતુર બન્યો. દમયન્તી પણ અહીં પતિ વિયોગે ઝૂરવા લાગી. તેણે કેટલીક નિશાનીઓ આપીને દેશેદેશ બ્રાહ્મણોને મોકલ્યા. તે બ્રાહ્મણોને તેણે એક શ્લોક બનાવી આપ્યો હતો અને જ્યાં જ્યાં માણસ જોવામાં આવે ત્યાં ત્યાં તે મોટેથી બોલવા જણાવ્યું હતું, તે શ્લોકની મતલબ એવી હતી કેઃ—

"તમે સતી સ્ત્રીને અરણ્યમાં એકલી મૂકી ક્યાં વસ્યા છો? અર્ધા વસ્ત્રે તે કેવળ રાતદિવસ તમારે માટે ઝૂરે છે. તમે એ સવાલનો ઉત્તર આપો. સ્વામીએ સ્ત્રીનું પાલનપોષણ કરવું જોઇએ છતાં તમે ધર્મજ્ઞ થઇને સ્ત્રીને નિરાધાર હાલતમાં છોડીને કેવી રીતે ચાલ્યા ગયા? દયાળુ થઇને નિર્દય કેમ બન્યા? હવે હદ થઇ ગઈ છે. ક્ષમા કરી હવે ઝટ દર્શન દો, નહિ તો તમારા વિયોગે એ હવે વધુ

વખત જીવી શકશે નહિ. ”

બ્રાહ્મણોમાંનો એક પર્ણાદ નામનો બ્રાહ્મણ અયોધ્યામાં જઈ પહોંચ્યો. તે નગરમાં ટેલ નાખવા લાગ્યો. ટેલમાંના શબ્દો સાંભળી નળની આંખોમાંથી ચોધાર આંસુ ચાલ્યાં. તેણે તે બ્રાહ્મણને એકાન્તમાં બોલાવી કહ્યું: “ સારા કુળની સ્ત્રીઓ વિપત્તિમાં ધીરજ ખોતી નથી. તે પોતાના સતીત્વના બળે પોતાનું રક્ષણ કરે છે. સ્વામી તેનો ત્યાગ કરે તોપણ તેનો અપરાધ તેના દિલે વસતો નથી. નળે દુ:ખી હૃદયે દમયન્તીના ભલાને માટે જ તેનો ત્યાગ કર્યો હતો. નળ અત્યારે રાજ, ધન, ઐશ્વર્ય, રૂપ, રંગ સર્વ વિનાનો બની સેવક તરીકે દુ:ખે દિવસો ગુજારે છે. તેની આવી દુ:ખી હાલત સાંભળી દમયન્તી તેને માફી આપશે. ” બ્રાહ્મણ સાંભળી રહ્યો. તેના દેખાવ ઉપરથી તે નળ હોવાનું અનુમાન કરવું એ તેને માટે અશક્ય હતું. તેણે ઘણી પૂછપરછ કરી પણ નળે તેનો કશો પણ પરિચય આપ્યો નહિ. બીજે તપાસ કરતાં જણાયું, કે તે અશ્વવિદ્યામાં અને રસોઇના કામમાં બહુ જ કુશળ છે. આટલી હકીકત મેળવી તે વિદર્ભમાં પાછો આવ્યો અને દમયન્તીને સઘળી હકીકત કહી સંભળાવી.

દમયન્તીને બ્રાહ્મણની વાત ઉપરથી લાગ્યું, કે તે નળ હોવો જોઈએ. આમ છતાં તેની વિશેષ ખાત્રી કરી શકાય તે માટે તે કુંડિનપુરમાં આવે એવી એણે તદબીર રચી. એક બ્રાહ્મણને અયોધ્યા જવા તૈયાર કર્યો. તેની સાથે ઋતુપર્ણને કહેવરાવ્યું, કે નળનો પત્તો લાગે તેમ નથી. માટે દમયન્તીનો ફરીને સ્વયંવર રચવામાં આવ્યો છે.આ સ્વયંવરમાં આવવાનું આમંત્રણ કરવાને દમયન્તીએ મને ખાસ મોકલ્યો છે તો શીઘ્રતાથી આપ અયોધ્યા જઇ પહોંચો. બ્રાહ્મણે આવી ઋતુપર્ણને દમયન્તીનો સંદેશો કહી સંભળાવ્યો .ઋતુપર્ણ કુંડિનપુર જવાને તલપાપડ થઇ રહ્યો, પણ સ્વયંવર વખતે ત્યાં પહોંચવું એ તેને મુસ્કેલ જણાયું. તેણે બાહુકને બોલાવી સઘળી હકીકત કહી સંભળાવી અને પોતાને ગમે તેમકરીને તે સ્વયંવરમાં વખતસર

પહોંચાડવાની આશા કરી. નળ, દમયન્તીના બીજી વખતના સ્વયંવરની વાત સાંભળી બહુ જ દુઃખી થયો. તે વિચારવા લાગ્યો, કે દમયન્તી જેવી સતી સ્ત્રીને માટે શું આ શક્ય છે? એક આર્ય સ્ત્રીને કેવળ જ અણુછાજતું કૃત્ય તે કદિપણ કરે એ શું બનવા જોગ છે? હોય, એમ પણ હોય. માણસની દશા ફરે ત્યારે શું બને અને શું ન બને એ કંઈજ કહી શકાય નહિ. પણ તેમાં તેનો શો દોષ ? તેને એવી સ્થિતિમાં મૂકનાર હું જ છું. તે મારી સાથેનાં કષ્ટો સહેવાને તૈયાર થઈ, મને છોડી જવાને નાખુશ બની; છતાં મેં દુષ્ટે કેવું કપટ કર્યું? ભર ઉંઘમાં ઘોર અરણ્યની વચ્ચે અર્ધ વસ્ત્રે તે સુકોમળ સતી રમણીને ત્યજી ચાલતો થયો એ શું ઓછી ધૂર્તતા છે? આવી સ્થિતિમાં તે ફરીને લગ્ન કરવા તૈયાર થાય તો તેમાં તેનો શો દોષ છે?" ...પણ નહિ, એમ બને જ નહિ. દમયન્તી જેવી સ્ત્રીથી એમ બને એ સંભવિત નથી. તે પતિપરાયણ સતી સ્ત્રી છે. ઐહિક સુખભોગની ખાતર તે પોતાના ધર્મને તજે એ શક્ય નથી. જરૂર જ આમાં કંઈ ઉંડો ભેદ છે. ખેર! જે હશે તે ત્યાં જતાંવેંત તરત જ જણાઈ આવશે. આમ વિચાર કરી તેણે રાજાને કહ્યું: "આપ નિશ્ચિન્ત રહો-હું મુદ્દત પહેલાં આપને ત્યાં પહોંચાડી દઈશ."

મુદ્દત પહેલાં નળ અને ઋતુપર્ણ કુંડિનપુરમાં આવી પહોંચ્યા-રાજા ભીમકે ઋતુપર્ણનું ઘણું ભારે સન્માન કર્યું, પણ સ્વયંવરનો કશો પણ દેખાવ નજરે ન પડતાં તેને ઘણું આશ્ચર્ય લાગ્યું. અહીં ઋતુપર્ણ આટલી ત્વરાથી કુંડિનપુરમાં આવી પહોંચ્યો તે જોઈ દમયન્તીને લાગ્યું, કે સારથી બાહુક તે બીજો કોઈ જ નહિ પણ નળ જ હોવો જોઈએ. કારણ કે નળ જેવી અશ્વવિદ્યામાં કુશળતા બીજા કોઈની નથી એવી તેની ખાત્રી હતી. વિશેષમાં કેશિની નામની પોતાની સખી મારફતે નળની બહુવિધ પરીક્ષા કરવામાં આવી-દેવોએ આપેલાં વરદાન આદિ બીજી સઘળી નિશાનીઓ મળતી આવેલી જોઈ છેવટે તે નળ જ છે એવી દમયન્તીની વિશેષ ખાત્રી થઈ. આથી

માતપિતાની આજ્ઞા મેળવી તે નળને મળવા ચાલી નીકળી. અહીં પરોક્ષ રીતે સામસામા ઘણા સવાલ જવાબો થયા. તેમાં પરોક્ષ રીતે એક બીજાની સ્થિતિ જાણવામાં આવી. નળની દુઃખદ સ્થિતિ સાંભળતાં દમયન્તીને મૂર્છા આવી અને દમયન્તીના દુઃખની વાતોથી નળનું હૃદય ચીરાઈ ગયું. અંતે સાવધ બની દમયન્તી બોલીઃ—

"મારી ખાત્રી થાય છે, કે આપ બાહુક નહિ, પણ પુણ્યશ્લોક નળરાય જ છો. મહારાજ! આપ રાજા હો કે રંક હો, આપ રૂપાળા હો કે કદરૂપા હો, આપ ચાહે તેવી સ્થિતિમાં હો તોપણ આપ જ મારૂં સર્વસ્વ છો. આપ, આપની આ દાસીનો સ્વીકાર કરો. સતી સ્ત્રીઓને પતિ એ જ તેનું સર્વસ્વ છે. આપના માટેનો આ હૃદયનો ચાહ અને પ્રેમ સદાને માટે જેવોને તેવો અચળ છે. આપના વિયોગે હું નરકયાતના વેઠી રહી છું. કૃપા કરી હવે આ દાસીને આપના શરણમાં લ્યો. પુનર્લગ્ન એ પતિવ્રતાને માટે સર્વથા ત્યાજય છે. આપ જુઓ છો, કે અહીં સ્વયંવરની કશી જ તૈયારી નથી. સ્વયંવરની વાત એ આપને અહીં તેડી મંગાવવાની માત્ર તદબીર જ હતી. જો એમાં દોષ જણાતો હોય તો નાથ! એ અપરાધને માફ કરવા હું આપને પ્રાર્થના કરૂં છું."

નળથી હવે રહી શકાયું નહિ. બન્ને પરસ્પરને હર્ષાશ્રુ સહિત ભેટયાં. નગરમાં આનંદ આનંદ થઈ રહ્યો. સૌ કોઈ દમયન્તીને સહસ્રધા ધન્યવાદ દેવા લાગ્યાં. ઋતુપર્ણ ખુશી થઈ પોતાના નગરમાં પાછો ગયો. આ પ્રમાણે અંતમાં સતીનું સત્ ફળ્યું, ગયેલું રાજપાટ મળ્યું અને પ્રથમની માફક તેઓ આનંદમાં દિવસો ગાળવા લાગ્યાં.

એક સ્ત્રીહૃદયની આ શી સહિષ્ણુતા! કેવી ધીરજ! શી તેની પતિપરાયણતા! કેવી બુદ્ધિ! અને શી તેની મહાનતા! તેનું આ અનુપમ ચરિત્ર એ જ શિખવે છે, કે "પતિ એ જ સતીનું સર્વસ્વ છે." ગમે તેવા સંકટમાં ધૈર્ય ધારણ કરવું, પોતાના ધર્મથી તસુ પણ વિચલિત ન થવું, પતિના દોષો વીસરી જવા, સર્વ સ્થિતિમાં

પતિ માટેનાં માન અને પ્રેમ એક સરખાં અવિચળ રાખવાં, પતિના સુખે સુખી અને દુઃખે દુઃખી થવું અને સરલતા, પવિત્રતા અને નિષ્કલંકતાથી જીવન ગુજારી પતિમાં જ જીવવું. એવા મહાન્ સદ્ગુણોને લીધે જ આજે સેંકડો વરસ થયાં દમયન્તી સતીના નામે પૂજાય છે. તેના જીવનને લક્ષ્ય બનાવી તેના જેવાં થવાને યત્ન કરવામાં જ દમયન્તીની સાચી પૂજા છે.

---

## પાઠ ૩૯ મો.

---

## તારામતી.

તારામતી, જગવિખ્યાત સત્યવાદી નરેશ હરિશ્ચંદ્રની સ્ત્રી હતી. હરિશ્ચંદ્રને જગતમાં સત્યવાદી તરીકે ઓળખાવવામાં આ દેવીએ અમાનુષિય સહાય્ય કરી હતી. પતિનો ટેક એ જ પોતાનો ટેક છે એવી પતિપરાયણતાની ભાવનાથી હરિશ્ચંદ્રનો ટેક રાખવાની ખાતર તારામતીએ ઘોર સંકટ સહ્યું હતું. એક સતી સ્ત્રી પોતાના પતિને તેના વ્યાવહારિક વા પારમાર્થિક કાર્યમાં કેટલી હદ સુધી સહાયક નીવડે છે અને સુપત્નીની સહાયથી પતિ તેના સત્કાર્યમાં કેવો વિજયી નીવડે છે તે તારામતીના જીવન ઉપરથી સુસ્પષ્ટ થઈ શકે છે.

એક વખત હરિશ્ચન્દ્ર રાજાએ યજ્ઞ કર્યો હતો. આ યજ્ઞમાં અનેક ઋષિયો આવ્યા હતા, અને રાજાએ તેમને મનમાનતી દક્ષિણા આપી પુષ્કળ સંતોષ્યા હતા. માત્ર એક વિશ્વામિત્રને તે વખતે દક્ષિણા આપવી રહી ગઈ હતી.

કેટલાક સમય પછી વિશ્વામિત્રે આવી રાજાની પાસે દક્ષિણા માગી. આ વખતે રાજાએ કહ્યું, કે તે તો આપને આપવાની છે જ; પરન્તુ તે સિવાય બીજું જે માગવું હોય તે આપ માગો. ઋષિએ રાજાના સત્યની કસોટી કરવાના ઈરાદાથી તેનું આખું રાજ્ય માગ્યું.

રાજાએ ઘણી ખુશીની સાથે ઋષિની એ માગણીનો સ્વીકાર કર્યો અને પોતાનું સઘળું રાજ્ય તેમને દાનમાં આપી દીધું. રાજ્યની માલીકી થતાં ઋષિએ રાજા તરીકે હરિશ્ચન્દ્રને ફરમાવ્યું કે તમે મારા રાજ્યમાંથી નીકળી જાઓ. રાજા તે જ ક્ષણે રાણી પાસે ગયો અને તેને તેણે સઘળી હકીકતથી જાણીતી કરી. રાણી હકીકત સાંભળી જરા પણ ગભરાઈ નહિ. તેણે શાન્ત અને ગંભીરપણે જવાબ આપ્યો, કે બહુ સારૂં. જેવી ઈશ્વરની ઇચ્છા. આપણે હવે જલદીથી આ રાજ્યની હદ છોડી દેવી જોઈએ. રાણીનાં આ ધીર ગંભીર વચનો સાંભળી બહુ જ પ્રસન્ન ચિત્તે રાજા હરિશ્ચન્દ્ર પોતાની પત્ની તારામતી અને કુંવર રોહિતને લઈને કાશી તરફ ચાલી નીકળ્યો. રસ્તામાં વિશ્વામિત્રે માર્ગ રોકી દક્ષિણા માગી. રાજાની પાસે કંઈ જ ન હતું. તે વિચાર કરવા લાગ્યો, કે પાસેનું સર્વ આપી દીધા પછી હવે દક્ષિણા ક્યાંથી આપવી? નથી, એમ પણ કેમ કહેવાય? આથી તેણે ઋષિને એક મહિને આપવાનો વાયદો કરી મુદત માગી. વિશ્વામિત્ર કબૂલ થયા અને ત્રણે જણ કાશીએ જઈ પહોંચ્યાં.

મુદત પુરી થવા આવી. દક્ષિણાની કંઈ જોગવાઈ થઈ નહિ. આવી સ્થિતિમાં લાચારીની સાથે અગ્નિમાં બળી મરવાનો રાજાએ નિશ્ચય કર્યો. રાજાનો વિચાર જાણવામાં આવતાં તારામતીએ કહ્યું: "નાથ! ચિન્તા છોડી સત્યનું પાલન કરો. એ રીતે આત્મઘાત કરવો એ કાયરતાની નિશાની છે. ધીરજ ધરી સત્યનું પાલન કરો. કારણ સત્યપાલન સમાન જગતમાં કોઈ પુણ્ય નથી." આ પ્રમાણે પતિને ધીરજ આપતી પતિનો ધર્મ જતો જોઈ આંસુભરી આંખે બોલવા લાગી:

"હે પ્રાણેશ્વર! આ દેહ શા કામની છે? પિતાનું ઋણ ફેડવું એ પુત્રનો પણ ધર્મ છે. તો આપ મને અને પુત્રને વેચીને દક્ષિણા આપો. ધન્ય છે તારામતીની પતિ-ભક્તિને અને ધન્ય છે તેની ધર્મપરાયણતાને! દુનિયાના સાહિત્યમાં

આવો દાખલો મળી આવવો વિરલ છે. પોતાની જાત અને પુત્રને વેચી પતિનું ઋણ ચૂકાવનારી અને એ રીતે પતિના સત્કાર્ય-માં સહાયક નીવડનારી તારામતી તો જગતમાં એક જ થઇ છે.

હરિશ્ચંદ્ર ઘણો જ લાચાર થઇ ગયો. સ્ત્રીપુત્રને વેચવાની વાતથી તેના હૃદયમાં કારી ઘા લાગ્યો. છતાં પોતાનાં ટેક અને સત્યનું છાબડું નીચે એઠું અને અંતમાં વચન પાળવાની ખાતર મનને દૃઢ કરી પત્ની અને પુત્રને વેચવાને કાશીના બજારમાં ગયો. એક કૌશિક નામના બ્રાહ્મણે તારામતીની દાસી તરીકે માગણી કરી તેનું મૂલ પૂછ્યું. અહાહા ! તારામતીનું મૂલ ! ત્રિલોકની સંપત્તિ જેની આગળ તુચ્છ છે એવી તારામતીનું મૂલ કેટલું અને શી રીતે કહી શકાય ? રાજા મૂગો રહ્યો. બ્રાહ્મણે તેના છેડે થોડી સોના મહોર બાંધી અને તારામતી તેમજ રોહિતાશ્વને પોતાની સાથે લઇ તે ઘર તરફ ચાલતો થયો. બ્રાહ્મણને ત્યાં જતી વખતે તારામતી પોતાના પ્રાણપતિ હરિશ્ચંદ્રની પ્રદક્ષિણા કરી શોકથી વ્યાકુળ અને દીન બની કહેવા લાગી : " જો મેં કંઇ દાન કર્યું હોય, જો મેં યજ્ઞ કર્યા હોય અને જો મેં બ્રાહ્મણોને તૃપ્ત કર્યા હોય તો તે પુણ્યના પ્રભાવે હરિશ્ચન્દ્ર ફરીને મને મારા પતિ તરીકે આવી મળો." હા ! અયોધ્યાની મહારાણી અને રાજકુમાર નજીવી કીંમતે વેચાઇ ગયાં ! હા દૈવ !

જ્યારે તારામતી પતિથી વિખુટી પડી બ્રાહ્મણને ઘેર જવા લાગી ત્યારે તેનું દૈર્ય છૂટી ગયું. તે અયોધ્યાની મહારાણી મટી ભીખારણ બની હતી તોપણ તેણે એક ક્ષણને માટે ધૈર્ય છોડયું ન હતું. પરંતુ અત્યારે તેની ધીરજ ન રહી. તેની છાતી ફાટી જવા લાગી. ચિત્ત અત્યન્ત વ્યાકુળ બની ગયું. તે વસ્ત્રનો છેડો મોં પર ઢાંકી રોવા લાગી. સતી તારામતી સર્વ પ્રકારનું દુઃખ સહન કરવાને શક્તિમાન હતી. જે ઉપવાસ અને ઉજાગરા કરી પતિને ઋણમુક્ત કરવામાં જરા પણ દુઃખ માનતી ન હતી, જે પતિની

ખાતર પ્રાણ અર્પણ કરવામાં પણ આનંદ માનતી હતી, તે અત્યારે રૂદન કરી રહી છે ! તે કેમ રૂદન કરી રહી છે ? તે સર્વ પ્રકારનાં દુઃખો સહન કરી શકતી હતી, પણ પતિવિયોગનું દુઃખ તેનાથી કેમે કરી સહી શકાયું નહિ. તે કારણથી આજે મહારાણી તારામતી, નહિ નહિ, નિરાધાર તારા, અધીર બની રૂદન કરવા લાગી. આટલા દિવસ સુધી તે પોતાનું જીવન પોતાના પતિ અર્થે જ ધારણ કરી રહી હતી. તે પોતાના પતિના જીવનમાં જ જીવતી રહી તેની સેવા અને ભક્તિમાં આનંદ માની રહી હતી. આજ એ તારામતી પતિના વિયોગ દુઃખથી પીડિત છાતીફાટ રૂદન કરવા લાગી. આજે જાણે મૃત્યુ સામે આવી ઉભું રહ્યું હોયની એમ એને જણાવા લાગ્યું. પોતાના અંતઃકરણને બાળી ભસ્મ કરી મૂકનાર એવા આ દાવાનળ સમ દુઃખમાં મનુષ્ય કદિપણ શાન્ત રહી શકે નહિ. આવી તીવ્ર વીષ-જ્વાળાથી જર્જરિત એવી કોઇ પણ રમણી જીવવાની ઇચ્છા કરી શકે નહિ, એવું જીવન જીવન નહિ પણ એક પતિપરાયણા સાધ્વી સ્ત્રીને તો ભયાનક મૃત્યુ જ છે. એ મૃત્યુ–વિયોગ દુઃખથી હાડકાંના ચૂરેચૂરા થઇ જાય છે, હૃદયની ગ્રંથીઓ તુટી જાય છે અને સમસ્ત વિશ્વ બળીને ખાખ થઇ જાય છે. જે રમણીને કંઠે પ્રાણ આવ્યા હોય એવી રમણી પણ એવા ભયાનક મૃત્યુની સામે ખડી રહી શકતી નથી. હાય ! સતી સ્ત્રીને માટે પતિવિયોગ એ એક કેવું ભયંકર મૃત્યુ છે !

અહા ! કેવું શોચનીય દૃશ્ય ! એક વૃદ્ધ બ્રાહ્મણ અયોધ્યાની મહારાણીને એક દાસી સમાન ખરીદ કરીને પોતાના ઘર તરફ ગતિ કરી રહ્યો છે. સાધ્વી દેવી તારામતી પોતાના પતિને ઋણમુક્ત કરીને અને પોતાની જાતને દાસીપણાની શૃંખલામાં બાંધીને પાછળ પાછળ ગમન કરી રહી છે. આ આશ્ચર્યમય દૃશ્યને એકવાર હૃદયમાં ધારણ કરીને જુઓ, કે સતી હૃદયનું પવિત્ર માધુર્ય, સતી ચરિત્રનું અનુપમ સોંદર્ય જગતમાં કેવું પવિત્ર, કેવું મહિમાવન્ત અને કેવું શ્રેષ્ઠ છે ?

સતી તારામતીએ પોતાના ચરિત્રના અનુપમ સૌન્દર્યમાં ભૂવનમોહિની-નો વેષ ધારણ કર્યો છે. એક વાર આ પતિપ્રાણા ભૂવનમોહિની અને ધર્માનુરાગિણી સતી તારામતીનું લક્ષપૂર્વક અવલોકન તો કરો. તારામતી શૈબ્યા ઐશ્વર્યની છાયામાં ઉછરેલી હતી અને રાજ-રાણી થઇને પણ ઐશ્વર્યસુખ ભોગવી રહી હતી. મહાન્ સુખમાં રચીપચી રહેલી તે તારામતી આજ પાતિવ્રત ધર્મનું રક્ષણ કરવાની ખાતર સ્વયં મહાન્ દુઃખમાં પ્રવેશ કરી રહી છે ! આજકાલ કેટ-લીએ સ્રીઓ દરદાગીનાને માટે કલહ કરતાં પોતાનો પતિ એથી કેટલો ઋણબંધનમાં આવી પડશે તેનો વિચાર સરખો પણ કરતી નથી, જ્યારે આ ધર્મપ્રાણા, પતિહિતૈષિણી તારામતી પોતાની જાતે વેચાઇ પતિને ઋણના બંધનમાંથી મુક્ત કરવાને સમર્થ નીવડી કેવા આદર્શ ધર્મભાવ ! તારામતી તને ધન્ય છે ! તારા જેવી આદર્શ પતિવ્રતા અને ધાર્મિક સ્રીનું સંસારમાં પેદા થવું અત્યન્ત દુર્લભ છે.

તારામતીનું દુઃખ આટલેથી જ અટક્યું નહિ. જે પુત્રને જોઇને તેનું ચિત્ત પ્રસન્ન રહેતું હતું, જેને છાતી સાથે લગાવી પોતાના બળતા હૃદયને શાન્ત કરતી હતી એવા સ્નેહધન રોહિતાશ્વે પણ તેના દગ્ધ હૃદયમાં વિશેષ દાહ દીધો. આ વખતે તારામતીને જગતમાં સર્વત્ર શૂન્યકાર અને અંધકાર ભાસ્યો. રોહિત કુમાર બાગમાં પુષ્પ અને તુલસીદલ લેવા ગયો હતો ત્યાં તેને સાપ કરડ્યો અને મૃત્યુ પામ્યો. દુઃખિનીનો એક માત્ર આધાર—અમૂલ્ય ધન તેનો પણ નાશ થયો ! નિર્દય કાળે જોતજોતાંમાં એક પુષ્પ સમાન કોમળ રાજકુમારના પ્રાણ હરી લીધા ! શરદ પૂર્ણિમાનો ચંદ્ર જોતજોતાંમાં કાળા મેઘોથી છવાઇ ગયો ! ખરે જ ! સંસારની ગતિ બહુ જ વિચિત્ર છે.

પોતાના પ્રાણસમ પ્યારા પુત્ર રોહિતના મરણના દુઃખદાયી સમાચાર કાને પડતાંની સાથે જ તારામતી મૂર્છિત બની ધરણી પર

ઢળી પડી. થોડા સમય પછી જ્યારે મૂર્છા કંઇક વળી ત્યારે અત્યન્ત રૂદન કરવા લાગી. પછી પુત્રના મૃત દેહ પાસે જવાની કૌશિકની આજ્ઞા લઇ દોડતી દોડતી તપોવનમાં ગઈ. અહીં પુત્રના શબને જોતાંની સાથે જ તેની આંખે અંધારાં આવ્યાં અને મગજ ભમવા લાગ્યું. હૃદય ચીરાઈ ફાટું ફાટું થઈ રહ્યું ! તેણે જોયું કે અભાગણીનું નસીબ ફૂટી ગયું ! મૂર્છિત બની જમીન પર પડી ગઈ. મૂર્છા વળતાં વિલાપ કરવા લાગી. તેના કરુણ અને વેદનાપૂર્ણ વિલાપથી વન ઉપવન રૂદન કરી ઉઠયાં. પક્ષીઓ પણ રડવા લાગ્યાં. જગત અંધકારથી છવાઇ ગયું. વાયુ ધમશાણ મચાવી રહ્યો અને પૃથ્વી પર પ્રલય મચી રહ્યો હોય તેવાં ચિહ્નો જણાવા લાગ્યાં. આજે મહારાણી તારામતીના સર્વસ્વનો નાશ થયો ! પતિ વિયોગની દુઃખ જ્વાળાથી હૃદય જળી રહ્યું હતું તેવે પ્રસંગે પોતાના આ એકના એક પ્રાણધન પુત્રને જોઈને તે પરમ દુઃખિની આજ સુધી જીવન ધારણ કરી રહી હતી. હા ! ભાગ્ય ! આજે તે પ્રાણાધાર એકના એક પુત્રરત્નને પણ તેં તેના હાથમાંથી છીનવી લીધું ! તેનું એટલું પણ સુખ તારાથી સહન થઇ શક્યું નહિ ! તે બિચારી પુત્રને જોઇ આશામાં જીવન ગાળતી હતી. તેની તે આશા પણ નિરાશામાં પલટાઇ ગઇ ! માથા ઉપર દુઃખનો ડુંગર આવી પડ્યો. એ દુ:ખભાર સમેત મૃત પુત્રનું શિર ખોળામાં લઇ મહાન્ હૃદયવિદારક રોકકળ કરવા લાગી. " હાય ! આ શું થઇ ગયું ! કેવો અત્યાચાર ! હાય હાય ! આજ હું કેવળ નિરાધાર ! મારૂં સર્વસ્વ લૂંટાઈ ગયું ! હાય ! હવે હું શું કરૂં ! હવે હું ક્યાં જાઉં ? હે દુષ્ટ સર્પ ! આવા સુકુમાર નિરપરાધી બાળકનો જીવ તેં શા સારૂ લીધો ? એથી તારા હાથમાં શું આવ્યું ? શું નિરપરાધી પ્રાણીઓને પણ દુઃખ દેવું એ તારા જેવાં ક્રૂર પ્રાણીઓનો સ્વભાવ છે ? હે સર્પ ! જો એમ જ હોય તો અત્યારે અહીં આવી મને પણ સાથે ડંશ દે કે જેથી અમારા બન્નેની વચ્ચે વિશેષ અંતર પડતું મટે. પ્રિય પુત્ર ! એક વખત તો

બોલ ! મને આમ નિરાધાર કરીને તું ક્યાં ચાલી ગયો ? તારા વિના બીજા કોનું સુંદર મુખ જોઇને હું તારા પિતાના વિયોગદુઃખને વીસરીશ ? પ્રાણાધાર પુત્ર ! ફક્ત એક વાર મને માતાના નામથી સંબોધી ઉત્તર દે. તેમ નહિ તો હું પણ તારી પાછળ પાછળ આવું છું." આ પ્રમાણે વિલાપ કરતી તેને શ્મશાનમાં ઉપાડી લાવી, અને ત્યાં બેસી એના એ જ વિલાપની સાથે રૂદન કરવા લાગી.

રાજા હરિશ્ચંદ્ર આ વખતે શ્મશાનમાં જ હતો, પરંતુ ઘણા દિવસોના વિયોગ પછી બન્નેની સ્થિતિ વિપરીત થઈ ગયેલી હોવાથી તેઓ એક બીજાને સહસા ઓળખી શક્યાં નહિ. શ્મશાનમાં સ્ત્રીના કરુણ અને હૃદયવિદારક વિલાપો સાંભળી રાજા તેની પાસે ગયો અને પૂછયું, કે "તું કોણ છે ? અત્યારે મધરાતના સમયે તું ક્યાંથી આવી છે ? શું મારા માલીકનો કર આપ્યા વગર જ તું તારા પુત્રના શબને અગ્નિદાહ દેવાનો ઇરાદો રાખે છે ? હું મારા માલિક તરફથી અહીં કર ઉઘરાવવાને જ ચોકી કરી રહ્યો છું. આટલા માટે પ્રથમ કર આપીને તે પછી જ તારા પુત્રને અગ્નિદાહ દેવાનો વિચાર રાખજે."

તારામતી આ વચનો સાંભળીને ખાત્રી આપતી બોલી, કે "મારી પાસે કર આપું એવું કાંઈ જ નથી. દયા કરીને મારા પુત્રને અગ્નિદાહ દેવાની રજા આપો. હાય ! ક્યાં તે સર્વશ્રેષ્ઠ સત્યવાદી મહારાજા હરિશ્ચન્દ્રની સ્ત્રી અને ક્યાં આ ભયંકર દશા ! પોતાના પુત્રને બાળવા માટે શ્મશાનમાં કર આપવાની પણ શક્તિ નથી ! હા ! કેવી વિપરીત સ્થિતિ ! શી ભયંકર દશા ! દૈવની ગતિ ખરે જ વિચિત્ર છે ! "

આ હૃદયવિદારક વચનો સાંભળતાંની સાથે જ રાજા મૂર્છિત બની પૃથ્વી પર પડ્યો. ઘણા વખત પછી મૂર્છા વળી અને જ્યાં સ્ત્રીના મુખ સામું જુએ છે કે પાછી તરત જ મૂર્છા આવી. ફરીને વળી કંઇક શુદ્ધિ આવી ત્યારે હરિશ્ચન્દ્ર દુઃખિત બની શોક કરવા

લાગ્યોઃ " પુત્ર ! તું ક્યાં ચાલ્યો ગયો ? આમ દયાહીન બનીને તારી માતા સામે પણ કાં જોતો નથી ? પ્રિય પુત્ર ! એક વખત તારી મનોહર આનંદદાયી સુકોમળ મધુર વાણી સંભળાવ ! સદ્ભાગ્ય છે તારી માતાનાં કે જેને આજદિન સુધી તારાં વચનો સાંભળવાનું સુખ મળ્યું; પરંતુ હું તો ઘણા સમય પૂર્વે તારાં જે વચનો સાંભળ્યાં હતાં તેના સ્મરણમાં જ આટલા દિવસો ગાળતો ફરતો હતો ! અત્યારે તારો મેળાપ થયો અને શું તું એક શબ્દ પણ નહિ બોલે ! પ્રાણાધાર ! એક વાર તો આ તારા પિતાની સામે દૃષ્ટિ કર ! તેમ નહિ તો થોડા જ વખતમાં તને સ્વર્ગમાં આવી મળીશ. " આ પ્રમાણે બહુ બહુ વિલાપો કર્યા પછી નિસાસા નાંખતો તે પોતાની પત્નીને કહેવા લાગ્યો, કે " હે પ્રિયે ! તું પ્રાણનાથના નામે જેનું સ્મરણ કરી રહી છે તે વજ્રહૃદય હરિશ્ચન્દ્ર હું છું. હે પ્રભો ! ક્યાં મારૂં તે રાજપદ અને ક્યાં આ ચંડાળની નોકરી ! આખી પૃથ્વી પર મારા જેવો દુઃખી કોઈ જ હશે નહિ ! તું મને પ્રાણથી અધિક પ્રિય છે અને આ મારો પુત્ર પણ મને તેટલો જ પ્રિય છે. આમ છતાં કર્તવ્યપાલનની ખાતર હું મારા માલિકના કરથી તને મુક્ત કરી શકતો નથી ! જે મનુષ્ય કર્તવ્યથી ભ્રષ્ટ બની પોતાની જાત, સ્ત્રી, પુત્ર વગેરે સ્વજનને માટે પોતાના માલિકનું અહિત કરે છે તે મહા અધમ છે. આથી તું ગમે ત્યાંથી ભિક્ષા માગી મારૂં પોષણ કરનારનો કર આપ કે જેથી મારા ધર્મની રક્ષા થાય. "

તારામતી ધીરજ ધરીને પોતાના પતિના કહેવા મુજબ કાશીમાં ગઈ. રસ્તામાં કોઈ મરેલું બાળક પડ્યું હતું તે તેના જોવામાં આવ્યું. દયાને વશ થઈ તેણે તે બાળકને જમીન પરથી ઉઠાવી લીધું અને તેને જોવા લાગી. એટલામાં પાછળથી સિપાઈઓએ આવીને તેને પકડી લીધી. તેઓ કહેવા લાગ્યા, કે રાજાના પુત્રનું ખૂન કરનાર સ્ત્રી તે આ જ છે. તેને હવે રાજાની પાસે લઈ જવી જોઈએ. આમ કહી તેઓ તેને રાજાની પાસે લઈ ગયા. રાજાએ હકીકત સાંભળતાંની

સાથે જ તેનો વધ કરવાનો હૂકમ કરી દીધો. તરત જ ચંડાળ કાળસેનને બોલાવવામાં આવ્યો અને તેને રાજાનો હૂકમ સંભળાવી દીધો. કાળસેને હરિશ્ચંદ્રને તેનો વધ કરવાની આજ્ઞા આપી. હરિશ્ચંદ્રે માલિકની આજ્ઞા શિરમાન્ય કરીને તેનો વધ કરવાને તેણે તલવાર તાણી! આ સમયે તારામતી બોલી, કેઃ—"પ્રાણેશ્વર ! આપના હાથે થયેલો તલવારનો ઘા મોતીની માળા સમાન થઈ પડશે માટે સઘળા વિચારોનો ત્યાગ કરી ઘા કરો." હરિશ્ચંદ્રે કહ્યું, કે "મેં નિષ્કપટ ભાવે રહીને મારા માલિકની આજ્ઞા ઉઠાવી છે તો ઈશ્વર કલ્યાણ જ કરશે. આપણે તરતમાં જ સ્વર્ગમાં જઈ એકત્ર થઈશું. આ તલવાર બહુ વખત સુધી વિયોગ સહન કરી શકશે નહિ." આ પ્રમાણે બોલીને હરિશ્ચન્દ્ર જેવો તલવારનો ઘા કરવાને જાય છે કે તરત જ વિશ્વામિત્ર સહિત સ્વર્ગના સઘળા દેવોએ આવીને તેનો હાથ પકડી લીધો અને કહ્યું કે, રાજન્! તમે પ્રાણ જતાં સુધી ધર્મનો ત્યાગ કર્યો નહિ એટલા માટે તમને ધન્ય છે! તમે જાતે ઘોર સંકટો વેઠી જગતને સિદ્ધ કરી બતાવ્યું છે, કે **સૃષ્ટિમાં સત્ય-ધર્મ સમાન શ્રેષ્ઠ બીજી કોઇ ચીજ નથી.ધન્ય છે તમારી ધર્મપરાયણતાને!** આટલું બોલી તેમણે તેમનું રાજ્ય તેમને પાછું દીધું અને અસંખ્ય આશીર્વાદો આપ્યા. પુત્ર પણ સજીવ બની ખડો થયો અને તેને સજીવ જોતાં રાજારાણી બન્ને બહુ જ પ્રસન્ન થયાં. દેવોને નમન કરી તેઓ પોતાની રાજધાની તરફ ગયાં અને આનંદપૂર્વક દિવસો ગાળવા લાગ્યાં.

ધન્ય છે સતીશિરોમણી તારામતીને ! અને ધન્ય છે તેના નિર્મળ પતિપ્રેમને! પોતે પોતાના પતિના સત્યધર્મની રક્ષાને માટે પોતાના વ્હાલા પુત્ર સહિત વેચાઈ, પોતાના પતિના ખાતર ખાનપાન, વસ્ત્ર આદિના અભાવથી થતાં દુઃખોનો ખુશીથી સ્વીકાર કર્યો, પુત્રના વિયોગદુઃખને વેઠયું અને અંતમાં પતિના હાથે મરવાને તૈયાર થઈ! આટઆટલાં દુઃખો વેઠવા છતાં પણ તેનો પતિ તરફનો

પ્રેમ લેશ પણ કમી ન થયો ! એ સાધ્વી રાણી બ્રાહ્મણને ઘેર એક દાસી તરીકે વેચાઈ હતી છતાં પણ પોતાના પતિવ્રતને જાળવી રહી હતી ! ધન્ય છે રાણી તારામતીના અટલ પતિપ્રેમને ! આવી સતી-શિરોમણી સાધ્વી સ્ત્રીઓના સત્ય અને પતિવ્રત ધર્મના પ્રભાવે જ ભારતવર્ષ સદાને માટે પૃથ્વી ભરમાં યશસ્વી અને ઉજમાળો બની રહ્યો છે. એ ક્ષીણ થતા જતા યશ અને ઉજાસને સતેજ બનાવે એવી સન્નારીઓ ફરીને અહીં ઉદય પામે એજ પ્રભુને અંતીમ પ્રાર્થના.

---

## પાઠ ૪૦ મો.

---

### દ્રૌપદી.

આર્યોની સ્ત્રીઓ વિષેની ઉંચામાં ઉંચી ભાવના સીતાજીના જીવનમાં ઉતરેલી છે. આર્ય બાલામાં જે શક્તિ રહેલી છે તે શક્તિના બળે તેઓ પોતાની અંદરના જે સદ્‌ગુણો ખીલવી શકે તે સઘળા સીતાજીના જીવનમાં પ્રત્યક્ષ થાય છે, અને તેથી સીતાજીના જીવનને આદર્શ બનાવી તે પછીના કાળની દમયંતી આદિ સતી સ્ત્રીઓ વર્તી હોય એમ તેમનું ચરિત્ર સાક્ષી પૂરે છે. પણ મહાભારતમાં સ્ત્રીઆદર્શનો એક જુદો જ નમૂનો આપણી સામે ખડો થાય છે. પતિભક્તિ, સહજ કોમળ પ્રકૃતિ, લાજાળુતા, ધૈર્ય, સહિષ્ણુતા, ક્ષમાશીલતા આદિ સદ્‌-ગુણોની સાથે મહાભારતની આદર્શ રમણીમાં એક નવું જ તત્ત્વ અદ્‌ભુત સ્વરૂપે દેખા દઈ રહ્યું છે. આ અદ્‌ભુત તત્ત્વ તે એક ક્ષત્રિ-યાણીને છાજતું તેનું તેજ, શૌર્ય અને જાહેર હિંમતપણું છે.

મહાભારતની આ અનન્ય પ્રભાવશાળી અને સર્વગુણ સંપન્ન આદર્શ રમણી તે બીજી કોઈજ નહિ, પણ દ્રૌપદી છે. તે સીતા જેવી સદ્‌ગુણી છતાં પ્રતાપશાળી હતી. અન્યાય, અત્યાચાર અને અવિચારની સામે થવાનું તેનામાં અથાગ તેજ અને બળ હતું.

અન્યાય આદિ સહન કરનારને તે માણસ લેખતી નહિ. ચાહે પતિ કે પિતા, ભાઈ કે ગુરુજન ગમે તે હોય તોપણ તેમની નિર્બળતાને તે માફ કરી શકતી નહિ. વડીલોને પણ ન્યાયનું રક્ષણ કરવામાં કે અન્યાયને દાબી દેવામાં પછાત પડેલા જોતી તો તેમને તે જાહેરમાં ઠોક દેતાં જરા પણ આંચકો ખાતી નહિ. આમ છતાં તેનામાં દંભ, મિથ્યાભિમાન કે નિષ્ઠૂરતાનો લેશ પણ ન હતો.

ગમે તેવા મદોન્મત્ત અત્યાચારીની સામે તે છંછેડાયેલી સિંહણ-ની માફક ખડી રહેતી અને તેના મદને ચૂર્ણ કરી શરણે આવતાં તેને ઉદારતાથી માફ કરતી! રાવણ હરી ગયો ત્યારે સીતાની જગાએ દ્રૌપદી હોત તો જયદ્રથની માફક તેને નમાવ્યો હોત અને તેમ નહિ તો કીચકની માફક તેના ચૂરા થયા હોત. તેનામાં આટલું આત્મ-ગૌરવ અને સ્વાત્માભિમાન હોવા છતાં તેનું જીવન એક આદર્શ પત્ની, ગૃહિણી અને સ્ત્રીને સર્વાંશે છાજતું હતું. એક આદર્શ પત્ની અને ગૃહિણી તરીકે આશ્રિતોનું રક્ષણ કરવામાં, પતિ અને વડીલોની સેવા કરવામાં, અતિથિઓને સત્કારવામાં, ઘરની દેખરેખ અને વ્યવસ્થા રાખવામાં તે કેવી અને કેટલી કાળજી ધરાવતી હતી તે પાછલા પાઠમાં જોયું છે. તે પ્રખર બુદ્ધિમતી તેમજ ધર્મનીતિ અને રાજનીતિની પણ અતિ જાણકાર હતી.

આત્માના ઓજસથી દીપતી આ સર્વગુણસંપન્ન વીરાંગના પંચાલ દેશના રાજા દ્રુપદની કન્યા હતી. તેના જીવનની બારીક વિગતોમાં ઉતરવું મુશ્કેલ છે. આથી તેના જીવનના મુખ્ય મુખ્ય મુદ્દા અને તે ઉપરથી જણાઇ આવતા તેના હૃદયના વિશેષ આગળ પડતા સદ્‌ગુણો ને જ અહીં વિચારી જઇશું. દ્રૌપદીના લગ્નને માટે સ્વયંવર કરવામાં આવ્યો હતો. તેમાં જે પુરૂષ મચ્છવેધ કરી શકે તેને દ્રૌપદી પરણાવવી એવી રાજા દ્રુપદે પ્રતિજ્ઞા કરી હતી. સ્વયંવરમાં દેશ દેશના રાજા અને ઋષિઓ આવ્યા હતા. જરાસંધ, શિશુપાળ, દુર્યોધન આદિ મોટા મોટા રાજાઓ મચ્છ વીંધવાને ઉભા થયા પણ નિષ્ફળ નીવડી

નીચા મોંઢે બેસી ગયા. પછી અંગ દેશનો રાજા કરણુ ઉભો થયો. કરણુ ધનુર્વિદ્યામાં અર્જુનની બરોબરી કરી શકે તેવો હતો. તે ઉભો થઈ મચ્છ વીંધવાની તૈયારી કરવા લાગ્યો કે તરત જ કશા પણ સંકોચ વગર દ્રૌપદીએ સભાને નિર્ભયતાથી જાહેર કર્યું, કે "હું સુતપુત્રને વરીશ નહિ."

દ્રૌપદીના ચરિત્રની આથી પણ વિશેષ મહત્તા દુર્યોધનની સભામાં વ્યક્ત થાય છે. જ્યારે યુધિષ્ઠિર દ્યુતમાં હારી ગયા અને પાંડવો ગુલામ જેવા બની સભામાં નીચું મોં કરી બેસી રહ્યા હતા ત્યારે દુર્યોધને દ્રૌપદીને સભાની વચ્ચે ખેંચી લાવવાને એક દૂતને મોકલ્યો. દ્રૌપદી આ મહાન્ વિપત્તિના વખતે જરા પણ ગભરાઇ નહિ અને પોતાના શિયળનું કેવી રીતે રક્ષણ કરવું તેનો વિચાર કરીને આવનાર માણસ-ને કહ્યું, કે હે દૂત! પ્રથમ તું ધર્મરાય પાસે જઈને પૂછી આવ કે તેમણે પ્રથમ, દાવમાં તેમને પોતાને મૂક્યા હતા કે મને મૂકી હતી? આ સવાલ તેનાં ધૈર્ય અને અગાધ બુદ્ધિનું સૂચન કરે છે. દૂતે સભામાં પાછા આવીને દ્રૌપદીએ પૂછેલા સવાલનો જવાબ માગ્યો. યુધિષ્ઠિર પ્રશ્નનો મર્મ સમજી ચુપ રહ્યા. દુર્યોધને તેને જે કંઇ પૂછવું હોય તે સભામાં આવીને પૂછે એમ કહેવા જણાવ્યું. દૂત પાછો ગયો અને દ્રૌપદીને સઘળી હકીકત કહી સંભળાવી. આથી તેણે ફરીને એ પ્રશ્ન સભાસદોને પૂછી આવવા જણાવ્યું. દૂતે પાછા આવીને સભાસદોને દ્રૌપદીના સવાલનો ઉત્તર આપવા જણાવ્યું. સભામાં ભીષ્મ, વિદૂર, દ્રોણ આદિ બેઠા હતા. શો ઉત્તર આપવો તેની તેમને કંઇ સૂઝ પડી નહિ. કારણ કે યુધિષ્ઠિરે પ્રથમ હોડમાં પોતાની જાતને મૂકીને દ્રૌપદી પરનો પતિ તરીકેનો પોતાનો હક ગુમાવ્યો હતો અને બીજી તરફથી સ્ત્રીએ સઘળી અવસ્થામાં પતિને અનુસરવું જોઈએ એ પણ ધર્મ હતો. આમ બેવડું ધર્મસંકટ આવી પડવાથી તેઓ કંઈ જ નિર્ણય કરી શક્યા નહિ. અંતે દુઃશાસન આજ્ઞા થતાં સતીનો ચોટલો ઝાલી તેને સભામાં ખેંચી લાવ્યો. આ વખતે તેના શરીર ઉપર એક માત્ર

વસ્ત્ર હતું. વળી તે રજસ્વળાવાળી હતી.ભર સભામાં વડીલો.ની સમીપ પોતાની આબરૂ લૂંટાતી જોઈ તે ક્રુદ્ધ સિંહણની પેઠે ગરજી ઊઠી: "આ શું! આજ શ્વસુર પક્ષના મુરબ્બીઓ સમક્ષ, કુરુવંશના વીરપુરુષો સમક્ષ મારું આટલું અપમાન! તમે બધા ચૂપચાપ બેસી રહીને એને અનુમોદન આપો છો? કોઇ પણ નિર્દોષ કૂળવધૂનું માન સાચવવા ખાતર એક શબ્દ પણ બોલતું નથી? આજ બધાએ ક્ષત્રિય ધર્મ ગુમાવ્યો છે? ભીષ્મ, દ્રોણ, વિદુર કોઇનામાં પણ મનુષ્યત્વ નથી? કેવી રીતે આજ એ લોકો આ અધર્મને પોતાની આંખે જોઇ રહ્યા છે?"

પાંડવોને મર્માઘાત થયો. દ્રૌપદીના શબ્દબાણથી તેમનું હૃદય વીંધાઇ ગયું. પણ શું કરે? વચનથી બંધાઇ લાચાર બન્યા હતા. ભીષ્મ વગેરે પણ દ્રૌપદીના પ્રશ્નથી હતબુદ્ધિ થઈ ગયા હયા. બધા લાચાર બની નીચું ઘાલી બેસી રહ્યા. દુર્યોધને સતીની લાજ લૂંટવાની આજ્ઞા કરી. દુઃશાસન તેને સભાની વચ્ચે નગ્ન કરવાને તેનું ચીર ખેંચવા લાગ્યો. આટલું છતાં તે હિંમત હારી નહિ. તેણે દુઃશાસનને ધમકાવી દૂર કર્યો અને એક આત્મગૌરવથી વિભૂષિત વીરાંગનાના હૃદયનો પરિચય આપતી તે બોલી: "હું સતી છું. ધર્મરાયની પત્ની છું. રાજા દ્રુપદની કન્યા અને શ્રી કૃષ્ણની સખી છું. આજ અનાથ સ્ત્રીની પેઠે આ સભામાં સઘળાના દેખતાં આ પ્રમાણે અપમાન ભોગવું છું. રાજાઓ! આજ આપનો રાજધર્મ ક્યાં છે? કુરુવંશીઓ! તમારો કૂળધર્મ આજે ક્યાં ગયો? આજ કોઇ પણ મારા આ દારૂણ અપમાનને રોકી શકતું નથી? જો એ પણ નથી કરી શકાતું તો શું કોઇનામાં એટલું પણ સાહસ નથી, કે મારા પ્રશ્નનો ઉત્તર આપે? વીર પતિની સમક્ષમાં, મહાત્મા સાસરીયાંની સમક્ષમાં, ભારતના રાજાઓની સમક્ષમાં, સભા મધ્યે નિર્દોષ કુરુ કુળવધૂ હું તમને પ્રશ્ન કરું છું, કે ધર્મથી હું જીતાઈ છું કે નહિ? આપ સર્વ કહો, કે પરવશ દાસ તરીકે યુધિષ્ઠિરને મને હોડમાં મૂકવાનો અધિકાર હતો કે નહિ? આપ જે કહેશો તે કરવા હું તૈયાર છું."

પાંડવો વચનથી બંધાયેલા હતા. વચન પાળવું એ તેમને મન તેમનું જીવન સર્વસ્વ હતું. તેઓ દ્વિધા કરી શક્યા નહિ. ભીષ્મને પણ શો ઉત્તર દેવો તે સૂઝયું નહિ. તેથી તેનો ઉત્તર દેવાનું તેમણે યુધિષ્ઠિરને સોંપ્યું. સૌ કોઈ ચૂપચાપ બેસી રહ્યું. દ્રૌપદી હતાશ બની ભીડભંજન અંતર્યામી પરમાત્મા શ્રી કૃષ્ણને પોતાની લજ્જા રાખવા આર્ત્ત સ્વરે વીનવવા લાગી. પ્રભુએ સહાય કરી સતીની લાજ રાખી. દુઃશાસન ચીર ખેંચતાં થાકી ગયો. સભા દીંગ બની ગઇ.

વળી અત્યાચારીના મદનું મર્દન કરવામાં તે જેટલી તીવ્ર હતી તેટલી જ તે શરણે આવેલા અપરાધીને માફ કરવામાં ઉદાર હતી. જ્યારે પાંડવો હારીને શરત મુજબ વનમાં જઈ વસ્યા ત્યારે દ્રૌપદી પણ તેમની સાથે ગઇ હતી. એક વખત પાંડવો આહારની શોધમાં જંગલમાં ગયા હતા અને ઘેર સતી એકલી હતી. આ સમયનો લાગ સાધીને જયદ્રથ સતીને ઉપાડી લઈ જવા આવ્યો. સતી તેનો પાપી વિચાર કળી ગઈ અને તેને પાપકર્મથી દૂર રહેવાને સમજાવ્યુ. જયદ્રથે માન્યું નહિ અને બળનો પ્રયોગ કરવા લાગ્યો. સતીએ ક્રોધિત બની તેની છાતીમાં લાત મારી તેને જમીનદોસ્ત કર્યો. તે ઉઠયો અને બળપૂર્વક સતીનું હરણ કરીને ચાલતો થયો. આ વખતે પણ તે હતાશ કે નિરાશ થઇ નહિ, પણ માર્ગમાં પાંડવો આવી પહોંચવાની પ્રતીક્ષા કરી રહી. પાંડવો દેખાતાં જ હિંમતથી તેણે પોતાની સ્થિતિથી તેમને વાકેફ કરી દીધા. જયદ્રથની ચોટી પકડી અને અપરાધી તરીકે તેને યુધિષ્ઠિરના સામે ખડો કરી દીધો. જયદ્રથ યુધિષ્ઠિરને પગે પડી માફ માગવા લાગ્યો. દ્રૌપદીએ કહ્યું, "જ્યારે તે પાપી શરણે આવી માફ માગે છે તો તેને જીવતો છોડી મૂકો." કેવી ઉદારતા ! આથી પણ આ સતીના હૃદયની વિશેષ મહાનુભાવતા આગળ ઉપર પ્રત્યક્ષ થાય છે. મહાભારતના યુદ્ધના અંતિમ વખતે અશ્વત્થામાએ જ્યારે સતીના પાંચ નિરપરાધી બાળકોને મારી નાંખ્યા ત્યારે તે શોકથી વ્યાકુળ બની રૂદન કરવા લાગી.

અર્જુનથી સતીનું દુઃખ સહન થઇ શક્યું નહિ. તેણે પ્રતિજ્ઞા કરી કે અશ્વત્થામાનું શિર કાપ્યા વિના અન્નજળ ન લેવું. આ પ્રતિજ્ઞા કરી તે અશ્વત્થામાને જીવતો પકડી લાવ્યો અને તેને સતીની સામે ખડો કરી દીધો. અશ્વત્થામા નીચું મોં કરી ઉભો રહ્યો છે. સામે સતી શોકથી બળી રહી છે. આવી સ્થિતિમાં બીજી કોઇ સ્ત્રી હોત તો અશ્વત્થામાનું શું થાત તે સમજવું સહેલ છે. પણ દ્રૌપદીનું હૃદય અત્યંત ઉદાર અને ક્ષમાશીલ હતું. તે તરત જ પોતાનું દુઃખ વીસરી જઇ અશ્વત્થામાના મરણથી તેની માને કેટલું દુઃખ થશે તે વિચારવા લાગી! તેની આંખમાં પારકાના દુઃખે આંસુ ઉભરાઇ આવ્યાં! તે બોલી: અરે! એને છોડી દો. તેના માથાનો મણિ કાઢી લઈ તમારી પ્રતિજ્ઞા પૂર્ણ કરો; પણ તેને જીવથી મારો નહિ. અરે! એની મા ગૌતમી પતિવિયોગે અધમૂઇ બની છે તેમાં વળી જો આ તેના એકના એક પુત્રનું મૃત્યુ સાંભળશે તો કોણ જાણે તેની શી દશા થશે?! પુત્રશોક જનનીને કેટલો કષ્ટદાયી થઇ પડે છે તે મારૂં આ પત્થર જેવું કઠોર હૃદય બહુ સારી રીતે અનુભવ કરી રહ્યું છે! શી તેની ઉદારતા અને શી તેના હૃદયની મહાનુભાવતા!!

આ ઉપરાન્ત બાર વરસ વનમાં ગાળી તેરમું વરસ જ્યારે વિરાટ નગરમાં ગુપ્તવેશે રહ્યાં ત્યારે રાજાના સાળા કીચકે તેના ઉપર જે અત્યાચાર કર્યો હતો તેની સામે ભીમસેનને ખડો કરી દેવામાં અને કૌરવોના અન્યાયની સામે થવાને યુધિષ્ઠિરને ઉત્તેજવામાં તેણે જે કુશળતા દર્શાવી હતી તે તેના અત્યાચાર અને અન્યાય માટેના પરિમાર્જનની આતુર લાગણીની તેમ જ પ્રખર બુદ્ધિમત્તાની સાક્ષી પૂરે છે. આવી અનન્ય સાધારણ સતી સ્ત્રીઓના પ્રભાવે જ આર્યાવર્ત્ત આખી પૃથ્વીમાં પ્રસિદ્ધિને પામ્યો છે. આવી સતીઓનાં ચરિત્રને આદર્શ બનાવી જીવન ભોગવવામાં જ સ્ત્રીજીવનની કૃત્યકૃત્યતા છે.



## પાઠ ૪૧ મો.

### પતિનો પત્ની પ્રત્યેનો ધર્મ.

પ્ર૦—સંસારમાં સ્ત્રીનો શો દરજ્જો છે ? અને પતિના પોતાની પત્ની તરફ શા શા ધર્મો છે ?

ઉ૦—"**स्त्रियो देव्यो गृहश्रियः**:-"સ્ત્રીઓ દેવી અને ઘરની લક્ષ્મી-રૂપ છે." ઘર તે ઘર નથી પણ ગૃહિણી-ઘરની સ્ત્રી એ જ ઘર છે. સ્ત્રી વિના ઘર અરણ્ય જેવું ઉજડ લાગે છે. જે કુળમાં સ્ત્રીઓ દુઃખી થાય છે, તે કુળનો ઝટ નાશ થાય છે, તેની સમૃદ્ધિ હણાય છે, અને કલ્યાણ-નો નાશ થાય છે. પુરૂષના સઘળા સુખનો આધાર સ્ત્રી પર જ છે. સમૃદ્ધિ, સુખ, વંશ અને કલ્યાણની વૃદ્ધિ કરવાવાળી આવી જે પોતાની સ્ત્રી તેને પુરૂષે અન્ન, વસ્ત્ર, ભૂષણ વગેરેથી કોઇ પ્રકારે ન્યૂન નહિ રાખતાં સર્વ પ્રકારે સંતોષી સત્કાર કરવો, સંરક્ષણ કરવું, સ્નેહ રાખવો હિત કરવું, વિશ્વાસ રાખવો, કદિ પણ અનાદર કે તિરસ્કાર કરવો નહિ, તેને ગુલામડી નહિ પણ ગૃહનો કાર્યભારી, લક્ષ્મી અને સંસાર-સાગર તરવાનો સાથી ગણવી. એની પાસે જોરજુલમથી કોઇ કાર્ય નહિ કરાવતાં, શક્તિ પ્રમાણે કાર્ય સોંપવું. સ્ત્રી અર્ધાંગના રૂપ છે. માટે જેવી રીતે આપણું શરીર શોભાવવાની અને સુખી રાખવાની કાળજી રાખીએ, તેવી જ રીતે તેને પણ શોભાવવી અને સુખી રાખવી. જેમ અરધું શરીર સારૂં ન હોય તો સઘળો વ્યવહાર અટકી પડે છે, તેમ સ્ત્રી જો દુઃખી હશે, તો પુરૂષ કદિ સુખી થવાનો નહિ. માટે તેને તન, મન અને કર્મથી પોતાના પ્રાણસમાન ગણવી; કેમકે પુરૂષને આ સંસારમાં ખરો સાથી-મિત્ર સ્ત્રી છે. મહાભારતમાં કહ્યું છે, કેઃ-

**नास्ति भार्यासमो बन्धु नास्ति भार्यासमा गतिः**
**नास्ति भार्यासमो लोके, सहायो धर्मसंग्रहे ॥**

પુરૂષને ભાર્યાસમાન બીજો મિત્ર નથી, ભાર્યા-સમાન બીજી ગતિ

નથી અને આ લોકમાં ભાર્યાના સમાન બીજું કોઈ ધર્મસંગ્રહ કરવામાં સહાયકારી નથી.

કેટલાક અજ્ઞાની અવિચારી પુરૂષો સ્ત્રીને દુઃખ દે છે અને પોતે સુખ ભોગવી આડે માર્ગે ચાલે છે. આવા પુરૂષોના પાપ તરફ વિચાર કરતાં તેમને '**पतिपणुं**' કદિ ઘટતું નથી. આવા પાપી પુરૂષો પોતાના પાપને લીધે સ્ત્રી વિનાના થાય છે, અનેક પ્રકારનાં દુઃખો ભોગવે છે અને અકલ્યાણને પામે છે. **મનુ મહારાજે** કહ્યું છે, કેઃ–"**यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः ।** સ્ત્રીઓ જે ઘરમાં માન પામે છે, તે ઘરમાં દેવતાઓ સંતુષ્ટ થાય છે." "સ્ત્રીનાં આંસુથી જે ઘરની જમીન ભીની થાય છે તે ઘરમાં કલ્યાણ નથી." ખરેખર સ્ત્રીના પ્રસન્ન મુખની શોભા જ ઘરનો અંધકાર દૂર કરે છે, માટે સ્ત્રીઓને સંતુષ્ટ અને પ્રસન્ન રાખવી એ કુલીન પુરૂષનું કામ છે. કુલીન પુરૂષે પોતાની ધર્મપત્ની પર જ ખરી પ્રીતિ રાખવી, તેને જ પોતાનું જીવિત સર્વસ્વ ગણવી જોઈએ. તે ગમે તો લુલી હોય કે પાંગળી, તે ગમે તો બહેરી હો કે મુંગી, ગમે તો આંધળી હો કે કરૂપી પણ જેનો હાથ દેવ, અગ્નિ અને લોકોની સાક્ષીએ પ્રતિજ્ઞા લેઇ ગ્રહણ કર્યો છે, તેને યાવત્ જીવિત પ્રેમ સહિત પાળવી એ ધર્મ છે. લગ્ન વખતે પ્રતિજ્ઞા કરી છે, કેઃ–**धर्मेष्वर्थेषु कामेषु सहचरेयं सहचरेयं ।** "ધર્મોમાં, અર્થોમાં અને સુખોમાં હું મારી ધર્મપત્નીને સાથે રાખીશ, સાથે રાખીશ." આ મંત્ર ત્રણ વાર બોલી વચન આપેલ છે. આવું વચન જે તોડે છે, તે ખરેખર ઇશ્વરનો ગુન્હેગાર થાય છે. જે જ્ઞાતા અને કુલીન પુરૂષ છે, તે તો પોતાના પ્રાણ જતા સુધી પણ પોતાનું વચન ભંગ કરતા નથી, કે એક ધર્મપત્ની સિવાય બીજી સ્ત્રી પર ભાવ લાવતા નથી. વળી જેમ સ્ત્રીને પોતાના પતિ સિવાય બીજા પુરૂષનું મુખ જોવું પણ કહ્યું નથી, તેમ પુરૂષે પણ પોતાની ધર્મપત્ની સિવાય બીજી સ્ત્રીનું મુખ પણ કદાપિ જોવું ન જોઇએ. જેમ સ્ત્રીએ પોતાના પતિને

જ રૂપ, ગુણ અને શીલથી ઉત્તમ ગણવો જોઇએ, તેમ પુરૂષે પણ પોતાની જ એક ધર્મપત્નીને જ રૂપ, ગુણ અને શીલથી ઉત્તમ ગણવી જોઇએ. સ્ત્રીએ જેમ પતિવ્રત પાળવું જોઇએ, તેમ પુરૂષે પણ એક પત્નીવ્રત પાળવું જોઇએ એવો શાસ્ત્ર લેખ છે. જેવો પતિનો સ્ત્રી પર હક છે, તેવો જ સ્ત્રીનો પતિ પર હક છે. જેવા સ્ત્રીને પતિ સાથે વર્તવાના કઠણ ધર્મ છે, તેવા જ પતિને સ્ત્રી સાથે વર્તવાના કઠણ ધર્મ છે. આવો પોતાનો કઠણ ધર્મ ત્યાગી પોતાની પ્રિયાને વગર કારણે તજનારને વિપરીત ફળ મળે છે. માર્કંડેય ઋષિએ કહ્યું છે, કે વિપશ્ચિતે પોતાની સ્ત્રીનો વિના અપરાધે ત્યાગ કર્યો હતો, તેથી તેને નરક જોવાની અસહ્ય પીડા થઇ પડી છે.*

વળી સર્વ પ્રકારનાં દુઃખનું કારણ અજ્ઞાન જ છે. પતિ જ્યારે પત્ની તરફના કર્તવ્યથી બેમાલૂમ હોય છે ત્યારે જ તે સાસુ, નણંદ આદિ ઘરનાં માણસોથી હડધૂત બની દુઃખી દુઃખી થઇ રહે છે. આથી ઉલટું સ્ત્રી પોતાના ધર્મોથી અજાણ હોય છે તો પુરૂષનો સઘળો સંસાર ધૂળ મળે છે. આટલા માટે પતિપત્ની ઉભયના એટલે કે સંસાર સમસ્તના સુખને માટે જરૂરનું છે, કે તેમણે સૌથી પ્રથમ એક બીજા તરફનાં કર્તવ્યોથી સારી રીતે જાણીતા થવું.

કર્તવ્યો કર્તવ્ય રૂપે ભાસે અને તે પ્રેમ તથા શ્રદ્ધાની સાથે જીવનમાં ઉતરી શકે તેટલા માટે શારીરિક, માનસિક અને આધ્યાત્મિક શક્તિઓનો વિકાસ થવો આવશ્યક છે. આ વિકાસ તન, મન અને ધર્મની કેળવણીથી જ થઇ શકે. આટલા માટે સ્ત્રીઓને તન, મન અને ધર્મની કેળવણી મળે અને સ્ત્રીત્વને છાજતી તેમની શારીરિક, માનસિક અને આધ્યાત્મિક શક્તિઓ ખીલી ઉઠે એ પ્રકારની સઘળી બની શકતી અનુકૂળતા કરી આપવી એ પણ પુરૂષોનો ધર્મ છે.

સ્ત્રીઓ અભણ, મૂર્ખ અને વહેમી રહેવાથી દેશ અને ધર્મને

* 'સતિમંડળ'.

બહુ જ હાનિ પહોંચે છે. સ્ત્રીપુરૂષના ભાવોની આબેહૂબ પ્રકૃતિ તે બાળકો–ભાવિનાં વીર દેશોદ્ધારક મહાજનો છે. આ બન્નેમાંય માતૃહૃદયના ભાવોની છાપ બાળમગજમાં બહુ જ ઉંડી પડે છે. બાળ મગજમાં ઉંડે ઉતરી જતા આ સંસ્કારો જેટલા વિશુધ્ધ અને કલ્યાણકારી હોય છે તેટલા અંશે તે બાળક પણ વિશુદ્ધ—પરમ ચારિત્ર્યવાન અને જનકલ્યાણક નીવડે છે. આમ દેશના ખરા કલ્યાણનો આધાર મોટા ભાગે માતાઓ ઉપર જ અવલંબી રહેલો છે. જે દેશની માતાઓ આદર્શ પત્ની, આદર્શ ગૃહિણી અને આદર્શ માતા હોય છે તે દેશ પૃથ્વીપરના નન્દનવનની જેમ દીપી ઉઠે છે. આપણો પ્રાચીન ઇતિહાસ આ બાબતની સબળ સાક્ષી પૂરે છે. સમાજ અને ધર્મમાં જે દોષો પેસી જવા પામ્યા છે અને જેને લીધે આપણે અવનતિનો અનુભવ કરી રહ્યા છીએ તેનું કારણ મોટા ભાગે આપણા દેશની હાલની સ્ત્રીઓની અજ્ઞાનતા જ છે. આટલા માટે પ્રાચીન આર્યમાતાઓના દ્દષ્ટાન્તને નજર સમીપ રાખી દેશ અને કાળને ઉચિત એવી સાચા સ્ત્રીત્વને વીકસાવનારી સ્ત્રીકેળવણીનું આયોજન કરવું એ પુરૂષોનું સ્ત્રીઓ પ્રતિનું અતિ અગત્યનું કર્તવ્ય છે.

સ્ત્રીઓને તુચ્છ અબળા ગણી તેમના તરફના આ અતિઅગત્યના કર્તવ્યથી વિમુખ રહેવું એ દેશ અને ધર્મને મહાન્ હાનિ પહોંચાડનારૂં છે. પુરૂષોની પેઠે સ્ત્રીહૃદયમાં પણ સ્વમાન આદિ ઉન્નત ભાવો હોય છે. તે ભાવોનો વિકાસ થતાં અબળા ગણાતી સ્ત્રી પ્રબળમાં પ્રબળ અત્યાચારીના જુલમની સામી ખડી રહી તેને મ્હાત કરવાની શકિત ધરાવે છે. સીતા, દ્રૌપદી, દમયંતી આદિ તેનાં જ્વલન્ત દ્દષ્ટાન્તો છે. પ્રાચીન કાળની પૃથ્વીભરમાં પૂજાતી એ આર્યમાતાઓના અગાધ સામર્થ્ય અને તેજનું કારણ તેમના પતિ દ્વારા થયેલો તેમના હૃદયનો વિકાસ એ જ હતું. આટલામાટે સ્ત્રીહૃદયના અતિ ઉચ્ચભાવો પૂર્ણ રીતે ખીલી ઉઠે એ દિશામાં સાચા અને સબળમાં સબળ યત્નો કરવા એ પુરૂષોનું સ્ત્રી પ્રતિનાં સર્વ કર્તવ્યોમાંનું આવશ્યક કર્તવ્ય છે.



# ભાગ સાતમો.

## આચાર.

आचारः प्रथमो धर्मः ।

આચાર એ પરમ ધર્મ છે.

शौच।चार विहिनस्य समस्ता निष्फला क्रियाः

પવિત્ર આચરણ વિના કરેલી સઘળી ક્રિયાઓ નિષ્ફળ જાય.

## પાઠ ૪૨ મો.

### સામાન્ય આચાર.

પ્ર૦—આચાર એટલે શું ?

ઉ૦—જીવનમાં જે બાબતો આચરવા યોગ્ય છે તેને આચાર કહે છે. જે આચરણોથી અંદરની અને બહારની શુદ્ધિ થાય છે તે જ ખરો આચાર છે.

પ્ર૦—આચારના કેટલા પ્રકાર છે ?

ઉ૦—સામાન્ય રીતે તો આચારના બે જ ભેદ છે: સદાચાર અને દુરાચાર. આમ છતાં વિશેષરૂપે તેના લોકાચાર, કુળાચાર, દેશાચાર, સમયાચાર વગેરે અનેક ભેદો થઈ શકે છે.

પ્ર૦—સદાચારનાં મુખ્ય લક્ષણો કયાં છે ?

ઉ૦—જે આચરણો વડે મનુષ્યનું જીવન આ લોકમાં આનંદથી વ્યતીત થાય અને પરલોકમાં પણ સુખી બને તે સદાચાર છે. દુરાચારનું પરિણામ આથી ઉલટું આવે છે. મનુષ્યોએ સદાને માટે બીજાની હિંસા કરવાથી, કોઇને દુઃખ દેવાથી, પારકું ધન હરણ કરવાથી અને પરસ્ત્રી ગમનથી દૂર રહેવું જોઇએ. તેણે વાણીથી કુવચન કાઢવું નહિ, નઠારી વાતો કહેવી નહિ, બીજાઓના દોષો જોવાની વૃત્તિ રાખવી નહિ, અસત્ય બોલવું નહિ, મનથી પણ પારકાના ધનની ઇચ્છા કરવી નહિ, બીજાનું ભૂંડું ઇચ્છવું નહિ અને ધર્મ ઉપરની શ્રદ્ધા કદિપણ છોડવી નહિ. આ સર્વ સદાચારનાં મુખ્ય લક્ષણો છે. સત્ય, અક્રોધ, દાન, અહિંસા અને પ્રજોત્પત્તિ એટલા વર્ણમાત્રના સામાન્ય ધર્મ છે.

પ્ર૦—સામાન્ય રીતે મનુષ્યોએ એક બીજાની સાથે કેવી રીતે વર્તવું જોઇએ ?

ઉ૦—સામાન્ય રીતે સર્વને આત્મવત્ જોવું એ મનુષ્ય માત્રનો ધર્મ છે. શ્રી કૃષ્ણ ભગવાન કહે છે, કે જે સર્વને આત્મવત્ જુએ

છે તે જ દેખતા છે. વ્યાસ ભગવાન કહે છે, કે ધર્મની સઘળી વાતો સાંભળો, સાંભળીને તેને હૃદયમાં ધારણ કરો અને જે પોતાને રૂચતું ન હોય તેવું આચરણ બીજાના તરફ કદિ પણ ન કરો. આ ધર્મનું મૂળ છે અને સઘળા દેશોમાં તે હંમેશાંથી મનાતું આવ્યું છે.

## પાઠ ૪૩ મો.

### વિશેષ આચાર.

પ્ર૦—મનુષ્યના સાંસારિક સંબંધોનું મૂળ શું છે?

ઉ૦—પ્રીતિ, સ્નેહ અને ભક્તિ. સંતાન અને માતાપિતા, પતિ અને પત્ની, ભાઇ ભાઇ, ઇષ્ટ મિત્રો, રાજા અને પ્રજા વગેરે સઘળા સાંસારિક સંબંધો એ ત્રણના ઉપર જ નિર્ભર છે.

પ્ર૦—સંતાન અને માતાપિતા એમનો પરસ્પરનો વિશેષ સંબંધ કેવા પ્રકારનો છે?

ઉ૦—હંમેશાં માતાપિતાની આજ્ઞાનું પાલન કરવું એ સંતાનનો ખાસ ધર્મ છે. આ દેશમાં જેટલા ઋષિ, મુનિ અને ઇશ્વરીય અવતાર થયા છે તે સર્વ પોતાનાં માતા, પિતા અને ગુરુઓને ઇષ્ટ દેવની પેઠે પૂજતા રહ્યા છે. શ્રી રામચન્દ્રજીએ પિતાની આજ્ઞાનું પાલન કરવાને પ્રસન્ન ચિત્તે રાજ્યનો ત્યાગ કરીને વનવાસનો સ્વીકાર કર્યો હતો. શ્રીકૃષ્ણ ભગવાને કંસને મારી મથુરાનું રાજ્ય પોતાના દાદા ઉગ્રસેનને આપી કહ્યું હતું, કે હું આપના દાસની માફક સેવા કરીશ. યુધિષ્ઠિરે મહાભારતના યુદ્ધની શરૂઆતમાં ભીષ્મ, દ્રોણ વગેરેની પ્રાર્થના કરી તેમનો આશીર્વાદ મેળવ્યો હતો. પ્રહ્લાદને તેના પિતાએ અનેક રીતે મારી નાખવાનો પ્રયત્ન કર્યો હતો, છતાં વિષ્ણુ ભગવાન પાસે તેણે તેના અપરાધો માફ કરવાની પ્રાર્થના કરી હતી. મહાભારતમાં ધર્મવ્યાધે કહ્યું હતું, કે માતાપિતાની સેવા એજ મારા જ્ઞાનનું કારણ છે. પુરુ રાજાએ પોતાના

યુવાવસ્થા પોતાના પિતાને આપીને તેમની વૃદ્ધાવસ્થા પોતે લીધી હતી. પોતાનાં માતપિતાના સદ્દગુણોને ધારણ કરવામાં જ સંતાનોનું કલ્યાણ છે. એક વિદ્વાન કહ્યું છે, કે પિતાના ધનની નહિ, પરન્તુ તેમના સદ્દગુણોની ઇચ્છા કરો. શાસ્ત્રમાં એમ પણ કહેવામાં આવ્યું છે, કે સઘળે ઠેકાણેથી જયની પરન્તુ પુત્રથી પરાજયની ઇચ્છા કરો. પોતાનાં સંતાનોને લાયક બનાવવાં એ માતપિતાનો ધર્મ છે. બાળકોનું કેવળ ભરણપોષણ કરવું એ જ બસ નથી; પરન્તુ તેમને ધાર્મિક બનાવવાં એ તેઓનું મહાન્ કર્તવ્ય છે.

પ્ર૦- પતિપત્નીનું પરસ્પરનું વર્તન કેવું હોવું જોઇએ ?

ઉ૦—પ્રથમ કહી ગયા તે પ્રમાણે પતિને પોતાનો દેવ ગણવો એ સ્ત્રીનો અને સ્ત્રીને પોતાની અર્ધાંગના અને સહધર્મચારિણી ગણી સ્નેહપૂર્વક તેની સાથેના સંબંધનું પાલન કરવું એ પતિનો ધર્મ છે.

પ્ર૦—રાજા અને પ્રજાનો પરસ્પરનો ધર્મ શો છે ?

ઉ૦—પોતાનાથી જે નાના હોય તેમના મનને રાજી રાખવું અને તેમનું રક્ષણ કરવું એ વડીલોનો ધર્મ છે, અને વડીલોનું માન સાચવી તેમની સેવા કરવી એ નાનાઓનો ધર્મ છે. આ દેશના સઘળા નાના અને મોટા પુરૂષો ઉપરના નિયમને અનુસરતા આવ્યા છે. રામ, યુધિષ્ઠિર વગેરે સઘળા મહાનુભાવો પણ એ નિયમને અનુસરીને જ પોતાની પ્રજાનું યથાયોગ્ય પાલન કરતા હતા અને જેવું તેઓ પાલન કરતા હતા તેવી જ પ્રજા પણ તેમના સુખે સુખી અને દુઃખે દુઃખી થતી હતી. સર્વત્ર આ પ્રમાણે થવું જોઇએ. એટલે, કે રાજા તરફથી પ્રજાનું યથાયોગ્ય પરિપાલન અને તેના મનનું સર્વથા અનુરંજન થવું જોઈએ, તેમ જ પ્રજા તરફથી રાજાઉપર પરમ ભક્તિ હોવી જોઈએ. રાજા અને પ્રજા બન્નેનું પરસ્પરનું આ પ્રકારનું વર્તન જ મૂળથી સઘળા દેશોની ઉન્નતિનું કારણ બન્યું છે.

પ્ર૦—સમાનકોટિનાં મનુષ્યોએ પરસ્પર કેવી રીતે વર્તવું જોઇએ ?

ઉ૦—પોતાના બરોબરીયાની સાથે હંમેશાં હેતથી વર્તો, બની

શકે ત્યાંસુધી કોઇના પણ અંતઃકરણને ન દુખવો, હંમેશાં હિતવાદી, મિતવાદી અને સત્યવાદી બનો અને કોઇનું પણ અહિત ન કરતાં સર્વનું હંમેશાં ભલું કરો. જાતે નુકસાન વેઠી લઇને પણ જે બીજાઓને લાભ કરે છે તે જ સત્પુરૂષ છે.

પ્ર૦—પોતાનાથી ઉતરતી કોટિવાળાની સાથે કેવી રીતે વર્તવું જોઈએ ?

ઉ૦—પોતાનાથી ઉતરતી પંક્તિનાં માણસો ઉપર હંમેશાં કૃપાદૃષ્ટિ રાખો અને તેમની ગરીબાઈ, કૃપણતા અને દુઃખ જોઈને મનમાં અભિમાન ન લાવતાં તેમની રક્ષા કરો. રાજા યુધિષ્ઠિરે પોતાની સાથેના કૂતરાને મૂકીને સ્વર્ગમાં જવાની ના પાડી અને કહ્યું, કે " મારા શરણમાં પડેલાનું રક્ષણ કરવું એ મારો નિયમ છે. જે પુરૂષ ધર્માત્મા છે તે અધર્મ શી રીતે કરી શકે ? શરણાગતને ત્યજી દેવા જેવું કોઈ પાપ નથી. જે ભયભીત બનેલો હોય, મારે આશરે આવેલો હોય, મારી રક્ષા કરો એમ કહેતો હોય, રોગથી ઘેરાયેલો હોય, પોતાનું રક્ષણ કરવાને અશક્ત હોય અને જે જીવિતદાન માટે માગણી કરતો હોય એવા કોઇપણ પ્રાણીને હું જીવતા લગી છોડીશ નહિ. " શ્રી રામચન્દ્રજીનો પણ એ જ નિયમ હતો. જ્યારે રાવણનો ત્યાગ કરીને વિભીષણ તેમના શરણે આવ્યો ત્યારે કેટલાકના દિલમાં શંકા ઉપજી અને તેમણે રામચન્દ્રજીને કહ્યું કે તેના આવવામાં કંઇક કપટ હોય એમ લાગે છે. પોતાના સાથીઓનું આવું કથન સાંભળીને રામચન્દ્રજીએ તેમને કહ્યું, કે " હાથ જોડી દીન બની શરણમાં આવેલા શત્રુનું પણ હું રક્ષણ કરૂં છું. જો કોઈ પ્રાણી એક વખત પણ એવું કહી નાખે કે હું તમારો છું તો તેને સર્વ પ્રકારે અભયદાન દેવું એ મારો નિયમ છે. " તુલસીદાસજી કહે છે, કેઃ—

" કોટી વિપ્રબધ લાગે જાહૂ, આયે શરણ તજૌં નહિં તાહૂ;
સન્મુખ હોય જીવ મોહિ જબહી, જન્મ કોટિ અઘનાશહૂં તબહી."

વળી શરણાગતનું રક્ષણ કરવાને માટે કાશીના રાજા શિબિએ

પોતાના શરીરનું માંસ ગીધને આપીને કપોતને બચાવ્યો હતો એ વાત જગવિખ્યાત છે. ચાલુ સમયમાં નીચ અને અધમ જાતિઓનો શી રીતે ઉદ્ધાર કરવો એ બાબતમાં પુષ્કળ વિચારો અને ચર્ચા ચાલી રહ્યાં છે. એ વાતમાં તો કંઈ સંશય જ નથી, કે એ જાતિની વર્તમાન દશાથી ખાસ કરીને તેમને અને સામાન્ય રીતે સમસ્ત હિંદુ જાતિને નુકસાન થયું છે અને હિન્દુઓની સંખ્યામાં દિવસે દિવસે થતા જતા ઘટાડાનું કારણ પણ તેમની હાલની એ દશા જ છે. આમ છતાં સ્પર્શાસ્પર્શના નિયમોનો સહસા ભંગ કરી દેવાથી તેમની એ દશામાં સુધારો થવા પામશે નહિ. તેને માટે તો શિક્ષણની વધારે સારી યોજનાઓ વડે તેમને વધારે સારી રીતે તેમના કામને લાયક બનાવવા જોઈએ, તેમના ગુજરાનનાં સાધનોના માર્ગો ખુલ્લા કરી આપવા જોઈએ અને તેમના તરફ તિરસ્કાર કે તુચ્છ દૃષ્ટિથી જોવું ન જોઇએ. ચાર વર્ણ એ વિરાટસ્વરૂપ પરમાત્માના અવયવો છે. બ્રાહ્મણ મુખ, ક્ષત્રિય બાહુ, વૈશ્ય ઉરુ અને શૂદ્ર તે પગ છે. શરીરના અવયવોની પેઠે આ ચારે વર્ણને એક બીજાના આધારની જરૂર છે. આથી કોઇપણ વર્ણને પોતાને ઉંચ અને અન્યને નીચ માનીને તેનો તિરસ્કાર કરવાનો અધિકાર નથી. શાસ્ત્રો પણ કોઇને હલકા ગણી તિરસ્કાર કરવાનો ઉપદેશ આપતાં નથી. જેમ બ્રાહ્મણોની તેમ શૂદ્રોની, અર્થાત્ સઘળા વર્ણરૂપી અવયવોની ઉન્નતિમાં જ સમાજરૂપી દેહની ઉન્નતિ રહેલી છે. આથી શૂદ્રોને પણ હિન્દુસમાજની ઉન્નતિનું સહાયક એવું એક અગત્યનું અંગ સમજીને તેમની સાથે પ્રીતિભાવથી વર્તીને તેમની સ્થિતિ સુધારવાના યત્નો કરવામાં જ સમસ્ત હિન્દુ સમાજનું હિત સમાયેલું છે. આ પ્રમાણે કરવાથી તેમનામાં સુધારો થશે—આ ઉપર સઘળાઓએ ધ્યાન આપવું જોઇએ.

પ્ર૦—કોને કોને હંમેશાં નમન કરવું જોઇએ ?

ઉ૦—માતા, પિતા, ગુરુ અને તે ઉપરાન્ત વેદવેત્તા, સદાચારી, તપસ્વી, દૃઢવ્રત અને ત્યાગી પુરૂષોને હંમેશાં નમન કરવું જોઈએ.

નારદજી શ્રીકૃષ્ણ ભગવાનને કહે છે, કે હું હંમેશાં એવા મહાપુરૂષોને નમન કરૂં છું, કે જે સત્યવાદી, ધ્યાનનિષ્ઠ, સર્વ ઉપર સમદૃષ્ટિ રાખનાર, શાન્તાત્મા અને અતિથિસેવાપરાયણ છે. વળી જે મહાનુભાવો રાગદ્વેષ રહિત છે, બીજાઓના મોહને દૂર કરનાર છે, પરોપકારી અને બીજાઓને સુખ આપનાર છે, વાદવિવાદ અને દ્રોહથી રહિત છે, પોતાના બ્રહ્મચર્યનું પાલન કરી તપમાં મગ્ન છે અને હે કૃષ્ણ! જે આપની પેઠે માતા, પિતા, ગુરુ, વૃદ્ધ અને વડીલ જનોને માન આપે છે તે સર્વને હું હંમેશાં નમસ્કાર કરૂં છું. આ પ્રમાણે વર્તવું એ સદાચારી પુરૂષોનો ધર્મ છે માટે તેને કદિપણ ન છોડો.

## પાઠ ૪૪ મો.

### દિનચર્યા.

પ્ર૦—સત્પુરૂષોની દિનચર્યા કેવા પ્રકારની હોવી જોઇએ?

ઉ૦—દિનચર્યા એવી હોવી જોઈએ, કે જેથી શરીર સુખી, મન પ્રસન્ન અને આત્મા ઉન્નત બને.

પ્ર૦—શું સઘળા વર્ણાશ્રમોની દિનચર્યા એક સરખી હોવી જોઈએ?

ઉ૦—કેટલીક સર્વને માટે સમાન તો કેટલીક પ્રત્યેક વર્ણાશ્રમને માટે જુદી જુદી હોવી જોઈએ.

પ્ર૦—કયી જાતની દિનચર્યા સર્વને માટે એક સરખી હોવી જોઈએ?

ઉ૦—બ્રાહ્મમુહૂર્તમાં અથવા પાછલી ચાર ઘડી રાતે ઉઠીને સર્વથી પ્રથમ પરમેશ્વરનું સ્મરણ કરવું, પછી શૌચ જવું, હાથ, મોં ધોવાં, દાતણ કરવું, સ્નાન, સન્ધ્યા તથા ધ્યાન કરવાં એ સર્વને માટે એક સરખી દિનચર્યા છે.

પ્ર૦—પ્રાતઃકાળમાં સૂતેલા ઉઠીને ઇશ્વરનું ધ્યાન કેવી રીતે ધરવું?

ઉ૦—જે સર્વ જગતનું આદિ કારણ છે, જેના મહિમાને વેદો ગાઈ રહ્યા છે, જે નિર્ધનનું ધન, ભૂખ્યાની તૃપ્તિ, અને અશરણનું શરણ છે તે પરમેશ્વરનું હું પ્રાતઃકાળમાં સ્મરણ કરૂં છું. જેના કૃપાકટાક્ષથી પ્રાણી આ ભવસાગરને તરી જાય છે તે પરમેશ્વરનું હું સવારના પહોરમાં ધ્યાન ધરૂં છું. હું આ પ્રાતઃકાળે તે પરમેશ્વરને નમસ્કાર કરૂં છું કે જે સર્વના હૃદયમાં વિરાજમાન, સતચિત સ્વરૂપ અને અન્તર્યામી છે, તેમજ વેદો જેને **નેતિ નેતિ**થી પોકારી રહ્યા છે. હું પ્રાતઃકાળમાં મારો આ આત્મા તે પ્રભુને સમર્પણ કરૂં છું, કે જે અજ્ઞાનથી પર સનાતન પુરૂષોત્તમ છે, જેમાં આ સર્વ જગત સ્થિત છે, જે ચેતન સ્વરૂપ અણુથી અણુ અને મહાન્‌થી મહાન્ સર્વવ્યાપી છે. હે ચૈતન્ય! હે આદિ દેવ! હે લોકેશ! હે પુરૂષોત્તમ! હું આજ ઉંઘમાંથી ઉઠીને મારી જીવનયાત્રા આપના પ્રીત્યર્થ કરૂં એવી સદ્બુદ્ધિ આપના કૃપા કરો.

પ્ર૦—શરીરની શુદ્ધિ કેવી રીતે થવી જોઈએ?

ઉ૦—હંમેશાં નક્કી કરેલા વખતે જાડે જવું, મળમૂત્રના વેગને અટકાવવો નહિ અને શૌચ જઈ આવ્યા પછી માટી લઈ હાથ પગ ધોવા. માટી અને જળથી જેવી શુદ્ધિ થાય છે તેવી શુદ્ધિ સાબુ આદિથી થતી નથી. મોટા મોટા ડાકટરોની પણ આ બાબતમાં સમ્મતિ છે. તેઓ કહે છે, કે સાબુથી શરીર પરની સ્વાભાવિક ચીકાશનો નાશ થાય છે અને તેના પરિણામે જુદી જુદી જાતના રોગો પેદા થવા પામે છે. આટલા માટે બની શકે ત્યાંસુધી સાબુનો ઉપયોગ ન કરતાં એકલા પાણીથી જ શરીરને શુદ્ધ કરો. મુખશુદ્ધિ કરવામાં વડ, બાવળ, લીમડો, ઝીલડો, કંબોઇ આદિ નિરોગી ઝાડના દાતણનો ઉપયોગ કરવો. દાંત ઉપર સિંધવ, મીઠું અને સરસવનું તેલ ઘસવું ગુણકારી છે. જો કંઈજ ન મળે તો છેવટે એકલી માટી, કોલસા કે રાખના મંજનથી મોઢું શુદ્ધ કરવું અને તે પછી સ્વચ્છ

જળથી સ્નાન કરવું. જે લોક સવારમાં વહેલા સ્નાન કરે છે તેઓ હંમેશાં નિરોગી રહે છે. સ્નાન કર્યા પછી દીલને લૂછી સાફ કરી ચોખ્ખું વસ્ત્ર પહેરીને પોત પોતાના નિત્યકર્મમાં તત્પર થવું.



## પાઠ ૪૫ મો.



### નિત્યકર્મ.

પ્ર૦—નિત્યકર્મ કયાં કયાં છે ?

જ૦—સન્ધ્યા, ગાયત્રી અને પંચમહાયજ્ઞ આદિ નિત્યકર્મો છે.

પ્ર૦—સન્ધ્યા કેવી રીતે કરવી જોઇએ ?

ઉ૦—સૌથી પ્રથમ પવિત્ર અને એકાન્ત સ્થળમાં દર્ભ અથવા ઊન અથવા બીજી કોઇ વસ્તુના શુદ્ધ આસન પર બેસીને આચમન વગેરે કરો. પછી ઇન્દ્રિયો અને ચિત્તને એકાગ્ર કરીને પ્રાણાયામ કરો. પ્રાણાયામ કરવામાં પ્રથમ ડાબા નસકોરા વાટે ધીમે ધીમે શ્વાસને અંદર ખેંચીને રોકી રાખો. પછી તેને ધીમે ધીમે જમણા નસકોરા વાટે બહાર કાઢો. આ પૂરક, કુમ્ભક અને રેચક પ્રાણાયામ થયો. કુમ્ભકમાં ત્રણ વાર વ્યાહૃતિ અને શિરોમન્ત્ર સહિત ગાયત્રી મન્ત્ર ભણો. એવી રીતે ત્રણ વાર કરવું જોઇએ. આ પછી ગાયત્રીનો જપ કરો. આટલી સન્ધ્યા ખાસ આવશ્યક છે. જો સમય અનુકૂળ અને પૂરતો હોય તો પૂરેપૂરી સન્ધ્યા કરવી જોઇએ.

પ્ર૦—પ્રાણાયામ કરવાથી શો ફાયદો થાય છે ?

ઉ૦—જો થોડા પણ વખતને માટે પ્રાણાયામ કરવામાં આવ તો તે શરીરના સઘળા દોષોને દૂર કરી દેશે, બળ અને પુરૂષત્વમાં વધારો કરશે અને પેટ તેમજ ફેફસાંની અંદર જે અનેક જાતના રોગ પેદા થવા પામે છે તે ઉપજતા બંધ પડી જશે. ઘણા ડૅાકટરોએ પણ આ વાતને સિદ્ધ કહી બતાવી છે.

પ્ર૦—સપ્ત વ્યાહૃતિઓ કયી છે અને તેનો શો ઉદ્દેશ છે?

ઉ૦—ओम् भूः ओम् भुवः ओम् स्वः ओम् महः
ओम् जनः ओम् तपः ओम् सत्यम् એ સાત વ્યાહૃતિઓ છે. તેનો ઉદ્દેશ એ છે, કે પૃથ્વી, અન્તરિક્ષ, સ્વર્ગ અને તેથી પર મહઃ જનઃ તપ અને સત્ય એવા જેટલા લોક છે તે સર્વ ओम् કાર રૂપ પરમાત્મા જ છે.

પ્રન—ગાયત્રી અને તેનો લક્ષ્યાર્થ શો છે?

ઉ૦—ओम् भूर्भुवः स्वः तत्सवितुर्वरेण्यम् भर्गो
देवस्य धीमहि धियो योनः प्रचोदयात् ।

એ ગાયત્રી મન્ત્ર છે અને તેનો અર્થ નીચે મુજબ છેઃ—

અર્થઃ—જે પ્રકાશાત્મક દેવ સર્વની ઉત્પત્તિ, પાલન અને સંહારના હેતુથી અમારી બુદ્ધિને ધર્માદિ વિષયોમાં પ્રેરે છે તે પરમાત્માના સર્વ શ્રુતિ પ્રસિદ્ધ અન્તર્યામી રૂપે સ્થિત, સર્વથી ઉપાસના કરવા યોગ્ય, જાણવા યોગ્ય અને ભજવા યોગ્ય તેજની અમે ઉપાસના કરીએ છીએ. તે અમારી બુદ્ધિને અભેદ રૂપે પ્રકાશિત કરો.

પ્ર૦—ગાયત્રીના શિરોમન્ત્રની શી મતલબ છે?

ઉ૦—ओम् आपोज्योति रसोमृतं ब्रह्मभूर्भुवः स्वरोम् ।

એ ગાયત્રીનો શિરોમન્ત્ર છે. તેનો અર્થ એવો છે, કે જળ, તેજ, રસ, અમૃત, અને બ્રહ્મસ્વરૂપ ओम्કાર છે. भूर्भुवः स्वः એ પણ ओम्કાર સ્વરૂપ જ છે.

પ્ર૦—એ ગાયત્રીનું માહાત્મ્ય કેવું છે?

ઉ૦—બૃહદારણ્યક ઉપનિષદ્‌માં કહ્યું છે, કે ગાયત્રીનું પહેલું પાદ ત્રણે લોક, બીજું ત્રણે વેદ, ત્રીજું પાણ, અપાન અને વ્યાન એ ત્રણે વાયુ અને ચોથું સૂર્યમંડળમાં વિરાજમાન પુરૂષ છે. એ પ્રમાણે ધ્યાન કરવાથી પરમપદની પ્રાપ્તિ થાય છે. તેના આશ્રયે ઋષિઓ સર્વ પ્રકારનાં બંધનો છેદીને મોક્ષપદને પામ્યા છે.

પ્ર૦—ગાયત્રીના જપ કેટલા કરવા જોઇએ?

ઉ૦—અર્થના અનુસન્ધાન પૂર્વક શ્રદ્ધા ભક્તિથી ઓછામાં ઓછા તેના ૧૦૮ વાર જપ કરવા જોઈએ. સામાન્ય જપ ૩૨૪ છે.

સ૦—પંચ મહાયજ્ઞ કયા કયા છે?

ઉ૦—દેવોને પરમાત્માની વિભૂતિ માની તેમનું પૂજન કરવું પ્રાણી માત્ર ઉપર દયા રાખવી અને તેમનું પાલણ પોષણ કરવું, સ્વર્ગે સંચરેલા પૂર્વજોનું સ્મરણ હંમેશાં તાજું રાખી તેમની સાથેના સંબંધ અને કર્તવ્યનું હંમેશાં સ્મરણ કરવું, શાસ્ત્રાધ્યયન વડે બુદ્ધિને સતેજ કરવી અને મનુષ્ય માત્રનો પ્રેમપૂર્વક સત્કાર કરવો એ પાંચ પ્રકારનાં નિત્યનાં કર્તવ્યો તે પંચ મહાયજ્ઞ છે અને તેને અનુક્રમે દેવયજ્ઞ, ભૂતયજ્ઞ, પિતૃયજ્ઞ, બ્રહ્મયજ્ઞ અને મનુષ્યયજ્ઞ કહેવામાં આવે છે.

પ્ર૦—બ્રહ્મયજ્ઞ કેવી રીતે કરવો જોઈએ? અને તેથી શા લાભ થાય છે?

ઉ૦—સન્ધ્યા કર્યા પછી વેદનું અધ્યયન કરો. તે વિધિપૂર્વક નિયમ સહિત કરવાથી શાસ્ત્રનું જ્ઞાન થશે અને બુદ્ધિ સતેજ થશે. તમે તમારી જાતે તેનો પાઠ કરી શકો નહિ તો કોઈ વિદ્વાનની સહાય લઈને તેનો પાઠ કરો. આ વેદનો પાઠ કરવામાં ગીતાદિ શાસ્ત્રોના પાઠનો પણ સમાવેશ થઈ જાય છે. વેદનો હંમેશાં સમજણ પૂર્વક પાઠ કરવાથી મનુષ્ય થોડા જ દિવસોમાં વિદ્વાન્ બની જાય છે.

પ્ર૦—પિતૃયજ્ઞ શી રીતે કરાય છે અને તેનો શો ઉદ્દેશ છે?

ઉ૦—તર્પણનું નામ પિતૃયજ્ઞ છે. દેવ, ઋષિ અને પિતૃઓને જે જલાંજલિ આપવામાં આવે તેને તર્પણ કહે છે. બ્રહ્મા, વિષ્ણુ, રુદ્ર, પ્રજાપતિ આદિ દેવતા; સનક, સનન્દન, સનાતન બ્રહ્મવિદ્યાના પ્રવર્તક; કપિલ, આસુરી, પંચશિખા સાંખ્ય શાસ્ત્રના પ્રવર્તક; મરીચિ, અત્રિ, અઙ્ગિરસ. પુલસ્ત્ય, ક્રતુ, પ્રચેતા, વસિષ્ઠ, ભૃગુ, નારદ આદિ ઋષિઓ, સ્મૃતિ વગેરે શાસ્ત્રોના પ્રવર્તક, યમ, ધર્મરાજ, ઉપરાન્ત પિતા, પિતામહ, વૃદ્ધ પ્રપિતામહ, માતામહ, પ્રમાતામહ, વૃદ્ધ પ્રમાતામહ, માતા, પિતામહી, પ્રપિતામહી, માતામહી, પ્રમાતામહી, વૃદ્ધ

પ્રમાતામહી વગેરે પિતૃઓ અને જે કોઇ આપણા હાથે અંજલિ પામી શકે તેમ હોય તે સર્વને અંજલિ પ્રદાન કરવાનું નામ તર્પણ છે. આપણા પૂર્વજોની સ્મૃતિ અને તેમની સાથેનો આપણો સંબંધ કદિ પણ ભૂલવો નહિ એ આ તર્પણનો લક્ષ્યાર્થ છે.

પ્ર૦—દેવયજ્ઞના વિધિને સમજાવશો ?

ઉ૦—અગ્નિ દ્વારા દેવતાઓને જે દ્રવ્યની આહૂતિ આપવામાં આવે છે તેને દેવયજ્ઞ કહે છે. તેનું બીજું નામ અગ્નિહોત્ર પણ છે. જો કે અગ્નિહોત્રની વિધિ બહુ લાંબી છે તોપણ પોતાના ઇષ્ટદેવનું ધ્યાન ધરીને ઓછામાં ઓછી ગાયત્રી મંત્ર વડે અગ્નિમાં અગીઆર આહૂતિ આપો. બ્રહ્મચારી, ગૃહસ્થ અને વાનપ્રસ્થને માટે આટલી દિનચર્યા એક સરખી છે. સાયં સન્ધ્યા અને ઇશ્વર આરાધન પણ સર્વને માટે સમાન છે. સંન્યાસીને માટે સ્નાન વગેરે ચર્યા સમાન છે. તે પછી તેમને માટે ધ્યાન અને શાસ્ત્ર વિચાર કરવાનું છે.

---

## પાઠ ૪૬ મો.

### વિશેષ દિનચર્યા.

પ્ર૦—પ્રત્યેકને માટે ખાસ એવી દિનચર્યા કયી હશે ?

ઉ૦—બ્રહ્મચારીએ ભણવું, ગૃહસ્થે ધંધો રોજગાર કરવો, વાનપ્રસ્થે તપ કરવું અને સંન્યાસીએ ધ્યાન ધરવું તેમજ શાસ્ત્ર વિચાર અને ઉપદેશ કરવો એ પ્રત્યેક આશ્રમીની ખાસ દિનચર્યા છે. બપોરે બ્રહ્મચારીને જો બીજું કંઇ કામ ન હોય તો તેણે ભિક્ષા માગી લાવવી જોઇએ. વળી ગૃહસ્થને માટે બલિ, વૈશ્વદેવ અને પાછળ કહેલા યજ્ઞો પૈકી ભૂતયજ્ઞ તથા અતિથિયજ્ઞ કરવાનું શાસ્ત્રમાં વિધાન છે. આ ક્રિયાઓ કરવાનું તાત્પર્ય એ છે, કે ગૃહસ્થ વડે સર્વનું પોષણ થવું જોઈએ. વાનપ્રસ્થને પણ ભૂત અને અતિથિ એ બન્ને યજ્ઞો કરવાનો અધિકાર છે. તે કર્યા પછી તેણે ભોજન કરવું જોઇએ. જો

કોઈ નોકરીમાં અગર કોઈ બીજા ધંધારોજગારમાં જોડાયેલો હોય તો આ સઘળી ક્રિયાઓ તે બપોર પહેલાં પણ કરી શકે છે. સંન્યાસીને માટે એ યજ્ઞ કરવાનું વિધાન નથી.

---

## પાઠ ૪૭ મો.

### ભોજન.

પ્ર૦—ભોજનને માટે શા નિયમો હોવા જોઇએ ?

ઉ૦—ભોજન માત્ર બપોરે અને સાંજે એમ બે વખત કરવાનું શાસ્ત્રોમાં કહેલું છે. વચ્ચેના વખતમાં ખાવાનો નિષેધ છે. ખાવા બેસતા પહેલાં હાથ પગ ધોઇને આચમન કરવું જોઇએ. જે પદાર્થો ખાવાની શાસ્ત્રોમાં મના કરવામાં આવી છે તે ન ખાવા જોઇએ. રસોઇ તૈયાર થયા પછી તેમાંના પદાર્થો પ્રથમ દેવતાઓ, અતિથિયો તથા ઘરનાં માણસોને ખવરાવ્યા સિવાય પોતે ખાવું જોઇએ નહિ.

પ્ર૦—કેવી જાતનું ભોજન હિતકારી અને કેવી જાતનું નુકસાનકારી છે ?

ઉ૦—જે ખોરાક શરીરના દોષોને ઉત્તેજિત કરે અને શરીરની અંદર જ ભરાઈ રહે તે કદિ પણ ખાવો નહિ. જે આહાર મનને પસંદ પડતો હોય, જેનો રંગ આંખને ગમે તેવો હોય, જે સુગંધી યુક્ત અને રસદાર હોય જેનો સ્પર્શ કરવામાં કોમળ હોય તેવો ખોરાક ખાવાથી શરીરનાં ધાતુ, બળ, વીર્ય અને પરાક્રમમાં વધારો થાય છે. હંમેશાં માપસર ખાવું જોઇએ. જે પદાર્થ ખાવામાં ભારે હોય તે થોડો, ને જે હલકો હોય તે તૃપ્તિ થતાં સુધી ખાવો જોઇએ. પરસ્પર વિરૂદ્ધ ગુણના પદાર્થો એકી સાથે ખાવા ન જોઇએ. મધ, તલ, ગોળ, અડદ, મૂળા, દૂધ, દહીં એકી સાથે ખાવાં ન જોઇએ.

કેરી, લીંબુ, બોર, આંબલી, કોકમ, ટોપરૂં, આંબળાં, અનાર, નારંગી વગેરે દૂધની સાથે ન ખાવાં જોઇએ, એવો વૈદ્યક શાસ્ત્રનો આદેશ છે. એ જ રીતે બહુ ખારા, ખાટા, કડવા, કસાયેલા, બહુ ગરમ, બહુ ઠંડા, વાસી અને જેમાંથી દુર્ગંધ મારતી હોય એવા પદાર્થોનું ભોજન કરવું નહિ. સ્વચ્છ જગ્યાએ પવિત્ર વસ્ત્ર પહેરીને પ્રસન્ન મનથી ખાવું જોઇએ. ચરકમાં કહ્યું છે, કે બુદ્ધિમાન પુરૂષોએ વિપથ ભોજનના દોષોનો વિચાર કરીને ફાયદાકારક પદાર્થો પ્રમાણસર અને નિયમિત વખતે ખાવા જોઇએ. જો બપોરે ખાધેલું સાંજ સુધીમાં બરાબર ન પચ્યું હોય તો કદાચ સાંજે ખાઈ શકાય છે; પરન્તુ જ્યાં સુધી સાંજનું ખાધેલું પૂરેપૂરૂં પચ્યું ન હોય ત્યાંસુધી કદાપિ દિવસે પણ ખાવું જોઇએ નહિ.

ખાવાનો સામાન્ય નિયમ એવો છે, કે પેટના બે ભાગ ખોરાકથી અને એક ભાગ પાણીથી ભરવા. બાકીનો એક ભાગ વાયુ સંચારને માટે રાખવો જોઈએ. આ બે નિયમો ધ્યાનમાં રાખી વર્તવાથી ઘણા શારીરિક રોગોથી બચવા પામશો. ધોયા વગર જે ચોખા રાંધ્યા હોય તે ખાવા જોઈએ નહિ. જે શાક કીડાઓએ ખોતરેલું હોય, સુકાઈ ગયેલું હોય, સડી ગયેલું હોય તે ખાવાના ઉપયોગમાં લેવું નહિ. માંસ અને દારૂને પડછાયે પણ જવું નહિ એ હંમેશાં સુખદાયક છે. તે મનુષ્યમાત્રના શરીરમાં દોષ ઉત્પન્ન કરવા સિવાય બીજો કશો પણ લાભ કરનાર નથી. અફીણ, તંબાકુ, ગાંજો, ભાંગ વગેરે સઘળી કેફી વસ્તુઓથી દૂર રહેવું જોઈએ. મદ્યપાનથી બહુ જ ખુવારી થઈ છે. સમસ્ત યાદવ કૂળનો નાશ તેનાથી જ થયો છે. આહાર શુદ્ધિ એ સર્વ પ્રકારના સુખનું મૂળ છે. વિચાર એ પણ એક જાતનો આહાર જ છે. જેમ અયોગ્ય ખોરાકથી શરીર બગડે છે તેમ નઠારા વિચારોથી મન માંદું પડે છે. શરીર અને મન બન્ને નિરોગ હોય ત્યારે જ મનુષ્ય નિરોગી બની પોતાની ઉન્નતિ સાધી શકે છે. માટે શુદ્ધ આહારની સાથે શુદ્ધ વિચારોની

પણ તેટલી જ બલ્કે તેથી પણ વિશેષ જરૂર છે. શાસ્ત્રમાં સત્વશુદ્ધિને માટે આહારશુદ્ધિની જે જરૂર બતાવી છે તેમાં કેવળ અન્નાદિનો નહિ પણ વિચારરૂપી ખોરાકનોએ સમાવેશ કરેલો છે.

## પાઠ ૪૮ મો.

### વ્યાયામ.

પ્ર૦—વ્યાયામ એટલે શું? તેનાથી શા ફાયદા થાય છે? તેને માટે શા નિયમો હોવા જોઈએ?

ઉ૦—શરીરની જે ચેષ્ટાથી સ્થિરતા તથા બળમાં વધારો થાય તેને વ્યાયામ કહે છે. તેનાથી શરીર હલકું થાય છે, શરીરના કામ કરવાના સામર્થ્યમાં, દૃઢતામાં અને સહનશકિતમાં વધારો થાય છે અને શરીરના સઘળા દોષો ક્ષીણ થવાની સાથે પાચન શકિતમાં વધારો થાય છે. વ્યાયામ નિયમપૂર્વક અને અવશ્ય કરવો જોઇએ. જે પ્રકારના વ્યાયામથી શરીરમાં શિથિલતા, ક્ષીણતા, તૃષા, શ્વાસ, ખાંસી, જ્વર વગેરે ઉત્પન્ન થવા પામે તેવો વ્યાયામ કરવો નહિ.

પ્ર૦—વ્યાયામ કેવી રીતે કરવો જોઇએ?

ઉ૦—એક ડૉકટર કહે છે, કે ૧૮૭૦ના ફ્રાન્સ સાથેના વિગ્રહમાં જર્મની કેમ જીત્યું? એટલા માટે, કે જર્મનીની પ્રજા વ્યાયામ અને ખેલવા કૂદવામાં નિપૂણ હતી જ્યારે ફ્રાન્સમાં એમાંનું કશું ન હતું. શારીરિક પરિશ્રમ શરીરની શક્તિ અને ઉમ્મરને અનુસરીને કરાવો જોઈએ; પરન્તુ જે માણસો એમ કહે છે, કે અમને વ્યાયામ કરવાની ફુરસત નથી મળતી તેઓને થોડા દિવસોમાં રોગી થવાની ફુરસત મેળવવી પડશે. આટલા માટે વ્યાયામ કરવાનું કદિપણ છોડી દેવું નહિ. બહારની ખુલ્લી જગ્યા અને શુદ્ધ હવામાં રોજ સવાર સાંજ પગે ચાલવું યા ઘોડા ઉપર સવારી કરવી એ

ઉત્તમ વ્યાયામ છે. ઓછામાં ઓછા ત્રણ ચાર માઇલ સુધી ફરવા જવું જોઇએ. તેનાથી શરીરના સઘળા દોષો શાન્ત થઇ જાય છે. દરરોજ સાત આઠ માઇલની સવારી કરવાથી મહાન્ લાભ થાય છે. આપણી અહીંની કસરતોમાં દણ્ડ પીલવા, મગદળ ફેરવવા, બેઠકદંડ કરવા, ઉઠ બેશ કરવી એ વગેરે કસરતો શરીરના બળમાં ઘણો વધારો કરે એવી છે. બાળકોને માટે ચકભિલ્લુ, સંતા કુકરી, સાત તાળી, ડાહીનો ઘોડો વગેરે રમતો પણ બહુ ઉપયોગી છે. અંગ્રેજી રમતોમાં પણ ટૅનિસ, ક્રિકેટ, ફૂટબૉલ, હૉકી વગેરે સારી છે; પરન્તુ તેમાં વાગી બેસવાનો ભય વધારે છે તેથી સઘળાં મનુષ્યો તેનો સામાન્ય રીતે ઉપયોગ કરી શકતાં નથી. જે મનુષ્યો એવી રમતો રમી શકે તેમ હોય નહિ તેવાંને માટે ચાલવું, ફરવું અને તે ઉપરાન્ત આપણી અહીંની કસરતો કરવી જરૂરની છે. મોટા વર્ગના લોકો અને તેમનાં બાળકો હંમેશાં રોગી રહે છે તેનું કારણ કસરત ન કરવી એ છે.

પ્ર૦—ગૃહસ્થે પોતાના બ્રહ્મચર્યનું પાલન કેવી રીતે કરવું જોઈએ ?

ઉ૦—ગૃહસ્થને માટે બ્રહ્મચર્ય પાલનનો સામાન્ય નિયમ એ છે, કે તેણે ઋતુકાળમાં ભાર્યાગામી થવું. એ રીતે વર્તવાથી જ પ્રાચીન સમયના લોકોની સન્તતિ બલવીર્યસંપન્ન અને દીર્ઘાયુષી થતી હતી. તેઓ સ્ત્રીને ગર્ભ રહ્યા પછી સંભોગનો ત્યાગ કરતા હતા. જો આટલી હદ સુધી બની ન શકે, તો પ્રત્યેક આઠમ, ચોદશ, અમાસ અને પૂનમને દિવસે બ્રહ્મચર્યનું અવશ્ય પાલન કરવું અને તે સિવાયના દિવસોમાં ચચ્ચાર દિવસને અંતરે ભાર્યાગામી થવું. રજસ્વળામાં અને દિવસના ભાગમાં કદિ પણ સ્ત્રીસંગ ન સેવવો. તેથી અનેક પ્રકારના દોષ અને રોગ પેદા થવા પામે છે. જે લોકો ભણવા-ભણાવવાનું કામ અને માનસિક મહેનત કરે છે તેમણે

શાસ્ત્રના ઉપર કહેલા સૌથી પહેલા નિયમને અનુસરવું એ તેમને પોતાને તેમજ તેમની સન્તતિને માટે બહુ લાભપ્રદ છે.

પ્ર૦--ક્યાં કર્મો ત્યાજ્ય છે ?

ઉ૦--જે કર્મો પોતાની હદ ઓળંગીને આગળ વધે તે સઘળાં સંપૂર્ણ ત્યાગ કરવા યોગ્ય છે. બહુ બોલવું, કેવળ ચુપ રહેવું, બહુ હસવું, બહુ ખાવું, બહુ પીવું, બહુ જાગવું, બહુ ઉંઘવું, હંમેશાં કામમાં જ લાગ્યા રહેવું એ આદિ અતિચારો સર્વથા ત્યાજ્ય છે.

પ્ર૦—કેવો મનુષ્ય નિરોગી રહી શકે છે ?

ઉ૦--જે મનુષ્ય મળમૂત્રના વેગને રોકતો નથી, સાહસ કરીને કામ કરતો નથી, વગર સમજે કે વગર વિચારે બોલતો નથી, જે લોભ, મોહ, ક્રોધ, માન, નિર્લજ્જતા, ઈર્ષ્યા, અતિરાગ, પરદ્રવ્ય લાલસા, સ્પૃહા, કટુવચન, ચોરી વગેરે મનની વૃત્તિઓના વેગને રોકે છે, જે મન, વચન કે કર્મથી પાપ કરતો નથી, જે યુકત આહાર-વિહાર કરે છે, જે નિયમિત અને યોગ્ય સમયે સૂઈ જાય છે અને ઉઠે છે, અને જે બરાબર રીતે વ્યાયામ કરે છે તે નિરોગ રહી શકે છે. કામને સમયે કામ અને વિનોદની વખતે વિનોદ કરવાનો નિયમ હોવો જોઈએ. જેમ હંમેશા કામના બોજા નીચે દબાઈ મરવું એ યોગ્ય તથી તેમજ સદા મોજમઝામાં જ મચ્યા રહેવું તે પણ વાજબી નથી. જે લોકોનો ઘણો સમય અભ્યાસ કરવામાં જતો હોય તેઓને માટે જરૂરનું છે, કે તેમણે થોડો વખત રમત, ગમત આદિ વિનોદ વડે મનને આરામ આપવો. શરીર એ નગર છે અને મનુષ્ય તેનો રાજા છે. જેવી રીતે રાજા નગરનું રક્ષણ કરવાથી સુખી રહે છે તેવી જ રીતે મનુષ્ય પણ શરીરનું રક્ષણ કરવાથી સુખી બને છે.

---

## પાઠ ૪૯ મો.

---

### ભાષાશુદ્ધિ.

પ્ર૦—બોલવામાં ભાષા કેવી હોવી જોઈએ?

ઉ૦—સાધારણ બોલ ચાલમાં પણ બની શકે ત્યાંસુધી શુદ્ધ વાણીથી બોલવાનું ધ્યાનમાં રાખવું જોઈએ. વિનોદની ખાતર પણ કદિ અશ્લીલ વાત ઉચ્ચારવી જોઈએ નહિ. જો અંગ્રેજી બોલવાની જરૂર જણાય તો શુદ્ધ અંગ્રેજીમાં જ બોલવું અને તેવી જ રીતે ગુજરાતીમાં બોલતી વખતે કેવળ ગુજરાતીમાં જ બોલવું જોઈએ. આજકાલ ઘણું કરીને અંગ્રેજી ભણેલાઓની વાતચીતના પ્રસંગમાં એવું થતું જોવામાં આવે છે, કે તેઓ બોલવામાં બેચાર ગુજરાતી શબ્દોની સાથે એક બે અંગ્રેજી શબ્દો જોડી દે છે. અર્થાત્ તેઓને જાણે શુદ્ધ ગુજરાતી બોલતાં આવડતું જ હોય નહિ તેવો પ્રકાર નજરે પડે છે. વળી ચાલુ સમયમાં ભણ્યા ગણ્યા સભ્ય પુરૂષો બોલવામાં જે વાક્યો વાપરે છે તેમાં તેઓ એક નવાઈ જેવો ખીચડો કરી મૂકે છે. તે વાક્યોમાં ગુજરાતી, ફારસી વગેરે ભાષાનાં ક્રિયાપદો સાથે અંગ્રેજી શબ્દોને એવી રીતે જોડી દે છે, કે તેથી અંગ્રેજી ન ભણેલાઓને તે સમજવું બહુ મુશ્કેલ થઈ પડે છે.* બોલવાની આવી પ્રથાથી નથી થતી ગુજરાતી ભાષાની ઉન્નતિ કે નથી થતી અંગ્રેજીની ખીલવણી. આ કારણને લીધે ચાલુ સમયના વિદ્વાનોમાં શુદ્ધ અંગ્રેજી લખનારાઓના કરતાં શુદ્ધ ગુજરાતી લખી શકનાર ઓછા

---

* ૧ એમ કરવું safe નથી.

૨ તમે કહો છો તે Right હશે પરંતુ હું તે સાથે agree થઈ શકતો નથી.

૩ તમે કોની Treatment માં છો?

૪ એ શબ્દ appropriate નથી. વગેરે.

થતા જાય છે. લગ્ન, ગોર્યો અને એવા બીજા પ્રસંગોએ ઘરની અંદર અથવા બજારની વચમાં સ્ત્રીઓએ ફટાણાં ગાવાં અથવા અપ-શબ્દો ઉચ્ચારવા એ બહુ જ નિંદ્ય અને નઠારૂં કામ છે, અને એવું કદિ પણ ન થવું જોઈએ.

---

## પાઠ ૫૦ મો.

---

### બપોર પછીના સમયનો ઉપયોગ.

પ્ર૦—બપોર પછી શું કરવું જોઈએ ?

ઉ૦—બ્રહ્મચારીએ સહેજ આરામ લઈ અધ્યયન કરવા બેસવું. ગૃહસ્થે સાંસારિક કામકાજ કરવાં. જો કંઈ કામ કરવાનું ન હોય તો લખવું, વાંચવું અને દેશોપકારના કામમાં તત્પર થવું. વાનપ્રસ્થે તપસ્યા કરવી. આ પછી વન ઉપવનમાં ફરવા જવું જોઈએ અને ફરતાં ફરતાં નદીના કિનારા ઉપર જઈ શુદ્ધ જલપ્રદેશમાં અને તેવો સવડ ન હોય તો હરકોઇ પવિત્ર સ્થાનમાં સાયંસન્ધ્યા કરવી જોઈએ.

પ્ર૦—સાંજે કયાં કામો કરવાં જોઈએ ?

ઉ૦—ભોજન વગેરેથી પરવારીને બ્રહ્મચારીએ ભણવા બેસવું. ગૃહસ્થે શાસ્ત્રનું શ્રવણ કરવું, સત્સંગ કરવો, સત્પુરૂષોના સમૂહમાં બેશીને દેશોદ્ધારનો વિચાર કરવો અથવા દેવમન્દિરોમાં જઈ હરિ-કીર્ત્તન કરવું અને તે પછી સૂઇ રહેવું. સંન્યાસીને માટે કેવળ ઇશ્વર-નું આરાધન, ધ્યાન, બ્રહ્મવિચાર, અને તપનું જ વિધાન છે.

---

## પાઠ ૫૧ મો.

---

### પોષાક.

પ્ર૦—વસ્ત્રો પહેરવામાં શો નિયમ હોવો જોઇએ ?

૩૦—આપણાં શાસ્ત્રોમાં વસ્ત્ર પહેરવા સંબંધે જે વિધાન કરવામાં આવેલું છે તે પરથી જણાય છે, કે આપણે પોષાક બહુ જ સાદો, હલકો અને ઓછા ખર્ચવાળો રાખવામાં આવ્યો છે. પહેરવાને માટે ઠંડા દેશોમાં વધારે અને ગરમ મુલકોમાં બહુ ઓછાં કપડાંની જરૂર પડે છે. ધોતલી, અંગરખું, બંડી, પાઘડી, જોડા, વગેરે પરિધાનનો શાસ્ત્રોની અંદર ઉલ્લેખ કરાયેલો જોવામાં આવે છે. પ્રથમ લોકો હંમેશાં રૂ, ઉન, શણુ, રેશમ, વાળ, ચામડું ઝાડની છાલ અને પાંદડાંનાં લૂગડાં પહેરતા હતા. મુસલમાનોના સમયમાં જામો, પાયજામો, કુરતું, સુરવાળ એ આદિ વસ્ત્રો પહેરવાની શરૂઆત થઇ. હાલમાં વિલાયતી લૂગડાં અને વિલાયતી જોડા પહેરવાનો રિવાજ બહુ જ વધતો જાય છે. સ્ત્રીઓના પોષાકમાં પણ ઘણો મોટો ફેરફાર થઇ ગયો છે અને કોઇ કોઇ સ્થળે તો તેમના પોષાકમાં પ્રથમનું કંઈ ચિહ્ન પણ જોવામાં આવતું નથી. દેશ, કાળ અને ધંધાને અનુસરીને કપડાં હોવાં જોઇએ તેને બદલે હાલમાં ખાસ કરીને કેવળ ફૅશન ઉપર જ ધ્યાન રાખવામાં આવે છે. શરીરની તંદુરસ્તી અને ખર્ચના ઉપર કોણ ધ્યાન આપે છે? આજકાલ જે ખર્ચ એક સુધરેલો પુરૂષ અથવા સ્ત્રીનાં લૂગડાંની પાછળ થાય છે તેટલા ખર્ચમાં અગાઉ એક આખા કુટુંબન લૂગડાં થતાં હતાં. જેટલામાં હાલ એક જોડ રેશમી કપડાં બને છે અને જેને બે ચાર વખત પહેર્યાં ન પહેર્યાં કરીને ફેંકી દેવામાં આવે છે તેટલા પૈસા વડે એક સ્ત્રીનાં બાર માસનાં લૂગડાંનું ખર્ચ નીકળતું હતું. કોટ પાટલુનોથી કોઇ ખાસ લાભ નથી. પરંતુ ખર્ચ વધવા સિવાય તે આપણી રહેવાની રીતભાત અને ટેવને પણ પ્રતિકૂળ છે. લંડનના એક પ્રસિદ્ધ ડોક્ટર કહે છે, કે શરીર ઉપર ખમીસ, જાકીટ, કોટ, ઑવરકોટ, ગળાબન્ધ વગેરે ઘણાં લૂગડાં લાદનારને શરદી વગેરે જેટલા રોગો થાય છે તેટલા રોગો જોઇએ તે કરતાં વધારે કપડાં નહિ લાદનારને થતા નથી. ફૅલ્ટની ટોપીઓ

સંબંધે તે કહે છે, કે તેમાં જાળી હોવા છતાં પણ માથા ઉપર જોઇએ તેટલી હવા પહોંચતી નથી અને રોગો થાય છે. વિલાયતી બૂટ વિષે તે કહે છે, કે તેવા જોડા પહેરવાથી ઘણા પગ નકામા થઈ જાય છે. આપણે આ સઘળી બાબતોને ધ્યાનમાં લઇને આપણી ટુંકી કમાણી તથા દેશ, કાળ અને ધંધાને સર્વથા યોગ્ય હોય તેવો પોષાક પસંદ કરવો જોઈએ. અંગ્રેજ અથવા બીજા લોકોની નકલ કરવી જોઈએ નહિ. એવું ખોટું અનુકરણ કરવાથી આપણને સુખ થતું નથી તેમ તેઓ પણ આપણા ઉપર પ્રસન્ન થતા નથી. નાનાં બાળકોને એવાં કપડાં પહેરાવવાં જોઇએ, કે જેથી તેના વિકાસ પામતા શરીરના અવયવોમાં જરા પણ સંકોચ થવા પામે નહિ. સાધારણ રીતે જે કપડું પહેરવાથી શરીરની સ્વાભાવિક ગરમી પર બહારની ગરમી યા ઠંડીની અસર થવા પામે નહિ તેવું કપડું પહેરવું જોઇએ. સ્ત્રીઓએ આરપાર શરીર જણાય તેવાં છેક જ બારીક વસ્ત્રો પહેરવાં એ તો સદાને માટે અનુચિત છે.

---

## પાઠ પર મો.

---

### ઘરોની બાંધણી.

પ્ર૦--ઘર બંધાવવામાં કયી બાબતો ઉપર વિશેષ ધ્યાન આપવું જોઇએ ?

ઉ૦--હવા અને અજવાળું એ બે બાબતો ઉપર. આ બે બાબતો એવી છે, કે જેના તરફ દુર્લક્ષ કરવાથી હજારો સ્ત્રીપુરૂષો હંમેશાં મૃત્યુના મુખમાં જઈ પડે છે, અથવા જીંદગીભર રોગી થઇ રહે છે. જે સ્થળની હવા સ્વચ્છ હોય છે અને જ્યાંનાં મકાનોમાં હવા અજવાળાની પૂરતી આવજા થતી હોય છે ત્યાં પ્લેગ વગેરે ભયંકર રોગો થતા નથી. જે લોકો આખો દિવસ બંધીયાર મકાનોમાં એક

જગ્યા ઉપર બેસી રહે છે તે શી રીતે નિરોગ રહી શકે ? આવી સ્થિતિ ખાસ કરીને સ્ત્રીઓના સંબંધમાં વધારે બનવા પામે છે. કારણ કે તેમને બહાર જવાનો વખત ભાગ્યે જ હોય છે. એક જ મકાનની અંદર ઘણાં મનુષ્યોનું વસવું અને ત્યાં હવા અને અજવાળાનું પૂરેપૂરૂં ન આવવું એ સઘળી બીમારીનું કારણ છે. આટલા માટે મકાન બંધાવતી વખતે બહારની શોભા કરતાં હવા અને અજવાળું પૂરેપૂરી રીતે તેમાં આવજા કરી શકે તેને માટે સૌથી પ્રથમ યોજના કરવી જોઇએ. જ્યારે વસ્તી આટલી વધી ન હતી ત્યારે લોકો ઘણા બળવાન બનતા હતા અને રોગ ઓછા થતા હતા. અત્યારે વસ્તીના વધવાથી રહેવાની પુરતી જગ્યા મળતી નથી અને ધંધા રોજગારની ફિકરથી લોકો તંદુરસ્તીની કાળજી ઓછી રાખે છે. લોકો વધારે માંદા થાય છે, તેનું આ કારણ છે.

---

## પાઠ ૫૩ મો.

### ઋતુચર્યા.

પ્ર૦—પ્રત્યેક ઋતુમાં કેવી રીતે વર્તવું જોઇએ ?

ઉ૦—આપણા દેશમાં બબ્બે માસની એક એવી વરસની છ ઋતુઓ મનાય છે. મહા અને ફાગણમાં શિશિર, ચૈત્ર અને વૈશાખમાં વસંત, જેઠ અને અસાડમાં ગ્રીષ્મ, શ્રાવણ અને ભાદ્રપદમાં વર્ષા, આસો અને કારતકમાં શરદ અને માગશર તેમ જ પોષમાં હેમન્ત ઋતુ આવે છે. પહેલી ત્રણ ઋતુઓમાં ઉત્તરાયણ અને બીજી ત્રણ ઋતુઓમાં દક્ષિણાયન હોય છે. વર્ષા ઋતુમાં પૂર્વ દિશાના પવનનું સેવન કરવું, વરસાદમાં પલળવું, તડકામાં ફરવું, ઝાકળમાં સૂઇ રહેવું, બહુ મહેનત કરવી, નદી કિનારે રહેવું, બહુ મૈથુન કરવું અને દિવસે સૂઇ રહેવું એ બહુ નુકસાનકારક છે. તે વખતે વાયુ બહુ

જોરમાં વાય છે માટે મધુર, ખાટા અને કડવા રસોનું સેવન કરવું હિતકારી છે.

શરદ ઋતુમાં દહીં ખાવું, બહુ વ્યાયામ કરવો, તડકે તપવું, ખાટા, ઉગ્ર ગરમ પદાર્થો ખાવા એ નુકસાનકારક છે. ઘી ખાવું, મધુર પદાર્થો ખાવા, દૂધ પીવું અને હલકું ભોજન કરવું હિતકારી છે.

હેમંત ઋતુમાં શરીરે તેલ ચોળવું, પરિશ્રમ કરવો, કેસર, અગર, કસ્તુરી વગેરે ચોપડવું, શરીરને ગરમ રાખવું અને ગરમ કપડાં પહેરવાં લાભકારી છે. શિશિર ઋતુમાં પણ ઉપર પ્રમાણે જ રહેવું જોઇએ. તેમાં પવનથી પોતાની જાતને હંમેશાં બચાવતા રહેવું.

વસંત ઋતુમાં મીઠા, ખાટા, ચીકણા અને ભારે પદાર્થો ખાવા નહિ. એ ઋતુમાં કોઇ કોઇ દિવસે મધની સાથે નાની હરડે ખાવી અને કફનાશક પદાર્થોનું સેવન કરવું એ સારૂં છે.

ગ્રીષ્મ ઋતુમાં તુરા, ખારા, ખાટા પદાર્થો ન ખાવા. ગરમીમાં રહેવું નહિ, બહુ મહેનત કરવી નહિ અને સ્નિગ્ધ, શીતળ, સ્વાદીષ્ટ અને હલકા પદાર્થ જેવા, કે ખીર, દૂધ, કેરી, ચોખા, શીતળ જળ, ચન્દન વગેરેનું સેવન કરવું જોઇએ.

ઋતુઓને અનુકૂળ વર્તવાથી રોગ થતા નથી. વૈદ્યકશાસ્ત્રમાં એવું કહેલું છે, કે જે પુરૂષ સૂર્યોદય થતા પહેલાં હંમેશાં આઠ અંજલિ વાસી જળ પીવાની ટેવ પાડે છે તેને હરસ, સંગ્રહણી, મૂત્રાઘાત, કર્ણરોગ, નેત્રરોગ, માથાનાં દરદો અને વાત પિત્તથી વધેલા રોગો થતા નથી. જે મનુષ્ય પ્રાતઃકાળે ઉઠીને એક નસકોરાથી ત્રણ અંજલિ પાણી પીને બીજા નસકોરા વાટે બહાર કાઢે છે તેનાં માથાનાં અને નેત્રનાં દરદો તત્કાળ નાબુદ થઇ જાય છે એ અનુભવની વાત છે.

## પાઠ ૫૪ મો.

---

### વ્યવહાર શુદ્ધિ.

પ્ર૦—વ્યવહારમાં સફળ થવાનાં મુખ્ય સાધન ક્યાં છે ?

ઉ૦—(૧) સમય પાલન, (૨) સત્ય તથા આર્જવ, (૩) પરાક્રમ અને વ્યવસાય.

પ્ર૦—સમયનું પાલન શી રીતે કરવું ?

ઉ૦—ખાવું, પીવું, બેસવું, વાંચવું, લખવું, ભજન કરવું, અધ્યયન કરવું, પૂજા કરવી, શયન કરવું, વિનોદ કરવો એ વગેરે સઘળાં કામો ઠરાવેલા સમયે થવાં જોઇએ. જે લોકો સ્વાભાવિક રીતે નક્કી કરી રાખેલા વખતે કામ કરવાને ટેવાઇ જાય છે તેમનાં ઘણાં કામો થોડા સમયમાં જ પૂરાં થઈ જાય છે, અને તે પછી પણ બીજાં કામો કરવાનો તેમને વખત મળે છે. જે પુરૂષ ચિરંજીવી થવાને ઇચ્છતો હોય તેને માટે જરૂરનું છે, કે તેણે પોતાના સમયનું પૂરેપૂરૂં નિયમન કરવું. જો તે પોતાનું પ્રત્યેક કાર્ય ઠેરવેલા વખતે કરશે તો તેનો સર્વ ઉદ્યોગ સફળ થશે. વિદ્યાર્થીઓએ તો સમયના નિયમનું પાલન સૌથી પહેલું કરવું જોઇએ. ઘણા વિદ્યાર્થીઓ પરીક્ષામાં નાપાસ થાય છે તેનું કારણ એ જ છે, કે તેઓ પ્રથમ વાંચવાનું બાજુએ રાખી સમયને નકામો વહી જવા દે છે અને પરીક્ષાનો વખત પાસે આવતાં પુષ્કળ મહેનત કરવા મંડી પડે છે. વેપારીઓ અને કારીગરોમાં પણ સમયનું યોગ્ય પાલન થતું ન હોવાથી બહુ હાનિ થાયછે, એટલે, કે તેઓ ઘણી કમાણી ખોઈ

બેસેછે. આથી તેઓને માટે પણ નિયમિતપણે કામ કરવું અને પોતે કરેલો વાયદો સાચો ઠરે એ રીતે વર્તવું આવશ્યક છે. નિયમિતપણે કામ કરવાની બાબતમાં આપણે અંગ્રેજ પ્રજા પાસેથી શિખવું ઉચિત છે, કે તેઓ પોતાના સમયને માટે કેટલા બધા મક્કમ અને અને કાળજીવાળા છે. આપણે સમયને નકામો ગુમાવીએ છીએ અને આપણામાં ઠેરવેલા વખતે કામ કરવાની ટેવ નથી, તેથી આપણાં ઘણાં કામો નિષ્ફળ નીવડે છે. માતા, પિતા અને ગુરુ બાળકોને જે શિક્ષણ આપે છે તેમાં જો કોઇપણ જાતનું શિક્ષણ સર્વોત્તમ હોય તો તે એ જ હોઇ શકે, કે તેમનામાં બાળપણથી જ વ્યવસ્થિત અને ઠેરવેલા સમયે કામ કરવાની ટેવ પાડવી. જો તેઓ પોતે પોતાનાં સઘળાં કામો ઠેરવેલા વખતે કરીને કામ કેવી રીતે કરવું યોગ્ય છે તે બાબતનો પોતાના બાળકોની સામે પોતાની જાતનો ઉત્તમ નમુનો રજુ કરશે તો તે બાળકો આપોઆપ-સ્વાભાવિક રીતે જ યોગ્ય બનશે. મહાભારતમાં કહ્યું છે, કે કાલનું કામ આજે કરો. પાછલા પહોરે કરવાનું કામ આગલા પહોરે કરો. કારણ કે કોણે શું કર્યું અને ન કર્યું તેની રાહ જોવાને મૃત્યુ બેસી રહેતું નથી. અમેરિકાના એક મહાનુભાવ ફ્રૅન્કલીને કહ્યું છે, કે જો તમને જીવન વહાલું હોય તો સમયને નકામો ન ખુઓ. કારણ કે સમયનો સમુદાય એ જ જીવન છે.

પ્ર૦—સત્ય પાલનને માટે શા નિયમો હોવા જોઇએ ?

ઉ૦—જેવી રીતે સત્ય અને ધર્મ એ બન્ને પરમાર્થનું મૂળ છે તેવી જ રીતે તે બન્ને વ્યવહારનું પણ મૂળ છે. બૃહદારણ્યક ઉપનિષદ્‌માં કહ્યું છે, કે **સત્ય એજ ધર્મ છે, સત્ય કહેવું એટલે જ ધર્મ કહેવો.** મહાભારતમાં વ્યાસ ભગવાન કહે છે, કે સત્યથી પર કોઇ ધર્મ વા તપ નથી, સત્યથી જ મૃત્યુને જીતી શકાય છે, જ્ઞાનનો સાર એ છે, કે મૃત્યુનો માર્ગ વાંકો ચુંકો અને બ્રહ્મનો માર્ગ

(આર્જવ) સીધો છે, જે સર્વ વેદોમાં પારંગત હોય અને જે સર્વની સાથે સીધું સાચું (આર્જવયુક્ત) વર્તન ચલાવતો હોય તે બન્ને સમાન છે અથવા આર્જવયુક્ત પુરૂષ શ્રેષ્ઠ છે. આર્જવને જ ધર્મ કહેવામાં આવે છે. કુટિલતા અધર્મ છે. જે સીધા સાચા વર્તન વાળો છે તે જ ધર્મી છે. ગ્રીસનો એક પ્લુટાર્ક નામનો વિદ્વાન્ કહે છે, કે **સત્યથી હઠતાં મનુષ્ય એમ બતાવે છે, કે તે ઇશ્વરને તુચ્છ સમજે છે અને મનુષ્યથી ડરે છે.** જગતમાં જેટલા મહાપુરૂષો થઇ ગયા છે તે સર્વ પોતાના સત્યના પ્રભાવથી મહત્તા મેળવવા પામ્યા છે. **જે આંતર અને બાહ્યથી એક છે તે જ મહાપુરૂષ છે. જે પોતાના અંદરના શુદ્ધ સ્વરૂપે જ બહારની દુનિયામાં પ્રત્યક્ષ થાય છે તે જ મહાપુરૂષ છે.** અંગ્રેજ મહા કવિ શૅક્સપિઅર કહે છે, કે સૌથી પહેલાં પોતે પોતાને માટે સાચા બનો અને તે પછી જેમ દિવસ રાતને અનુસરે જ છે તેમ તમે કોઇને માટે જૂઠા થઈ શકશો નહિ. આવી વાતો સર્વના જાણવામાં છે; પરન્તુ સ્વાર્થ, લોભ, અને મોહને વશ બની મનુષ્યો એ પ્રમાણે વર્તતાં નથી. આના પરિણામે ભારતવાસીઓની ઉન્નતિ દિવસે દિવસે ઓછી થતી જાય છે. કીંમત કહેવી કંઇ અને લેવી કંઇ, કોઇને કંઈ કીંમત કહેવી, અને કોઇને કંઇ, ઓછું ભરી આપવું, તોળવામાં પણ ઓછું આપવું, એક વસ્તુ બનાવવી અને બીજી આપવી, નમુનો બતાવવો એક જાતનો ને માલ બીજી જાતનો મોકલવો, અસત્યને અસત્ય ન સમજતાં તેને વ્યવહારને માટે જરૂરનું જાણવું, આ સઘળી બાબતો અહીંના દુકાનદારો, સોદાગરો, આડતીઆઓ અને શાહુકારોમાં રોજ જોવામાં આવે છે અને મોટા મોટા લોકોને પણ તે બાબતમાં સંકોચ થતો નથી નજીવા લાભની ખાતર ખત, પત્ર અને ચોપડા પણ જૂઠા બની જાય છે, અનામત થાપણને માટે નામકર જતાં સંકોચ થતો નથી અને ભૂલથાપ આપવી, છળ કરવો એ વેપારમાં ચતુરાઇનું ચિહ્ન ગણાય છે. પ્રથમ માત્ર

મુંબઈ અને કલકત્તામાં જ હતી, પણ અત્યારે આખા હિન્દુસ્તાનમાં સટ્ટાના વેપારની બદી બહુ જોસભેર વધતી જાય છે. ખાંડ, અફીણ, ઘઉં, રૂ, ચાંદી, સોનું, સ્ટોક, શેર વગેરે ઉપરાન્ત વરસાદ સુધીનો પણ સટ્ટો કરવામાં આવે છે. આ બદીના પરિણામે બુદ્ધિ એટલી બધી બહેર મારી જાય છે, કે સઘળી રીતે પાયમાલ થવા છતાં પણ લોકો તેને છોડતા નથી. હંમેશાં મોટી મોટી પેઢીઓ દેવાળાં કાઢવાનો ભોગ થઇ પડે છે અને છતાં પણ પાછી તેની જ પાછળ લાગી રહે છે. અધર્મથી મેળવેલા પૈસાથી કોઇની આબાદી થઇએ નથી અને થવાની પણ નથી. આટલા માટે વ્યવહારમાં સત્ય બોલવું —સત્યથી કદી પણ ન હઠવું. દુકાનદારોએ સઘળા પાસેથી એક સરખી કીંમત લેવી, માપ તોલાં ઓછાં ન રાખવાં, ગ્રાહકને ઠગવા એ પોતાની જાતને ઠગ્યા બરાબર છે એમ માનવું, શેરસટ્ટાથી દૂર રહેવું અને એકદમ પૈસાદાર થઇ જવાની આશા રૂપી આગને શાન્ત કરવી. આ પ્રમાણે વર્ત્યા સિવાય વ્યવહારમાં કદી પણ ઉન્નતિ થશે નહિ. કેવી દીલગીરીની વાત છે, કે સરકારી યા બીજી હરકોઇ નોકરી કરનારાઓ લાંચ લેવી એ બુરૂં કામ છે એમ સમજીને તે તરફ તીરસ્કારથી જોવાને બદલે ઘણું કરીને તેને હક સમજી લોકોની પાસેથી તેની માગણી કરે છે અને સઘળી લાંચના આવકને વધારાની પેદાશ ગણી મનમાં ઠીક થયું એમ માને છે. લાંચ લેવાથી, શેઠનું દ્રવ્ય લૂંટવાથી, પોતાની દસ્તુરી કે દલાલીના નામે શેઠને નુકસાન કરવાથી પોતાની જાતને બચાવ્યા સિવાય કોઇ નોકરની આબાદી થઇ શકતી નથી. સત્યનું પાલન કરવું એ સર્વ ધર્મશિક્ષાનો મૂળ મંત્ર છે.

પ્ર૦—વ્યવસાય વા ઉદ્યોગને માટે શો નિયમ હોવો જોઇએ ?

ઉ૦—૬૯ ઉદ્યોગ એ સંસારમાં ઉન્નત થવાનો મુખ્ય ઉપાય

છે. જે કામ હાથમાં લેવામાં આવે તે સમજી વિચાર કરીને લેવું અને પછી તેનાથી પાછા ન હઠવું એમાં સઘળાં કામોની સફળતાનું મૂળ છે. પોતાના પગ ઉપર ટટાર રહેવું, બીજાઓના ઉપર આધાર ન રાખવો, પોતાના જ પુરૂષાર્થ ઉપર વિશ્વાસ રાખવો અને જે કામ કરવું તે અંતઃકરણને પૂરતો સંતોષ થતાં સુધી કરવું એ સર્વ પ્રકારની ઉન્નતિની જડ છે. આવી દ્રઢતા રાજ્યપ્રકરણમાં પ્રવીણ ગણાતા એવા મેધાવી પુરૂષોની વિચારશક્તિ કરતાં, યોદ્ધાઓની વીરતાના કરતાં અને પંડિતોની પ્રખર બુદ્ધિની તીક્ષ્ણતાના કરતાં પણ વિશેષ ફળદાયી છે. એવી દ્રઢતા વગરનો સઘળો પુરૂષાર્થ નિષ્ફળ જાય છે. કામ કરવામાં પ્રકૃતિના નિયમોને અનુસરીને કામ કરો અને 'તમારો અધિકાર કર્મમાં જ છે, ફળમાં નહિ; ફળપ્રાપ્તિ ઇશ્વરના ઉપર રાખો' એ ગીતાજીના સિદ્ધાંતને હરહંમેશ સ્મરણમાં રાખવો જોઇએ.

---

## પાઠ ૫૫ મો.

### બાહ્ય શૌચ.

પ્ર૦—આહારની શુચિતાની હદ ક્યાં સુધીની હોવી જોઇએ ?

ઉ૦—જેટલી હદ સુધી તે અંતઃકરણને પવિત્ર બનાવી ભક્તિ અને જ્ઞાનનું ઉદ્દીપન કરવામાં જરૂરની થઇ પડે તેટલી હદ સુધી તેની ખાસ આવશ્યકતા છે.

પ્ર૦—બાહ્યશૌચમાં કયી કયી બાબતોનો સમાવેશ થાય છે ?

ઉ૦—સ્નાનાદિ ક્રિયાઓથી શરીરને સ્વચ્છ રાખવું, અપવિત્રના સંગથી દૂર રહેવું અને શુદ્ધ નિરામય આહારનું સેવન કરવું.

પ્ર૦—શુદ્ધ આહાર કોને કહેવો ?

ઉ૦—શાસ્ત્રકારોએ આહારના ત્રણ દોષો ગણાવ્યા છે. (૧) જે

પદાર્થ મૂળે જ દોષવાળા છે તેને જાતિદોષવાળા પદાર્થો ગણવામાં આવે છે અને તેમાં લસણ, ડુંગળી આદિનો સમાવેશ થાય છે. આ પદાર્થો તમોગુણપ્રધાન છે અને તેથી તેનો આહારમાં મોટા પ્રમાણમાં ઉપયોગ કરવામાં આવે તો કામ, ક્રોધ, આદિ તામસિક વૃત્તિઓ પ્રબળ થાય છે. (૨) ગંદકીવાળા જગામાં બેસી જમવું, એંઠાં અને મેલાં વાસણોમાં ખાવું અને જીવજંતુ અને દુર્ગંધીની વચ્ચે આરોગવું એ બીજા પ્રકારનો દોષ છે, અને તે નિમિત્તદોષના નામે ઓળખાય છે. આથી જમવા બેસવાની જગા ઘણી સ્વચ્છ, સુગંધપૂર્ણ અને પવિત્ર હોવી જોઇએ. (૩) અપવિત્ર માણસના ઘરનો તેમજ તેના હાથે સ્પર્શ કરાયેલો જે આહાર હોય છે તેને આશ્રયદોષ લાગે છે અપવિત્ર માણસના ઘરનો કે તેનાથી સ્પર્શ કરાયેલો ખોરાક ખાવાથી અંતઃકરણમાં અપવિત્ર વિચારો પેદા થાય છે અને તેથી જો કોઇ વ્યકિત બ્રાહ્મણ છતાં દુરાચારી હોય તો તેના પણ હાથનું અન્નન લેવાનો શાસ્ત્રમાં આદેશ છે. ઉપરના ત્રણ દોષ વગરનો આહાર તે શુદ્ધ આહાર છે.

પણ આ સ્થળે જણાવવું જરૂરનું છે, કે આહારના સંબંધમાં સઘળા પ્રાચીન વિધિઓનું પૂરેપૂરૂં વિસ્મરણ થઇ ગયું છે. હવે તો માત્ર અમુકની સાથે બેસીને ખવાય અને અમુકની સાથે બેસીને ન ખવાય એટલી જ માત્ર ઝાંખી ભાવના રહી ગયેલી જોવામાં આવે છે. અત્યારે તો સઘળી પવિત્રતા માત્ર ન્હાવાધોવામાં, અડવા આભડવામાં, અમુકનું ખાવા ન ખાવામાં અને સ્પર્શાસ્પર્શના વિચારોમાં જ આવી ગઇ છે. અર્થાત્ બાહ્યશૌચ એ જ સંપૂર્ણ ધર્મ, એમ માની લેવામાં આવ્યું છે. બહારની સ્વચ્છતા અને તેને અંગે સ્પર્શાસ્પર્શના નિયમો સાચવવાની અવશ્ય જરૂર છે; પરન્તુ એ સંબંધમાં હાલ જેટલી છોછ જોવામાં આવે છે તેટલી અગાઉ ન હતી. પવિત્રતાને માટે સેંકડો વરસ ઉપર જે સુંદર અને મનન કરવા યોગ્ય નિયમોની ઇમારત ઋષિ મુનિઓએ રચી હતી તે હાલ ખાખાવીખી દશામાં છિન્નભિન્ન થઇ

ગયેલી જોવામાં આવે છે. " સાપ ગયા અને લીસોટા રહ્યા " એ કહેવત વાળું બની ગયું છે. ખાનપાનના સંબંધમાં હાલ જેટલા ક્લિષ્ટ નિયમો સમાજમાં પ્રવર્તે છે તેટલા સ્મૃતિઓમાં કે ઇતિહાસોમાં ક્યાંએ પણ જોવામાં આવતા નથી. મહાભારત આદિ શાસ્ત્રો ઉપરથી જણાય છે, કે બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એ ત્રણે વર્ણના મનુષ્યો એક બીજાના હાથનું રાંધેલું ખાતા હતા. હાલના સમયમાં આપણે એટલી હદે ન વધીએ તોપણ એક જ જાતિમાં જોવામાં આવતા ભેદ પ્રભેદો તરફ તો નજર લંબાવવી ઘટે છે.

એક જ જાતિની અંદર હાલ ઘણા ભેદ પ્રભેદ પડી ગયા છે અને તેને લીધે અંદરો અંદર ઉંચનીચની ગણના પેસી જવા પામી છે. પરિણામે ઉંચા ગણાતા જાતભાઇઓ પોતાનાથી નીચા ગણાતા જાતભાઇઓના હાથનું ખાવામાં દોષ માને છે ! ગંગા યમુનાના પ્રદેશમાં તો છેક જ વિપરીત જોવામાં આવે છે. એટલે કે એક જ કુટુંબના લોકો પણ એક બીજાના હાથનું ખાતા નથી. પ્રથમના સમયમાં ખાનપાનના સંબંધમાં આવું સખ્ત નિયમન ક્યાંએ પણ ન હતું. હવે સમય બદલાયો છે અને અત્યારે તો એવો સમય આવી લાગ્યો છે, કે જો એ વધુ પડતી પ્રથામાં યથોચિત સુધારો કરવામાં આવશે નહિ તો વળી એના કરતાંયે વિશેષ અવનતિ થતી જશે. " બાર ભૈયા અને તેર ચૌકા " ની પ્રથાએ આપણી ધાર્મિક ઉન્નતિ ઉપર ચૌકો લગાવી દીધો છે. ભોજન કરવાનું સ્થાન પવિત્ર રાખો, શુદ્ધ સત્ત્વગુણી આહારનું સેવન કરો, મલિન અને અપવિત્ર પુરૂષના હાથનું ન જમો; પરંતુ અતિચારને છોડો.

## પાઠ ૫૬ મો.

### આદર્શ મહાપુરૂષો–શ્રી રામચંદ્રજી.

પ્ર૦—સદાચારમાં શ્રેષ્ઠ અને જગતને આદર્શરૂપ એવા કોઇ કોઈ મહા પુરૂષોનું ચરિત્ર કહી સંભળાવશો ?

ઉ૦—ઘણી ખુશીથી. ભારતમાં જો કોઇપણ વસ્તુને સદાકાળથી શ્રેષ્ઠ ગણવામાં આવી હોય તો તે સદાચાર જ છે. ભગવાન શ્રી શંકરે કહ્યું છે, કે આ સંસારમાં જે સઘળા બ્રાહ્મણો છે તે આચારથી જ બ્રાહ્મણ છે. જો શૂદ્ર પણ સદાચારી હોય તો તે બ્રાહ્મણ છે, સઘળા વેદોને જાણવા અને સર્વની સાથે આર્જવયુક્ત સીધું સાચું વર્તન રાખવું એ બન્ને સમાન છે, અથવા એ બન્નેમાં આર્જવ શ્રેષ્ઠ છે. જે આળસ રહિત ધર્માત્મા પુરૂષ પોતાની શક્તિ અનુસાર સન્માર્ગ પર ચાલે છે તેજ બ્રહ્મપદને પામે છે. શ્રી રામચન્દ્રજી, હનુમાનજી, ભીષ્મપિતામહ આદિ મહાત્માઓ એનાં મહાન્ જ્વલન્ત દૃષ્ટાન્ત છે. આ મહા પુરૂષોનાં જીવનચરિત્રો જાણીતાં હોવાં ઘટે છે. એટલા માટે અહીં તેમના જીવનના સિદ્ધાન્તો સ્પષ્ટ થઇ શકે એવી રીતે માત્ર તેમનું સંક્ષિપ્ત જીવનવૃત્તાંત કહી સંભળાવું છું.

શિવધનુનો ભંગ કરી રામ સીતાજીને વર્યા તે પછી અયોધ્યામાં તેમના રાજ્યાભિષેકનો જે બનાવ ઉપસ્થિત થાય છે તેમાં તેમનું ખરૂં ચારિત્ર્ય દીપી આવે છે. રાજા દશરથે યુવરાજ તરીકે રામચંદ્રજીને રાજ્યાભિષેક કરવાનો વિચાર જાહેર કર્યો. પ્રજા આ વિચાર સાંભળતાંની સાથે જ ઘણા આનંદમાં આવી ગઈ. કારણ કે રામચંદ્રજી માટે પ્રજામાં પુષ્કળ પ્રેમ અને અથાગ માન હતાં. તે એકે અવાજે રામના ગુણાનુવાદ ગાવા લાગી, કે " રામ, સંસારમાં સત્પુરૂષ, સત્યાત્મા અને સત્યપરાયણ છે. શ્રીની સાથે સત્યનો–ધર્મનો ઉદ્ગમ સાક્ષાત શ્રીરામચંદ્રજીથી જ થયો છે. તે ધર્મજ્ઞ, સત્યવ્રત, સુશીલ,

અસૂયારહિત, ક્ષમાવાન, સર્વને આશ્વાસન આપનાર, મૃદુ સ્વભાવવાળા, કૃતજ્ઞ અને જીતેન્દ્રિય છે. મનુષ્યોનાં દુઃખ જોઇને તે બહુ જ દુઃખી થાય છે અને તેમના ઉત્સવોમાં પિતાની માફક આનંદ માને છે. શૌર્ય, વીર્ય અને પરાક્રમથી લોકોનાં ચિત્તને રંજન કરનાર રામજી પ્રજાપાલનમાં તત્પર છે. તેમની ઇન્દ્રિયો રાગથી દૂષિત થએલી નથી. સંયમપરાયણ, પ્રજાને સુખ આપનાર અને મનુષ્યોમાં પ્રીતિ પેદા કરનાર તે પોતાના શુભ ગુણોથી કિરણોથી સૂર્યની જેમ શોભી ઉઠે છે." વિશેષમાં મહર્ષિ વાલ્મિકજી ઉમેરે છે, કે "રામ શાસ્ત્ર અને સંસારના તત્ત્વને જાણનાર, અદ્વિતીય સાધુજન, દૃઢ ભક્તિવાળા, પોતાના દોષોને જાણનાર, કઠોર વચન સાંભળીને તેને પણ સહન કરનાર, બીજાઓના ઉપકારને સદા સ્મરણમાં રાખનાર, અને પોતે કરેલા ઉપકારને ભૂલી જનાર છે." આ સઘળા સદ્‌ગુણો તેમનામાં એકી સાથે વાસ કરી રહેલા હતા એમ આ ઉપરથી ચોકખી રીતે સિદ્ધ થાય છે.

એક તરફ પ્રજા રાજ્યાભિષેકની વાતથી આનંદમાં આવી ઉપર પ્રમાણે ગુણાનુવાદ ગાવા મંડી પડી હતી જ્યારે બીજી તરફથી કૈકેયીની દાસી મંથરા તેના દિલમાં ઇર્ષ્યાનો અગ્નિ સળગાવવાનું તરકટ રચી રહી હતી. તે ફાવી. પ્રજાનો આનંદ નષ્ટ થયો. રાજ્યાભિષેકને બદલે રામને ચૌદ વરસ વનમાં જવાનું થયું. રામને મન આ બન્ને બનાવો સરખા હતા. રાજ્યાભિષેકથી જેમ તે હરખાઈ કે ફૂલાઇ ગયા ન હતા તેમ વનવાસની વાતથી તેમના દિલમાં રંચ માત્ર પણ ખેદ થવા પામ્યો ન હતો. તેમનું નિશાન માત્ર કર્તવ્ય તરફ જ હતું. પિતાની આજ્ઞા ઉઠાવવી તે તેમને મન મહાન્ કર્તવ્ય હતું અને તેને ગમે તે ભોગે અદા કરવું એ તેમના જીવનનું લક્ષ્ય હતું.

પિતાની આજ્ઞા થતાંની સાથે જ તે રાજ્ય, લક્ષ્મી, વૈભવ આદિ સુખોપભોગનાં સાધનોનો તૃણવત્ ત્યાગ કરી વનમાં ચાલ્યા ગયા. ભરતજીએ આ સમાચાર સાંભળ્યા ત્યારે તેમણે તેમને પાછા વાળવાનો

આને રાજ્ય ચલાવવાનો બહુ બહુ આગ્રહ કર્યો; પણ તે પોતાના વ્રતથી તસુ પણ ડગ્યા નહિ. તે ભરતજીને કહેવા લાગ્યા, કે ‘ જો મને ધર્મ, અર્થ કામ તથા પૃથ્વી એ સર્વને માટે ચાહના થતી હોય તો તે કેવળ તમારે માટે જ છે. એ મારી પ્રતિજ્ઞા છે. હું રાજ્યને ભાઇઓનું સારી રીતે પાલન કરવાના અને તેમના સુખના કારણે જ ચાહું છું. સમુદ્રપર્યંત પૃથ્વી જીતવી એ મારે માટે કઠણ નથી; છતાં શાસ્ત્રોની સાખે પ્રતિજ્ઞા પૂર્વક કહું છું કે હું અધર્મથી ઇન્દ્રત્વને પણ ઇચ્છતો નથી. ”

પિતાની આજ્ઞા પાળવાના સંબંધમાં તે કહે છે, કે “ બ્રહ્મા સમાન મનુષ્યોને પૂજ્ય એવા પિતાજીએ જે આજ્ઞા કરી તેને હું મારા પોતાને માટે અત્યન્ત હિતકારી ગણું છું. સર્વ લોકના આધિપત્યની મને ચાહના નથી. જે ધર્માત્મા અને મૃદુ સ્વભાવવાળા પુરૂષો પરલોકની ઇચ્છા ધરાવતા હોય તેમને માટે જરૂરનું છે, કે તેમણે પોતાના વડીલોની સેવા કરવી અને ધર્મમાં રત રહેવું. હંમેશાં સત્પુરૂષોનો સંગ કરનાર, તેજસ્વી, દાનપરાયણ, અહિંસક અને અંતઃકરણથી પવિત્ર પૂજ્ય પુરૂષ જ આલોકમાં મુનિશ્રેષ્ઠ બને છે. ”

“ હું પિતાના વચનથી અગ્નિમાં પડવું પડે તોપણ પડું, તીક્ષ્ણ વિષ ખાવું પડે તોપણ ખાઉં અને સમુદ્રમાં ઝંપલાવવું પડે તોપણ ઝંપલાવું. મારાથી પિતાનું જે કંઇ પ્રિય બની શકે, તે કરવામાં હું મારા પ્રાણના રક્ષણની પણ અપેક્ષા રાખું એમ નથી. પિતાની સેવા કરવી અને તેમની આજ્ઞા પાળવી, એ સમાન બીજી કોઇ પણ ધર્મક્રિયા નથી. જો કે પિતાના કરતાં જનની કૌશલ્યા મને વધારે માન્ય છે તોપણ તેમના મને અહીં રાખવાના આગ્રહને હું સ્વીકારી શકતો નથી. કેમકે પિતાની આજ્ઞા પ્રથમથી થયેલી છે. પિતાની આજ્ઞા પાળવાથી ધર્મ, અર્થ તથા કામ એ ત્રણે પુરૂષાર્થની સિદ્ધિ થાય છે. પિતા ક્રોધથી, હર્ષથી કે ગમે તેવા બીજા કારણથી જે કાંઈ આજ્ઞા કરે તેને કયો ગુણવાન પુત્ર ન પાળે?

મેં આજ દિવસ સુધી જાણતાં કે અજાણતાં પણ પિતાનું કે માતાનું કાંઈ અપ્રિય કરેલું હોય તો મને સાંભરતું નથી. પુત્રે પિતાના તથા માતાના તંત્રમાં રહેવું એ ધર્મ છે, માટે પિતાની આજ્ઞાનું ઉલ્લંઘન થાય તો મને જીવવાની પણ ઇચ્છા ન રહે. માતા તથા પિતારૂપ દેવતા કે જે પ્રત્યક્ષ છે, તેમને છોડી દઇ બીજા પરોક્ષ દેવનું આરાધન કરવા પુત્રે શા માટે દોડવું જોઇએ ? માતાપિતાના આરાધન જેવું બીજા કોઇપણ દેવનું આરાધન પવિત્ર નથી. માતાપિતાના આરાધનથી ત્રૈલોક્યના આરાધન જેટલું પુણ્ય થાય છે. સત્ય, દાન કે યજ્ઞાદિ કોઇપણ તેમની સેવા સમાન નથી. માતાપિતાની મરજી રાખવાથી ધન, ધાન્ય, વિદ્યા, પુત્રો કે સુખો એમાંનું કોઇ પણ દુર્લભ રહેતું નથી, એટલું જ નહિ પણ દેવલોક તથા બ્રહ્મલોક પણ એથી જ પ્રાપ્ત થાય છે. મારા જેવો કુલિન અને ધર્માત્મા કહેવાતો પુરૂષ રાજ્યને માટે પિતાની આજ્ઞાને તોડવારૂપ પાપ શી રીતે કરે ?"

આ પછી વનમાં સીતાનું રાવણ હરણ કરી જાય છે. વાનરોના સૈન્ય સાથે સમુદ્ર ઓળંગી રાવણનો રામ પરાજય કરે છે. ખરેખર ! રામરાવણનું યુદ્ધ તે રામરાવણને યોગ્ય જ હતું. રામનું બાણ કદિ પણ પાછું ફરતું કે નિષ્ફળ નીવડતું નહિ. આટલા માટે ધારેલી આબાદ અસર ઉપજાવનારી શક્તિવાળી દરેક દરેક ચીજ કે કૃતિને "રામબાણ" ની ઉપમા આપવામાં આવે છે.

જેમ શત્રુને જીતવામાં યુદ્ધવિદ્યામાં તેમ રાજનીતિમાં પણ તે પૂરા પ્રવીણ હતા. સીતા સહિત વનમાંથી પાછા ફરતાં તે અયોધ્યાના રાજસિંહાસન ઉપર બીરાજે છે. ગાદીએ બેઠા પછી તે હંમેશાં પ્રજાહિતનાં કામોમાં જ તત્પર રહ્યા હતા. પ્રજા તેમના રાજછત્ર નીચે બહુ જ આબાદ અને સુખી હતી.

મહર્ષિ વાલ્મીકિ રામરાજ્યના સમયનું વર્ણન કરતાં કહે છે, કે "રામરાજ્યમાં વિધવાઓ શોક કરતી ન હતી, સર્પ સમાન ઝેરી

જનાવરોનો તેમજ જીવલેણ વ્યાધિઓનો કોઈને ભય ન હતો. ચોરનું તો નામ નિશાને ન હતું. કોઈને અનર્થ સ્પર્શ કરતો ન હતો. વડીલોને બાળકોનાં મરણકાર્ય કરવાં પડતાં ન હતાં, અર્થાત્ બાળકનાં અકાળ મરણ થતાં ન હતાં. સઘળા લોકો સંતોષી અને ધર્મપરાયણ હતા. રામને જ જોતા તેઓ પરસ્પર હિંસા કરતા ન હતા. સઘળી પ્રજા પોતાનાં કર્મથી સંતુષ્ટ રહી પોતાનું જ કામ કરતી હતી અને પ્રજામાત્ર ધર્મપરાયણ અને શુભ લક્ષણોવાળી હતી." આટલા માટે જ "રામરાજ્ય" હંમેશને માટે ઉપમાયોગ્ય થઈ પડયું છે.

રામચંદ્રજીને પોતાની પ્રજા માટે એટલું ગૌરવ અને ધર્મ માટે એટલું બધું માન હતું, કે તેની ખાતર તેમણે પોતાની પ્રાણસમ પ્યારી પત્ની સાધ્વી સીતાજીનો પણ ત્યાગ કરી દીધો હતો અને પોતાની પ્રતિજ્ઞાનું પાલન કરવા માટે પોતાના પ્રિય બંધુ લક્ષ્મણજીના વિયોગને પણ અંગીકાર કર્યો હતો. જો કે વાલ્મીકિ રામાયણમાં ઉત્તરકાંડ ક્ષેપક હોવાનું પ્રતીત થાય છે તોપણ તેમાં રામચંદ્રજીનાં પ્રસ્થાનનું જે વૃત્તાંત છે તે બતાવે છે, કે મહાપુરુષોએ આ અસાર સંસારનો ત્યાગ કેવી રીતે કરવો જોઈએ. જ્યારે રામચંદ્રજીના દિલમાં નક્કી થઈ ગયું, કે હવે આલોકમાંથી મારે જવાનો સમય આવી પહોંચ્યો છે ત્યારે તેમણે સઘળાં રાજચિહ્નોનો ત્યાગ કર્યો અને એક ઝીણું પંચિયું પહેરી લીધું. સૂર્યસમ દેદિપ્યમાન શોભતા એવા તે હાથમાં દર્ભ ધારણ કરીને કોઈની પણ સાથે બોલ્યા ચાલ્યા વગર વેદો સહિત કેવળ બ્રહ્મમંત્રનું ઉચ્ચારણ કરતા કરતા સરયૂ તીરે ગયા. તેમના ગુણોથી રંજિત એવાં આબાલવૃદ્ધ સર્વ નગરજનો તેમની સાથે સાથે ગયાં. નદીએ જઈ સઘળાંએ સ્નાન કર્યું. કોઈના ચિત્તમાં લેશ પણ ગ્લાનિ ન હતી. સર્વ રામચંદ્રજીના ગમનનાં દર્શન કરવાને માટે આવ્યાં હતાં. પછી સ્વર્ગમાંથી બ્રહ્માસહિત સઘળા દેવતાઓ રામચંદ્રજીનું સ્વાગત કરવાને આવ્યા. પુણ્યવાયુ વાવા લાગ્યા, પુષ્પની વૃષ્ટિ થઈ અને શ્રીરામજીએ સરયૂના જળમાં પગથી પ્રવેશ કર્યો. બ્રહ્માજીએ તેમની

સ્તુતિ કરીને કહ્યું, કે હવે આપની ઇચ્છામાં આવે તે સ્વરૂપમાં પ્રવેશ કરો. આથી તેમણે વિષ્ણુસ્વરૂપમાં પ્રવેશ કર્યો.

ધન્ય છે તે મહાપુરૂષને કે જેના હૃદયમાં શ્રીરામચંદ્રજીના ગુણ અંકુરિત છે. ભારતને માટે ધર્મમાં, બલમાં, પુરૂષત્વમાં, નીતિમાં, ત્યાગમાં, પરોપકારમાં, સર્વને આત્મવત્ નીરખવામાં અને જ્ઞાનમાં એથી અધિક બીજું કયું ઉદાહરણ હશે ? અધ્યાતમ દષ્ટિથી **રામ નામ** અમૃત છે તેવું જ લૌકિક દૃષ્ટિથી **રામચરિત્ર** પણ અમૃત છે.

---

## પાઠ ૫૭ મો.

---

### મહારાજ હનુમાનજી.

હનુમાનજી વાયુના પુત્ર ગણાય છે. તેમની માતાનું નામ અંજની હતું. તે રામચંદ્રજીના પરમ ભક્ત અને સાચા સેવક હતા. તેમનાં બળ, પરાક્રમ, અને પુરૂષત્વ વગેરેથી અજાણ એવું કોણ છે ? તેમની યોગ્યતાના સંબંધમાં શ્રીરામચંદ્રજી કહે છે, કે તેમના મુખમાં, નેત્રોમાં, લલાટમાં, ભ્રૂમાં અથવા બીજા કોઇ અવયવમાં કોઇપણ દોષ પ્રતીત થતો ન હતો. ટુંકી છતાં નિશ્ચયવાળી, વિચારપૂર્વક નીકળનારી, સાંભળનારના કાનને પ્રિય લાગનારી, મધ્યમા રૂપે ઉર દેશમાં રહેનારી, વૈખરી રૂપે કંઠમાં વસી રહેલી અને મધ્યમ સ્વરયુક્ત એવી તેમની વાણી કલ્યાણકારી અને હૃદયને પ્રિય છે. ઉર, કંઠ અને મસ્તક પ્રદેશમાં સ્થિત એવી આ અદ્દ્ભુત વાણીથી કોનું ચિત્ત આહ્લાદિત થતું નથી ? શત્રુ હાથમાં ખડ્ગ ઉઠાવી તૈયાર થઇ રહેલો હોય તોપણ જે રાજાની પાસે આવો દૂત હોય તેનું કાર્ય સિદ્ધ કેમ ન થાય? *

જ્યારે સીતાજીની શોધ કરતાં કરતાં સઘળા સમુદ્રની પાસે આવી પહોંચ્યા અને સુગ્રીવના સૈન્યમાંથી કોઇપણ વ્યક્તિએ સમુદ્રને ઓળંગી સામી પારે જવાની હામ ભીડી શકી નહિ ત્યારે જાંબુવંતે હનુમાનજીને

---

* વાલ્મીકી રામાયણ: કિષ્કિન્ધા કાંડ: સર્ગ ૩

કહ્યું, કે "આપ સર્વ પ્રાણીઓથી બળ, બુદ્ધિ, તેજ અને પરાક્રમમાં અધિક છો, આપ બાળપણમાં જ સૂર્યોદયને ફળ સમજી તેને પકડવાને દોડી ગયા હતા અને તેના તેજથી જરા પણ ગભરાયા ન હતા, આપ ઇચ્છામૃત્યુ છો, આપ વાયુ સમાન શીઘ્રગામી છો અને વિષ્ણુ સમાન ત્રણે લોક પર આક્રમણ કરવાને સમર્થ છો, તો આપ સમુદ્રની પાર પહોંચી જાઓ." આ સાંભળતાંની સાથે જ હનુમાનજી સમુદ્ર ઓળંગવાને તૈયાર થયા. પોતાનાં અંગોને સંકુચિત કરી, પ્રાણને હૃદયમાં રોકી, પગને બરાબર ગોઠવી તેમણે વીર્ય અને પરાક્રમને એકઠું કર્યું અને જેવી રીતે રામચંદ્રજીનું બાણ છૂટે તેવી રીતે પોતાની ચાલને છોડી દીધી. જતી વખતે તેમણે પ્રતિજ્ઞા કરી, કે કાર્ય સિદ્ધ કર્યા વિના અને ગમે ત્યાંથી પણ સીતાજીની શોધ કર્યા વિના હું પાછો ફરીશ નહિ. આ પછી સમુદ્રનાં અનેક વિઘ્નોને હઠાવી જ્યારે તે સામી પારે આવી પહોંચ્યા ત્યારે તેમને જોઇને સઘળાં પ્રાણીઓ કહેવા લાગ્યાં કે જેને આપ જેવા બુદ્ધિમાન, ધીરજવાન અને કાર્યકુશળ સેવક છે તે કદિ પણ દુઃખી નીવડશે નહિ; જ્યાં વાયુનો પણ સંચાર થઇ શકતો ન હતો એવી લંકામાં તે એકલા બેધડક ચાલ્યા ગયા અને રાવણના શયન ભુવન સુદ્ધાં સઘળે જોઇ વળ્યા. છેવટે અશોક વાડીમાં સીતાજીને શોધી કાઢયાં. અહીં તેમણે સીતાજીને જે પ્રકારે આશ્વાસન આપ્યું હતું અને તેમ કરવામાં તેમણે પોતાની જે બુદ્ધિમત્તા દર્શાવી હતી તે અસામાન્ય હતાં. એવું બુદ્ધિકૌશલ્ય સામાન્ય પુરૂષોમાં હોઇ શકે જ નહિ. તેમનું આ અલૌકિક ડહાપણ જોઇને સીતાજીએ જે વચનો ઉચ્ચારેલાં તે સત્ય જ હતાં, કે "તમે વીર અને સમર્થ બુદ્ધિશાળી છો, તમે શત જોજન વિસ્તારના સમુદ્રને ખાબોચીયાની પેઠે ઓળંગ્યો, તમે કોઇ પ્રકૃત પુરૂષ હો એમ હું માનતી નથી. કારણ કે તમને રાવણનો પણ ભય લાગ્યો નહિ." આ પછી રાવણની સભામાં જઇ તે તેને નિડરતાથી કહેવા લાગ્યા, કે 'તેં જે ઐશ્વર્ય તારા તપોબલ અને

ધર્મથી મેળવ્યું છે તેનો અધર્મથી નાશ ન કર. તેં ધર્મનું ફળ મેળવ્યું પણ હવે પરસ્ત્રી હરણના પાપનું ફળ પણ તને અવશ્ય મળશે. જેને તું સીતા સમજે છે તે કાળરાત્રિ તારા નાશને માટે આવી છે. હું એકલો જ આ સમગ્ર લંકાનો નાશ કરવાને સમર્થ છું; પરન્તુ રામચન્દ્રજીની પ્રતિજ્ઞાનું પાલન કરીશ. તે જ તારો નાશ કરશે. શત્રુઓની વચમાં રહીને ચારે તરફથી સુરક્ષિત એવી લંકાપુરીને એકલા હાથે બાળીને ભસ્મ કરી નાંખવી અને એક લોઢાના થંભથી ઘણા બળવાન રાક્ષસોનો સંહાર કરવો એ માત્ર તેમનાથી જ બની શકે." આટલા માટે રામચન્દ્રજીનું એ કથન સાચું ઠરે છે, કે હનુમાનજી સિવાય બીજો એવો કોણ છે, કે જે આ પ્રકારે રાક્ષસોની વચ્ચેથી અને લંકા જેવી સુરક્ષિત નગરીમાંથી જીવતો પાછો ફરે ?

યુદ્ધના વખતે જ્યારે રાક્ષસોએ રામચન્દ્રજીની સેનાને બહુ હેરાન કરી અને સઘળા લોકો શસ્ત્રોના ઘાથી ઘાયલ થઈ પડયા ત્યારે હનુમાનજીએ જ કૈલાસ પર્વતમાંથી સંજીવની દવા લાવી સઘળાને સુખી અને સાજા કર્યા. કૈલાસ પર્વત તરફ જતી વખતની હનુમાનજીની શોભાનું વર્ણન જેવી રીતે વાલ્મીકિજીએ કર્યું છે તેવી રીતનું વર્ણન કરવાની તાકાત બીજા કોનામાં હોવી શક્ય છે ? હનુમાનજી નદીઓ, સમુદ્રો, પર્વતો અને અનેક દેશોને ઓળંગતા ઓળંગતા ઋષિ મુનિઓના અનેક આશ્રમોથી સુશોભિત એવા હિમાલય પર્વત પર જઈ પહોંચ્યા. અહીં તેમણે પર્વતને અનેક પ્રકારની ઔષધિયોથી શોભાયમાન જોયો; પરન્તુ તેઓ સંજીવની ઔષધિને ઓળખી ન શક્યા તેથી આખા પર્વતને ઉપાડી ચાલતા થયા. આ પ્રસંગનું વર્ણન કરતાં કવિ કહે છે, કેઃ—'સૂર્ય જેવા પ્રકાશવાળું તે શિખર લઇ હનુમાન જ્યારે સૂર્યના માર્ગમાં આવ્યા, ત્યારે પર્વતના તેજથી તે બીજા સૂર્ય જેવા જ શોભતા હતા. અથવા પવનસુત હનુમાન, સહસ્ર ધારવાળા તથા સમાવક ચક્રથી જેમ વિષ્ણુ શોભે તેવા શોભતા હતા.' તેમનું પરાક્રમ રામચંદ્રજીના વિજયનું મહાન્ કારણ હતું. રામ-

ચંદ્રજીનું એ કથન યથાર્થ જ હતું કે હું તમારો ઉઋણી કદિ પણ થઈ શકું એમ નથી. જ્યાંસુધી રામકથાનું અસ્તિત્વ છે ત્યાંસુધી શ્રીહનુમાનજીની કીર્તિ પણ અચળ છે. આવા જ મહાપુરૂષ, યોગી અને જ્ઞાનવાળા તથા સ્વામી ભકત આ દેશની ઉન્નતિનું કારણ છે. તેમનાં ચરિત્રોને વિચારવામાં જ તેમની સાચી પૂજા છે.

## પાઠ ૫૮ મો.

### ભીષ્મપિતામહ.

ભીષ્મપિતામહનાં દૃઢવ્રત, શૌર્ય અને ત્યાગ સર્વત્ર સુવિખ્યાત છે. એક માછીરાજાની પુત્રી સત્યવતીની સાથે લગ્ન કરવાની પોતાના પિતા રાજા શાન્તનુની ઇચ્છા પૂર્ણ કરવાની ખાતર તેમણે જીવતા લગી બ્રહ્મચર્ય ધારણ કરવાની ભીષ્મપ્રતિજ્ઞા કરી હતી. જ્યારે શાન્તનુનો પુત્ર વિચિત્રવીર્ય અપુત્ર મરણ પામ્યો અને વંશમાં કોઇ પણ રહ્યું નહિ ત્યારે તેમની માતા સત્યવતી અને અન્ય સર્વ ઇષ્ટ મિત્રોએ તેમને લગ્ન કરી રાજ્યનું પાલન કરવાને બહુ આગ્રહ કર્યો છતાં તે પોતાના વ્રતથી ડગ્યા નહિ અને સર્વને કહેવા લાગ્યા, કે હું ત્રિલોકનો અથવા સ્વર્ગના રાજ્યનો અથવા તેથી પણ જે કંઇ મહાન્ હોય તેનો ત્યાગ કરીશ; પરંતુ સત્યને છોડીશ નહિ.

મહાભારતના યુદ્ધમાં કૌરવોનો અધર્મ હતો. પોતે ધર્માત્મા હતા અને અધર્મનો હંમેશાં જ પરાજય છે એમ જાણતા હતા. આથી કૌરવોને યુદ્ધ ન જગવવા તેમણે બહુ બહુ સમજાવ્યું; છતાં રાજ્યલક્ષ્મી અને શક્તિના મદમાં અંધ બનેલા કૌરવો એકના બે ન થયા અને યુદ્ધ મંડાયું. આ સમયે તેમણે જે કર્તવ્યનિષ્ઠા દાખવી તેમાં તેમના હૃદયની જે મહાનુભાવતા જણાઇ આવે છે તેના કરતાં પણ અધિક મહાનુભાવતા તેઓશ્રી પોતાના હૃદયની આ સમયની સ્થિતિ ખુલ્લા શબ્દોમાં પ્રકટ કરે છે તેમાં ઝળકી ઉઠે છે.

અધર્મને પક્ષ કરવામાં રહેલી પોતાના દિલની દુર્બળતાને જરાપણુ ઢાંકપિછેડો કર્યા વગર ખુલ્લા શબ્દોમાં વ્યક્ત કરતાં તે કહે છે કે 'મેં રાજ્યનું લૂણુ ખાધું છે, મારી સ્થિતિ દાસની છે અને દાસને ધર્મ ક્યાંથી સૂઝે ?' કેટલી મહાનતા ! શી નિરભિમાનતા ! આમ ખુલ્લી રીતે પોતાની દુર્બળતા જણાવી તેમણે કૌરવોની સેનાનું આધિપત્ય લીધું.

રણભૂમિમાં દાખવેલું તેમનું શૌર્ય અને પરાક્રમ જોઇને શ્રી કૃષ્ણુ ભગવાનને પણુ કોઇના પક્ષમાં ઉભા રહી યુદ્ધ ન કરવાની અને હાથમાં શસ્ત્ર ન ઝાલવાની પોતાની પ્રતિજ્ઞાનો ભંગ કરવો પડયો હતો. જ્યારે કૃષ્ણુ રથનું ચક્ર ઉઠાવી તેમને મારવાને દોડયા ત્યારે ભીષ્મજી કહેવા લાગ્યા, કે " હે કમલનયન કૃષ્ણુભગવાન પધારો, પધારો, હે દેવના દેવ આપને નમસ્કાર છે, હે સાત્વતોમાં શ્રેષ્ઠ ! આજ આ મહાયુદ્ધમાં આપે મારો પરાભવ કર્યો. હે દેવ ! હે નિષ્પાપ કૃષ્ણુ ! આપના હાથે યુદ્ધમાં મરવાથી મારૂં નક્કી સર્વ પ્રકારે કલ્યાણુ જ થશે. આજ હું આ સંગ્રામથી ત્રણે લોકમાં માનીતો થયો. આપ મને ઇચ્છામાં આવે તે રીતે મારો. હું આપનો દાસ છું." આ પછી યુદ્ધની અંદર બાણોથી તેમનું શરીર એવી રીતે વીંધાઇ ગયું હતું, કે તેમના શરીર ઉપર એક તલ માત્ર પણુ જગા બાણુ સિવાયની બાકી રહી ન હતી. આવી સ્થિતિમાં તે પૃથ્વીપર ન પડતાં ઇન્દ્ર ધનુષના આકારે બાણુ ઉપર શય્યા કરી દિવ્ય ભાવને પ્રાપ્ત થયા. આ વખતે સૂર્ય દક્ષિણુાયનનો હતો તેથી તેમના દર્શનાર્થે આવેલા સઘળા ઋષિમુનિયોને તેમણે જણાવ્યું, કે મારૂં મૃત્યુ મારે અધીન છે તો હું ઉત્તરાયણુ થતાં સુધી પ્રાણોને ધારણુ કરી રહીશ. પોતાની આ ઇચ્છાનુસાર તેઓ યોગ ધારણા સહિત મહા ઉપનિષદ્ અર્થાત્ ૐકાર મંત્રનો જપ જપતાં જપતાં કાળની પ્રતીક્ષા કરતા રહ્યા.

જ્યારે પાણ્ડવો ને કૌરવો તેમનાં દર્શન કરવાને માટે આવ્યા ત્યારે તેમણે કહ્યું, કે મારૂં માથું નીચે લટકે છે તો તે અદ્ધર રહી શકે તેવું કરો. તેમનું આ કથન સાંભળીને કેટલાંકે સુંદર અને કોમળ ગાલ

મશુરીયાં અને ઓશીકાં લાવીને તેમની આગળ ધર્યાં. તેમના આ પ્રકારના વર્તનથી તેઓ હસ્યા અને કહેવા લાગ્યા, કે વીરશય્યા ઉપર શયન કરનારાઓને માટે એવાં સાધનો યોગ્ય નથી. હે અર્જુન ! મને ઉચિત એવું ઓશીકું તું મારા માટે તૈયાર કર. પિતામહની આ આજ્ઞા સાંભળતાંની સાથે જ અર્જુને તેમના શિર નીચે ત્રણ બાણો ભોંકી તકીયો તૈયાર કર્યો, અને તે તકીયા પર શિર રાખીને તેઓ પ્રસન્નતાપૂર્વક કહેવા લાગ્યા, કે ધનુર્ધારી વીર પુરૂષોને માટે આવી જ શય્યા યોગ્ય છે. આ પછી જ્યારે દુર્યોધનના તેડાવ્યાથી શર ખેંચી કાઢવામાં કુશળ એવા ઘણા વૈદ્યો આવીને તેમની સામે ઉભા રહ્યા ત્યારે ભીષ્મ પિતામહે તેમને કહ્યું, "કે હું ક્ષાત્ર ધર્મથી પરાગતિને પામ્યો છું. આ બાણોને શરીરમાંથી ખેંચી કઢાવવાં એ મારો ધર્મ નથી. તે બાણો સહિત મને અગ્નિદાહ થવો જોઇએ. મારૂં મુખ તૃષાથી સૂકાઇ જાય છે તો મને પાણી આપો."ઘણાઓએ સ્વચ્છ, થંડું, મીઠું પાણી લાવી હાજર કર્યું; પરંતુ અર્જુન સિવાય બીજા કોઇએ આણેલું પાણી તેમણે ગ્રહણ કર્યું નહિ. આથી અર્જુને રથ ઉપર ચઢી ગાંડિવ ધનુષ ઉપર શર સંધાન કર્યું અને પિતામહની પાસેની જમીન વીંધી. જમીન વીંધાતાંની સાથે જ અંદરથી શીતલ અમૃતસમાન દિવ્ય ગન્ધયુક્ત જળની ધારા ઉડી તેમના મુખમાં જઇ પડી. આથી તૃપ્તિ પામી અર્જુનના બુદ્ધિકૌશલ્ય અને પરાક્રમનાં વખાણ કરવા સાથે તેમણે તેને આશીર્વાદ આપ્યો.

ભીષ્મપિતામહે બાણશય્યા ઉપર રહીને શ્રી કૃષ્ણ ભગવાનની જે સ્તુતિ કરેલી તે "ભીષ્મ સ્તવરાજ" ના નામે પ્રસિદ્ધ છે. આ સ્તુતિમાં તેઓ સપ્રેમ ગદગદ અંતઃકરણે કહે છે, કે "કૃષ્ણ એ જેનું વ્રત છે તે રાત્રે તેમજ શયનથી ઉઠીને ફરી સવારે કૃષ્ણનું સ્મરણ કરતાં કરતાં કૃષ્ણરૂપ બનીને અગ્નિમાં પ્રવેશ કરતા મન્ત્રોથી શુદ્ધ કરેલા ઘૃતની માફક શ્રી કૃષ્ણમાં અંતર્ધાન પામે છે. આ સંસારમાં 'હરિ' એ નામના બે અક્ષરો પ્રાણરૂપી જંગલના ભોમીઆ,

સંસારના ઉચ્છેદનની દવા તેમજ દુઃખ અને શોકનો નાશ કરનારા છે. " તેમના ધ્યાનના પ્રભાવથી હસ્તિનાપુરમાં વિરાજમાન શ્રી કૃષ્ણ તરત જ તેમના ધ્યાનમાં મગ્ન થઇ ગયા. પછી શ્રી કૃષ્ણનાં આજ્ઞાનુસાર તેમણે રાજા યુધિષ્ઠિરને રાજ્યધર્મ, આપદ્ધર્મ, નીતિ, જ્ઞાન અને મોક્ષનો ઉપદેશ કર્યો. આ ઉપદેશ એવો તો અનન્ય છે, કે જે હમેશાં જ મહાભારતના અખંડ ભંડાર રૂપે અને સંસારના ઐહિક તેમજ પારલૌકિક સુખના કારણ રૂપે સ્થિત રહેશે. ભીષ્મપિતામહના સરલ શબ્દોમાં જે વિદ્વત્તા, ઉચ્ચભાવ અને ગામ્ભીર્ય છે તે હજારો ઋષિ, મુનિ અને દેવતાઓનાં વચનોમાં પણ નથી. જે પુરૂષ જીવનને સુખપૂર્વક વ્યતીત કરી પોતાનો પરલોક સુધારવા ઇચ્છતો હોય અથવા જેને મોક્ષનો સીધો રાહ જાણવાની ઇચ્છા હોય તેને મહાભારતનાં **શાન્તિ** અને **અનુશાસન** પર્વથી અધિક કોઇ બીજો ગુરૂ મળી આવશે નહિ.

ભીષ્મપિતામહનો સિદ્ધાંત છે, કે **કોઇપણ પ્રાણી ઉપર મન, વચન યા કર્મથી દ્રોહ ન કરવો, સર્વના ઉપર અનુગ્રહ કરવો, અને દાન કરવું એ સજ્જનોનું વ્રત છે. સત્ય સમાન કોઈ ધર્મ નથી અને અસત્ય સમાન કોઇ પાપ નથી. આટલા માટે સત્યને વળગી રહો.** મોક્ષ વિષયે તે કહે છે, કે સંસાર જન્મ, જરા અને મૃત્યુ તેમજ આધિ વ્યાધિથી પીડિત છે એમ જોઇને મોક્ષ મેળવવાના પ્રયત્ન વડે મનને જ્ઞાનમાં પરોવો. જેના દર્શન વડે ઇશ્વર પ્રાપ્તિ થાય છે એવા દેવો માત્ર તે જ પુરૂષને દર્શન દે છે, કે જેણે પોતાના મનને વશ કર્યું છે. મૂઢતા અને સંગનો અભાવ, કામ, ક્રોધ અને દીનતાનો ત્યાગ, ઇચ્છાનો સંપૂર્ણ અભાવ, ગર્વ અને અહંકારનો નાશ, નિર્ભયતા અને એકાન્ત વાસ એ મોક્ષનો શુદ્ધ અને પવિત્ર માર્ગ છે. **ધર્મ અને અધર્મ, સત્ય અને અસત્ય એ સર્વનો ત્યાગ કરો અને અંતમાં જે વડે તેમને ત્યાગો તેનો પણ ત્યાગ કરો એ સિદ્ધાન્ત છે.**

ભીષ્મપિતામહના સંબંધમાં શ્રીકૃષ્ણ ભગવાન કહે છે, કે હું

મનથી તેની પાસે ગયો હતો, કે જે મહા તેજસ્વી, અને બુદ્ધિમાન હોવાની સાથે દિવ્ય અસ્ત્રો અને ચારે વેદવેદાંગને ધારણ કરે છે. જે જમદગ્નિના પુત્ર પરશુરામજીના પ્રિય શિષ્ય અને સર્વ વિદ્યાઓના આધારભૂત છે તેની સમીપ મનથી ગયો હતો તે ધર્મ-વેત્તાઓમાં શ્રેષ્ઠ છે અને ભૂત, ભવિષ્ય અને વર્તમાનને સારી રીતે જાણે છે. આવા એક પુરૂષની પાસે હું મનથી ગયો હતો. મનુષ્યોમાં સિંહ સમાન મહાપુરૂષ આ ભીષ્મજી જ્યારે પોતાનાં કર્મોથી સ્વર્ગમાં જશે ત્યારે તેમની પાછળ આ પૃથ્વી ચંદ્રના અસ્ત થયા પછીની રાત્રિ જેવી થઇ જશે. “ હે ભીષ્મ ! તમે જ એક મહાન્ રાજ્યની મધ્યમાં સર્વાંગે નિરોગ અને હજારો સ્ત્રીઓની વચમાં વસતા છતાં પણ ઊર્દ્ધ રેતસ્ ( બ્રહ્મચારી ) બનીને રહ્યા. હે મનુષ્યોમાં શ્રેષ્ઠ ! તમારા સમાન કોઈ જોયો કે સાંભળ્યો નથી. હે રાજન ! તમે તમારા ગુણોથી દેવતાઓ કરતાં પણ મહાન્ છો. તમે તમારા તપના પ્રભાવે ચરાચર લોકને ઉત્પન્ન કરવાની શક્તિ ધરાવો છો. ”

અંતમાં, સત્યનું સદા પાલન કરો; જે કર્મો કરવામાં ક્રુર નથી, જે બ્રહ્મમાં રત છે અને તપમાં નિષ્ઠાવાન છે તેણે તો સત્યનું ખાસ કરીને પાલન કરવું જ જોઈએ. એવો પાંડવોને ઉપદેશ કરીને તેમણે યોગબળથી પ્રાણનો ત્યાગ કરવાના નિમિત્તે પ્રત્યેક અંગમાં આત્માને ધારણ કર્યો. પછી તે મહાત્માનો નિરુદ્ધ પ્રાણ ઉંચે ચડયો અને તે વખતે કૃષ્ણ, વ્યાસ આદિ ઋષિઓના દેખતાં દેખતાં એવા અદ્દભુત બનાવ બન્યો કે જે જે અંગનો ભીષ્મજી ત્યાગ કરતા ગયા તે તે અંગમાંથી બાણો નીકળી પડવા લાગ્યાં. આ પ્રમાણે અંતમાં આખું શરીર બાણ રહિત બની રહ્યું. પછી તેમણે પ્રાણ સહિત મનનો સર્વ સ્થાનોમાં નિરોધ કર્યો અને તે તેમનું શિર તોડી આકાશ પ્રતિ ચાલી નીકળ્યું અને જીવ પણ તેજ દ્વારમાં થઇને મહાન્ ખરતા તારાની માફક આકાશમાં ભળી ગયો. એક કવિનું કથન સત્ય છે, કે સ્થાન તો તેનું તે જ છે; પરન્તુ જે મનુષ્યો ભારતના જીવનપ્રાણ હતા તે રહ્યા નથી !

# ભાગ આઠમો.



## પ્રચલિત ધર્મવ્યવસ્થા.



यद्यद्विभूतिमत् सत्त्वं श्रीमदूर्जितमेव वा ।
तत्तदेवावगच्छ त्वं मम तेजोंश संभवम् ॥

गीता.

' જ્યાં તું કંઇપણ લોકોત્તર પવિત્રતા કે સામર્થ્ય જુએ કે જે માણસ જાતની શુભ ઉન્નતિ અને પવિત્રતાની વૃદ્ધિને માટે વપરાતાં હોય ત્યાં તું મ્હારૂં જ અસ્તિત્વ જો. '



## પાઠ ૫૯ મો.

### ધર્મનું હાલનું સ્વરૂપ.

પ્ર૦—હિન્દુધર્મમાં હાલમાં કયી કયી મુખ્ય બાબતોનો સમાવેશ થયેલો છે ?

ઉ૦—હાલના સમયમાં હિંદુધર્મમાં નીચેની બાબતોનો સમાવેશ થયેલો જોવામાં આવે છેઃ—

(૧) વિવિધ જાતના દેવોની પૂજા, વૃક્ષોની પૂજા, પશુઓની પૂજા અને મનુષ્યોની પૂજા.

(૨) જુદી જુદી જાતના મંત્રોના જપ કરવા કે કરાવવા.

(૩) વિવિધ ધર્મગ્રંથોના પાઠ કરવા કે કરાવવા અગર તેની કથા કરાવવી.

(૪) જુદી જુદી જાતનાં વ્રતો કરવાં અને ઉત્સવ તેમજ તહેવારો ઉજવવા.

(૫) તીર્થયાત્રા કરવી—વગેરે.

પ્ર૦—ઉપરની સઘળી બાબતો વેદને અનુસરતી છે ?

ઉ૦—હિંદુધર્મનું હાલનું સ્વરૂપ કેવળ વૈદિક નથી. તેમાંનો થોડો ભાગ વૈદિક તો મોટો ભાગ પૌરાણિક છે. આ ઉપરાંત પ્રાચીન શ્રૌત અને સ્માર્ત ધર્મને સ્થાને લોકાચાર, કૂળાચાર, દેશાચાર વગેરેથી ઉત્પન્ન થયેલી ઘણી બાબતો દાખલ થઇ ગઈ છે. કોઇ કોઇ સ્થળે તો એ બહારનો આચાર એટલી બધી હદે પહોંચી ગયેલો છે કે તેના વિચારના બોજાની નીચે વૈદિક અથવા સ્માર્ત ધર્મ દબાઇને લુપ્ત થઇ ગયો છે.

પ્ર૦—વર્તમાન સમયમાં કરાતી સેવાપૂજાનો પ્રકાર વૈદિક છે ?

ઉ૦—આજ કાલ કરાતી સેવાપૂજાનો મોટો ભાગ પૌરાણિક છે. પુરાણોમાં જો કે સાંખ્ય, વેદાન્ત તત્ત્વજ્ઞાન અને સ્માર્ત ધર્મના

આચારોનું છૂટુંછવાયું વર્ણન કરવામાં આવેલું છે; છતાં સાધારણ વર્ગને પણ મુક્તિનો માર્ગ સુલભ થઇ શકે એવી રીતે તેમાં ભક્તિમાર્ગનું જ નિરુપણ મોટા ભાગે કરવામાં આવેલું છે. ભક્તિમાર્ગના ઉપદેશ માટે તેમાં પરમાત્માનાં જુદાં જુદાં સ્વરૂપો, ઈશ્વરનો અગાધ મહિમા અને તેને પામવાનાં જુદાં જુદાં સાધનોનું કથા અને સંવાદોના રૂપમાં ઘણું જ મનોહર અને રસભરી રીતે વર્ણન કરવામાં આવ્યું છે.

પ્ર૦—પુરાણોમાં મુખ્યત્વે કરીને પરમાત્માનાં કયાં કયાં સ્વરૂપોનું વર્ણન કરવામાં આવ્યું છે ?

ઉ૦—પુરાણોની અંદર અગ્નિ, સોમ, આદિત્ય, ઇન્દ્ર, વરુણ, આદિ વૈદિક દેવોને બદલે પરમાત્માનું પૂર્ણ સ્વરૂપ દર્શાવનાર **બ્રહ્મા, વિષ્ણુ** અને **મહેશ** એવાં ત્રણ સ્વરૂપો કલ્પ્યાં છે.

પ્ર૦—પરમાત્માનાં આ ત્રણ સ્વરૂપોની ભાવના શી રીતે ઉદ્ભવી હશે ?

ઉ૦—પુરાણોની અંદર પરમાત્માનાં આ ત્રણ સ્વરૂપોની કલ્પના પરમાત્મા સૃષ્ટિની ઉત્પત્તિ, સ્થિતિ અને લયનું કારણ છે એવા વિચારમાંથી ઉદ્ભવેલી છે. **બ્રહ્મા** એ રજોગુણ અથવા કામનાની મૂર્તિ છે અને તેમનાથી આ સૃષ્ટિની ઉત્પત્તિ થયેલી છે. જે વડે સૃષ્ટિનો સંહાર થાય છે તે તમોગુણ અર્થાત્ ક્રોધની અગ્નિમૂર્તિ તે પરમાત્માનું **શિવ**સ્વરૂપ છે. **વિષ્ણુ** એ પરમાત્માનું સત્ત્વગુણી સ્વરૂપ છે. પરમાત્માનું એ સત્ત્વગુણી સ્વરૂપ અર્થાત્ પ્રેમ અને દયા જ આ સૃષ્ટિના અસ્તિત્વ અને પાલનપોષણનું કારણ છે. આ પ્રમાણે પરમાત્માનું રજોગુણ સ્વરૂપ તે **બ્રહ્મા**, તમોગુણ સ્વરૂપ તે **શિવ** અને સત્ત્વગુણ સ્વરૂપ તે **વિષ્ણુ** છે. આ કારણથી હાલના સમયમાં હિંદુધર્મમાં આ ત્રણ પૌરાણિક દેવો મુખ્ય દેવો તરીકે મનાય છે અને ત્રિમૂર્તિના નામે પૂજાય છે.



## પાઠ ૬૦ મો.

## ત્રિમૂર્ત્તિ—પંચાયતન.

પ્ર૦—પુરાણુમાંની આ ત્રિમૂર્ત્તિ દેવોની કલ્પના વેદના કોઇ દેવો ઉપરથી થયેલી છે કે સ્વતંત્ર ?

ઉ૦—પુરાણમાંના આ ત્રિમૂર્ત્તિ દેવોની કલ્પના પૌરાણિક કાળમાં પહેલવહેલી કે સ્વતંત્ર ઉદ્‌ભવી નથી. તેની કલ્પના વેદના કેટલાક મુખ્ય દેવોમાંથી જ ઉત્પન્ન થયેલી છે.

પ્ર૦—વેદના કયા કયા મુખ્ય દેવોમાંથી એ ત્રિમૂર્ત્તિ દેવોની ભાવના જન્મેલી છે ? તે કયા અને કેવા સ્વરૂપે પૂજાય છે ? તેમનાં મુખ્ય સ્થાનો ક્યાં આવેલાં છે ? વગેરે બાબતો વિસ્તારથી સમજાવશો ?

ઉ૦–(૧) બ્રહ્મા–આ દેવની કલ્પના પરમ તત્ત્વ બ્રહ્મના બ્રુહ્ એટલે વિસ્તાર પામવું એ ધાતુ ઉપરથી થઈ હોય એ સંભવિત છે. જગતમાં વિસ્તાર પામેલી અર્થાત્ ઉત્પન્ન થયેલી સઘળી વસ્તુઓ તેમાંથી પેદા થઈ અંતે તેમાં જ લય પામે છે. આથી તે સ્રષ્ટા, પ્રજાપતિ, વિધાતા આદિ નામોથી પૂજાય છે. પુરાણો અને મહાભારતમાં તેમની ઉત્પત્તિ વિષ્ણુના નાભિકમળમાંથી થયેલી વર્ણવી છે.

પરમાત્માનાં ત્રણ મૂર્ત્તિમન્ત સ્વરૂપોમાં બ્રહ્મા મુખ્ય છે. આમ છતાં હાલમાં હિન્દુધર્મમાં બ્રહ્માની ઉપાસના બહુ પ્રચલિત નથી. હિંદુસ્થાનમાં માત્ર તેમનાં બે જ મંદિરો છે. એક અજમેર પાસે પુષ્કરમાં અને બીજું ઈડર આગળ. (૨) વિષ્ણુ—વિષ્ણુ અને શિવના ઉપાસક ઘણા છે. આથી હિંદુધર્મમાં હાલમાં શૈવ અને વૈષ્ણવ એ બે સંપ્રદાયો પ્રધાનપણે જોવામાં આવે છે. વિષ્ણુ એ શબ્દમાં વિશ્ ધાતુ છે અને તેનો અર્થ 'પેસવું' એવો થાય છે. અર્થાત્ સૃષ્ટિમાં પેસીને —સૃષ્ટિ સાથે ભેળાઇને–તે સૃષ્ટિનું રક્ષણ અને પોષણ કરે છે. આ પ્રમાણે વિષ્ણુનું મુખ્ય કામ જગતમાં વ્યાપીને જગતનું રક્ષણ કરવાનું

હોઇને તે પ્રસંગે પ્રસંગે ખાસ કામોને માટે જગતના જડ અને ચેતન સઘળા સૃષ્ટ પદાર્થોમાં પોતાનો અંશ પ્રેરે છે. પથરોમાં શાલિગ્રામરૂપે, નદીઓમાં ગંગા આદિની પવિત્રતારૂપે, વૃક્ષોમાં તુલસીઅશ્વત્થરૂપે, જળચર પ્રાણીઓમાં મચ્છકચ્છરૂપે, ભૂચરમાં વરાહનૃસિંહરૂપે અને મનુષ્યોમાં રામકૃષ્ણ આદિરૂપે ઇશ્વરી અંશો પ્રેરાયા છે અને તેમ થવામાં દુષ્ટોને દંડી અધર્મનો વિનાશ કરી સત્પુરૂષોના રક્ષણ વડે ધર્મની સંસ્થાપના કરવાનો ઉદ્દેશ રહેલો છે એમ ગીતા સ્પષ્ટ પ્રબોધે છે. આટલામાટે જ વિષ્ણુના વિવિધ અવતારો મનાય છે. જ્યારે જ્યારે જગતમાં ધર્મ ગ્લાનિ પામી અધર્મ પ્રવર્તે છે ત્યારે ત્યારે દુષ્ટોનો વિનાશ કરવાને અને સત્પુરૂષોનું રક્ષણ કરવાને પરમાત્મા પોતાનામાંથી સરજાએલા બ્રહ્માંડમાં પ્રવેશ કરે છે, અર્થાત્ અવતારરૂપે ઉત્પન્ન થાય છે. આ રીતે વિષ્ણુના એકંદરે ચોવીસ અવતારો થયેલા મનાય છે. આમાંના દશ અવતારો મુખ્ય અવતાર તરીકે પૂજાય છે. તે દશ અવતારો વરાહ, મત્સ્ય, કુર્મ, નૃસિંહ, વામન, પરશુરામ, રામ, કૃષ્ણ, બુદ્ધ અને કલ્કિને નામે પ્રસિદ્ધ છે.

વિષ્ણુને નારાયણના નામથી પણ ભજવામાં આવે છે. મનુસ્મૃતિ અધ્યાય ૧ લાના શ્લોક દશમાં આ ' નારાયણ ' શબ્દનો અર્થ સમજાવતાં કહ્યું છે, કે ' જલને નારા કહે છે. કારણકે ' જલ ' એ ' નર ' એટલે પરમાત્માથી પેદા થયું અને તે જલ એટલે નારાને વિષે પૂર્વે પરમાત્માનું અયન એટલે સ્થાન હતું, માટે પરમાત્માને નારાયણ કહે છે. '

વિષ્ણુના બધા અવતારોમાં કૃષ્ણાવતાર વિષ્ણુના સર્વાંશરૂપ મનાય છે. આથી કૃષ્ણની ચતુર્ભુજ મૂર્તિનું વિષ્ણુરૂપે વૈષ્ણવો પૂજન કરે છે. ગોકુળ, મથુરાં, વૃન્દાવન, દ્વારિકાં, ડાકોર આદિ તેમનાં મુખ્ય સ્થાન મનાય છે. ' વિષ્ણુપુરાણ ', ' ભાગવત ' આદિ તેમના ધર્મગ્રન્થો છે.

શ્રીકૃષ્ણની કૃપા થાય અને તેમની ભક્તિપૂજા ફલવતી નીવડે

તે માટેનાં સાધનોનો ઉલ્લેખ કરતાં 'વિષ્ણુપુરાણ' માં ઉપદેશવામાં આવ્યું છે, કેઃ–"વર્ણાશ્રમધર્મ અને સંસ્કારો પાળનાર મનુષ્ય વિષ્ણુને પામે છે. આ સિવાય એને પ્રસન્ન કરવાનો બીજો કોઈ ઉત્તમ માર્ગ નથી. યજ્ઞ કરવામાં વિષ્ણુનું યજન અને જપ કરવામાં વિષ્ણુના જ જાપ રહેલા છે. જે પ્રાણીઓને દુઃખ દે છે તે વિષ્ણુને દુઃખ દે છે. કારણ સર્વ વિષ્ણુમય છે. જે બીજાનું ભલું કરે છે, કદિ અપશબ્દનું ઉચ્ચારણ કરતો નથી, નિંદા કરતો નથી, અસત્ય બોલતો નથી, પરધન કે પરસ્ત્રીની લેશ પણ ઇચ્છા ધરાવતો નથી, જે કોઇનો પણ દ્વેષ કરતો નથી, જડ કે ચેતન કોઇપણ પદાર્થ કે પ્રાણીની હિંસા કરતો નથી, જે હંમેશાં દેવ, બ્રાહ્મણ અને ધર્મગુરુની સેવામાં પ્રયત્નશીલ રહે છે; જે હંમેશાં પ્રાણીમાત્રનું, કુટુંબનું અને પોતાના આત્માનું કલ્યાણ કરવા ઇચ્છે છે અને જેના પવિત્ર અંતઃકરણમાં રાગ કે દ્વેષરૂપ અપૂર્ણતાથી કંઇપણ આનંદ થતો નથી તેના ઉપર કેશવ યાને વિષ્ણુ ભગવાન વધારે પ્રસન્ન થાય છે. શાસ્ત્રમાં ઉપદેશેલા વર્ણાશ્રમના ધર્મને અનુસરનાર જ વિષ્ણુને ઉત્તમ રીતે પૂજે છે. આ સિવાય વિષ્ણુ ભગવાનને પ્રસન્ન કરવાનો બીજો માર્ગ નથી."

'ભાગવત' માં વિષ્ણુ ભગવાનને પામવાનાં પ્રેમ અને ભક્તિ એ મુખ્ય સાધનો વર્ણવ્યાં છે. અનન્યભાવે ઇશ્વરમાં લીન થઇ જવું તેનું નામ પ્રેમ અને ભક્તિ કહેલાં છે. લોભી ધનને માટે, માતા બાળકને માટે અને પ્રેમી પોતાના પ્રિયાને માટે જેવા સ્નેહથી તલસ્યાં કરે છે તેવા પ્રેમપૂર્ણ અનન્યભાવે પ્રભુને ભજવાનું ઉપદેશ્યું છે.

( ૩ ) **શિવ**—પરમાત્માનું મહાન્ મૂર્ત્તિમન્ત ત્રીજું સ્વરૂપ તે **શિવ** છે. તે સૃષ્ટિના સંહારક દેવ તરીકે પૂજનીય છે. તેમના એ સ્વરૂપની ભાવના વેદમાંના તોફાનના દેવ રૂદ્ર ઉપરથી થયેલી છે. આથી તેમનું બીજું નામ રૂદ્ર પણ કહેવાય છે. તોફાનમાં પ્રત્યક્ષ થતા પરમાત્માના ઉગ્ર સ્વરૂપ રૂદ્રનો વરસાદના દેવ ઇન્દ્ર સાથે અને એથી પણ વધારે અગ્નિ સાથે સંબંધ છે. અગ્નિનો સ્વભાવ સર્વ વસ્તુને

બાળી ભસ્મ કરી દેવાનો, સર્વત્ર ફેલાવાનો અને બડબડાટ અવાજ કરવાનો છે. તેજ રીતે રૂદ્ર પણ પરમાત્માની સંહારક શક્તિરૂપે પૂજાય છે. અગ્નિ સાથેની રૂદ્રની આવી ગાઢ એકતાને પરિણામે શિવલિંગ, જળાધારી, ભસ્મ, જટા, આદિ શિવસ્વરૂપની કલ્પના ઉદ્ભવ પામેલી છે. અગ્નિની ઉંચે જતી જવાળા તે શિવલિંગને અનુરૂપ છે. અગ્નિ ઉત્પન્ન કરવાની વેદિ તે જળાધારીરૂપ છે. તેની ભસ્મ તે વિભુતિના નામે શરીર ઉપર ધારણ કરવામાં આવે છે, અને સર્વત્ર ફેલાઈ જતા ધુમાડાના ગોટા જટા સ્વરૂપ ભાસે છે.

શિવ એ પરમાત્માનું સંહારક મૂર્તિમન્ત સ્વરૂપ છે. આમ છતાં સંહારમાં જ પુનરુત્પત્તિનું મૂળ રહેલું છે. મરણથી કોઈપણ વસ્તુનો સમૂળગો નાશ થતો નથી, પણ તેથી અવિનાશી તત્ત્વોની પુનર્વ્યવસ્થા થાય છે. મરણથી માત્ર રૂપાંતર જ સૂચવાય છે અને એ રીતે જોતાં એ, જીવનના એક સ્વરૂપમાંથી બીજા સ્વરૂપમાં જવાનું દ્વાર જ છે. આમ મરણ એ પુનર્જિવનનું દ્વાર છે, સંહારમાં ઉદ્ધારક પણ રહેલું છે અને તેટલા માટે શિવ સંહારક અને ઉદ્ધારક બન્ને છે. આથી જ એ પ્રકાશમાન અને તેજસ્વી દેવને **શિવ** એવું કલ્યાણ કરનાર અને **શં**કર એવું સુખ આપનાર નામ આપેલું છે.

શિવ એ પરમાત્માનું મહાન્ તેજસ્વી સ્વરૂપ છે. જગતના કલ્યાણનો એ તેજ ઉપર આધાર છે. આટલા માટે હિન્દુધર્મમાં શિવ, મહાદેવ તરીકે પૂજાય છે. હિન્દુધર્મમાં શિવના ઉપાસકોની સંખ્યા ઘણી મોટી છે. દક્ષિણ હિંદુસ્થાનની વસ્તીનો મોટો ભાગ શૈવ સંપ્રદાયનો અનુયાયી છે. તેનાં બાર મુખ્ય ધામ છે અને તે બાર જ્યોતિર્લિંગને નામે સુપ્રસિદ્ધ છે. તે સર્વમાં પવિત્રમાં પવિત્ર મુખ્ય ધામ કાશી ગણાય છે.

**પ્ર૦**—હિન્દુધર્મમાં હાલ માત્ર શિવ અને વિષ્ણુ એ બે જ દેવોની મુખ્ય દેવો તરીકે પૂજા કરવામાં આવે છે.

**ઉ૦**—ના. તેની સાથે સૂર્ય, ગણપતિ અને શક્તિ એ

ત્રણ દેવોની પણ પૂજા કરવામાં આવે છે. સૂર્યનું બીજું નામ સવિતા છે. તે તેજ અને ઉષ્ણતારૂપ તેમજ બુદ્ધિપ્રેરક પરમાત્મ સ્વરૂપ છે. સૂર્યનાં જો કે હાલ કોઇ ખાસ મંદિર કે મૂર્તિ નથી છતાં દરેક બ્રાહ્મણ પ્રાતઃકાળે પૂર્વાભિમુખે બેસી સંધ્યોપાસનામાં ગાયત્રી મંત્ર વડે તેની ઉપાસના કરે છે. આ ગાયત્રી મંત્રનો અર્થાત્ સૂર્યોપાસનનો મહિમા અપાર છે. તેના બ્રાહ્મણો દરરોજ જાપ જપે છે.

ગણપતિ એ શિવ અને પાર્વતીના પુત્ર છે. તે સિદ્ધિબુદ્ધિના આપનાર અને સર્વ વિઘ્નવિદારક દેવરૂપે પૂજનીય છે.

શિવ સાથે સંહારક મહાકાળીરૂપે, વિષ્ણુ સાથે લક્ષ્મીરૂપે અને બ્રહ્મા સાથે સરસ્વતીરૂપે જે શકિત રહેલી છે તેની મહાકાળી, મહાલક્ષ્મી કે મહા સરસ્વતીરૂપે પૂજન કરવામાં આવે છે.

આ ત્રણે જુદા જુદા દેવો નથી. પણ શિવ અને વિષ્ણુની માફક જુદા જુદા નામ રૂપે એક જ પરમાત્માની મહા શકિતનું સૂચન કરે છે. આ પ્રમાણે હાલના સમયમાં સ્માર્ત હિન્દુઓમાં ઉપરના પંચદેવની પૂજા કરવામાં આવે છે અને તે પંચાયતન દેવના નામે જાણીતા છે.

**પ્ર૦**—આ પંચાયતન દેવની પૂજા કેવી રીતે કરવામાં આવે છે ?

**ઉ૦**—પંચાયતન દેવની પૂજામાં દરેક માણસ પોતાના ઇષ્ટદેવને મધ્યમાં અને બાકીના ચારે દેવોને ફરતી ચારે દિશામાં પધરાવે છે. તેમની પૂજા ષોડશોપચાર સહિત કરવામાં આવે છે. આ ષોડશોપચારમાં આવાહન, આસન, પાદ્ય, અર્ઘ્ય, આચમન, સ્નાન વસ્ત્ર, યજ્ઞોપવિતદાન, ગંધ, પુષ્પ, ધૂપ, દીપ, નૈવેદ્ય, નમસ્કાર, પ્રદક્ષિણા અને વિસર્જન એ સોળ બાબતો હોય છે. પૂજાનો આ સઘળો વિધિ મંત્રના ઉચ્ચારણ સાથે કરવામાં આવે છે. આ મન્ત્રોમાંના કેટલાક વૈદિક તો કેટલાક પૌરાણિક હોય છે.

---

## પાઠ ૬૧ મો.

### શક્તિ-ઉપાસના.

**પ્ર૦**—શાસ્ત્રોમાં શક્તિની ઉપાસના સંબંધે શું વિધાન છે ?

**ઉ૦**—વેદોમાં ઈશ્વરની સંસાર રચવાની શક્તિને પ્રકૃતિ અથવા માયા કહેવામાં આવી છે. ખરી રીતે જોતાં શક્તિ અને શક્તિમાન એમ બે ભિન્ન સ્વરૂપો નથી અને તેથી વેદમાં શક્તિની ઉપાસનાનું કોઈ જુદું વિધાન નથી. શક્તિની ઉપાસના માટે જે વૈદિક મન્ત્રોની યોજના થયેલી છે તેના શબ્દોના અર્થ ઉપરથી ખાત્રી થાય છે, કે તે મુખ્ય નથી.

**પ્ર૦**—શક્તિની ઉપાસનાની શરૂઆત ક્યારથી થયેલી સંભવે છે ?

**ઉ૦**—શક્તિની વિશેષરૂપે ઉપાસનાની શરૂઆત પાછળથી થયેલી છે. તાંત્રિક યુગમાં તેનો વિશેષ પ્રચાર થયેલો જણાય છે. તંત્રોમાં શિવ અને શક્તિનો, તેમાંય શક્તિનો મહિમા ઘણો વધારે ગણવામાં આવ્યો છે.

**પ્ર૦**—શક્તિની ઉપાસના કેવી ભાવના વડે કરવી ઉચિત છે ?

**ઉ૦**—શક્તિની ઉપાસના જે ભાવનાથી કરવી ઉચિત લેખી શકાય તે એ જ હોઇ શકે, કે દુર્ગા પરમેશ્વરની માયા છે અને તે આ જગતમાં શક્તિ અને બ્રહ્મવિદ્યા એમ બે રૂપે પ્રકટ થાય છે. શક્તિરૂપે તે આ મહાન્ જગતની રચના કરે છે અને બ્રહ્મવિદ્યા રૂપે તે પ્રાણીઓને સંસારમાંથી મુક્ત કરે છે. આ બ્રહ્મવિદ્યા વિષ્ણુ અર્થાત્ પરમાત્માના સ્વરૂપમાંથી ઉત્પન્ન થઇ મધુકૈટભ અર્થાત્ કામ અને કર્મને જીતે છે. પછી તે બ્રહ્મવિદ્યા અહંકારરૂપી મહિષાસુર અને રક્તબીજ રૂપી મન કે જે પ્રત્યેક ક્ષણે નવાં નવાં સ્વરૂપો ધારણ કરે છે તેને પોતાની અનેક શક્તિઓ વડે સંહારે છે. આ વખતે દુર્જેય એવા મોહ અને મહા મોહરૂપી શુમ્ભ અને નિશુમ્ભ

તેને વશ કરવા ઇચ્છે છે; પણ તેનેય તે અંતે જીતી લે છે અને દેવો અર્થાત્ અધિકારી મનુષ્યોને સુખી કરે છે.

પ્ર૦—શક્તિની ઉપાસના આવી ઉત્તમ ભાવનાથી કરવી ઉચિત છે તો પછી તેમાં કેટલેક સ્થળે જે દુરાચારો પેસી ગયેલા જણાય છે તેનું કેમ ?

ઉ૦—ધર્મના ખરા તાત્વિક અર્થને બાજુએ મૂકી સ્થૂળ અર્થને ગ્રહણ કરી મનુષ્યો જ્યારે સ્થૂળ ક્રિયામાં રમી રહે ત્યારે સ્વાભાવિક રીતે જ તેમાં દુરાચાર પ્રવેશવા પામે. શક્તિ પૂજાના સંબંધમાં એમ જ બનવા પામ્યું છે તેને સ્થૂળ ભાવે નીરખવાથી ધર્મ અને દેશને મહાન્ હાનિ પહોંચાડનાર તેમાં વામાચાર પેસી જવા પામ્યો છે.

પ્ર૦—વામાચાર એટલે શું ?

ઉ૦—તંત્રોમાં બે પ્રકારના આચાર વર્ણવ્યા છે. (૧) દક્ષિણ અને (૨) વામ. 'દક્ષિણ' આચાર પ્રવૃત્તિ પ્રધાન અને વામ આચાર નિવૃત્તિ પ્રધાન છે. દક્ષિણ માર્ગીની પૂજા કરવાની રીત પ્રસંશનીય છે. તેમાં દેવોને પશુને બદલે દૂધ, ઘી, અન્નાદિનું બલિદાન આપવામાં આવે છે. પણ વામમાર્ગની પૂજા કરવાની રીત કમકમાટ ઉપજાવે તેવી છે. તેમાં પંચમકાર-મત્સ્ય, માંસ, મદિરા, મુદ્રા અને મૈથુન-પેસી ગયા છે અને તેથી તે માર્ગમાં દુરાચાર ઘર કરી ગયો છે.

પ્ર૦—વામાચારીઓનાં એ આચરણો શાસ્ત્રસંગત છે ?

ઉ૦—દારૂ પીવો, માંસ ભક્ષણ કરવું અને તે ઉપરાંત બીજા જે જે દુરાચારો વામમાર્ગીઓ કરે છે તેનું કોઈ પણ શાસ્ત્રમાં ક્યાંઈએ વિધાન નથી. આ વામમાર્ગ દ્વારા મનુષ્યો પશુ જેવાં આચરણોમાં પ્રવૃત્ત થઈ શકે છે. શરૂઆતમાં વામમાર્ગીઓ ઉઘાડી રીતે દુરાચાર કરતા હતા. હાલમાં તે છાની રીતે કરવામાં આવે છે. મતલબ કે દેશના દુર્ભાગ્યથી હાલ પણ તે માર્ગના અનુયાયીઓ સર્વત્ર જોવામાં આવે છે. જો સદ્ભાગ્ય ગણીએ તો માત્ર એટલું જ

કે તેમની સંખ્યા બહુ વિસ્તારવાળી નથી. આ માર્ગમાં હજારો પશુઓનો વધ કરવામાં આવે છે, દારૂની હજારો બાટલીઓ ખલાસ કરી દેવામાં આવે છે અને પશુ પણ ન આચરે એવા દુરાચારો સેવવામાં આવે છે. આ સર્વ કરતાં વધારે ખેદની વાત તો એ છે, કે તેમાં આ સઘળા દુરાચારો અને ઘોર કર્મો શક્તિની ઉપાસનાના નામ નીચે કરવામાં આવે છે. ધર્મની આથી વિશેષ અવનતિ બીજી કયી હોઇ શકે ? જે લોકો આ પ્રમાણે મદ્ય, માંસ વગેરેથી શક્તિની પૂજા કરે છે તેમનાથી હંમેશાં બચીને ચાલવું જોઇએ. તેમનાં શાસ્ત્રોને આધ્યાત્મિક અર્થમાં ઘટાવી તેની પ્રશંસા કરવી એ સર્વથા હાનિકારક છે. દુર્ગા સપ્તસતીના પાઠની સાથે જે મંત્રો બોલવામાં આવે છે તેમાંના કેટલાક નીચે પ્રમાણે છે:—

ओं ह्रीं स्फुर स्फुर ओं फ्रो ओं हुं फट् मर्दय मर्दय हुं ऐं नमः ब्रह्मरन्ध्रे ह्रीं नमः दक्षनेत्रे क्लीं नमः वामनेत्रे चां नमः दक्षण कर्णे मुं नमः वामकर्णे ॐ दक्ष नासा पुटे यैं वामनासा पुटे विं मुखे च्चें गुह्ये ।

આ મન્ત્રોને જો વ્યાકરણની દૃષ્ટિએ જોવામાં આવે તો તે અશુદ્ધ છે અને અર્થની દૃષ્ટિએ જોતાં પણ તે નિરર્થ છે. આવા મન્ત્રોના ઉચ્ચારણથી શો શુદ્ધ કે ઉચ્ચ ભાવ પેદા થઇ શકે ?

પ્ર૦—આવા આચારો શક્તિની ઉપાસનામાં શી રીતે પેસી જવા પામ્યા હશે ?

ઉ૦— પ્રથમ કહેવામાં આવ્યું છે તેમ સ્થૂળતા એ જ એનું કારણ છે. તન્ત્રોની માન્યતા પ્રમાણે તાન્ત્રિક ક્રિયામાં ભાગ લેનાર પુરૂષ તે શિવ અને સ્ત્રી તે શક્તિ ગણાય છે. પુરૂષ અને પ્રકૃતિ અર્થાત્ શિવ અને શક્તિના યોગથી વિશ્વની ઉત્પત્તિ થાય છે એ તત્ત્વને પ્રત્યક્ષ કરવાના સ્થૂળ યત્નમાં દોરાતાં તેમાં દુરાચારને સ્થાન મળ્યું છે. કામને ઉત્તેજક એવાં સાધનોના સંગમાં રહી કામ ઉપર વિજય મેળવવાના યત્નો કરવા જતાં વામમાર્ગીઓ કામના દાસ બની

ગયા છે અને પરિણામે તે માર્ગમાં 'પંચમકાર' રૂપી દુરાચરો પેસી જવા પામ્યા છે. આ સિવાય વામમાર્ગ આચરવાનું અથવા પશુઓની હિંસા કરવાનું, મદ્યમાંસ આરોગવાનું અને બીજા અનેક દુરાચારો સેવવાનું કોઈ પણ રીતે સિદ્ધ થઇ શકે એમ નથી.

## પાઠ ૬૨ મો.

### અન્ય દેવોની પૂજા.

પ્ર૦—પંચાયતન દેવ સિવાય હિન્દુઓમાં બીજા કયા કયા દેવોની પૂજા પ્રચલિત છે ?

ઉ૦—પંચાયતન દેવ ઉપરાંત વરૂણ, લક્ષ્મી, ૐકાર, ચોસઠ જોગણીઓ, સોળ માતૃકા, નવ કુળનાગ, નવ ગ્રહો, કુળ દેવતા, ગ્રામદેવતા, પિતૃઓ અને પૂર્વજોની પણ પૂજા કરવામાં આવે છે. કારીગરો પોતાનાં ઓજારને, ખેડુત હળ અને બળદને, સિપાઇઓ અને રાજાઓ પોતાનાં શસ્ત્રોને અને વ્યાપારીઓ પોતાના ચોપડાઓને પ્રસંગે પ્રસંગે પૂજે છે. શીતળા, ભૈરવ, સતી, પીર, મેલડી વગેરેના પણ કેટલેક સ્થળે માત્ર અજ્ઞાન અને હલકા વર્ગના લોકો પૂજન કરે છે.

પ્ર૦—સઘળા હિન્દુઓ ઉપરના સર્વ દેવોને પૂજે છે ?

ઉ૦—ના. સૌ કોઇ પોતપોતાની રુચિ અનુસાર દેવોને પૂજે છે. કેટલાક માત્ર પોતાના એક જ ઇષ્ટ દેવને પૂજે છે જ્યારે કેટલાક એકથી અધિક દેવની ઉપાસના કરે છે. આ ઉપરાંત એક એવો પણ વર્ગ છે, કે જે કોઇ પણ જાતના ખાસ નામ વગર કેવળ પરમાત્માની જ ઉપાસના કરે છે.

પ્ર૦—આ વિવિધ દેવોની ઉપાસના વેદધર્મને અનુસરતી છે ?

ઉ૦—વેદમાં આ દેવોની પૂજા કરવાનું કંઈ વિધાન નથી. આ દેવો પૈકી કેટલાક દેવોની પૂજા પુરાણ અને તંત્રના સમયમાં થયેલી છે અને કેટલાક દેવોની પૂજા આર્યના અજ્ઞાન અને વહેમી વર્ગમાં

અનાર્યોના સહવાસથી દાખલ થવા પામી હોય એમ લાગે છે.

પ્ર૦—આ જુદા જુદા દેવોને પૂજવાની ભાવના શામાંથી પેદા થવા પામી હશે ?

ઉ૦—મનુષ્યોની સ્વતંત્ર અથવા મુક્ત થવાની અભિલાષામાંથી. મનુષ્ય અને સંસારના બીજા સૃષ્ટ પદાર્થોમાં જે મહાન્ તફાવત છે તે એ છે, કે બીજા પદાર્થો અમુક બંધન અને નિયમોને અધીન છે જ્યારે મનુષ્યો એ બંધનોને છેદી તેની પાર જવાની ઇચ્છા ધરાવે છે. આ સ્વતંત્ર થવાના માર્ગમાં પોતાનાથી જે જે બળવાન સત્તાઓ, સત્ત્વો અને પદાર્થો તેને અડચણકારક જણાય છે તેની પૂજા કરી પોતાનો સ્વતંત્રતાનો માર્ગ મોકળો કરવાનો તે યત્ન કરે છે. એક જંગલીમાં જંગલીથી માંડીને એક મહાન્ જ્ઞાની પર્યન્ત દરેક મનુષ્ય સ્વતંત્ર થવા ઇચ્છે છે. સર્વ પ્રકારનાં બંધનોમાંથી મુક્ત થવું એ મનુષ્યમાત્રનો ઉદ્દેશ હોય છે. આમ છતાં દરેકનાં જ્ઞાન, બુદ્ધિશક્તિ, અધિકાર અને રુચિઓ એક સરખાં ન હોવાના પરિણામે પ્રત્યેકને પોતાના માર્ગનાં અવરોધક તત્ત્વો જુદાં જુદાં ભાસે છે. મહાજ્ઞાની પુરૂષોને બહારની ઉપાધિ લેશ પણ બાધકારક જણાતી નથી અને તેથી તે હંમેશાં પોતાના અંતરમાં વિરાજતા પરબ્રહ્મની ઉપાસનામાં રત રહે છે. આથી ઓછા જ્ઞાનવાળાં મધ્યમવર્ગનાં અધિકારી મનુષ્યો પરમાત્માની વિભુતિરૂપ કુદરતનાં ભવ્ય અને તેજસ્વી સત્ત્વોની પૂજા કરવામાં પ્રેરાય છે. કનિષ્ઠ વર્ગના અધિકારીઓને સ્થૂલ ઉપાધિઓ બંધન કર્તા થઈ પડે છે અને તેના ત્રાસમાંથી છૂટવાને પોતાની માન્યતા અને રુચિ અનુસાર જુદા જુદા દેવોની આરાધના કરે છે. છેક જંગલી અર્થાત્ અજ્ઞાની અને વહેમી વર્ગ ભૂત, પ્રેત, પિશાચ મેલડી, સુરધન, જાતિય કે કૂળદેવતા, સર્પ વગેરેની પૂજા કરે છે. આ અજ્ઞાન વર્ગના લોકની સામાન્યપણે એવી માન્યતા હોય છે, કે ભૂત, પ્રેત આદિ વધારે બલિષ્ઠ છે અને તે પોતાના સુખના માર્ગમાં વિઘ્નો નાંખે છે. આથી જો તેમની પૂજા કરીને તેમને પ્રસન્ન કર-

વામાં આવે અને એ રીતે તેમને સહાયક બનાવવામાં આવે તો પોતાની ધારેલી મુરાદ સહેલથી પાર પડી શકે. આમ અધિકાર અને જ્ઞાન ભેદને લીધે જ આ જુદા જુદા દેવોની પૂજા પ્રચાર પામી છે. આમ છતાં તે સર્વની પૂજા કરવાનો મૂળ ઉદ્દેશ એક જ અને તે સ્વતંત્ર અને સુખી થવાનો છે.

પ્ર૦—આ ઉપરથી હિંદુઓ અનેકેશ્વરવાદી છે એમ કહી શકાય કે નહિ ?

ઉ૦—ઉપર ઉપરથી જોતાં એમ લાગે એ સ્વાભાવિક છે; છતાં વાસ્તવિક તેમ નથી. હિન્દુઓ પોતાનાં જ્ઞાન અને રુચિને અનુસરી હાલમાં જુદા જુદા દેવોને પૂજે છે એ વાત ખરી; પરંતુ તે સર્વ દેવપૂજનમાં પ્રથમ જોયું તેમ એક જ ઉદ્દેશ રહેલો છે. વળી તે દેવોની પૂજા પૃથક પૃથક ઇશ્વિર તરીકે નહિ, પણ એક જ પરમાત્માની જુદી જુદી વિભુતિરૂપે કરે છે. તેમના પૂજનમાં નામ ભેદ છે પણ ભાવનાનો ભેદ નથી. એક હિન્દુને મન આખું જગત બ્રહ્મમય છે અને જ્યાં જ્યાં તેને વિભવયુક્ત શ્રીયુક્ત, અને તેજસ્વી એવું કંઇ માલૂમ પડે છે ત્યાં ત્યાં તેનું હૃદય પરમાત્માની વિભુતિરૂપે તેની પૂજા કરવાને ઢળે છે આથી હિન્દુઓ અનેક દેવવાદી નહિ, પણ વિશ્વેશ્વરવાદી છે એમ સ્પષ્ટ થશે. આ વિશ્વેશ્વરવાદને લીધે જ હિન્દુ પ્રજા અન્ય ધર્મ પ્રતિ માન અને પૂજ્ય ભાવ રાખી શકે છે અને ધર્મના કારણે અન્ય ધર્મીઓ સાથે વેર અને ઇર્ષ્યાની ભાવના ધારણ કરી કદિયે ઝઘડામાં ઉતરતી નથી.

પ્ર૦—આ સઘળા દેવોની પૂજા એક સરખી ઉચ્ચ ભાવનામાંથી જ જન્મી છે ?

ઉ૦—ના. કેટલાક દેવોની પૂજા અજ્ઞાન અને વહેમી વૃત્તિમાંથી જન્મેલી હોય એમ પણ જણાય છે. સેંકડો વરસ થયાં હિંદુ પ્રજામાં કેટલાક કુસંસ્કાર અને વહેમો દાખલ થવા પામ્યા છે અને તેને પરિણામે કેટલીક હાસ્યાસ્પદ અને નિંદ્ય પૂજન વિધિઓ દાખલ થઇ

ધર્મની અને પ્રજાની અવનતિ થઈ છે. આમ થવામાં અજ્ઞાન અને વહેમ જ મુખ્ય કારણ છે. જ્યારે મનુષ્ય-હૃદય અજ્ઞાનને લીધે કુ-સંસ્કારો અને વહેમોને વશ વર્તે છે ત્યારે બુદ્ધિ અને વિચારશક્તિ ગુમ થઇ જાય છે, મગજ ઉંચી જાતના વિચારોને માટે નાલાયક બની જાય છે, ઉત્સર્ગ શક્તિનો લોપ થાય છે અને સ્વતંત્રપણે વિચાર ચલાવવાની શક્તિ ક્ષીણ થવાથી પ્રજા નિર્માલ્ય બની જાય છે. આજે આપણે જોઇએ છીએ તે ગ્રામદેવતાઓ, કૂળદેવતાઓ, ભૂત, પ્રેત, પિશાચ, સુરધન, મેલડી, પીર, શીતળા આદિ રોગોના દેવો વગેરેની પૂજા, બાધા અને આખડીઓ સ્વતંત્ર થવાના વિચારની સાથે જોડાયેલાં અજ્ઞાન અને વહેમ-ને લીધે જ દાખલ થવા પામી છે અને ખાસ કરીને તેનો વિશેષ પ્રચાર અજ્ઞાની અને વહેમી વર્ગમાં જ જોવામાં આવે છે. ધર્મને નામે પ્રચલિત એવી કુપ્રથાઓ દૂર કરવાને પ્રજાને કેળવી ધર્મનું શુદ્ધ જ્ઞાન ફેલાવવાની બહુ જરૂર છે. એવી કુપ્રથાઓને આધ્યાત્મિક અર્થમાં ઘટાવી લોકોના વહેમ અને અજ્ઞાનને વધારે દૃઢ કરવાનો યત્ન ન કરતાં વહેમ અને અજ્ઞાન ટાળવાનો પ્રયત્ન કરવો જોઇએ. તેમાં જ ધર્મની અને પ્રજાની ઉન્નતિ રહેલી છે.

પ્ર૦—શીતળાની પૂજા શાસ્ત્રોક્ત નથી ?

ઉ૦—વેદો, સ્મૃતિયો કે ઇતિહાસોમાં શીતળાની પૂજા કરવાના સંબંધમાં કંઇ જ પ્રમાણ નથી. આમ છતાં વર્તમાન સમયમાં શિવ, વિષ્ણુ વગેરે દેવોના ઉપાસકો કરતાં પણ શીતળાના પૂજારીઓ મોટા પ્રમાણમાં મળી આવશે. પુરૂષવર્ગ ચાહે માને અગર ન માને તોપણ શીતળાની ઉપાસક એવી સ્ત્રીઓ તો સર્વ વર્ણમાં અને સઘળાં ઘરોમાં જોઈ શકાય છે. એવું એક પણ ઘર ભાગ્યે જ જડી આવશે કે જેની અંદરની સ્ત્રીઓ શીતળાને માનતી ન હોય. બળીઆ, ઓરી, અછબડા વગેરે નામોથી શીતળા પૂજાય છે. ગામે-ગામ તેની સ્થાપના કરાયેલી હોય છે, અને કોઇ કોઈ સ્થળે તો તેની

મૂર્ત્તિને મોટા મંદિરોમાં પધરાવેલી હોય છે. આવાં મંદિરવાળાં સ્થળોનો મહિમા વિશેષ મનાય છે અને તેથી દૂરદૂરનાં માણસો ત્યાં જઇ માનતા કરી આવે છે.

જ્યારે કોઇને ત્યાં બાળક અવતરે છે અથવા કોઇ બાળકને બળીઆ નીકળે છે ત્યારે શીતળાની પુજા ખાસ કરીને કરવામાં આવે છે. બાળકને શીતળા નીકળે છે કે તરત જ બાધા આખડીઓ રાખવામાં આવે છે અને બારણામાં લીમડાનાં પાંદડાંનાં તોરણો બાંધવામાં આવે છે. જ્યારે બળીઆ નમી જાય છે અર્થાત્ શાંત પડે છે ત્યારે બાળકને કોઇનો પણ પડછાંયો ન પડે એવી રીતે મોટા મળસ્કે પોતે બાધા રાખી હોય તે પ્રમાણે બોલ્યાચાલ્યા વગર યા વાગતા ઢોલે માથા ઉપર બળતી સગડીઓ લઇને શીતળાના સ્થાનકે લઇ જાયછે. અહીં માતાની પુજા કરી નાળિએર વધેરવામાં આવે છે અને તે સાથે મિઠાઇ તેમજ ઘેરથી તૈયાર કરી આણેલી કુલેરાં, ટાઢા વગેરે વાનીઓનું નૈવેદ્ય ધરાવે છે. વળી કોઇ કોઇ માણસો તો પોતાના બાળકને ભંગી, ચમાર આદિનો સ્પર્શ કરાવે છે.

શીતળાનાં મંદિરોમાં કોઇ સુંદર યા દર્શનીય મૂર્ત્તિ હોતી નથી. માત્ર એક પત્થરનો કકડો અથવા સામાન્ય મૂર્તિના ડોકા જેવું હોય છે. હાલમાં કોઇએ શીતળાનું સ્તોત્ર પણ બનાવ્યું છેઃ—

**शीतले त्वं जगन्माता शीतले त्वं जगत्पिता**
**शीतले त्वं जगद्धात्री शीतलायै नमोनमः ॥**
**रासभोगर्दभश्चैव खरो वैशाखनन्दनः ।**
**शीतला वाहनश्चैव दूर्वानन्दनिकृन्तनः ॥**
**एतानि खरनामानि मातस्त्वायपः पठेत् ।**
**तस्य गेहे शिशूनाश्च शीतलारुग्ण जायते ॥**

અર્થ:—હે શીતળે ! તું જગતની માતા છે, તું જગતનો પિતા છે; હે શીતળે ! તું જગતને ધારણ કરનાર છે, તને નમસ્કાર છે. જે મનુષ્ય રાસભ, ગર્દભ, ખર, વૈશાખનન્દન, શીતળાવાહન અને દૂર્વાનન્દનિકન્દન એ સર્વ ગર્દભનાં નામો શીતળાની સમીપ ભણી જાય તેના ઘરમાં અને બાળકોને શીતળાની પીડા થવા પામતી નથી.

આ મૂર્ખ મનુષ્યોએ ઉપજાવી કાઢેલું શાસ્ત્ર છે. તે કેવળ ધર્મની વિડંબના અને હાંસીરૂપ છે. એમાંની વાત બુદ્ધિમાં ઉતરે એવી નથી. આવી કપોળકલ્પિત બાબતો ઉપર વિશ્વાસ લાવી તેને કદિપણ સાચી માની લેવી જોઈએ નહિ. અંધશ્રદ્ધાળુ બની ગતાનુગતિક થવા કરતાં જેને શીતળા નીકળે તેની માવજત કરવી, શુદ્ધિ અને ઔષધિનો પૂરેપૂરો બંદોબસ્ત કરવો, ઘરને સ્વચ્છ રાખવું અને બાળકોને શીળી ખોતરાવવી કે જેથી શીતળાનું જોર નાબુદ થાય. આવી અગત્યની બાબતોને કોરે કરી બીજી બીનજરૂરી વાતોને મોખરે આણવી એ ડહાપણ ભરેલું નથી.

પ્ર૦—ભૈરવની પૂજા પ્રાચીન છે કે આધુનિક ?

ઉ૦—પ્રાચીન શાસ્ત્રોમાં ભૈરવની પૂજા જોવામાં આવતી નથી; પરન્તુ હાલમાં ઘણાં દેવસ્થાનોની અંદર તેની પૂજા કરવામાં આવે છે. સામાન્ય વર્ગનાં મનુષ્યો તેને કાશીનો કોટવાળ અથવા મહાદેવનો ગણ કહે છે. કલિંજરની અંદર ભૈરવનું જે મંદિર છે તે વિષે અબુલફજલે 'આઇને અકબરી' માં પણ ઉલ્લેખ કરેલો છે. કાશીમાં બટુકનાથનું મંદિર બહુ પ્રસિદ્ધ છે. તેને વિષે એવું કહેવામાં આવે છે, કે તે કાશીનાં સઘળાં દેવાલયોનું રક્ષણ કરે છે. ઘણાં ગામોમાં ભૈરવની પૂજા ભોમીયા આદિના નામથી કરવામાં આવે છે. આ પૂજા શાસ્ત્રોક્ત નહિ પણ ગ્રામદેવતા તરીકેની છે.

પ્ર૦—સતીપૂજા એટલે શું ? સતીપૂજા કેવી રીતે કરવામાં આવે છે અને કેવી રીતે કરાવી જોઈએ ?

ઉ૦—જે પતિવ્રતા સ્ત્રીઓ પોતાના પતિની પાછળ સતી થઈ

હોય તેની પૂજા એનું નામ સતીપૂજા. હાલમાં સતી થવાનો રિવાજ બંધ પડયો છે. કારણ કે કોઈ કોઈ સ્ત્રીઓ શુદ્ધ પાતિવ્રતથી સતી થતી હતી, જ્યારે કેટલીકને બળાત્કારે અગ્નિમાં જીવતી ધકેલી દેવામાં આવતી હતી.

સતીપૂજા હાલમાં કેટલાંક સ્થળોમાં કરવામાં આવે છે. લોકો ધારેલું કાર્ય પાર પડવાના હેતુથી તેની માનતા માને છે અને કામ પાર પડતાં સતીના મંદિરમાં જઈ બાધા મૂકી આવે છે.

ખરી સતીપૂજા સતીઓના ગુણોનું સ્મરણ કરવામાં અને તેવા ગુણો પોતાનામાં પેદા થવા પામે તેવું વર્તન રાખવામાં છે. સતી પૂજામાં પાતિવ્રત ધર્મનું શિક્ષણ મેળવવાનો ખાસ ઉદ્દેશ રહેલો છે. આ ઉદ્દેશને ભૂલી જઈ માત્ર ગતાનુગતિક થવાથી કશો જ લાભ નથી. સતીપૂજા કેવળ પતિપરાયણા બનવાના ઉદ્દેશને લક્ષમાં રાખી કરાવી જોઈએ.



## પાઠ ૬૩ મો.

### મૂર્તિપૂજા.

પ્ર૦—શાસ્ત્રોમાં મૂર્તિપૂજાનું શું વિધાન છે?

ઉ૦—વેદમાં કહ્યું છે, કે પરમાત્મા નેત્રોનો વિષય નથી, તે વાણી અથવા કોઇ ઇન્દ્રિયનો વિષય નથી, તેમ તેને માટે કોઇ ખાસ સ્થાન હોય એમ પણ નથી. યજુર્વેદમાં કહ્યું છે, કેઃ—

तदेवाग्निस्तदादित्यस्तद्वायुस्तदु चन्द्रमा ।
तदेव शुक्रं तद्ब्रह्म ता आपः स प्रजापतिः ॥

અર્થાત્ તે અગ્નિ છે, તે સૂર્ય છે, તે ચન્દ્રમા છે, તે શુક્ર છે, તે બ્રહ્મ છે, તે જળ છે, તે જ પ્રજાપતિ છે.

न तस्य प्रतिमाऽस्ति यस्यनाम महद्यशः ।

જેનું નામ મહત્ યશ અર્થાત્ સર્વોત્કૃષ્ટ યશસ્વી છે તે પુરુષની કોઈ પ્રતિમા નથી. આ જ પ્રમાણે શ્વેતાશ્વેતર ઉપનિષદ્‌માં પણ કહ્યું છે, કેઃ—

अपाणि पादो जवनोग्रहिता
पश्यत्य चक्षुः स शृणोत्यकर्णः ।
स वेत्ति वेद्यं न च तस्याऽस्ति वेत्ता
तमाहूरग्र्यं पुरुषं महान्तम् ॥

અર્થાત્ તે પરમાત્માને હાથપગ નથી તથાપિ તે બહુ વેગથી ચાલનાર અને ગ્રહણ કરનાર છે. તે આંખ વગર દેખે છે, કાન વગર સાંભળે છે, તે જાણવાને યોગ્ય એવું સઘળું જાણે છે. તેને કોઈ જાણનાર નથી, તેને શ્રેષ્ઠ અને મહાન્ પુરુષ કહે છે.

આ મંત્રોથી સિદ્ધ થાય છે, કે વેદમાં ઈશ્વરનું કોઈ ખાસ સ્થાન માનવામાં આવ્યું નથી; પરન્તુ તેને સર્વવ્યાપી નિરાકાર કહેવામાં આવ્યો છે. શાસ્ત્રમાં જે મૂર્તિપૂજા કરવાનું કહેવામાં આવ્યું છે તે અધિકારભેદે કરીને છે. પ્રથમ અધિકારીએ પોતાના ચિત્તને મૂર્તિ ઉપર સ્થિર કરવું અને તે પછી મૂર્તિને બાજુ પર મૂકી એમને એમ સ્વરૂપનો સાક્ષાત્કાર કરવો. નિયમ એવો છે, કે ब्रह्मदृष्टि रुत्कर्षात् । નિકૃષ્ટમાં ઉત્કૃષ્ટની ભાવના કરવાથી નિકૃષ્ટ ઉત્કૃષ્ટરૂપ બની જાય છે. આટલા માટે મૂર્તિપૂજા કરનારે તેમાં બ્રહ્મભાવનું આરોપણ કરીને દૃષ્ટિને ઉચ્ચગામી બનાવવી; પરન્તુ બ્રહ્મમાં મૂર્તિભાવે નિહાળીને તેને નીચે લાવવી નહિ. જો હરકોઈ પ્રકારની મૂર્તિપૂજા આ નિયમને અનુસરીને કરવામાં આવે તો મધ્યમ અથવા કનિષ્ઠ અધિકારીઓને માટે એવી ઉપાસના બિલકુલ હાનિકારક નીવડતી નથી. મૂર્તિમાં હંમેશાં જ બ્રહ્મદૃષ્ટિ રાખો અને બ્રહ્મમાં કદિપણ મૂર્તિભાવ રાખો નહિ. જો બ્રહ્મમાં મૂર્તિભાવ ધારણ કરવામાં આવશે તો તે

અલ્પ અને પરિચ્છિન્ન થઇ જશે. આટલા માટે જે અધિકારી ભગવત્ સ્વરૂપનો સાક્ષાત્કાર કરવા ચ્હાતો હોય તેને માટે જરૂરનું છે, કે તેણે પ્રથમ રામકૃષ્ણ આદિ પોતાના ઇષ્ટદેવની સ્થૂળ મૂર્ત્તિનું ધ્યાન ધરવું અને તે પછી મૂર્ત્તિના કોઇ એક અંગ ઉપર ચિત્તને સ્થિર કરવું. આ પ્રમાણે એક સ્થળે ચિત્ત સ્થિર થયા પછી તે મૂર્તિના કારણરૂપ એવા ઇશ્વરનું અમૂર્ત્તરૂપે ધ્યાન ધરવું અને ઇશ્વરને શરીરી અને જગતને તેના શરીરરૂપે જોવું. જેમાં સર્વ પ્રાણીઓનો નિવાસ છે અને જે પ્રાણીમાત્રમાં નિવાસ કરીને રહે છે તે જ ભગવાન વાસુદેવ છે, એવું ધ્યાન ધરતાં ધરતાં જ્યારે તે ક્રિયા સિદ્ધ થઈ જાય ત્યારે ચિત્તનો નિર્ગુણમાં લય કરી દેવો. જે ઉત્તમ અધિકારી છે, તેને મૂર્તિપૂજાની વા કોઈ મંદિર યા ખાસ સ્થાનની જરૂર નથી. કારણકે **यत्रैकाग्रता तत्राविशेषात्।** જે સ્થાને અને જે કાળે ચિત્ત સ્થિર થઇ જાય તે જ સ્થાને અને તે જ કાળે ધ્યાન કરવું એવો નિયમ છે. આટલા માટે મૂર્તિપૂજનના વિષયમાં જે વાદવિવાદ ચાલે છે તે વ્યર્થ છે. વળી **दिव्योह्यमूर्त्तः पुरुषः** । તે પુરૂષ (પરમાત્મા) પ્રકાશ સ્વરૂપ અને અમૂર્ત્ત છે એ સિદ્ધાન્ત છે. ચાલુ સમયમાં મંદિરો ઘણાં બને છે; પરન્તુ તેમાં જેમ બહારના ભભકા સિવાય બીજું કશું જોવામાં આવતું નથી, તેમ પાછળથી તેના પર જોઇએ તેવી દેખરેખ પણ રખાતી નહિ હોવાથી તે બગડી જવા પામે છે. તેમાં નથી થતી ધર્મની વૃદ્ધિ કે નથી થતી વિદ્યાની ઉન્નતિ.

---

## પાઠ ૬૪ મો.

---

### વૃક્ષોની પૂજા.

પ્ર૦—કયી કયી જાતનાં વૃક્ષોની પૂજા કરવામાં આવે છે?

ઉ૦—વૃક્ષોમાં વડ, પીંપળો અને તુળસીની પૂજા કરવાનો

ચાલ વિશેષ છે. પીંપળામાં સર્વ દેવોનો વાસ છે એમ માનવામાં આવે છે. ગીતામાં શ્રી કૃષ્ણ ભગવાને કહ્યું છે, કે વૃક્ષોમાં અશ્વત્થ (પીંપળો) હું છું. તેને રોપવામાં પુણ્ય અને કાપવામાં પાપ ગણાય છે. વળી એવું કહેવાય છે, કે તેની ઉત્તરમાં બ્રહ્મા, પૂર્વમાં ઇન્દ્રાદિ દેવો અને તેના મૂળમાં યજ્ઞ, સમુદ્ર અને વેદ રહેલા છે. વટવૃક્ષની પૂજા સ્ત્રીઓ કરે છે, અને કેટલાંક ગામોમાં તેની નીચે દેવતાનું સ્થાનક હોય છે. તુળસીની પૂજા કરવાનો ચાલ પુરાણોના સમયથી નીકળ્યો છે, અને ' તુળસી કવચ ' એ નામનું સ્તોત્ર પણ બની ગયું છે. તેને શ્રી કૃષ્ણજીની પ્રિય પત્ની માનવામાં આવે છે. ઘણી વિધવા અગર સંતાન વગરની બીજી સ્ત્રીઓ સેંકડો રૂપિયા ખર્ચ કરીને તુળસીવિવાહ કરે છે. તુળસીનો આ વિવાહ શાલીગ્રામની સાથે સઘળી વિધિપુરઃસર કરવામાં આવે છે. આમ છતાં એ વિવાહ શાસ્ત્રોક્ત નથી. તુળસીદળ બહુ ગુણકારી છે. તેનો છોડ દરેક ઘરમાં હોવાની ખાસ જરૂર છે. તે જંતુનાશક છે અને તેનાથી હવા શુદ્ધ રહે છે. વડના ઝાડની છાયા બહુ સુખદાયક છે. કોઈ કોઇ સ્થળે તે એટલા બધા વિસ્તારમાં ફેલાયેલો હોય છે, કે તેની નીચે હજારો મનુષ્યો એકી સાથે બેસી શકે છે. પીંપળો, લીમડો, આંબો વગેરે ઝાડો બહુ ઉપકારક છે. તેને રોપવાં, ઉછેરવાં અને જાળવવાં એ જ તેની પૂજા છે.

---

## પાઠ ૬૫ મો.

---

### પશુપૂજા.

પ્ર૦—પશુઓમાં કોની કોની પૂજા કરવામાં આવે છે ?

ઉ૦—પશુઓમાં મુખ્ય પૂજા ગાયની કરવામાં આવે છે.

પ્ર૦—હનુમાનજીની પૂજા શામાં ગણાય છે ?

ઉ૦—પ્રથમ કહેવામાં આવ્યું છે તેમ ' રામાયણ'માં હનુમાન, સુગ્રીવ વગેરેને માટે જે વાનર શબ્દનો પ્રયોગ કરવામાં આવ્યો છે તે લોકો વાનર નહિ; પરંતુ મનુષ્ય હતા. હનુમાનજીનાં પરાક્રમ, પાંડિત્ય અને જ્ઞાન વિષેની સવિગત હકીકત પાછળ કહેવામાં આવી છે. તેમની સહાયથી રાવણને જીતવામાં આવ્યો હતો. તેમનું જીવન ભક્તિ અને જ્ઞાનનું પરમ ઉદાહરણ છે. તેમના એ ગુણોને નજરની સામે રાખી જો તેમની પૂજા કરવામાં આવે તો તેથી અનન્ય લાભ થાય. તે સિવાય એક વાનરની મૂર્તિ બનાવી તેની પૂજા કરવાથી કંઇ જ લાભ નથી. અયોધ્યામાં હનુમાનગઢીનું મંદીર ઘણું પ્રાચીન છે; પરંતુ ત્યાં પણ હનુમાનજીની પૂજા ગતાનુગતિક રીતે જ કરવામાં આવે છે.

પ્ર૦—ગાયની પૂજા શા કારણથી કરવામાં આવે છે ?

ઉ૦—હિંદુસ્તાનની આબાદીનો આધાર ખેતી ઉપર છે અને ખેતીનો આધાર ગાય ઉપર છે. શાસ્ત્રોમાં ગાયનું માહાત્મ્ય ઘણું વર્ણવવામાં આવ્યું છે. ગાયના દાનનો પણ અપાર મહિમા વર્ણવ્યો છે. ગાયને સર્વ પ્રકારની ઋદ્ધિ, સિદ્ધિ અને ઐહિક તેમજ પારમાર્થિક કલ્યાણનું કારણ માનવામાં આવે છે. એમ કહેવાય છે, કે એક ગાયનું દાન કરવાથી મનુષ્ય વૈતરણી ઉતરી જાય છે. પંચ-ગવ્ય અર્થાત્ ગાયનાં દૂધ, દહીં, ઘી, મૂત્ર અને ગોમયને સર્વ પ્રકારની શુદ્ધિનું કારણ ગણવામાં આવે છે. ગાયોમાં પણ કપીલ ગાયના દાનનો મહિમા ઘણો વધારે છે. ગાયનું દૂધ સદા પવિત્ર, ગુણકારી અને અમૃત સમાન મનાય છે જેવી રીતે અમૃત જગતને અમર બનાવે છે તેવી રીતે ગાયના દૂધ અને ઘીથી કરાયેલા હવ્યકવ્ય દ્વારા જગતનું કલ્યાણ થાય છે એમ માનવામાં આવે છે. રામચંદ્રજી, ભરત, માંધાતા આદિ મોટા મોટા રાજામહારાજાએ ગોદાન કરવાને માટે હંમેશાં તત્પર રહેતા હતા. પરંતુ પ્રાચીન સમયમાં ગોદાનનો જેવો મહિમા ગણાતો હતો તેવો જ નિયમ તેનું રક્ષણ અને દાન કરવામાં પણ હતો. મહાભારતના અનુશાસન પર્વના અધ્યાય ૬૯ માં કહ્યું

છે, કે જે પાપાચારી, લોભી અને અસત્યવાદી હોવા સાથે દેવપિતૃ તરફનું પોતાનું કર્તવ્ય અદા કરનાર હોય નહિ તેને ગાયનું દાન કરવું એ પાપનું મૂળ છે. ગાયનું દાન એવા પુરૂષને કરવું જોઇએ કે જે વેદાંતમાં નિષ્ઠાવાન હોય; જે પંડિત, મેધાવિ, જીતેન્દ્રિય અને સર્વ પ્રકારના સંગથી રહિત હોય; જે સદા પ્રિયવાદી હોય; જે ભૂખથી પીડાતા છતાં પણ કોઇનું બૂરૂં ઇચ્છતો ન હોય; જે ક્રૂર કર્મ કરનાર ન હોય અને જે હંમેશાં અતિથિની સેવા કરતો હોય. હાલમાં ગાયનું દાન આ રીતે કરવામાં આવતું નથી. લોકો વગર વિચારે ગમે તેવા બ્રાહ્મણસાધુને ગાયનું દાન આપે છે અને તેઓ લાલચને વશ બની તેને ગ્રહણ કરે છે તેમજ તરત જ વેચી મારે છે. અહીં એક તરફથી યજમાનના મનમાં તો એમ જ હોય છે, કે મેં જે ગાયનું દાન કર્યું છે તે ગોરને ઘેર સુખી છે અને તે તેનું દૂધ પીએ છે જ્યારે બીજી તરફથી તે કસાઇઓના હાથમાં જઇ પડી પ્રાણ ખોઇ બેસે છે ! આવી બીના બનતી હરહંમેશ જોવામાં યા સાંભળવામાં આવે છે. આમ થવાથી દાન કરનારને પુણ્યને બદલે પાપ થાય છે, ઘી અને દૂધની અછત થતી જાય છે, ચોકખું ઘી મળતું નથી, સારૂં દૂધ મળવાના સર્વત્ર સાંસા પડવા લાગ્યા છે, ખેતીવાડીના બળદો બળહીન થતા જાય છે, ઉપરાંત જે બળદ પ્રથમ દશ દશ રૂપિયે મળતા તેના હાલ સો સો રૂપીયા બેસે છે, અને પહેલાં લોકો આખલો કરી છોડી મૂકતા હતા જ્યારે હવે એવું થોડે જ ઠેકાણે થતું જોવામાં આવે છે. ઘાસચારાની પણ બહુ જ તંગી જોવામાં આવે છે અને તેથી હજારો પશુઓ વિનાશના મુખમાં જઈ પડે છે. આટલા માટે જો ગાયની ખરેખરી પૂજા કરવા ઇચ્છતા હો તો નીચેના નિયમો પાળો :—

૧—ઓછામાં ઓછી એકેક ગાય દરેક માણસે પોતાને ઘેર રાખવી.

૨–દરેક ગામમાં જમીનનો અમુક ભાગ પશુઓને ચરવાને માટે 'ગોચર' તરીકે પડતર રાખવો.

૩—ઘાસચારો નીપજે એવાં અનાજનું વાવેતર જમીનના મોટા ભાગમાં કરવું.

૪–ગાયો અને બળદોને વખત પ્રમાણે માપસર ચારો નીરવો, તેમને મીઠું અવસ્ય ખવરાવવું, તેમને રાખવાની કોઢ સ્વચ્છ રાખવી, તેમના શરીર ઉપર ગંદકી રહેવા દેવી નહિ, દૂધ દોહવાનાં વાસણો ચોકખાં રાખવાં અને તેમને અયોગ્ય પદાર્થ ન ખવરાવવો કે ખાવા દેવો. ગાયોની આ પ્રકારે સાચી સેવા કરવાથી તેમની તંદુરસ્તી સાથે આપણું પણ અનેકવિધ કલ્યાણ થશે.

૫–સુપાત્ર જોઇને જ ગાયનું દાન કરવું. કુપાત્રને ગાય આપવાથી પુણ્યને બદલે પાપ થાય છે.

## પાઠ ૬૬ મો.

### જપ.

**પ્ર૦**—વર્તમાન સમયમાં કયા કયા મંત્રોના જપ કરવામાં આવે છે?

**ઉ૦**—ચાલુ સમયમાં મુખ્યત્વે કરીને, ગાયત્રી, મૃત્યુંજય, મહા મૃત્યુંજય, દ્વાદશાક્ષર, પંચાક્ષર વગેરે મંત્રોના જપ કરવામાં આવે છે. ગાયત્રી મંત્ર અને તેનો અર્થ પાછળ કહેવામાં આવ્યો છે. મૃત્યુંજય અને મહા મૃત્યુંજય મંત્રો અનુક્રમે નીચે મુજબ છે:—

૧–ॐ त्र्यम्बकं यजामहे सुगन्धिं पुष्टिवर्धनम्
उर्वारुकमिव बन्धनान्मृत्योर्मुक्षीय मामृतात् ।

૨–ओं ह्रौं ओं जुं सः भूर्भुवः स्वः ओं त्र्यम्बकं
यजामहे सुगन्धिं पुष्टि वर्धनम् ।

**उर्वारुकमिव बन्धान्मृत्योर्मुक्षीय मामृतात्**
**ओं सः जुं हौं ओं स्वः भुवः भूरोम् ॥**

આ બીજા મંત્રમાં વૈદિક મંત્રની સાથે જે તાંત્રિક ભાગ જોડી દેવામાં આવ્યો છે તેને જો છોડી દેવામાં આવે અને કેવળ વેદોક્ત મંત્ર શુદ્ધ ભાવથી જપવામાં આવે તો તે એકલો જ કલ્યાણકારી નીવડશે. સાયણ ભાષ્ય પ્રમાણે આ વૈદિક મંત્રનો અર્થ એવો થાય છે, કે બ્રહ્મા વિષ્ણુ અને મહેશ એ ત્રણે દેવતાઓના પિતારૂપ પરમાત્માની અમે ઉપાસના કરીએ છીએ. તે પરમાત્માની પવિત્ર કીર્તિ સર્વત્રવાહી જગદ્બીજ ઉપાસકોની શક્તિ વધારનારી છે. હે પરમાત્મન્ ! જેવી રીતે કાકડી નામનું ફળ પરિપક્વ બની પોતાના બંધનમાંથી પોતાની જાતે મુક્ત થઈ જાય છે તેવી જ રીતે અમે પણ આ ભ્રમાત્મક સંસારરૂપી બંધનથી છૂટા થઇ સાયુજ્ય પદને પામીએ, અમને મુક્તિનું દાન દેશો.

દ્વાદશાક્ષર મંત્ર વિષ્ણુપુરાણમાં નીચે મુજબ છેઃ—

**ॐ हिरण्य गर्भ पुरुष प्रधानाव्यक्तरुपिणे ।**
**ॐ नमो वासुदेवाय शुद्धज्ञान स्वरुपिणे ॥**

આ મંત્રનું ટુંકું રૂપ **ॐ नमो भगवते वासुदेवाय ।** છે. આ મંત્રનો ભાવાર્થ એવો છે, કે બ્રહ્મા, વિષ્ણુ અને મહેશથી પર એવા જે અવ્યક્ત રૂપ, શુદ્ધ જ્ઞાનસ્વરૂપ ભગવાન વાસુદેવ છે તેમને અમારા નમસ્કાર છે. આ મંત્ર જપવાથી હમેશાં કલ્યાણ થશે. આ સઘળા મંત્રોનો સાર પ્રણવ અર્થાત્ ૐકાર છે. તેનો જાપ જપવો અને તેનું ધ્યાન ધરવું એ મોક્ષનો સીધો માર્ગ છે. બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ અને તેનાથી જે પર છે તે તથા **भूर्भुवः स्वः** એ ત્રણે લોક અને તેનાથી જે કંઈ પર છે તે સર્વ આ પ્રણવમાં અન્તર્ગત છે. આટલા માટે તેના જાપ અને અર્થાનુસંધાનને સમા-

ષિનું દ્વાર કહેવામાં આવ્યું છે. અંતકાળમાં યોગી પુરૂષો તેનો જપ જપતા જપતા પરમ પદને પામે છે. ઇન્દ્રિયો સહિત મનને એકાગ્ર કરીને એકાન્ત સ્થળમાં પવિત્ર બનીને સુખાસન વાળી પ્રણવ અથવા ગાયત્રી મંત્રનો જપ કરવાથી ચિત્તની અવશ્ય શુદ્ધિ થશે.

પ્ર૦—તાન્ત્રિક મન્ત્રો જપવા ઉચિત છે યા નહિ ?

ઉ૦—ચાલુ સમયમાં જે તાન્ત્રિક મંત્રો પ્રચલિત છે તે વેદ-વિહિત નથી. વળી તે વૈદિક મંત્રો કરતાં કોઈ પણ પ્રકારના ઉચ્ચ-તર ભાવને પેદા કરી શકતા નથી. તેના જાપ જપવાથી વૃત્તિ સાત્વિક નહિ; પરન્તુ વિશેષે કરીને રજોગુણી અને તમોગુણી બને છે. એટલા માટે તેનો પરિત્યાગ કરવો એજ ઉચિત છે. ऐं ह्रीं क्लीं फट् આદિ ઘણા મંત્રો એવા છે, કે જેનો કંઈ પણ અર્થ હોતો નથી તેમ જ તે વ્યાકરણથી સિદ્ધ થતા નથી.

## પાઠ ૬૭ મો.

### પઠન.

પ્ર૦—કયા કયા ધર્મ ગ્રંથોનો પાઠ કરવામાં આવે છે ?

ઉ૦—વર્તમાન સમયમાં ઘણું કરીને 'પુરૂષ સૂક્ત,' 'રૂદ્રી,' 'વિષ્ણુ સહસ્રનામ,' 'ગોપાળ સહસ્રનામ,' 'સપ્તસતી,' 'ભગવત ગીતા,' વગેરેનો પાઠ કરવામાં આવે છે. આ સર્વમાં 'વિષ્ણુ સહસ્ર નામ' નો પાઠ સર્વ સાધારણ લોકો પોતાની મેળે કરે છે. કોઇ કોઇ 'સપ્તસતી' નો પણ પાઠ કરે છે. 'વિષ્ણુ સહસ્રનામ' અને 'ગીતા' એ બન્ને મહાભારતમાં આવેલાં છે. 'ગીતા' જેવો મનુષ્યનું કલ્યાણ કરનાર કોઇ ગ્રન્થ નથી. તેનો નિત્ય પાઠ અને અર્થવિચાર કરવો એ મહાન્ લાભદાયક છે, એ અભિપ્રાયની સાથે સર્વ દેશોના વિદ્વાનો મળતા આવે છે. ભીષ્મ પિતામહે મૃત્યુ સમયે શરશય્યા

ઉપર જે સ્તુતિ કરેલી અને જે 'ભીષ્મસ્તવરાજ' ને નામે સુપ્રસિદ્ધ છે તેનો પાઠ કરવો એ પણ ઉત્તમ છે.

પ્ર૦—કયી જાતની કથાઓનો સર્વ જાતના લોકોમાં પ્રચાર છે અને હોવો જોઇએ ?

ઉ૦—શ્રી સત્યનારાયણ અને શ્રીમદ્ ભાગવતની કથાનો પ્રચાર વિશેષ છે. વેદ, ઉપનિષદ્, વાલ્મિકીય રામાયણ, મહાભારત વગેરેની કથાનો પ્રચાર ઓછો છે તે વધારે થવાની ખાસ જરૂર છે. રામાયણ અને મહાભારતના કથાના વિશેષ પ્રચારથી પ્રથમના જેવી હાલ પણ હિન્દુજાતિની ઉન્નતિ થશે. આટલા માટે સઘળા વિદ્વાનોએ તેનો બને તેટલો વધારે પ્રચાર કરવાને યત્ન કરવો જોઇએ. ઉત્સવો અને મેળાઓના પ્રસંગે રામાયણ અને મહાભારતની કથા કરવી-કરાવવી એ સપ્તાહ વગેરેની કથાઓ કરતાં વધારે લાભદાયી થઇ પડશે. સત્યનારાયણની કથાથી એક પ્રકારનું વ્રત અને દાન કરવાનો અવસર મળે છે. તે સિવાય તેમાં કંઈ સવિશેષ ઉચ્ચ ભાવ નથી. એ કથા કોઇ પણ પુરાણમાં નથી અને તે ઘણું કરીને પ્રત્યેક માસની પૂનેમ યા બારશને દિવસે કરવા-કરાવવાનો ચાલ છે.

શ્રીમદ્ ભાગવતના સંબંધમાં બહુ મતભેદ છે. ઘણા વિદ્વાનો તેને બોપદેવ કૃત તો બીજા ઘણાઓ તેને વ્યાસકૃત હોવાનું જણાવે છે. જે દેવી ભાગવતની ગણના અઢાર પુરાણોમાં થાય છે તેનો મહાભારતના ટીકાકાર શ્રી નીલકંઠ શાસ્ત્રીએ પુરાણ તરીકે સ્વીકાર કર્યો નથી. ભાગવતની શબ્દરચના છટાદાર અને કવિતા ભક્તિના કોમળ અને મધુર ભાવોથી ભરપૂર હોવા વિષે બીલકુલ સંદેહ નથી. સંસ્કૃતના આધુનિક કાવ્ય ગ્રન્થોમાં એના જેવો બીજો એકે ગ્રન્થ નથી. આમ છતાં મહાભારત વ્યાસજી કૃત છે એમ કહીએ તો ભાગવત તેમનું બનાવેલું હોઇ શકે નહિ. મહાભારતમાં એવો ઉલ્લેખ છે, કે જ્યારે પરીક્ષિતને ઋષિએ શાપ આપ્યો ત્યારે તેમણે એક દંડીઓ

મહેલ બનાવરાવી તેની ઉપર વાસ કર્યો હતો અને પછી તે મહેલને ચારે તરફથી બંધ કરી દઈ આસપાસ સર્વત્ર ચોકી પહેરા મૂકી દીધા હતા.

तस्मिंश्च गत मात्रेऽथ राजा गौरमुखे तदा ।
मन्त्रिभिर्मन्त्रयामास सह संविग्न मानसः ॥ २८ ॥
समन्त्र्य मन्त्रिभिश्चैव स तथा मंत्रतत्वविद् ।
प्रासादं कारयामास एक स्तम्भं सुरक्षितम् ॥ २९ ॥
रक्षाश्चविदधे तत्र भिषजं श्चौषधानि च ।
ब्राह्मणान्मंत्रसिद्धांश्च सर्वतो वैनियोजयत् ॥ ३० ॥
राजकार्याणितत्रस्थः सर्वाण्येवा कराच्चसः ।
मंत्रिभिः सहधर्मज्ञः समन्तात्परिरक्षितः ॥ ३१ ॥
न चैनं कश्चिदारूढं लभते राजसत्तमम् ।
वातोपि निश्चरंस्तत्र प्रवेशे विनिवार्यते ॥ ३२ ॥*

અર્થઃ—તે ગૌરમુખના જવા પછી રાજાએ વ્યાકુળ ચિત્તે પોતાના મંત્રિઓની સાથે વિચાર કર્યો. આ પછી મંત્રના તત્ત્વને જાણનાર એવા રાજાએ મંત્રિઓની સલાહથી એક ઉંચું એકદંડીયું સુરક્ષિત મકાન બંધાવરાવ્યું, અને ત્યાં ચારે તરફ વૈદ્યો, ઔષધિઓ અને મંત્રવેત્તા બ્રાહ્મણોની યોજના કરી પોતાના રક્ષણને માટે પ્રયત્ન કર્યો. આ પ્રકારે ચારે તરફથી રક્ષિત એવા તે નવા બનાવેલા મકાનની અંદર બેઠે બેઠે તે ધર્મજ્ઞ રાજા મંત્રિઓની સાથે સઘળાં રાજ્યકાર્યો કરવા લાગ્યા. આ મકાનમાં બેઠેલા તે રાજશ્રેષ્ઠની પાસે કોઇપણ જઇ શકતું ન હતું. પવન પણ તેમની પાસે જતાં અટકી જતો હતો.

* મહાભારત; આદિપર્વ: અ૦ ૪૨.

આવી સ્થિતિમાં સાતમે દિવસે એક બ્રાહ્મણે રાજાની પાસે આવીને તેમને કોઈ ફળ આપ્યું. આ ફળમાંથી એક કીડો નીકળ્યો. અને તેણે રાજાના પ્રાણ લીધા.

આ વાતની સાથે હવે ભાગવતમાંની કથા જોઈએ. તેમાં કહ્યું છે, કેઃ—

इति व्यवच्छिद्य सपाण्डवे यः
प्रायोपवेशं प्रति विष्णु पद्याम् ।
दध्यौ मुकुन्दाङ्घ्रि मनन्य भावो
मुनिव्रतो मुक्त समस्त संगः ॥*

અર્થઃ—આ પ્રકારે નિશ્ચય કરીને તે પાણ્ડવોના વંશમાં જન્મેલા રાજા પરીક્ષિત પોતાના પ્રાણનો ત્યાગ કરવાને માટે ગંગાકિનારે ગયા. અહીં મુનિવ્રત ધારણ કરી સર્વ જાતના સંગને પરહરી તે અનન્ય ભાવે શ્રી વિષ્ણુ ભગવાનના ચરણોનું ધ્યાન ધરવા લાગ્યા.

અહીં શુકદેવજીએ આવીને તેમને ભાગવતની કથા કહી સંભળાવી. જો આ હકીકત સાચી હોય તો મહાભારતમાંની કથા ખોટી ઠરે છે અને જો મહાભારતમાંની કથાને સાચી માનીએ તો ભાગવતમાંની વાત અસત્ય ઠરે છે. જો બન્ને સાચી છે એમ કહેવામાં આવે તો તે એક વ્યક્તિની અર્થાત્ વ્યાસજીની બનાવેલી શી રીતે હોઇ શકે ? આથી આ સપ્તાહની કલ્પના બરાબર હોય એમ ચોકસ ખાત્રી થતી નથી.

વળી મહાભારતની અંદર સરળ શબ્દોમાં ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્યના જે ઉચ્ચભાવોની ગુંથણી કરવામાં આવી છે તે ભાગવતના કઠણ અને આલંકારિક શબ્દોમાં નથી. ભાગવતમાં વર્ણવેલું શ્રીકૃષ્ણનું જીવનચરિત્ર શુદ્ધ નથી. તેમાં કોઇ ભાગ ક્ષેપક છે તો કેટલેક સ્થળે

*—ભાગવત; સ્કંધઃ ૧ઃ અ૦ ૧૮ઃ શ્લો. ૭.

ઐતિહાસિક દોષ પણ છે. તેમનું ખરેખરું ઐતિહાસિક અને રસિક જીવનવૃત્તાંત મહાભારતમાં છે તે જ છે.

ઉપર પ્રમાણે ભાગવતની રચના વિરોધી વિચારો પેદા કરે એવી હોવા છતાં પણ તેમાં ' ભક્તિભાવ તથા ધર્મની ભાવનાને લોકોના દૈનિક જીવનમાં ઉતારવાનો તથા તત્ત્વજ્ઞાનના ઉચ્ચ આકાશમાં વિચરતા ધર્મતત્ત્વને સાધારણ મનુષ્યો ગ્રહણ કરી શકે તથા વ્યવહારમાં ઉતારી શકે એવું સ્વરૂપ આપવાનો ' યત્ન થયેલો છે એમાં સંદેહ નથી. આથી પણ વિશેષ સર્વોચ્ચ અને ક્યાંએ પણ શોધી ન જડે એવી એક પરમ અદ્‌ભુત વસ્તુ તેમાં સમાયેલી છે. આ અદ્‌ભુત વસ્તુ તે પ્રેમલક્ષણા-નિષ્કામ ભક્તિ છે. આ નિષ્કામ ભક્તિ વૃંદાવનની રાસલીલાના વર્ણનમાં એક પરમ સુંદર રૂપકરૂપે વર્ણવાએલી છે. ગોપીઓની એ પ્રેમજનિત વિરહવેદનાને—નિષ્કામ ભક્તિને સમજવી સહેલ નથી. ગોપી જેવું વિશુદ્ધ અને પ્રેમોન્મત્ત હૃદય જ તેના રહસ્યને સમજી શકે. ગોપીઓની નિષ્કામ ભક્તિએ ધર્મના ઇતિહાસમાં એક નવીન જ આદર્શ ખડો કરી દીધો છે. પ્રેમમાં બદલાને અવકાશ નથી, પ્રેમ કેવળ પ્રેમની જ ખાતર હોવો જોઇએ એવો નિષ્કામ કર્મનો ઉપદેશ જગતને રાસલીલાના વર્ણનમાંથી પહેલી જ વારનો મળે છે. રાસલીલાના ભાવો સહેજે સમજી શકાય તેવા નથી. તેને માટે હૃદય વધારે પવિત્ર કામવાસનાથી રહિત હોવાની જરૂર છે. તે વગર તેને માટે અનેક ભ્રમ થવાના સંભવ છે. હૃદયમાંથી કામવાસના અને સ્વાર્થનો જડમૂળથી નાશ કર્યા સિવાય ગોપીઓના નિષ્કામ પ્રેમને સમજવો અને પ્રાપ્ત કરવો અશક્ય છે. ભાગવતમાં જો કોઇ ઉંચામાં ઉંચી ભાવના હોય તો તે ગોપીઓની નિષ્કામ ભક્તિ જ છે.

પણ ભાગવતમાંનો આ સર્વોચ્ચ ભાવ સમજવાને ચિત્તશુદ્ધિની સૌથી પ્રથમ આવશ્યકતા છે. પરીક્ષિત રાજાને શુકદેવજીએ આ ભાગવતની કથા કહી સંભળાવી એ વાતને સ્વીકારીએ તો સ્પષ્ટ

જ છે, કે શુકદેવજી જેવા જ્ઞાની કથા કહેનાર અને પરીક્ષિત જેવા મુમુક્ષુ કથા સાંભળનાર હોય તો જ ભાગવતમાંના એ ઉચ્ચ ભાવને ઝીલી અને ઝીલાવી શકે. આથી ઉલટું ક્ષુદ્ર સ્વાર્થ અને વિવિધ વાસનાઓથી વીંટાએલા કથાકારો અને શ્રોતાજનો ભાગવતમાંના આ ઉચ્ચ ભાવના રહસ્યને સમજી ન શકે એ સ્વભાવિક છે તો પછી તેના ભાવને ઝીલવાની કે ઝીલાવવાની તો વાતજ શી ? આ બાબત કથા કહેનાર ઉપર બહુ આધાર રાખે છે. એટલા માટે તે જ્ઞાની, વિદ્વાન્ અને પૂર્ણ ચારિત્ર્યશાળી હોવાની આવશ્યકતા છે. ભાગવતની કથા કહેનાર વિદ્વાન્ અને નીતિમાન હોતા નથી તો તેમાંના ભાવને જોઇએ તેવા સ્વરૂપમાં સમજાવી ન શકવાને પરિણામે ગમે તેવા રંગે રંગે છે અને તેથી સાધારણ શ્રોતા વર્ગના હૃદય ઉપર એ ભાવોની ઉલટી અસર થવા પામે છે અને નીતિમાં બગાડો થાય છે. વળી આ ભાગવતની કથા સાત દિવસમાં સમાપ્ત કરી દેવામાં આવે છે. પણ વિચારવું ઘટે છે, કે અધ્યાત્મ વિચારોથી ભરપૂર એવા એ મહાન કઠિન ગ્રંથની ઉપયોગિતા એટલા ટુંક સમયમાં સાધારણ વર્ગના શ્રોતાઓના દિલમાં શી રીતે ઠસાવી શકાય ?

## પાઠ ૬૮ મો.

### વ્રત-ઉત્સવ.

**પ્ર૦**—હિંદુઓનાં મુખ્ય વ્રતો અને તહેવારો ક્યાં ક્યાં છે ?

**ઉ૦**—આપણા દેશમાં ઘણું કરીને પ્રત્યેક માસ અને તિથિનું માહાત્મ્ય માનવામાં આવે છે અને તે સર્વમાં દાન પુણ્ય અને વ્રત કરવાનો નિયમ છે. મહિનાઓમાં ખાસ કરીને કાર્તિક, માઘ અને વૈશાખને વધારે પવિત્ર ગણવામાં આવે છે. ગીતામાં કહ્યું છે, કે મહિનાઓમાં માર્ગશીર્ષ હું છું; પરંતુ આજકાલ એ મહિનાને વધારે માનવાનો ચાલ નથી. તિથિઓમાં હાલ આઠમ, અગીઆરશ, ચૌદશ

અને પૂનમનું વ્રત ઘણા લોકો કરે છે. દિવસોમાં સૂર્યના ઉપાસક રવિવારનું, મહાદેવજીના ઉપાસક સોમવારનું અને હનુમાનજીના ઉપાસક શનિવારનું વ્રત કરે છે. મહાભારતમાં અગીઆરશનું વ્રત જોવામાં આવતું નથી; પરંતુ વૈષ્ણવોને માટે બારશના વ્રતનો મહિમા વધારે વર્ણવ્યો છે.

ખાસ કરીને જે વ્રતો અને ઉત્સવોનો મહિમા હાલમાં વધારે મનાય છે તે આ પ્રમાણે છેઃ—

(૧) **રામનવમી**—આ તહેવાર ચૈત્ર સુદિ ૯ ને દિવસે આવે છે. તે દિવસે રામચંદ્રજીનો જન્મ થયો હતો માટે તે રામના જન્મોત્સવ તરીકે ઉજવવામાં આવે છે. આ દિવસે ઠેકાણે ઠેકાણે મેળા ભરાય છે, વરઘોડા કઢાય છે અને એમ અનેક રીતે આનંદ મંગલ કરવામાં આવે છે. આ ઉત્સવ બહુ પવિત્ર છે અને એક મહાન્ પવિત્ર પુરૂષના સ્મારક તરીકે તે સર્વત્ર ઉજવાવો જોઇએ. ચૈત્ર સુદિ એકાદશીને દિવસે શ્રી કૃષ્ણનો દોલોત્સવ ઉજવાય છે.

(૨) **અખાત્રીજ**—વૈશાખ સુદિ ત્રીજનો દિવસ અખાત્રીજને નામે ઓળખાય છે. તેને અક્ષય તૃતીયા અથવા સત્વા ત્રીજ પણ કહેવામાં આવે છે. આ દિવસે લોકો નદીએ ન્હાવા જાય છે, પુણ્યદાન કરે છે અને ખેડુતો પહેલ વહેલાં હળ જોડે છે.

(૩) **નૃસિંહચૌદશ**—આ વ્રત વૈશાખ સુદિ ચૌદશને દિવસે આવે છે. એવું કહેવાય છે, કે તે દિવસે નૃસિંહ અવતાર થયો હતો.

(૪) **નિર્જળા એકાદશી**—જેઠ સુદિ અગીઆરશને નિર્જળા એકાદશી કહેવામાં આવ છે. લોકો તેને ભીમ અગીઆરશ કહે છે. આ દિવસે નિર્જળ વ્રત કરવાનો મહિમા છે; પરન્તુ જે લોકોથી એવી રીતે રહી શકાય નહિ તેઓ ફળાહાર કરીને પણ એ વ્રત કરે છે. તે દિવસે બ્રાહ્મણોને પાણીના ઘડા, પંખા અને ફળ વગેરેનું દાન કરવામાં આવે છે.

(૫) **રથયાત્રા**—અષાડ સુદિ બીજને દિવસે જગન્નાથજીની

રથયાત્રા થાય છે. આ દિવસે જગન્નાથપુરીમાં લાખો મનુષ્યો જગન્નાથજીના રથનાં દર્શન કરવાને એકઠાં થાયછે. જેઓ જગન્નાથપુરીમાં જઈ ન શકે તેઓને માટે દેશના પ્રત્યેક વૈષ્ણવ મંદિરમાં એ રથયાત્રાનો ઉત્સવ ઉજવાય છે. પ્રથમ એ રથ તળે ચગદાઈ મરી જવામાં મહાન્ પુણ્ય મનાતું હતું. હાલમાં તે પ્રથા બંધ થઇ છે તે ઠીક થયું છે.

(૬) **દેવશયની એકાદશી**--આષાડ સુદિ અગીઆરશ. તેને દેવપોઢી અગીઆરશ પણ કહે છે. આ દિવસથી દેવો પોઢી જાય છે તે કાર્તિક સુદિ અગીઆરશ સુધી એવી સ્થિતિમાં રહે છે એમ મનાય છે. આથી તેટલી મુદ્દત દરમિયાન વિવાહ વગેરે કાર્યો કરવાનું બંધ રહે છે. વળી આ દિવસથી ગોર્યોનું વ્રત શરૂ થાય છે તે પૂર્ણિમા સુધી પહોંચે છે. તેમાં નાની બાળાઓ ઝવેરાઓ વાવે છે અને ગોરીનું પૂજન કરે છે.

(૭)**આષાડી પૂર્ણિમા**--અર્થાત્ આષાડ સુદિ પૂનમને ગુરૂપૂજાનો દિવસ ગણવામાં આવે છે. તે દિવસે વિદ્યાર્થીઓ નદી યા સરોવર કિનારે એકઠા થઈ પરસ્પર સંવાદ અને શાસ્ત્રાર્થ કરે છે તેમજ ગુરૂની પૂજા કરે છે. વળી તે દિવસે પવન પણ જોવાય છે. તે દિવસના પવન ઉપરથી આવતી ઋતુ કેવી નીપજશે તે કહેવામાં આવે છે.

(૮) **બળેવ**--શ્રાવણ સુદિ પૂનમના દિવસને બળેવ અથવા રક્ષાબન્ધનનો દિવસ ગણવામાં આવે છે. હિંદુઓનો આ એક મોટામાં મોટો તહેવાર છે. તે દિવસે શાસ્ત્ર પ્રમાણે નદી અથવા તળાવના કિનારા ઉપર જઇને ઋષિયો અને પિતૃઓની પૂજા અને તર્પણ કરવામાં આવે છે, અને નવી જનોઇ ધારણ કરીને પવિત્ર બની વેદો અને ઉપનિષદોનો પાઠ કરવામાં આવે છે. આ ઉત્સવ એટલા માટે ઉજવવામાં આવે છે, કે વેદ, શાસ્ત્ર અને બ્રહ્મવિદ્યાના પ્રવર્તક એવા મહાનુભાવ ઋષિમુનિયો કે જેના પુણ્યપ્રતાપથી આ ભારતવર્ષ પોતાનું અસ્તિત્વ ધરાવી રહ્યો છે તેમનું પવિત્ર સ્મરણ હંમેશાં મગજમાં તાજું બની રહે. તે દિવસે 'હેમાદ્રિ સંકલ્પ' કરવામાં

આવે છે. તે એક અદ્ભુત સંકલ્પ છે. તેમાં સૃષ્ટિની ઉત્પત્તિ, સ્થિતિ અને લયનો ક્રમ, કાળ વિભાગ, બ્રહ્માંડના ભાગો, યોગવિદ્યાનાં અંગો, ઋષિયો, નદીયો, પર્વતો, તીર્થક્ષેત્રો, વનઉપવનોનાં નામો, દેશ દેશાન્તરની વ્યવસ્થા અને શરૂઆતથી આજ સુધીની સૃષ્ટિની ગતિ એ સર્વનું વર્ણન કરવામાં આવ્યું છે. આ સાથે તેમાં શાસ્ત્રની મર્યાદા પણ સર્વ મનુષ્યોના સ્મરણમાં રહે એવી રીતે, સ્પષ્ટ કરી બતાવવામાં આવી છે. સંકલ્પ કરનાર, પોતાના હાથે આ જન્મમાં અથવા પર જન્મમાં, બાળપણ, જુવાની કે ઘડપણમાં, જાણે કે અજાણે, ઇચ્છાથી વા અનિચ્છાથી હિંસા, મદ્યપાન, ચોરી વગેરે જે જે પાપકર્મો બુદ્ધિપૂર્વક અથવા વગર વિચારે કરાએલાં હોય તે સર્વને માટે ક્ષમા માગે છે. ઉપરાન્ત તેણે પોતે જે કંઇ દુરાચારી વર્તન કર્યું હોય, અશુદ્ધ વ્યવહાર ચલાવ્યો હોય, જુઠી સાક્ષી પૂરી હોય, નિન્દા કરી હોય, મિથ્યા વાદ ચલાવ્યો હોય, કોઇની આજીવિકા તોડી પાડી હોય, મિત્રની સાથે છળ કપટ કર્યું હોય, સ્વામીની સાથે ઠગાઇ ચલાવી હોય, અસત્ય ભાષણ કર્યું હોય, પરાન્ન ભોજન કર્યું હોય તે સર્વને માટે ક્ષમા પ્રાર્થના કરે છે. જો આ સંકલ્પના પાછળના ભાગનો હંમેશાં જ સંકલ્પ કરવામાં આવે તો તેથી ઘણો લાભ થાય. હાલમાં આ પવિત્ર દિવસને બ્રાહ્મણોએ ભીખ માગવાનો અને પૈસા કમાવાનો દિવસ બનાવી દીધો છે. વળી આ દિવસે રક્ષાબન્ધન કરવામાં આવે છે. રક્ષાબન્ધન કરવાના મંત્રો વૈદિક અને પૌરાણિક બન્ને જાતના છે. તેનો ભાવાર્થ એવો છે, કે ઇશ્વર તમારી સર્વ તરફથી રક્ષા કરો.

## પાઠ ૬૯ મો.

### વ્રત–ઉત્સવ—ચાલુ.

(૯) **જન્માષ્ટમી**—શ્રાવણ વદિ આઠમ એ શ્રી કૃષ્ણ ભગવાનના જન્મોત્સવનો દિવસ છે. તેમાં કેટલેક સ્થળે આગલો દિવસ રમાતોના અને

પાછલો દિવસ વૈષ્ણવોના ઉત્સવનો ગણવામાં આવે છે; પરન્તુ શાસ્ત્રોમાં કોઈપણ સ્થળે એવો ભેદ નથી. આ ઉત્સવ દેશના ચારે ખૂણામાં ઉજવાવો જોઇએ અને તેમાં શ્રી કૃષ્ણ ભગવાનના શુદ્ધ અને શાસ્ત્રોક્ત ચરિત્ર અને ઉદ્દેશોનું સ્મરણ કરીને જીવનને પવિત્ર તેમજ ઉજમાળું બનાવવું જોઇએ. શ્રી કૃષ્ણના જીવનને દૃષ્ટિ સમીપ ખડું કરી તેનું ધ્યાન ધરવાથી જેટલો લાભ થાય છે તેટલો અડધી રાત સુધી ભૂખ્યા રહેવાથી, નાચવાથી, કૂદવાથી, દહીં ઉરાડવાથી અને બીજી મહાન્ ધામધૂમથી થતો નથી એ વાત ખાસ લક્ષમાં રાખવા જેવી છે.

(૧૦) **ગણેશ ચતુર્થી**—ભાદરવા સુદિ ચોથને ગણેશ ચોથ કહે છે. તે દિવસે ગણપતિનો વરઘોડો કાઢવામાં આવે છે અને તેમની પૂજા કરવામાં આવે છે. આ દિવસે વિદ્યાની મૂર્તિ ગણપતિનો જન્મ થયો હતો એમ કહેવાય છે.

(૧૧) **અનન્ત ચતુર્દશી**—ભાદરવા સુદિ ચૌદશ. આ દિવસ વિષ્ણુ ભગવાનના વ્રતનો છે. તેમાં લોકો હાથે અનન્ત બાંધે છે. આની સાથે જો વિષ્ણુ ભગવાનનાં ચરિત્રો ઉપર વિચાર કરવામાં આવે તો તેના પરની ભક્તિમાં વધારો થતાં કેવો મહાન્ લાભ થાય?

(૧૨) **શ્રાદ્ધ પક્ષ**—ભાદરવા સુદિ પૂનમથી ભાદરવા વદિ અમાસ સુધીના સોળ દિવસો શ્રાદ્ધ અથવા પિતૃપક્ષના ગણાય છે. અસલ એ પક્ષમાં દેવો અને પિતૃઓની નવા અન્નથી પૂજા કરવામાં આવતી હતી, તેથી શાસ્ત્રોમાં એ પક્ષ યજ્ઞ કરવાને માટે નિર્માણ કરાયેલો હતો. પરન્તુ હાલમાં એ સર્વને બદલે કેવળ બ્રાહ્મણોને જમાડવા એટલુંજ બાકી રહી ગયું છે. વળી હાલમાં બ્રાહ્મણોને જે ભોજન કરાવવામાં આવે છે તે પણ બહુધા વગર વિચારે જ કરાવાય છે. અર્થાત્ તેમાં એવા કુપાત્ર બ્રાહ્મણોને જમાડવામાં આવે છે, કે જેઓ એક દિવસમાં પાંચ છ ઘેર જમવામાં શરમ નહિ પણ આનંદ માનતા હોય છે. આથી જમાડનાર અને જમનાર બન્ને

પાપના ભાગી બને છે. આટલા માટે હવે એ શ્રાદ્ધ એવી રીતે કરાવવાની જરૂર છે, કે જેમાં વિદ્વાન અને સદાચારી બ્રાહ્મણોને સત્કારપૂર્વક જમાડવામાં આવે, શાસ્ત્રમાં લખ્યા પ્રમાણે શ્રાદ્ધ સમયે વેદનો પાઠ કરાવવામાં આવે, ભોજનમાં કેવળ સાત્વિક પદાર્થોનો જ ઉપયોગ કરવામાં આવે અને પોતાનાં પૂર્વજોનાં જીવન–ચરિત્રોનું સ્મરણ કરવામાં આવે. સંકલ્પ એ શબ્દનો અર્થ મનની કલ્પના એવો થાય છે. માટે પિતૃયજ્ઞ અને તર્પણના જે મન્ત્રો છે તેનો લક્ષ્યાર્થ એ હોવો જોઇએ, કે જેથી દેવો, ઋષિયો અને પૂર્વજોનું સ્મરણ કાયમ રહે અને વિદ્યાની ઉન્નતિ થવા સાથે સદાચારીઓની સેવા થાય. સપ્તમીથી નવમી સુધી સરસ્વતી શયન થાય છે. તે દિવસે સઘળાં પુસ્તકો એક જગાએ ગોઠવીને તેની પૂજા કરવામાં આવે છે અને ત્રણ દિવસ સુધી એકની એક જગાએ એમને એમ રહેવા દેવામાં આવે છે. ત્રીજે દિવસે ફરીને તે પુસ્તકોને પૂજા કરીને ઉઠાવી લેવામાં આવે છે.

(૧૩) **નવરાત્રી**—આસો સુદિ એકમથી દશમ સુધી દુર્ગાપૂજા કરવામાં આવે છે. ઉત્તર હિન્દુસ્તાનમાં તે દિવસોમાં રામલીલા કરવામાં આવે છે. દશમનો દિવસ દશેરાને નામે ઓળખાય છે. એ દિવસે શ્રી રામચન્દ્રજીએ લંકા ઉપર ચઢાઇ કરી હતી. તેના સ્મરણાર્થે તરીકે હાલ સર્વત્ર અને ખાસ કરીને સઘળા રાજા રજવાડાઓમાં સવારીઓ નીકળે છે અને દરબાર ભરવામાં આવે છે. આ એક એવો ઉત્સવ છે, કે જે આખા ભારતમાં જ્યાં ન ઉજવાતો હોય ત્યાં અવશ્ય ઉજવાવો જોઇએ. જેવી રીતે રામચન્દ્રજીનો જન્મ દિવસ 'રામ નવમી' અતિ પવિત્ર દિવસ છે તેવો જ આ પણ પવિત્ર દિવસ છે. ભારત વર્ષના રામ, કૃષ્ણ આદિ મહા પુરૂષો અને મહાનુભાવોનાં ચરિત્રો અને ઉપદેશોને હરહંમેશ સ્મરણમાં રાખવાં અને રામલીલા વગેરેના પ્રસંગોમાં તેમનાં વચનો અને ઉપદેશોને બહુ સરળ રીતે સર્વ સામાન્ય વર્ગનાં મનુષ્યોને સંભળાવવાં તેમાં ભારતનું કલ્યાણ છે.

હાલ કેટલેક સ્થળે જે રામલીલા કરવામાં આવે છે તેમાં ચિત્તને વિનોદ મળે તે સિવાય બીજો કંઇ જ લાભ સમાયેલો હોતો નથી. પ્રત્યેક હિન્દુએ રામચંદ્રજીના સત્ય, પરાક્રમ અને દઢવ્રતની કથા સાંભળવી અને સંભળાવવી જોઇએ. જો આ રામલીલામાં વાલ્મિકી રામાયણની કથા સર્વ મનુષ્યોને સંભળાવવામાં અને સમજાવવામાં આવે તો તેથી મહાન્ લાભ થાય.

(૧૪) આસો સુદિ પૂનમ **શરત્ પૂર્ણિમાને** નામે ઓળખાય છે. તે દિવસ શ્રી કૃષ્ણ ભગવાનના શારદોત્સવનો છે.

(૧૫) **દિવાળી**—આસો વદિ અમાંસનો દિવસ શારદા પૂજન અને દીપદાનનો છે. તે દિવસે લોકો ઘરને લીંપીગુંપી સ્વચ્છ અને સુશોભિત બનાવે છે. આ ઉત્સવ પણ સર્વત્ર ઉજવવાની જરૂર છે; પરન્તુ તેમાં કેટલેક સ્થળે જુગાર રમવામાં આવે છે તે બંધ થવાની ખાસ જરૂર છે.

(૧૬) **ભાઇબીજ**—કારતક સુદિ બીજ. તે દિવસે બહેનો ભાઇની પૂજા કરે છે. આ દિવસે યમુનાએ યમની પૂજા કરી હતી માટે તેને યમદ્વિતીયા પણ કહેવામાં આવે છે.

(૧૭) **દેવ ઉઠી એકાદશી**—કારતક સુદિ અગીઆરશ. તે દિવસે લોકો ઉપવાસ કરે છે અને દેવસ્થાનોમાં દીપમાળ પ્રગટાવી બહુ આનંદ અને ઠાઠથી દેવોની પૂજા કરે છે. આ દિવસને દેવદિવાળી પણ કહેવામાં આવે છે. વળી આ અગીઆરશથી પૂનમ સુધી કેટલેક સ્થળે 'ભીષ્મ પંચક' નામનું વ્રત કરવામાં આવે છે. તે દિવસોમાં લોકો ગંગા સ્નાન કરે છે અને ઉત્સવ ઉજવે છે. આ વ્રત ભારતના પૂજનીય પિતામહ ભીષ્મના સ્મરણાર્થ કરવામાં આવે છે.



## પાઠ ૭૦ મો.



### વ્રત–ઉત્સવ—ચાલુ.

(૧૮) **મકર સંક્રાન્તિ**—આ તહેવાર પોષ મહિનામાં આવે છે. તે દિવસે લોકો પુષ્કળ દાનપુણ્ય કરે છે. સર્વ સાધારણ લોકો ખીચડી અને તલ દાનમાં આપે છે અને ખાય છે.

(૧૯) **વસંત પંચમી**—મહા સુદિ પાંચમ. આ વિદ્યાની અધિષ્ઠાત્રી દેવી સરસ્વતીનું પૂજન કરવાનો ઉત્સવ છે. જે જગાએ આ દિવસે એ ઉત્સવ ઉજવવામાં આવતો ન હોય ત્યાં તે અવશ્ય ઉજવાવો જોઇએ. વિદ્યાને નમ્યા સિવાય આપણી કદિ પણ ઉન્નતિ થઇ શકશે નહિ. આમ છતાં તેનું પૂજન યોગ્ય રીતે કરાવું જોઇએ. અર્થાત્ એ દિવસે કોઇ કોઈ વિદ્યોન્નતિનું યથાર્થ કામ કરવા વડે તેનું પૂજન થવું જોઇએ. એ દિવસે કોઈ નવીન વિદ્યાનો પ્રારંભ કરવો, ગૃહસ્થોએ વિદ્યાલયો બંધાવવાં અને સંન્યાસીઓએ બ્રહ્મ વિચારમાં વિશેષ પ્રવૃત્ત થઇ અન્યને એ દિશામાં દોરી જવાનો સંકલ્પ કરવો. આમ કરવામાં જ સરસ્વતીનું સાચું પૂજન સમાયેલું છે.

(૨૦) **મહાશિવરાત્રી**—મહા વદિ ચૌદશ. આ દિવસે લોકો ઉપવાસ કરે છે. રાત્રે જાગરણ કરી ચાર પહોરમાં ચાર વાર બિલ્વ પત્ર, પુષ્પ, ચંદન વગેરેથી શિવની મહાપૂજા કરે છે અને શિવાલયોમાં મહાન્ ઉત્સવ ઉજવે છે. આ સર્વની સાથે જો ભગવાન શંકરના સદુપદેશો, જ્ઞાન, વૈરાગ્ય અને ત્યાગને લક્ષ્ય બનાવવામાં આવે અને એ રીતે વાસ્તવિક શિવ પૂજન કરવામાં આવે તો કેટલો બધો લાભ થાય ? શ્રી શંકર ભગવાનનો સિદ્ધાન્ત છે, કે પુષ્પ, પત્ર, ધૂપ, દીપ વગેરેની પૂજા બાળક બુદ્ધિવાળાઓને માટે છે અને જે દેવ છે તે તો બ્રહ્મા, રુદ્ર વગેરે દેવતાઓ તથા મનથી પર તેમજ દેશ, કાળ અને વસ્તુથી અપરિચ્છિન્ન સર્વજ્ઞ સર્વવ્યાપી છે. તે શિવ, વિષ્ણુ, બ્રહ્મા, યમ, કુબેર, ઇન્દ્ર વગેરે ભિન્ન ભિન્ન રૂપે સર્વત્ર પ્રકાશે છે.

તે સર્વનો અંતરાત્મા છે અને ધ્યાન એ જ એની પૂજા છે. જ્ઞાન રૂપી જળથી તેમને નવરાવવા જોઇએ, શમ અને સંતોષરૂપી પુષ્પ તેમના પર ચઢાવવાં જોઇએ અને નૈવેદ્યમાં તેમને આત્મસમર્પણ કરવું જોઇએ.

—યોગવાસિષ્ઠ, નિર્વાણ પ્રકરણ પૂર્વાર્દ્ધ: સર્ગ ૨૯ ને ૬૦.

(૨૧) **હોળી**—ફાગણ સુદિ પૂનમને દિવસે હોળી અને તેને બીજે દિવસે એટલે ચૈત્રવદિ એકમને દિવસે ધૂળેટી આવે છે. હોળીના સંબંધે લોકોમાં અનેક દંતકથાઓ ચાલે છે. કેટલાક કહે છે, કે તે એક રાક્ષસી હિરણ્યકશ્યપુની બહેન હતી. પોતાના ભાઇની આજ્ઞાથી પ્રહ્લાદને લઇને તે અગ્નિની અંદર દાખલ થઇ હતી. આમ કરવામાં પ્રહ્લાદને બાળી મૂકવાનો હેતુ હતો, પણ તેને કંઇ ન થતાં હોળિકા જાતે એકલી બળી મૂઇ. કેટલાક તેને નવા ધાન્યના પાકનો ઉત્સવ કહે છે. આ બન્નેમાં પાછળની વાત ઠીક હોય એમ માલૂમ પડે છે. કારણ કે, તે દિવસે લોકો જાર, બાજરી, જવ, ચણા વગેરે નવાં અનાજ ભુંજાવે છે અને એકત્ર મળી આનંદ-ઉત્સવ કરે છે. આ ઉદ્દેશને લક્ષમાં રાખી આ ઉત્સવ ઉજવવામાં કશી હરકત નથી; પરન્તુ લોકો ઉપર ધૂળ ઉરાડવી, કાદવ કીચડ ફેંકવો, મનુષ્ય ટળીને પશુ બનવું, નઠારાં વચનો ઉચ્ચારવાં એ આદિ બાબતો અધર્મ અને અકર્મણ્ય હોઇ તેને એકદમ અટકાવી દેવાની જરૂર છે. કોઇ કોઇ સ્થળે એવી કૃષ્ણ હોળીઓ ખેલવામાં આવે છે કે જે સાંભળનારના ચિત્તમાં વિકાર પેદા કરે છે. ચિત્તવિનોદ અવશ્ય કરો; પરન્તુ તે પવિત્ર રીતે કરો. એક બીજા હળીમળીને સારાં સારાં ભોજન જમો, નવી નવી જાતનાં સુંદર વસ્ત્રો પહેરો, સારાં સારાં ભજન કીર્ત્તન ગાઓ અને એ રીતે વસન્તની બહાર—પ્રભુની અદ્ભુત લીલા અનુભવતાં હોળીના તહેવારને સારી રીતે ઉજવો; પરન્તુ ચિત્તને કદિ અપવિત્ર બાબતોથી દૂષિત બનાવો નહિ.

## પાઠ ૭૧ મો.

### વ્રત-ઉત્સવથી થતા લાભ.

પ્ર૦—આ ઉત્સવો અને વ્રતોથી શા લાભ થાય છે ?

ઉ૦—ઉત્સવો અને વ્રતોનો ઉદ્દેશ ઘણો સારો છે. ઉત્સવો પ્રજાકિય ભાવનાને પોષે છે અને વ્રતોથી ચિત્તશુદ્ધિ થાય છે. હિન્દુ-ધર્મમાં કર્મ, ભક્તિ અને જ્ઞાન એ ત્રણ ચઢતા દરજ્જાનાં પગથીયાં છે. મન અને ઇન્દ્રિયો ઉપર વિજય મેળવી ચિત્તને શુદ્ધ કર્યા સિવાય ભક્તિના અધિકારી થવાતું નથી. તપ, વ્રત, ઉપવાસ આદિ કર્મો ચિત્તશુદ્ધિને માટે છે. જો એ કર્મોથી ચિત્ત શુદ્ધ ન બને તો તે નકામાં છે. ચિત્તશુદ્ધિના હેતુને બરાબર લક્ષમાં રાખીને જ વ્રતો કરવાં જોઇએ. વળી એ વ્રતો ધર્મ પ્રાપ્તિનું સાધન છે માટે તેને જ ધર્મ માની લેવાના ભ્રમમાં પડાય નહિ એ માટે ખાસ કાળજી રાખવી ઉચિત છે.

સાંસારિક ભોગવિલાસમાંથી ચિત્તને હઠાવી મહાપુરૂષોનાં ચરિત્રોનું સ્મરણ કરવું, તપ કરવું અને દાન કરવું એ સદાને માટે શ્રેષ્ઠ છે. શાસ્ત્રોમાં વ્રતનું વિધાન ભોગાસક્તિ ટળી જઈ ચિત્ત શુદ્ધ થાય એટલા માટે કરવામાં આવ્યું છે. ઘણાં વ્રતોથી શરીરશુદ્ધિ પણ થાય છે. મહાભારતના સમયમાં એક એક મહિના સુધી ઉપવાસ કરવાનાં વ્રતો ઠરાવેલાં હતાં અને હાલ પણ તેને અનુસરીને ઘણાં સ્ત્રીપુરૂષો ચાન્દ્રાયણાદિ વ્રતો કરે છે. ચાતુર્માસમાં ઘણી નાજુક અને સુકુમાર સ્ત્રીઓ મીઠું, શાક વગેરે ખાવાનું ત્યાગે છે, જ્યારે ઘણી સ્ત્રીઓ રાંધેલી વસ્તુઓ બીલકુલ ખાતી નથી. જૈનો પણ પ્રસંગે પ્રસંગે વ્રત ઉપવાસનું સેવન કરે છે. ખાસ કરીને તેઓ ભાદરવા માસમાં પર્યુષણ પર્વ વખતે ઘણાં કઠણ તપવ્રત આચરે છે અને શાસ્ત્રશ્રવણ તેમજ ધર્મક્રિયામાં તલ્લીન બની એ પર્વને આનંદથી ઉજવે છે.

છેવટમાં આ સર્વ વ્રત અને નિયમ શુદ્ધ સાત્વિક ભાવથી કરવાનું ધ્યાનમાં રાખવું જોઇએ. તે સિવાય તેથી કંઈ લાભ નથી. ત્યાગ, તપ, દાન વગેરે સર્વ કર્તવ્યબુદ્ધિથી કેવળ ઇશ્વરપ્રીત્યર્થે કરવાનું હંમેશાં સ્મરણમાં રાખવું જોઇએ. ફળની ઇચ્છા ન રાખવી એ સર્વ શાસ્ત્રોનો સિદ્ધાન્ત છે.

## પાઠ ૭૨ મો.

### તીર્થયાત્રા.

પ્ર૦--તીર્થ એટલે શું અને તેની ઉત્પતિ કેવી રીતે થયેલી છે?

ઉ૦—પૂર્વના ઋષિમુનિઓ અને મહાત્માગણો ભરતખંડનાં જે જે સ્થળોએ વાસ કરી ગયેલા છે, તેમના મુસાફરીના માર્ગમાં તેઓ જ્યાં જ્યાં સુંદરતા અને ભવ્યતા ભાળી તેની અંદર પરમાત્માની ઝાંખી કરી દેવસ્થાનો સ્થાપવા આદિ ધર્મકાર્યો કરી ગયેલા છે, તેઓ જ્યાં જ્યાં દિવ્ય ચમત્કારનાં દર્શન કરી કે કરાવી ગયા છે અને જ્યાં સ્નાનાદિ પુણ્ય કાર્યો કરવાથી પવિત્ર થવાય છે એમ માની કે મનાવી ગયા છે તે સર્વ સ્થળો તીર્થના નામે પ્રસિદ્ધ છે. આ સર્વ સ્થાનોમાં શ્રદ્ધાપૂર્વક જવું, સ્નાનાદિ ધર્મકાર્યો કરવાં, સત્સંગ સેવવો અને એ રીતે આંતરશુદ્ધિ મેળવી ઈશ્વરની અપાર લીલા અને અગાધ મહિમાનું ભાન પામવું તેને તીર્થયાત્રા કહે છે.

પૃથ્વીના પટ ઉપર જ્યાં જ્યાં માનવ હૃદય સુંદરતા અને ભવ્યતા અનુભવે છે ત્યાં ત્યાં તેને પરમાત્માની ઝાંખી થાય છે. જગત ઉપરની ખરેખરી સુંદરતા અને ભવ્યતાનું ભાન વન-ઉપવનોની ઘટામાં, પાર્વત્ય પ્રદેશમાં, મહાન નદીઓના કિનારે અને સંગમ સ્થળે તેમજ સાગરતટે થઇ શકે છે. આટલા માટે ઉપરોક્ત સ્થળોએ અનેક દેવસ્થાનો સ્થાઇ તે સર્વ તીર્થક્ષેત્રોને નામે પ્રસિદ્ધિ પામેલાં છે.

પ્ર૦—તીર્થયાત્રાને માટે શાસ્ત્રો શું કહે છે?

ઉ૦—વેદમાં તીર્થયાત્રાનું સૂચન માત્રજ છે; પરન્તુ ઇતિહાસ અને પુરાણોમાં તેનો મહિમા વિશેષ વર્ણવ્યો છે. જે લોકો અઢળક દ્રવ્ય ખરચ કરીને મોટા યજ્ઞો કરી શકે તેની સ્થિતિમાં હોય નહિ તેમને માટે તીર્થયાત્રા ખાસ અને યજ્ઞ સમાન ફળ આપનાર કર્તવ્ય લેખાયું છે. ચિત્તશુદ્ધિ એ યાત્રાનો ઉદ્દેશ છે અને તે પ્રાપ્ત કરી મુક્તિ મેળવવી એ યાત્રાનું ફળ છે. યાત્રામાં ચિત્તશુદ્ધિને વધારે અવકાશ છે. કારણ કે યાત્રાનાં સ્થળોમાં જ્ઞાની, તપસ્વી એવા મહાત્મા પુરૂષોનો નિવાસ હોય છે અને તેમની પાસે જઇ વસનાર મનુષ્યોને તેઓ અનેક પ્રકારના સદુપદેશો આપે છે અને તેમનાં ચિત્તને પવિત્ર બનાવે છે. સત્સંગનો મહિમા અપાર છે. તુલસીદાસજી કહે છે, કે સંત પુરૂષો જાતે ભોજપત્રની પેઠે દુઃખ ઉઠાવે છે અને બીજાંઓને સુખી કરે છે. યાત્રાનો આટલો બધો મહિમા છતાં શુદ્ધ ભાવના વગર તીર્થમાં જવું નકામું છે. સૌથી પ્રથમ પોતાના ઘરની અંદર શુભ કામો કરીને અંતઃકરણને પવિત્ર બનાવ્યા પછી તીર્થયાત્રા કરવામાં આવશે તો જ તેનું પૂરેપૂરૂં ફળ મળશે. આ વિષયે મહાભારતમાં કહ્યું છે, કે " જેના હાથથી કે પગથી પરપીડન આદિ દુષ્ટ કૃત્ય ન થતું હોય, જેનું મન અન્યનું અનિષ્ટ કરવાનું ચિંતન ન કરતું હોય, જે સંતોષી હોય, જેણે વિદ્યાવ્રત અને કીર્તિ મેળવ્યાં હોય, જેને અહંકાર કે દંભ ન હોય અને જે મિતાહારી, જિતેન્દ્રિય, ક્રોધરહિત, સત્યવાદી અને સર્વ પ્રાણીઓને પોતાના જેવાં ગણી પરાયા દુઃખે દુઃખી થતો હોય તેને તીર્થયાત્રાનું સંપૂર્ણ ફળ મળે છે." આ પ્રમાણે તીર્થયાત્રાનું પૂરેપૂરૂં ફળ પામવાને શરીર અને મનની શુદ્ધિની ખાસ આવશ્યકતા છે. આને બદલે વર્તમાન સમયમાં લોકો હમેશાં અનેક પ્રકારનાં પાપો કરીને એક દિવસ ગંગાસ્નાન, બદ્રીનાથ કે જગન્નાથજીની જાત્રા વડે તેમને ધોઈ નાંખી પવિત્ર થવા ઇચ્છે છે! પણ એમ તે શી રીતે બની શકે? આજકાલ કરવામાં આવતી યાત્રા જે મોટાભાગે નિષ્ફળ

નીવડતી દેખાય છે તેનું આ જ કારણ છે.

પ્ર૦—તીર્થયાત્રા કરવાથી કયી કયી જાતના ખાસ લાભો થાયછે?

ઉ૦—તીર્થયાત્રા કરવાથી દેશ વિદેશના લોકોની સ્થિતિ, રીતરિવાજ, આચારવિચાર વગેરે જાણવામાં આવે છે અને ગરીબ લોકોની સ્થિતિ જાણવામાં આવતાં અંતઃકરણમાં દયાનો ભાવ પેદા થાય છે. (૨) એકત્ર કરેલા દ્રવ્યનો દાનપુણ્ય આદિ સન્માર્ગે વ્યય થાય છે. (૩) માર્ગમાં વિવિધ પ્રકારનાં શારીરિક કષ્ટો વેઠવાં પડતાં હોવાથી એક પ્રકારનું તપ થાય છે. (૪) જુદાં જુદાં સ્થાનોમાં વાસ કરી રહેલી સુંદરતા અને ભવ્યતા નજરે પડતાં મનની અંદર સાત્વિક આનંદ ઉપજે છે. (૫) ઇશ્વરની અપાર લીલા અને અગાધ મહિમાનું ભાન થતાં હૃદયમાં ભક્તિભાવ જન્મે છે. (૬) દાનશીલ સખી ગૃહસ્થોએ યાત્રાળુઓના સુખને માટે હજારો રૂપિયા ખરચી ઉભી કરેલી વિવિધ પ્રકારની સગવડો જોવામાં આવતાં મનમાં ઉદારતા, આર્દ્રતા આદિ સદ્‌ગુણો પેદા થાય છે. (૭) પૂર્વના મહાત્માઓ અને દેવોની સ્મૃતિ તાજી થતાં હૃદય સમીપ ખડી થતી તેમની મહાનતા અને જળની પવિત્રતાના પ્રભાવે વૃત્તિઓ નિર્મળ થાય છે. (૮) શ્રાદ્ધાદિ ક્રિયાઓથી પિતૃભક્તિ પેદા થાય છે. આ ઉપરાંત દેશાટનથી બીજા જે જે લાભો થતા મનાય છે તે સર્વ તીર્થયાત્રા કરવાથી પ્રાપ્ત થાય છે.

---

## પાઠ ૭૩ મો.

---

## તીર્થક્ષેત્રો.

---

પ્ર૦—હિંદુસ્થાનમાં હિંદુઓનાં મુખ્ય તીર્થક્ષેત્રો કયાં કયાં છે?

ઉ૦—અસલના વખતમાં કુરુક્ષેત્ર, પુષ્કર, પ્રભાસ, ગોદાવરી, નૈમિષ, ગંગાદ્વાર (હરદ્વાર), કનખલ, કાશી, પ્રયાગ, નર્મદા, ગયા, અયોધ્યા, દ્વારિકા, બદ્રિનાથ વગેરે મોટાં મોટાં યાત્રાનાં ધામ

ગણાતાં અને હાલમાં પણ તે સઘળાંને તીર્થક્ષેત્રો માનવામાં આવે છે. વધારામાં જગન્નાથ, રામેશ્વર, અને જુદા જુદા સંપ્રદાયવાળાનાં જુદાં જુદાં યાત્રાનાં ધામોનો તેમાં ઉમેરો થવા પામ્યો છે. આ સર્વ યાત્રાનાં ધામોમાં અયોધ્યા, મથુરા, માયા, (હરદ્વાર), કાશી, કાંચી, (કોંજેવરમ) અવન્તિકા (ઉજ્જન) અને દ્વારિકા એ સાત પુરીઓ મોક્ષ આપનારી મનાય છે. *

પ્ર૦—આ જાત્રાનાં સ્થળોનો ખ્યાલ આવે એવી રીતે તેનું સવિગત વર્ણન કહી સંભળાવશો ?

ઉ૦—ઘણી ખુશીથી. ગુજરાતમાં ડાકોર, મહાકાળી, રેવાજી શુકલતીર્થ, અંબાજી, સિદ્ધપુર, દ્વારિકા સુદામાપુરી, ગીરનાર, પ્રભાસપાટણ, અને બહુચરાજી એ મુખ્ય યાત્રાનાં ધામ ગણાય છે. ગીરનાર આબુ અને શેત્રુંજા પર્વત ઉપર જૈનોનાં દેવાલયો છે અને તેમાં શેત્રુંજે જૈનોનું ખાસ યાત્રાનું સ્થળ છે.

ડાકોર એ રણછોડજીની જાત્રાનું ધામ છે અને ત્યાં દરેક પૂનમે હજારો જાત્રાળુઓ દર્શનાર્થે જાય છે. ડાકોરમાં રણછોડજીની મૂર્તિ છે તે પ્રથમ દ્વારિકામાં હતી અને ત્યાંથી ઇ. સ. ૧૫૦૦ ના શુમારે ડાકોરના રહેવાસી એક બોડાણા નામના રજપૂતે યુક્તિપ્રયુક્તિથી તેને ડાકોરમાં આણી હતી. મંદિરનો દેખાવ અને મૂર્તિની શોભા યાત્રાળુઓની શ્રદ્ધામાં વધારો કરે એવાં છે.

મહાકાળીનું સ્થાન પંચમહાલ જીલ્લામાં આવેલા પાવાગઢ પર્વત ઉપર છે. નર્મદા નદીનું બીજું નામ રેવાજી છે. આ નદીની પવિત્રતા વિષે પ્રાચીન ગ્રંથોમાં ઘણું લખવામાં આવ્યું છે. આ નદીના કિનારે આવેલાં ચાણોદ અને કરનાળી નામનાં ગામોમાં ઘણાં દેવાલયો છે. આ ગામોમાં વેદના સારા અભ્યાસી એવા બ્રાહ્મણો અને બ્રહ્મવિદ્યામાં કુશળ એવા સંન્યાસીઓનો કોઇ કોઇ વખત ભેટો થાય

* अयोध्या मथुरा माया काशी काञ्ची ह्यवन्तिका ।
पुरी द्वारवती चैव सप्तैता मोक्षदायिकाः ॥

છે. **શુક્લતીર્થ** ભરૂચની પાસે આવેલું છે. જે સાલમાં બે વૈશાખ માસ આવે છે તે સાલમાં ત્યાં મોટી યાત્રા ભરાય છે. અહીં ઘણા વેદપાઠી બ્રાહ્મણો વસે છે. રજપુતાના માળવા રેલ્વેના આબુરોડ સ્ટેશનથી શુમારે બાર માઇલને છેટે **અંબાજી**ની યાત્રાનું ધામ છે. અહીં ભાદરવા માસમાં યાત્રાળુઓની ઘણી મોટી મેદિની જામે છે. અંબાજીના માંદિરમાં મૂર્તિ હોય એમ જણાતું નથી, પણ વસ્ત્રાલંકારની યોગ્ય સજાવટથી વાઘ ઉપર દેવીની મૂર્તિ બિરાજેલી હોય એમ ભાસે છે. અંબાજીના મંદિરથી બે એક માઇલને છેટે **કોટેશ્વર** મહાદેવનું સ્થાન છે. ત્યાં ગોમુખમાંથી સરસ્વતી નદી વહે છે. અંબાજીની નજીક ગબ્બર નામનો એક પહાડ છે. એમ કહેવાય છે, કે એ પહાડની એક ખોની અંદર દેવીનું સ્થાન છે અને અંબાજી પ્રથમ ત્યાં જ આવી વસેલાં હતાં. મંદિરથી થોડે દૂર આવેલા કુંભારીઆ નામના સ્થળમાં વિમળશાહે બંધાવેલાં ઉત્તમ કારીગરીવાળાં પાંચ જૈન દેવાલયો જોવા લાયક છે.

**સિદ્ધપુર** એ સરસ્વતી તીરે આવેલું છે અને ત્યાં માતાનું શ્રાદ્ધ કરાતું હોવાથી તે 'માતૃ ગયા' ને નામે ઓળખાય છે. સરસ્વતીની તીરે એક મહાદેવનું મોટું દેવાલય અને ધર્મશાળા છે. સિદ્ધરાજે બંધાવેલું 'રૂદ્રમહાલય' નામનું દેવાલય હાલ ખંડેર સ્થિતિમાં છે. સિદ્ધપુરથી એક માઇલ દૂર બિંદુસર નામનો કુંડ છે. તેની પાસે કપીલદેવ અને તેમનાં માતાપિતા દેવહુતિ અને કર્દમમુનિનાં મંદિર છે. ચુંવાળમાં **બહુચરાજી**નું ધામ છે અને ત્યાં પણ દર પૂનમે ઘણા યાત્રાળુઓ યાત્રા કરવાને જાય છે. **સુદામાપુરી**ને હાલ પોરબંદર કહે છે. ત્યાં શ્રી કૃષ્ણના બાલસખા સુદામાનું મંદિર છે. દ્વારિકાની જાત્રાએ જનાર જાત્રાળુઓ આ સ્થળે યાત્રાર્થે ખાસ કરીને આવે છે. **ગિરનાર** જુનાગઢની પાસે આવેલો મોટો પહાડ છે. તેના ઉપર દામોદર, મૃગી, ગૌમુખી, કમંડલુ આદિ કુંડો છે અને અંબાજી, કાલિકા, ગોરખમઢી, હનુમાનધારા આદિ સ્થળો છે. ત્યાં યાત્રાળુઓ સ્નાન

અને દર્શન અર્થે જાયછે. પહાડના ચઢાવના સ્થાનથી દોઢેક ગાઉ ઉપર જૈન લોકોનું એક વિશાળ કોટબંધ દેવાલય છે. એ દેવાલય ઘણું સુશોભિત છે અને જૈનોનું મોટું યાત્રાનું ધામ ગણાય છે. નેમિનાથ ભગવાનની મુક્તિનું તે સ્થાન ગણાય છે. ગિરનાર ઉપરનાં જૈનોનાં આ દહેરાંઓ વસ્તુપાળ અને તેજપાળે બંધાવેલાં છે.

દ્વારિકા એ હિંદુસ્થાનનું છેક પશ્ચિમયાત્રાનું મોટું ધામ અને મોક્ષ આપનારી સાત પુરીમાંની એક પુરી ગણાય છે. આ નગરીમાં કૃષ્ણ ભગવાનની રાજધાની હતી. મહાભારત ઉપરથી જણાય છે, કે તે તેમના અંતર્ધાન થવાની સાથે જ સમુદ્રમાં ડૂબી ગઇ હતી. હાલની દ્વારિકા નવીન છે. અહીં સમુદ્ર કિનારા ઉપર રણછોડજીનું સૌથી ઉંચું અને વિશાળ દેવળ છે. રણછોડજીના દેવળની આસપાસ બીજાં ઘણાં દહેરાં છે. રણછોડજીની અસલ મૂર્તિ બોડાણો લઈ ગયો તે પછી અહીં નવી ચતુર્ભુજ મૂર્તિની સ્થાપના કરવામાં આવેલી છે. રણછોડજીના દહેરાની પાછળ શ્રીમાન શંકરાચાર્યનો શારદાપીઠ નામનો મઠ છે.

કાઠિયાવાડમાં આવેલા વેરાવળ બંદરથી એક ગાઉ દૂર પ્રભાસપાટણ અથવા સોમનાથપાટણ નામનું શાસ્ત્રપ્રસિદ્ધ એક મોટું તીર્થક્ષેત્ર છે. તે બાર જ્યોતિર્લિંગમાં ગણાય છે. મહંમદ ગીજનીએ પ્રાચીન લિંગ અને દહેરાનો નાશ કર્યા પછી ગામના બીજા ભાગમાં ભોંયરાની અંદર શાકલ્યેશ્વર નામનું તેજસ્વી શિવલિંગ હતું તેની અહીં ભોંયરામાં સ્થાપના કરી તે ઉપર નવું દેવાલય બંધાવવામાં આવ્યું છે. આ સ્થળ સમુદ્ર તીરે આવેલું છે. તેથી જોનારને આ સ્થળનાં મહિમા અને ભવ્યતાનું ભાન થયા વગર રહેતું નથી. અહીંથી થોડે દૂર ત્રિવેણીસંગમ નામનું સ્થળ છે. અહીં તીર્થસ્નાન અને શ્રાદ્ધ કરવામાં આવે છે. વળી પ્રભાસપાટણથી સોળ માઇલને છેટે સરસ્વતી તીરે બાંધેલો કુંડ અને મોક્ષપીંપળો છે. મદ્યપાનથી થયેલી ઉન્મત્ત દશામાં યાદવોનો અંદરોઅંદર નાશ થયા પછી શ્રી કૃષ્ણ ભગવાન પારધીના બાણથી આ સ્થળે વીંધાયા હતા. આ સ્થળ ઘણું

સુંદર અને શાન્ત છે. પીપળાની પાસેના કુંડમાં કંઠ સુધી ડૂબેલી માધવરાયની મૂર્તિ છે. ત્યાંથી આગળ ગીરની ઝાડીમાં તુલશીશ્યામમાં ત્રણ કુંડ છે. અહીં પણ યાત્રાળુઓ તીર્થસ્નાન કરવા જાય છે. આ સિવાય વડતાળ, મૂળી, ગઢડા આદિ સ્વામીનારાયણની યાત્રાનાં સ્થાન છે.

---

## પાઠ ૭૪ મો.

---

### તીર્થક્ષેત્રો—ચાલુ.

હવે હિન્દુસ્થાનમાંનાં બીજાં મુખ્ય મુખ્ય યાત્રાનાં સ્થાનોની હકીકત કહી સંભળાવું છું.

**કુરૂક્ષેત્ર**—આ ભારતવર્ષનું પ્રાચીન પવિત્ર સ્થાન વેદશાસ્ત્રોમાં પ્રસિદ્ધ છે. મહાભારતમાં તેને સરસ્વતી અને દષદ્વતી એ બે નદીઓની વચ્ચેનું દેવો અને ઋષિયોને રહેવાનું સ્થાન કહેવામા આવ્યું છે. મહાભારતનું યુદ્ધ આ ઠેકાણે જ થયું હતું. આ પછી પણ આ દેશને ઉથલપાથલ કરી મૂકનારી જેટલી લડાઈઓ થઈ હતી તે સર્વ આ સ્થળની આસપાસ થયેલી હતી. આ મેદાનનો વિસ્તાર ઘણા ગાઉ સુધીનો છે અને તે એક વીરભૂમિ છે એમ પગલે પગલે માલૂમ પડે છે. ભગવત્ ગીતાની શરૂઆતમાં કુરુક્ષેત્રને ધર્મક્ષેત્ર કહેવામાં આવ્યું છે. તેની અંદર જે તળાવ છે તેના વિષે એમ કહેવાય છે કે મહાભારતના યુદ્ધના છેવટના સમયે દુર્યોધન તેમાં છૂપાઇ રહ્યો હતો. તેની સામે એક ઉંચા ટેકરા ઉપર ચક્રવ્યુહ નામનું સ્થાન છે કે જ્યાં અર્જુનનો પુત્ર અભિમન્યુ મરાયો હતો. સૂર્યગ્રહણના દિવસે અહીં લાખો મનુષ્યોનો મેળો ભરાય છે.

**પુષ્કરરાજ**—આ મહાન રમણીય અને પવિત્ર સ્થાન અજમેરની પાસે પહાડોની વચમાં આવેલું છે. તે પ્રાચીન તપોભૂમિ છે અને તેને તીર્થરાજનું નામ આપવામાં આવ્યું છે. કોઈપણ સ્થળે

હોય નહિ એવું બ્રહ્માજીનું મંદિર અહીં જ આવેલું છે. હાલમાં એ તળાવનું પાણી નાકાં વધી જવાથી મેલું થઇ ગયું છે, પણ 'પુષ્કર ઉદ્ધારણી સભા' તેને શુદ્ધ બનાવવાનો પ્રયત્ન કરી રહી છે. અહીં કારતક સુદિ પૂનમને દિવસે મોટો મેળો ભરાય છે. હાલ પણ અહીંના પર્વતોની અંદર ધ્યાન કરવા યોગ્ય મહાન્ ઉત્તમ સ્થાનો આવેલાં છે.

**પ્રયાગરાજ**—હાલમાં આ સ્થળ અલ્હાબાદના નામે ઓળખાય છે. અહીં ગંગા યમુનાનો સંગમ થાય છે. ઉપરાંત એમ પણ કહેવામાં આવે છે, કે એક ત્રીજી નદી કે જે લુપ્ત થઈ ગઈ છે તે પણ તેમની સાથે આ સ્થળે મળેલી છે. આમ છતાં વેદમાં માત્ર એટલો જ ઉલ્લેખ છે, કે **सिता सिते यत्र संगते** । અર્થાત્ આ સ્થળે ગંગા અને યમુનાનો જ સંગમ થાય છે. પ્રાચીન શાસ્ત્રોમાં આને દેવતાઓ અને રાજાઓની યજ્ઞભૂમિ કહેવામાં આવેલી છે. મહા મહિનામાં અહીં કલ્પવાસનું માહાત્મ્ય ઘણું ભારે છે. વળી બાર વરસે કુંભનો અને છ વરસે અર્ધકુંભીનો અહીં મોટો મેળો ભરાય છે.

**હરદ્વાર**—શાસ્ત્રોમાં હરદ્વારનું વર્ણન ગંગાદ્વારના નામે કરવામાં આવેલું છે. કારણ, કે ગંગાજી આ સ્થળના પહાડોમાંથી નીકળીને નીચેના મેદાનમાં વહી આવેલી છે. અહીં બ્રહ્મકુંડ નામનું એક મુખ્ય સ્થળ છે. તેને 'હરની પેડી' પણ કહેવામાં આવે છે. આથી કંઇક ઉંચે સપ્તસ્રોત છે કે જ્યાં ગંગાજી સાત ધારાઓમાં વહે છે. હરદ્વારની પાસે આવેલા કન્ખલમાં દક્ષ પ્રજાપતિનું ઘણું પ્રાચીન મંદિર છે. અહીં દક્ષ પ્રજાપતિએ યજ્ઞ કર્યો હતો એમ કહેવામાં આવે છે. હમેશાં સેંકડો યાત્રાળુઓ હરદ્વારમાં આવી બ્રહ્મકુંડમાં સ્નાન કરે છે. આ સ્થળે મૃત દેહનાં અવશેષ અસ્થિ નાંખવાનું બહુ પુણ્ય ગણાય છે. આ સ્થળે પણ દર બાર વરસે કુંભનો અને છ વરસે અર્ધ કુંભીનો મેળો ભરાય છે અને તેમાં દૂર-

દૂરનાં લાખો મનુષ્યો આવી એકઠાં મળે છે. ઘણા અખાડા અને સંપ્રદાયના સાધુઓ તેમજ ભાવિક જનો એકઠાં થઈ પોતપોતાનો વૈભવ દેખાડે છે. પહેલાંના વખતમાં બ્રહ્મકુંડમાં સ્નાન કરવાને માટે શૈવ અને વૈષ્ણવ સંપ્રદાયનાં મનુષ્યોમાં ખૂનખ્વાર લડાઇ થતી હતી અને તેમાં સેંકડો મનુષ્યો મરી જતાં હતાં. પણ હાલમાં અંગ્રેજ સરકારના બંદોબસ્તથી એ મેળો બહુ શાન્તિની સાથે આનંદપૂર્વક ભરાય છે. હરદ્વાર અને પ્રયાગના કુંભના જેવો મેળો કોઇપણ દેશમાં ભરાતો નથી. આવા મેળાથી એક એ બાબત સિદ્ધ થાય છે કે હિન્દુઓમાં જાતિ, વર્ણ, આશ્રમ, મત, સંપ્રદાય વગેરેની આટઆટલી ભિન્નતા હોવા છતાં પણ તેમને એકત્ર કરનાર ગંગાદિ સ્થાનોમાં તે સર્વનો એક સરખો મહાન્ પૂજ્યભાવ છે. અનેક જાતનાં દુઃખ ઉઠાવીને સેંકડો ગાઉથી લાખો મનુષ્યોનું આવવું, ટાઢ, તાપ, વાયુ અને વરસાદનાં દુઃખોને ન ગણકારવાં, રાતદહાડો મહિનાના મહિના સુધી વિશાળ ખુલ્લા મેદાનમાં પડયા રહેવું, લૂખુંસૂકું જે કંઇ મળે તે ખાઇ લેવું, ધક્કા ખાતાં ખાતાં, ચગદાતાં ચગદાતાં મોતને મોત ન માનીને સુકુમાર સ્ત્રી, બાળકો અને ધનાઢયોનું પર્વ પર તીર્થને સ્થળે આવી પહોંચવું અને 'જય ગંગે'ના ઉચ્ચારણ સાથે અતિ પ્રસન્ન ચિત્તે સ્નાન કરવું એ સર્વ એમ બતાવી આપે છે, કે આટઆટલી અવનતિ થયા છતાં પણ હિન્દુધર્મ સર્વથા નિર્જીવ થયો નથી. હવે આ શ્રદ્ધાને જો સાત્વિક અને ઉંચી બનાવવામાં આવે તો ધર્મની ઉન્નતિ થવા સાથે દેશનું પણ મહાન્ કલ્યાણ થાય.

મહાભારતાદિ ધર્મગ્રંથોની અંદર ગંગાજીના જેટલું માહાત્મ્ય બીજા કોઇપણ તીર્થનું વર્ણવેલું નથી. ગંગા સર્વ તીર્થમયી છે, જે પ્રદેશમાં થઇને ગંગા વહે છે તે જ તપ કરવાને યોગ્ય છે. પુષ્કર, કુરુક્ષેત્ર અને પ્રયાગમાં સ્નાન કરીને ગંગાજળનું પાન કરો અને સઘળાં પાપોની શુદ્ધિ થઈ જશે તેમજ કળિયુગમાં કેવળ ગંગા જ તીર્થ છે એ

પ્રમાણે સઘળા હિન્દુઓ માને છે.ગંગાજળમાં અનેક ગુણો રહેલા છે એ વાતનો તો વૈદ્યો અને ડૉક્ટરો પણ સ્વીકાર કરેછે અને કહે છે,કે તેની અંદર ઘણા દારૂણ રોગોનાં જંતુઓ નાંખતાની સાથે જ વિનાશ પામે છે. જે લોકો હંમેશાં શુદ્ધ ગંગાજળનું સેવન કરે છે તે કદિ પણ માંદા થતા નથી. ગંગાજીના મહિમાનું વર્ણન કરવામાં કવિઓએ કવિતાઓ કરી કરીને હદ વાળી દીધી છે, વિરક્ત પુરૂષોએ તેના કિનારા ઉપર સમાધિ ચઢાવી બેસવું તેને પોતાના જીવનનું પરમ લક્ષ્ય જાણ્યું છે, સામાન્ય ગૃહસ્થો કઠણમાં કઠણ કામોની સમાપ્તિને 'ગંગા નાહ્યા' એમ જણાવી તેને ગંગાસ્નાનની ઉપમા આપે છે અને ગંગાજીના સોગન ઉપર હજારો રૂપીયાની હાર જીત થઈ જાય છે. મરતી વખતે મોઢામાં ગંગાજળ મૂકવું એ બહુ જરૂરનું મનાય છે. તેના કિનારા ઉપર એકાન્તમાં બેસવાથી ગમે તેવા અશાન્ત પુરૂષનું ચિત્ત જરૂર જ શાન્ત થઇ જાય છે.

## પાઠ ૭૫ મો.

### તીર્થક્ષેત્રો—ચાલુ.

**બદ્રિકાશ્રમ**—હિમાલય પર્વતને પરાપૂર્વથી દેવસ્થાન, તપોવન કે સ્વર્ગ કહેવામાં આવે છે. આ સ્થળે ગંગાજીના કિનારે પર્વતની ગુફાઓમાં અનેક ઋષિમુનિઓ ફળમૂળનો આહાર કરીને સમાધિમાં લીન થઈ જતા હતા. વૈરાગ્યસંપન્ન વાનપ્રસ્થ કે સંન્યાસી મહા પુરૂષોને માટે આના જેવું એકે પવિત્ર સ્થાન નથી. હાલ પણ ઉત્તરાખંડમાં ગંગાજીના કિનારા ઉપર હજારો મહાત્માઓ રહે છે અને તેમાંના કોઇ કોઇ મહાન્ જ્ઞાની અને વિરક્ત છે. 'લક્ષ્મણ ઝુલા' પર ગંગાજીની શોભા અકથનીય છે. પ્રથમ આ સ્થળે ઉતરવાનું બહુ કઠણ હતું પણ હાલમાં કલકત્તાના શેઠ સૂર્યમલે ત્યાં એક પૂલ

બંધાવીને ભારે નામના કરી છે. તેથી આગળ જતાં જ્યાં ભાગીરથી, અલખનંદા અને મંદાકિની એ ત્રણ નદીઓનો સંગમ થાય છે ત્યાં દેવપ્રયાગ છે. તેથી આગળ વધતાં કેદારનાથનું મંદિર આવે છે. આ સ્થાન સમુદ્રથી ઘણું કરીને ૧૧૦૦૦ ફૂટ ઉંચું છે. ત્યાંથી 'જોશીમઠ' અને 'પાંડુક્ષેત્ર'માં થઇને બદ્રિનાથ જવાય છે. જોશીમઠ એ તે સ્થાન છે, કે જ્યાં ભાષ્યકાર ભગવાન શ્રી શંકરાચાર્યે સોળ ભાષ્ય રચ્યાં હતાં; પરન્તુ સમયના પ્રભાવે કરીને હાલમાં ત્યાં બ્રહ્મવિદ્યાનું નામ પણ નથી ! અહીં જે મૂર્તિ છે તેના વિષે એવું કહેવાય છે કે તેના હાથનો પત્થર એક સરખી રીતે ક્ષીણ થતો જાય છે અને જ્યારે તે હાથ બીલકુલ નાબુદ થઇ જશે ત્યારે બદ્રીનાથનું મંદિર બરફની અંદર એવી રીતે ઢંકાઈ જશે કે પછી જાત્રા બંધ થઈ જશે બદ્રિનાથજીનું મંદિર નવું છે, પણ મૂર્તિ પ્રાચીન છે. એ મૂર્તિ સ્વામી શ્રી શંકરાચાર્યજીએ 'નારદકુંડ'માંથી કાઢી હતી. હાલમાં બદ્રીનાથજીની જાત્રાએ જવામાં પ્રથમના જેવી મુશ્કેલી રહી નથી. દર વરસે હજારો સ્ત્રી પુરૂષો અતિ શ્રદ્ધાપૂર્વક ત્યાં જાત્રા કરવાને જાય છે અને જે બેધડક રીતે સર્વ સ્ત્રી, પુરૂષ, વૃદ્ધ અને બાળક 'બદ્રિવિશાલ'ની જય બોલતાં દુર્ગમ અને ભયંકર માર્ગો પર ચાલ્યાં જાય છે તેથી સમજાય છે, કે આપણાં તીર્થક્ષેત્રો જ સર્વ પ્રકારના ભેદોને દૂર કરવાનું સાધન બન્યાં છે અને બની શકે છે. જો હાલ પણ અહીં પ્રથમના જેવા પવિત્ર અંતઃકરણવાળા ધર્મપ્રદર્શક મહાત્માઓ જ રહે તો ધર્મની વ્યવસ્થામાં એકદમ સુધારો થવા પામે. હાલમાં એ સ્થાનો પર જે મહાત્માઓ નિવાસ કરીને રહે છે તેમણે દેશકાળને અનુસરીને કેવળ નિવૃત્તિ માર્ગનો ઉપદેશ કરીને બેસી ન રહેતાં અધિકારી જોઇને શુદ્ધ પ્રવૃત્તિનો પણ ઉપદેશ કરવો જોઇએ. આમ કરવાથી દેશનું કલ્યાણ થશે.

**અયોધ્યા**—શ્રી રામચન્દ્રજીની રાજધાની અને જન્મભૂમિ, છે. અહીં રામનવમીનો બહુ જ મોટો મેળો ભરાય છે. અહીંનાં મંદિરોમાં હનુમાનગઢીનું મંદિર સૌથી વધારે પ્રખ્યાત છે. આ સિવાય અહીં કોઈ

બીજું પ્રાચીન મંદિર નથી. કાળના પ્રબળ પ્રવાહને લીધે શાસ્ત્રમાં વર્ણવેલી હાલ કશી જાહોજલાલી અહીં જોવામાં આવતી નથી. માત્ર પુરાતન કાળનું ભાન કરાવતી શુભ્ર જળતરંગથી વહી જતી તીર્થરૂપ સર્યુનદી વહી રહી છે. સર્યુની સામે પાર ત્રણ ગાઉ દૂર સ્વામી-નારાયણના આચાર્ય શ્રી સહજાનંદની જન્મભૂમિ છપૈયા નામનું ગામ છે. આ સ્થળે સ્વામીનારાયણ સંપ્રદાયના લોકો જાત્રાએ જાય છે.

**કાશી**—આ હિંદુઓનું હજારો વર્ષનું પ્રાચીન તીર્થક્ષેત્ર છે. તે અસલથી સંસ્કૃત વિદ્યાના મંદિર તરીકે પ્રસિદ્ધિ પામતું આવ્યું છે. ઉપનિષદોમાં તેને કાશી કે વારાણસી અને પુરાણોમાં 'મહાદેવની પુરી' કહેવામાં આવી છે. હાલમાં તે બનારસ કે મુક્તિપુરીના નામથી પણ ઓળખાય છે. કારણ કે કાશીમાં મરવાથી મોક્ષ મળે છે એમ લોકોનું માનવું છે. આ સ્થળ ગંગા નદીના કિનારા ઉપર આવેલું છે અને તેમાં કોઇપણ સ્થળે ન હોય એટલાં બધાં શિવમંદિરો આવેલાં છે. આ સઘળાં મંદિરોમાં વિશ્વવિખ્યાત એવું વિશ્વનાથજીનું મંદિર મુખ્ય છે. આ મંદિર તે અસલ મંદિર નથી. અસલ મંદિર ઔરંગઝેબના વખતમાં તોડી નાંખવામાં આવ્યું હતું અને તે જગાએ એક મસીદ ચણાવવામાં આવી હતી. હાલનું મંદિર ઇન્દોરનાં રાણી અહલ્યાબાઇ હોલકરનું બનાવેલું છે અને તે અસલ મંદિરની પાસે જ આવેલું છે. તેના શિખર ઉપર જે સોનાનાં પતરાં જડાવેલાં છે તે મહારાજા રણજીતસિંહના વખતમાં જડાયેલાં છે. આ મંદિરની ઉપજ હજારો રૂપિયાની છે અને ત્યાં લાખો મનુષ્યો જાત્રા કરવાને માટે જાય છે. આમ છતાં ત્યાં ઘણા રૂપિયાનો નકામો વ્યય થઇ જાય છે અને કોઇ ખાસ ધર્મકાર્ય સિદ્ધ થતું નથી. વિશ્વનાથના મંદિરની પાસે એક અન્નપૂર્ણાનું મોટું મંદિર છે. નવરાત્રિના દિવસોમાં આ મંદિરની અંદર અને બહાર હજારો પુરૂષો ચંડીપાઠ કરવાને બેસે છે. આ મંદિરની અંદર મદ્યમાંસનો બીલકુલ વ્યવહાર નથી. ગંગા કિનારા ઉપર ઘણા ઘાટ છે, અને તે સર્વમાં મણિકર્ણિકાના ઘાટ ઉપર

સ્નાન કરવાનો મોટો મહિમા મનાય છે. જ્યારે યાત્રાળુઓ પંચકોશીની જાત્રા કરવા નીકળે છે ત્યારે પ્રથમ અહીં આવી સ્નાન અને આચમન કરે છે અને તે પછી તે જ સ્થળેથી પંચકોશીની જાત્રાની શરૂઆત કરે છે. છેવટે સઘળે ફરીને પાછા અહીં આવે છે ત્યારે પંચકોશીની જાત્રા પૂર્ણ થઈ ગણાય છે. માન મંદિરના નામથી ઓળખાતા સ્થાનમાં અસલ જ્યોતિષ દ્વારા ગ્રહોની ગતિ, અંતર વગેરેનું માપ કાઢવામાં આવતું હતું. આ ગ્રહનિરીક્ષણશાળા જયપુરના પ્રખ્યાત મહારાજા જયસિંહની બંધાવેલી છે. કાળભૈરવનું મંદિર પણ મુખ્ય અને સર્વત્ર જાણીતું છે. કાશીમાં આજ પણ ધુરંધર પંડિતો, વ્યાકરણના મોટા આચાર્યો અને સમર્થ વિદ્વાનો છે. તેઓની પાસે વિદ્યાભ્યાસ કરવાને હજારો વિદ્યાર્થીઓ ઘણા દૂરનાં સ્થળોથી આવે છે. ઘણા પંડિતો આ વિદ્યાર્થીઓને પોતાના ઘરમાં રાખીને ભણાવે છે અને અનાદિ કાળથી ચાલી આવેલી ઋષિ મુનિઓની પદ્ધતિ પ્રમાણે ભણાવ્યા બદલ તેમની પાસેથી કંઈપણ ફી લેવામાં આવતી નથી. તેઓ એમ સમજે છે, કે વિદ્યા એ અમૂલ્ય પદાર્થ છે અને તેનું મૂલ્ય થાય નહિ; તેનું તો દાન જ અપાય. આથી વિદ્યાર્થીઓને ભણવાનું કંઈપણ ખર્ચ થતું નથી. કેટલાક અધ્યાપકો તો વિદ્યાર્થીઓના ખાનપાનની વ્યવસ્થા પણ પોતે જાતે જ કરે છે. આ પ્રકારે અહીં હજારો વિદ્યાર્થીઓ ઘણી સહેલાઈથી વિદ્યા સંપાદન કરી દેશદેશાંતરોમાં જઈને પોતાની આજીવિકા ચલાવે છે. આજ પણ કાશીમાં વિદ્યાર્થીઓને માટે ત્રણસોથી અધિક અન્નક્ષેત્ર છે; પરંતુ તેમાંનાં ઘણાંની વ્યવસ્થા સારી નથી. ઘણા બ્રાહ્મણો અત્યારે પણ કાશીમાં યજુઃ, ઋક્, સામ અને અથર્વ એ ચારે વેદ કંઠસ્થ કરે છે અને તેમાં બોલતી વખતે એક માત્રાની પણ ભૂલ થતી નથી. જો કોઈપણ વાતની કમી હોય તો તે ઉચ્ચવિચાર અને બ્રહ્મવિદ્યાની છે અને તેને જાણનારા દિવસે દિવસે ઓછા થતા જાય છે.

**ગયા**—આ પણ એક પ્રાચીન પિતૃતીર્થ છે. અહીં પિંડદાન આપવાનું માહાત્મ્ય ઘણું વધારે છે એમ શાસ્ત્રોમાં કહેવામાં આવ્યું છે. શાસ્ત્રોનું કથન છે, કે "ઘણા પુત્રોની ઇચ્છા કરો કે જેથી તેમાંનો કોઇપણ ગયા જાય અથવા અશ્વમેધ કરે કે વાછડાને સાંઢ કરી છોડાવે." આજ પણ આ સ્થળે શ્રાદ્ધપક્ષમાં હજારો યાત્રાળુઓ ઘણાં દૂરનાં સ્થાનોમાંથી આવીને પિતાનું શ્રાદ્ધ સરાવે છે. અહીં વિષ્ણુપાદનું મંદિર એ મુખ્ય સ્થાન છે. ત્યાંથી થોડે દૂર જ્યાં બુદ્ધ ભગવાનને સમાધિ થઇ હતી તે બુદ્ધગયાનું મંદિર છે. આખી પૃથ્વીના બૌદ્ધધર્મના લોકો અહીં જાત્રા કરવાને આવે છે. એવું કહેવાય છે, કે જે વડના ઝાડ નીચે બુદ્ધ ભગવાનને સમાધિ થઇ હતી તે વડ અત્યારે પણ મોજુદ છે. બુદ્ધગયાનું જે મંદિર સૌથી પ્રથમ ઈ. સ. પૂ. ૨૨૩ માં અશોક રાજાએ બંધાવ્યું હતું તેની ભીંત અત્યારે પણ દીઠામાં આવે છે.

---

## પાઠ ૭૬ મો.

### તીર્થક્ષેત્રો—ચાલુ.

**જગન્નાથપુરી**—હિન્દુસ્તાનની પૂર્વમાં આવેલું આ એક જાત્રાનું મોટું અને પ્રસિદ્ધ ધામ છે. જગન્નાથને પુરૂષોત્તમ પણ કહે છે. ઇ. સ. ૧૧૯૮ માં અનંગભીમદેવે એક મંદિર બંધાવ્યું હતું. આ મંદિર સત્તરમા સદિમાં તૂટી પડ્યું અને ફરીને એક બીજું મંદિર બંધાવવામાં આવ્યું. અરૂણસ્તંભ અને ભોગમંદિર પ્રથમ ન હતાં તે મરાઠાઓએ બંધાવ્યાં છે. આ મંદિરના સંબંધમાં એક મહાન અંગ્રેજ વિદ્વાન્ કહે છે, કે એના જેવું આખી પૃથ્વી ઉપર એકે મંદિર નથી. તે મંદિરના ચાર ભાગ છે. પહેલા ભાગમાં જગન્નાથજી, બલભદ્રજી અને સુભદ્રાજીની મૂર્તિઓ બિરાજે છે તે મંદિર છે, બીજો ભાગ ભોગમંદિરના નામે ઓળખાય છે અને ત્યાં ભોગ ધરાવવામાં આવે

છે, ત્રીજા ભાગમાં ગાન થાય છે તે નટમંદિર છે અને ચોથા ભાગમાં સઘળા યાત્રાળુઓ ઉભા રહીને દર્શન કરે છે અને તે જગમોહનને નામે ઓળખાય છે. મહારાજા રણજીતસિંહે આ મંદિરના કામમાં બહુ મદદ કરી હતી અને હાલમાં અંગ્રેજ સરકારે પણ તેના સંબંધમાં બહુ છૂટ રાખેલી છે. અહીં સવારથી સાંજ સુધી ભોગ ધરાવવાનું ચાલુ રહે છે. જગન્નાથપુરીમાં કોઈ પોતાના ઘરની અંદર રાંધતું નથી. સઘળાં મનુષ્યો મંદિરમાંથી જ મંગાવીને ખાય છે. ત્યાં કોઈપણ જાતની છોત કે આભડછેટનો વિચાર રાખવામાં આવતો નથી. હરેક જાતિના લોકો એકબીજાના હાથનું જ નહિ; પરન્તુ એક બીજાનું એંઠું સહિત ખાય છે. ઘણાએક વિચારશીલ પુરૂષોનું આ સંબંધમાં એવું કહેવું છે, કે આ સઘળી બાબતો બૌદ્ધ અથવા શાકત સંપ્રદાયના લોકો પાસેથી ગ્રહણ કરવામાં આવેલી છે. મંદિરની બાંધણી ઉપરથી, તેમજ મંદિરની અંદર સર્વથી પ્રથમ પૂજા વિમળાદેવીની કરવામાં આવે છે તે ઉપરથી એવી ખાત્રી થાય છે, કે એમાં જરૂર જ શાકત અંશ ભળેલો છે.

અહીં અષાડ મહિનામાં રથયાત્રાનો ઉત્સવ ઉજવવામાં આવે છે અને તે પ્રસંગે ત્યાં લાખો મનુષ્યો એકઠાં મળે છે. બહુ ખેદની સાથે જોવામાં આવ્યું છે, કે મહા-પ્રસાદના નામે યાત્રાળુઓને જે ખાવાનું આપવામાં આવે છે તે ઘણુંકરીને અધકચરૂં હોય છે, પાણી પણ સારૂં મળતું નથી અને તેથી હજારો મનુષ્યો દરસાલ મૃત્યુના મુખમાં જઇ પડે છે. વળી મંદિરની અંદર સિંહાસનની પાસે બહુ જ અંધારૂં રહે છે. આ સઘળી બાબતોમાં સુધારો થવો જરૂરનો છે. પુરીથી થોડે છેટે ભુવનેશ્વર છે તે પરથી પ્રાચીન કાળથી આજસુધીનાં મંદિરોની બાંધણીમાં જે જે ફેરફારો થવા પામ્યા છે તે સ્પષ્ટ માલૂમ પડે છે. જગન્નાથજીની પાસે જ્યાં સૂર્યની પૂજા થતી હતી તે કોનાર્કનું પણ મંદિર છે. આના સંબંધમાં ‘ આઇન અકબરી ’ ના કર્તા કહે છે, કે કોઇપણ મનુષ્ય એવો નહિ હોય, કે

જે આ મંદિરને જોઈને વિસ્મિત ન બને. આ જગન્નાથપુરીનું તીર્થ નવીન છે. મહાભારત વગેરે શાસ્ત્રોમાં તેનું ક્યાંઈ વર્ણન કરેલું જોવામાં આવતું નથી.

**રામેશ્વર**—આ હિન્દનાં ચાર ધામોમાંનું દક્ષિણ દિશાનું મોટું યાત્રાનું ધામ છે. શાસ્ત્રપ્રસિદ્ધ બાર જ્યોતિર્લિંગોમાંનું તે એક પ્રખ્યાત જ્યોતિર્લિંગ છે. રામેશ્વરના દેવળની વિશાળતા, શોભા અને રચના અલૌકિક છે. દેવળમાનું શિવલિંગ વેળૂનું છે તેથી યાત્રાળુઓને હસ્તસ્પર્શથી તેની પૂજા કરવા દેવામાં આવતી નથી. તેના ઉપર જે જળ ચઢાવવામાં આવે છે તે ગંગોત્રીથી મંગાવવામાં આવે છે. શ્રી રામચંદ્રજીએ આ સ્થળેથી સમુદ્ર પર સેતુ બાંધી લંકાં ઉપર ચઢાઇ કરી હતી. કાળના ઘસારાની સાથે એ સેતુ નાશ પામ્યો છે પણ તેની ખડકોના રૂપમાં કેટલીક નિશાનીઓ જોવામાં આવે છે. આ રામેશ્વરની સ્થાપના રામચંદ્રજીએ કરેલી કહેવાય છે પણ તે વિષે વાલ્મીકિ રામાયણમાં કંઇ ઉલ્લેખ નથી. માત્ર યુદ્ધકાંડના ૧૨૫ મા સર્ગમાં સીતાજીની સાથે વાત કરતાં રામચંદ્રજીએ **अत्र पूर्वं महादेवः प्रसादमकरोत् विभुः ।** ( પ્રથમ આ સ્થળે મહાદેવજીએ મારા પર કૃપા કરી હતી ) એ વચનો ઉચ્ચારેલાં જોવામાં આવે છે.

---

## પાઠ ૯૬ મો.

---

### તીર્થક્ષેત્રો—ચાલુ.

**નાશકત્ર્યંબક**— શાસ્ત્રપ્રસિદ્ધ પવિત્ર ગોદાવરી તીરે આ સ્થળ આવેલું છે. અહીં ગોદાવરીના પટ ઉપર બાંધેલા પત્થરના પૂલ ઉપર થઈને પંચવટી કે જ્યાં રામ, લક્ષ્મણ અને સીતા પર્ણકૂટી બાંધી ઘણો વખત નિવાસ કરી રહ્યાં હતાં ત્યાં જવાય છે. પંચવટીમાં એક ગુફા છે અને તે "સીતાગુફા" ના નામે ઓળખાય છે. રામને રાક્ષસોની સાથે અહીં યુદ્ધ થયું ત્યારે સીતાજીને આ ગુફાની અંદર

રાખવામાં આવ્યાં હતાં. આ ગુફાની પાસે કેટલાક વડ છે. અસલ અહીં પાંચ વડ હશે તે ઉપરથી આ સ્થળનું નામ પંચવટી પડેલું છે. અહીં રામચંદ્રજીનું મોટું મંદિર છે તેમજ ગોદાવરીના કિનારે એક મોટું શિવાલય છે. સિંહસ્થ વરસમાં જ્યાંસુધી ગુરૂ સિંહ રાશિને સંલગ્ન હોય છે ત્યાંસુધી ગોદાવરીની યાત્રાનો ઘણો મોટો મહિમા હોવાથી દૂરદૂરનાં હજારો યાત્રાળુઓ અહીં આવે છે અને ઘણી મોટી મેદિની જામે છે.

નાશકથી બાર ગાઉ દૂર ત્ર્યંબક છે, ત્યાં ગોદાવરીનું મૂળ છે અને ત્ર્યંબકેશ્વરનું વિશાળ તેમજ ભવ્ય પ્રાચીન દેવાલય છે. આ ત્ર્યંબકેશ્વર બાર જ્યોતિર્લિંગમાંનું એક પ્રસિદ્ધ જ્યોતિર્લિંગ છે. આ ત્ર્યંબકેશ્વરનું કેવળ બ્રાહ્મણોને જ પૂજન કરવા દેવામાં આવે છે. અહીં મહાદેવજીનો દર સોમવારે વરઘોડો ચઢાવવામાં આવે છે અને ગામ વચ્ચેના કુશાવર્ત નામના કુંડ આગળ લાવવામાં આવે છે. આ કુંડમાં સ્નાન કરી યાત્રાળુઓ તીર્થશ્રાદ્ધ કરે છે.

મથુરા—આ મોક્ષદાયક પ્રાચીન પુરી યમુનાના કિનારા ઉપર આવેલી છે. તે શ્રીકૃષ્ણ ભગવાનની જન્મભૂમિ છે. શ્રીકૃષ્ણ ભગવાને પોતાના મામા દુષ્ટ કંસનો આ સ્થાનમાં જ વધ કર્યો હતો. કંસના વધ પછી તેના સસરા પટણાના રાજા જરાસંધે વેર લેવાના ઇરાદે આ નગરી ઉપર ઘણીવાર ચઢાઇઓ કરી હતી. આથી યાદવોએ તે સ્થળ બદલી દ્વારિકામાં પોતાની રાજગાદિ ફેરવી હતી

મથુરા ઘણું રમણીય શહેર છે. ત્યાં પંડયાઓના કરતાં જાત્રાળુઓને માંકડાંનો બહુ ડર રાખવો પડે છે. તેમને જ્યાંસુધી કંઈ ખાવાનું આપવામાં ન આવે ત્યાંસુધી કનડે છે અને વાસણ, લૂગડાં જે કંઇ હાથમાં આવે તે ઉપાડીને લઇ જાય છે. અહીંના પંડયાઓ આળસુ બની ભાંગ પી કુસ્તી કરવામાં રચ્યા પચ્યા રહે છે.

અહીં યમુનાના વિશ્રાંતિઘાટ ઉપર તીર્થસ્નાન કરવામાં આવે છે. સાંજે આરતી વખતે આ ઘાટ ઉપર માણસોની ઠઠ જામે છે.

મથુરાંથી ફરતા ચોરાશી ગાઉમાં શ્રીકૃષ્ણ ભગવાને લીલા કરેલી છે. તેથી વૈષ્ણવો લીલાસ્થાનનાં દર્શન કરવાને ચોરાશી કોશમાં ફરે છે. આ યાત્રાને 'વનયાત્રા' કહે છે. આથી વનયાત્રામાં બાર વન, ચોવીશ ઉપવન, સાત દેવીઓ, પાંચ મોટી કદંબ ખડીઓ, આઠ શિવલિંગો અને ચાર નાના પહાડો છે. મથુરાથી થોડેક દૂર વૃન્દાવન છે. અહીં ઘણાં સુશોભિત મંદિરો છે. એક વિશાળ મંદિરની અંદર સોનાનો સ્તંભ છે. યમુનાના સામા કિનારે ગોકુળ નામે નાનું ગામ છે. ત્યાં ગોકુળનાથજીનું મોટું મંદિર છે.

ગોકુળ, મથુરાં અને વૃન્દાવનનાં સ્થળોમાં યાત્રા કરતાં શ્રી કૃષ્ણના જીવનના અનેક પ્રસંગો યાત્રાળુઓના મગજમાં તાજા થાય એ સ્વાભાવિક છે. ખાસ કરીને અહીંનાં વિવિધ સ્થળોમાં યાત્રાળુઓને શ્રી કૃષ્ણ ભગવાનની 'ભાગવતાદિ' ગ્રન્થોમાં વર્ણવેલી બાળલીલા અને રાસલીલાના પ્રસંગોનું સ્મરણ થાય છે–કરાવવામાં આવે છે. આથી શ્રી કૃષ્ણના જીવનમાં વર્ણવાયેલા એ પ્રસંગોને તેના ખરા અર્થમાં સમજવાની ખાસ જરૂર છે. બાળલીલા અને રાસલીલાના જે પ્રસંગો ભાગવતમાં વર્ણવાયેલા છે તેમાં ઘણું ગૂઢ આધ્યાત્મિક રહસ્ય રહેલું છે અને તેને નહિ સમજી શકનારા તેમાંના સ્થૂળ ભાવને ગ્રહણ કરી ઘણી વખત આડા માર્ગે દોરાય છે અથવા તો ગમે તેવી ટીકાઓ કરવા લાગે છે. કેટલાક તો એ વર્ણનોના કેવળ સ્થૂળરૂપને આગળ કરી શ્રી કૃષ્ણ જેવા મહાપુરૂષમાં ચોરી અને જારીપણાના આક્ષેપો કરવા સુધીનું સાહસ કરતાં પણ અચકતા નથી! આવા વિચારો ફેલાવાથી શ્રી કૃષ્ણમાં શ્રદ્ધા ભક્તિ પેદા થવાને બદલે અશ્રદ્ધા ઉપજે છે અને એમ બને ત્યાં કલ્યાણની શી આશા રાખી શકાય? આટલા માટે રાસલીલા આદિમાં રહેલા રહસ્ય સાથે શ્રી કૃષ્ણનું ખરૂં જીવન ચારિત્ર જાણવાની સૌથી પ્રથમ જરૂર છે.

---

## પાઠ ૭૭ મો.

### ભગવાન શ્રી કૃષ્ણ.

પ્ર૦—ગયા પાઠમાં શ્રી કૃષ્ણ ભગવાનનું જીવનચરિત્ર જાણવાની જરૂર બતાવી છે તો તે હવે કહી સંભળાવશો.

ઉ૦—શ્રી કૃષ્ણ ભગવાનને વિષે એમ કહેવાય છે, કે **एते चांश कलाः पुंसः कृष्णस्तु भगवान् स्वयम्** । અર્થાત્ બીજા અવતાર તો ભગવાનના અંશકલા સ્વરૂપ છે, પણ કૃષ્ણ તો સ્વયં ભગવાન જ છે, અને તે સર્વથા સત્ય છે. ભારતમાં તો શું પણ પૃથ્વી ભરમાં એવા મહાનુભાવ થયા નથી કે જે બલ, વીર્ય અને પરાક્રમમાં એમના જેટલા પરિપૂર્ણ હોય. શ્રી કૃષ્ણનું જીવન અપૂર્વ સંન્યાસીની સાથે સાથે અદ્‌ભુત ગૃહસ્થનું ઉદાહરણ પૂરૂં પાડે છે. તેમનામાં રજો ગુણનો અસાધારણ વિકાસ થયેલો જોવામાં આવે છે છતાં તેમનું જીવન અપૂર્વ ત્યાગની ભાવનાથી ભરપૂર છે. તેમનાં અલૌકિક ત્યાગ, બલ, બુદ્ધિ, જ્ઞાન અને વિદ્વત્તાના પ્રભાવે તેમનાં સર્વ સહચારી તેમને ઈશ્વર માનતાં હતાં. તેમના જીવનનું રહસ્ય સમજવું મહા કઠણ છે, 'શ્રીમદ્ ભગવત્ ગીતા ' ને તેના ખરા અર્થમાં સમજનાર જ તેમના જીવનના રહસ્યને ઉકેલી શકે. કારણ કે ગીતામાંનો ઉપદેશ એજ તેમના જીવનનું મૂર્તિમન્ત સ્વરૂપ છે. પોતે ' ગીતા ' માં શ્રીમુખે ઉપદેશ્યું છે, કે ' કર્મથી જ દેવતાઓ સર્વત્ર પ્રકાશી રહ્યા છે, કર્મથી જ વાયુ વાય છે, રાત્રિદિવસના વિભાગ કરનાર સૂર્ય કર્મ વડે જ સાવધાનીથી ઉગે છે, સાવધાનીથી જ આ પૃથ્વી અતોલ ભારને બલપૂર્વક ધારણ કરી રહી છે, અને સાવધાનીથી જ આ નદીઓ પ્રાણીઓને તૃપ્ત કરતી કરતી વેગભરી વહી રહી છે. સુખ અને મનને પ્રિય એવા પદાર્થોનો ત્યાગ કરીને સાવધતાપૂર્વક સત્ય, ધર્મ, દમ, તિતિક્ષા, સમત્વ અને પ્રિયનું પાલન કરવાથી ઇન્દ્ર ભગવાને શ્રેષ્ઠ પદ પ્રાપ્ત કર્યું

છે.'* આ ઉપદેશમાં તેમના જીવનનું લક્ષ્ય જોઇ શકાય છે. વળી પોતાની જાતને સર્વથા ભૂલી જઈને બીજાનાં કાર્યો સુધારવાં, દુષ્ટોનો નિગ્રહ કરવો, સજ્જનોને સુખ આપવું, અધર્મનો નાશ કરી ધર્મની સંસ્થાપના કરવી અને હૃદયથી સર્વનો ત્યાગ કરી આત્મનિષ્ઠ રહેવું એ તેમના જીવનનો મહાન્ હેતુ હતો એમ તેમના જીવનચરિત્ર ઉપરથી જણાઇ આવે છે.

શ્રી કૃષ્ણ ભગવાનનો જન્મ મથુરામાં વસુદેવ–દેવકીને ત્યાં થયો હતો. જન્મ પછી તે કેટલોક સમય ગોકુલમા નંદ–યશોદાને ત્યાં ઉછર્યા હતા. અહીં તેમણે પ્રજાને અતિશય દુઃખ દેનાર પૂતના, અગાસુર, બગાસુર આદિ દુષ્ટોનો સંહાર કર્યો, કાળીનાગ નાથ્યો અને ગોવર્ધનવડે વ્રજનું રક્ષણ કર્યું. આ પછી રાસલીલાનો પ્રસંગ આવે છે. રાસલીલાનું વર્ણન એક રૂપક યા કવિની કલ્પના માત્ર હોય તો પણ તેમાં શ્રી કૃષ્ણના હૃદયમાંથી સરેલો **નિષ્કામ ભક્તિનો** અપૂર્વ ઉપદેશ બહુ સુંદર અને હૃદયંગમ રીતે વર્ણવાયેલો છે. એ પ્રસંગના વર્ણનમાં બહુ ઉંડું રહસ્ય રહેલું છે અને તે સમજવું મહા મુશ્કેલ છે. અહીં સામાન્ય રીતે માત્ર એટલું જ વિચારી શકાય, કે તે પ્રસંગ ગોપી ોના પ્રેમના રૂપમાં જગત સમીપ રજુ કરી પ્રેમના સર્વોત્કૃષ્ટ આદર્શનું–નિષ્કામ ભકિતનું–અપૂર્વ ઉદાહરણ પૂરૂં પાડે છે.

न धनं न जनं न सुंदरीं कवितां वा जगदीश कामये ।
मम जन्मनि जन्मनीश्वरे भवताद्भक्तिर हैतुकीत्वयि ॥

અર્થાત્ તે પ્રેમને જન્મોજન્મ પોતાના આરાધ્ય દેવને વિષે અહેતુકી–નિષ્કામ ભક્તિ કાયમ રહે તે સિવાય ધન, સ્વજન આદિ કશાની અપેક્ષા નથી. ગોપીઓના પ્રેમને આલોક કે પરલોકના કોઈ પણ પદાર્થની તેમજ સ્વર્ગની પણ લેશ માત્ર પર્વા નથી. આવો પ્રેમ તે જ ખરો પ્રેમ છે અને એવા અપૂર્વ પ્રેમને પામવાને હૃદય ગોપીના

* મહાભારત, ઉદ્યોગ પર્વ: અ૦ ૨૯.

જેવાં વિશાળ, વિશુદ્ધ અને કામવાસનાની જડ રહિત હોવાં જોઇએ એમ બતાવી રાસલીલાનો પ્રસંગ અધિકારી મનુષ્યોને નિષ્કામ ભક્તિમાં દોરે છે. આ અપૂર્વ નિષ્કામભક્તિના સૌથી પ્રથમ પ્રચારક ભગવાન શ્રી કૃષ્ણ જ હતા.

આ પછી પોતે મથુરામાં ગયા હતા. ત્યાં જઇને તેમણે પોતાના મામા દુષ્ટ કંસનો વધ કરી મથુરાની રાજગાદી પોતાના દાદા ઉગ્રસેનને સોંપી દીધી હતી. કેવી ત્યાગવૃત્તિ ! પોતાના અધિકારમાં આવેલા વિશાળ રાજ્યનો તૃણવત્ ત્યાગ કરવો અને તે માટેની મનમાં લેશ પણ તૃષ્ણા ન રાખવી એ વિષયો પ્રતિની તેમની કેવી અનાસક્તિ !

કંસનો વધ થયો જાણી તેનો સસરો જરાસંધ બહુ ક્રોધે ભરાયો. તે જમાઇના મરણનું વેર લેવાને મોટા સૈન્ય સાથે ઘણી વાર ચઢી આવ્યો. છેવટની ચઢાઇમાં ભીમના હાથે તેનો નાશ કરાવ્યો અને પોતે યુધિષ્ઠિરના રાજસૂયયજ્ઞમાં બ્રાહ્મણોની સેવા કરવાના કામનો અંગીકાર કર્યો. પાંડવકૌરવોની વચ્ચે મહાભારતનું યુદ્ધ શરૂ થયું તે પહેલાં પોતે સંધી કરાવવાના હેતુથી પાંડવોના દૂત બની ધૃતરાષ્ટ્રની સભામાં ગયા હતા. અહીં તેમણે ઘણી ગંભીરતાથી સંધી કરાવવાનો યત્ન કર્યો પણ દુર્યોધને તેમની વાત કાને ધરી નહિ. આથી પોતે અર્જુનના સારથી બન્યા અને પોતાની સેના દુર્યોધનને આપી દીધી.

રણક્ષેત્રમાં જ્યારે અર્જુને સ્વજનોને પોતાની સામે લડવાને ઉભા રહેલા જોયા ત્યારે તેના દિલમાં વિષાદ થયો. આ વખતે તેમણે અર્જુનને ગીતાનો ઉપદેશ આપવાવડે આખા જગતનું સદાને માટે કલ્યાણ કર્યું. ગીતામાં તેમણે શ્રુતિ અને ઉપનિષદોના અતિ દુર્બોધ્ય એવા અર્થનું તાત્પર્ય બહુ જ સ્પષ્ટ ભાષામાં સમજાવ્યું છે અને એટલા માટે એ કથન સત્ય ઠરે છે, કે

सर्वोपनिषदो गावो दोग्धा गोपालनंदनः ।
पार्थो वत्सः सुधीर्भोक्ता दुग्धं गीतामृतं महत् ॥

ગીતા જેવો સર્વમાન્ય અને આખા જગતનું કલ્યાણ કરનાર બીજો કોઈ પણ ધર્મગ્રંથ નથી.

યુદ્ધમાં પાંડવોનો જય થયો અને તેમના વિજયનું કારણ પણ શ્રી કૃષ્ણ પોતે જ બન્યા હતા. વ્યાસ ભગવાન સિદ્ધાન્તરૂપે જાહેર કરે છે, કે મહાભારતમાં સર્વત્ર શ્રી કૃષ્ણ ભગવાનના મહિમાનું જ ગાન ગવાયેલું છે. **જ્યાં કૃષ્ણ છે ત્યાં જ ધર્મ છે અને જ્યાં ધર્મ છે ત્યાં જ જય છે.** ભીષ્મપિતામહે કહ્યું છે, કે શ્રી કૃષ્ણમાં વેદવેદાંગનું જ્ઞાન, બળ, ચતુરાઇ, શાસ્ત્ર, શૌર્ય, કીર્તિ, બુદ્ધિ વગેરે સર્વ ગુણો વિરાજમાન છે. જે મનુષ્યને ઉત્તમ ધર્મ પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય તેણે શ્રી કૃષ્ણ ભગવાનનું આરાધન કરવું જોઈએ. શ્રી કૃષ્ણ ભગવાનના ઉદ્દેશોને હંમેશાં લક્ષમાં રાખવાથી જ ભારતવર્ષનું કલ્યાણ થશે.

યુદ્ધવિરામ પછી અભિમન્યુનો પુત્ર પરીક્ષિત કે જે મરેલો જન્મ્યો હતો તેને પોતાના સત્ય અને તપોબળથી તેમણે સજીવન કર્યો હતો. અંતે યાદવોમાં મદ્યપાન આદિ દુરાચારોની વૃદ્ધિ થતી જોઈને તે બહુ દુખી થયા અને માંહોમાંહેની કાપાકાપીને લીધે જ્યારે યાદવકૂળનો નાશ થયો ત્યારે તેઓશ્રી યોગદ્વારા પ્રાણનો ત્યાગ કરી સ્વધામ સીધાવ્યા.

તેમને જગતમાં કોઇનો કશો પણ ડર ન હતો. શત્રુઓની વચ્ચે પણ બેધડક એકલા ચાલ્યા જતા હતા. જ્યારે દુર્યોધનની મરજી તેમને કેદ કરવાની થઇ ત્યારે તેમણે કહ્યું હતું, કે મને એકલો સમજતો ના. બ્રહ્માંડ મારી અંદર વાસ કરી રહેલું છે. મને કોઇ કાંઇપણ કરી શકે તેમ નથી. આમ બોલી પોતાનું વિશ્વરૂપ પ્રકટ કરી તેમણે સર્વને મોહિત કરી દીધા હતા. મહાભારતના યુદ્ધમાં જ્યારે ચારે તરફથી

બાણોનો માર ચાલી રહ્યો હતો ત્યારે તેમણે અર્જુનના રથના ઘોડાઓને છૂટા મૂકી એવી તો અદ્ભુત સેવા બજાવી હતી કે જાણે કોઈ સ્ત્રીઓના સમુદાયની વચ્ચે ઘૂમી રહ્યું હોયની!

જ્યારે સ્વજન-બંધુઓના મરણના શોકથી રાજા યુધિષ્ઠિર વ્યાકુળ બન્યા ત્યારે તેમને શોકનો ત્યાગ કરવાને પોતે કહે છે, કે મૃત્યુનો માર્ગ સર્વત્ર કુટીલ છે; બ્રહ્મનો માર્ગ સીધો છે. આ જ જ્ઞાન છે, તેમાં પ્રલાપ કર્યે શું વળશે? હે શત્રુઓને જીતનાર રાજા યુધિષ્ઠિર! જે યુદ્ધ તમે ભીષ્મ અને દ્રોણની સાથે કર્યું હતું તે હવે તમારા મનની સાથે કરવાનો વખત આવી લાગ્યો છે. હવે તમારે તમારા મન સાથે યુદ્ધ કરવું જોઇએ અને પોતાની જાતને પોતાનાં કર્મો વડે આ માયાની પાર લઇ જવી જોઇએ. આ યુદ્ધ કરવામાં બાણોનું, સૈન્યનું નોકરચાકરોનું કે બંધુઓનું કામ નથી. જે યુદ્ધ તમારે એકલાએ કરવાનું છે તેનો સમય આવી પહોંચ્યો છે. તે યુદ્ધમાં વિજયી નીવડતાં તમે કયી અવસ્થાને પામશો તે હું વાણીથી કહી શકતો નથી. હે કૌન્તેય! તેનું જ્ઞાન પામીને તમે કૃતકૃત્ય થશો.

ત્યાગના સંબંધમાં તેમનો સિદ્ધાંત એવો હતો, કે સમગ્ર સ્થાવરજંગમ પ્રાણીઓ સહિત આખી પૃથ્વીનું સ્વામીત્વ પ્રાપ્ત થાય તોપણ જે પુરૂષની તેમાં મમતા નથી તેને તે શા કામનું છે? અથવા હે પાર્થ! વનમાં રહી ફળમૂળ ખાવા છતાં પણ જેની દ્રવ્યમાં મમતા છે તેવા પુરૂષના મુખમાં મૃત્યુ હંમેશાં વાસ કરી રહે છે. અભિમાન્યુના મૃતપુત્રને જીવતો કરતી વખતે તે કહે છે, કે “ હું વિનોદની ખાતર પણ કદિ અસત્ય બોલ્યો નથી તેમજ યુદ્ધથી પણ કદિ પાછો હઠયો નથી. મારા આ સત્યના પ્રભાવે આ અભિમન્યુનો પુત્ર જીવતો થાઓ. જેવી

રીતે સત્ય અને ધર્મ મારામાં સ્થિત છે તેવી જ રીતે આ અભિમન્યુનો મૃત બાળક જીવતો બનો. આમ બોલતાંની સાથે જ તે તરત જીવતો થયો.

જો કે પોતે ભગવાન અને સર્વ હેતુઓને જાણનાર હતા તોપણ તે મોક્ષના હેતુને ચ્હાતા હતા. આ કારણથી તેમણે અંત સમયે ઇંદ્રિય, વાણી અને મનના નિરોધ વડે મહા યોગ સાધીને શયન કર્યું હતું. આવખતે એ સ્થાનમાં એક જરા નામનો પારધી મૃગનો શિકાર કરવાની ઇચ્છાથી આવ્યો. અહીં તેણે યોગાસનવાળી સમાધિમાં લીન થયેલા શ્રીકૃષ્ણ ભગવાનને મૃગ સમજીને તેમના પાદતલમાં એક બાણ માર્યું. પછી તે પારધી જ્યારે પોતે માની લીધેલા મૃગને લેવાની લાલચથી ત્યાં આવી પહોંચ્યો ત્યારે તેણે અનેક બાહુ પીતાંબર ધારી યોગારૂઢ એવા એક પુરૂષને જોયા. પારધી આ દૃશ્ય જોતાં જ પોતાને અપરાધી ગણી તેમના પાદમાં જઇ પડ્યો. કેશવ ભગવાને તેને આશ્વાસન આપ્યું અને પછી પોતાના તેજથી સમસ્ત અન્તરીક્ષને વ્યાપ્ત કરી તે સ્વર્ગમાં સીધાવ્યા.

---

## પાઠ ૭૮ મો.

---

## તીર્થક્ષેત્રોની વર્તમાન સ્થિતિ.

પ્ર૦—આ સર્વ તીર્થક્ષેત્રોની વર્તમાન દશા કેવી છે ?

ઉ૦—વર્તમાન સમયમાં તીર્થક્ષેત્રોની દશા સારી રહેવા પામી નથી. પ્રત્યેક તીર્થક્ષેત્રમાં પંડયાઓ, ગોરો અને ભીખારીઓને લીધે કોઇના ચિત્તને મોટા ભાગે જોઇએ તેવી શાન્તિ મળતી નથી. કોઇ કોઇ સ્થળોમાં દંભી, દુરાચારી અને પાખંડી લોકો બિચારાં યાત્રાળુઓને લૂટે છે. પંડયાઓ બહુધા એવા અભણ, દુરાચારી અને

વ્યસની હોય છે, કે તેમના દિલમાં યાત્રાળુઓની ખરી કમાઇનાં નાણાં કચેરીઓના ઝઘડા, વ્યસન, જુગાર આદિ દુરાચારોમાં ઉરાડી દેવામાં સંકોચ થતો નથી. વળી પવિત્ર મનાતા તીર્થક્ષેત્રોની અંદર જે અનર્થ જોવામાં આવે છે તે બીજે ક્યાંએ જણાતો નથી. તીર્થસ્થળોનાં રહેવાશી દેશવિદેશના લોકોની બની શકતી સરભરા કરી સગવડ સાચવવાના કર્તવ્યને વિસારી મૂકી ઘરનાં ભાડાં, સીધાસામાન આદિ વસ્તુઓના ભાવો વગેરે વધારી મૂકી ઉલટાં અગવડમાં મૂકે છે. હાલનાં તીર્થ પ્રાયઃ નામમાત્રનાં જ રહી ગયાં છે. આટઆટલી અગવડો છતાં પણ સઘળા સામાન્ય વર્ગના લોકોની હાલ પણ તેમાં ઘણી શ્રદ્ધા છે. તીર્થક્ષેત્રોમાં જવું, પોતાના ઇષ્ટદેવમાં શ્રદ્ધા રાખવી એ જરૂરનું છે; છતાં ત્યાં જઈ અંધપરંપરાની રૂઢીએ ભલાબૂરાની વિવેચના કર્યા વગર કેવળ આંખો મીંચીને પંડયાઓ, ગોરો અને વેષધારીઓના નચાવ્યા નાચવું ઘટતું નથી. પંડયાઓ બોલવામાં બહુ કુશળ હોય છે અને તેથી ભોળાં શ્રદ્ધાળુ યજમાનોને નીચોવાય તેટલાં નીચોવી કાઢે છે. આ બાબતમાં માત્ર વિદ્યાની વૃદ્ધિ અને સદસદ્‌ના વિવેકથી જ સુધારો થઈ શકે.

પ્રયાગ, હરદ્વાર નાશક અને અવન્તિકામાં જે દર ત્રણ ત્રણ વરસે કુંભનો મેળો ભરાય છે તેમાં એકઠા થતા સાધુ મહાત્માઓ અને પંડિતો હળીમળીને જો ધર્મનો વિચાર કરે, સ્મૃતિશાસ્ત્રમાં સમયને અનુસરીને સુધારો કરે, મતપંથના ઝઘડાઓ દૂર કરીને એકમતે જે મૂળનો આશય છે તે પ્રમાણે ધર્મની મર્યાદાનું સ્થાપન કરે,અને દ્રોહ, ઇર્ષા, દ્વેશ આદિ દુર્ગુણોને તે પવિત્ર સ્થળોમાં પ્રવેશ કરવા ન દે, તો કેવો મહાન્ ઉપકાર થાય ? ગૃહસ્થ લોકોએ પણ તે સ્થળોમાં વગર વિચારે દાન કરવું ઘટતું નથી. દંભી, આળસુ અને દુરાચારી મનુષ્યોનાં ટોળાંને બેઠે બેઠે સારૂં સારૂં જમાડીને ઉત્તેજવાં, લખતાં વાંચતાં પણ આવડતું હોય નહિ એવાં પંડયાઓના નચાવ્યા નાચવું અને બહારના

દેખાવ પર વિશ્વાસ કરીને કોઈને પોતાનો ગુરુ કે પૂજ્યપાત્ર બનાવવો એમાં પોતાને કે અન્યને કોઈને પણ લાભ નથી. સત્પાત્રે વિવેકપૂર્વક દાન કરવાથી તીર્થક્ષેત્રોની વ્યવસ્થા અને હિન્દુધર્મમાં જલદી સુધારો થવા પામશે. સ્ત્રીઓએ કદિ પણ એકલાં તીર્થમાં જવું ઘટતું નથી. તીર્થયાત્રા કરવામાં અંધપરંપરાનો ત્યાગ કરવો ઘટે છે. જાત્રામાં ધક્કામૂક્કા ખાવાથી નહિ, પણ અંતઃકરણને પવિત્ર બનાવવાથી જ મોક્ષ મળે છે. અંતઃકરણ શુદ્ધ થયા સિવાય તીર્થક્ષેત્રમાં જવું તેના કરતાં ઘેર રહી અંતઃકરણને પવિત્ર બનાવે એવા આચારવિચારો સેવવા એ વધારે સારૂં છે.ઘેર બેઠે શુદ્ધ આચારવિચાર સેવીને અને માબાપ આદિ જંગમ તીર્થોની સેવા ઉઠાવીને અંતઃકરણને નિર્મળ બનાવવામાં આવ્યું હશે તો તેથી તીર્થયાત્રા કરતાં પણ વધારે ફળ મળી શકશે.

માર્કંડેય મુનિ કહે છે, કે "ગામડાંઓમાં કે અરણ્યોમાં પણ જ્યાં જ્યાં બહુશ્રુત લોકો હોય તે તે નગર કહેવાય છે અને તીર્થ પણ તે જ કહેવાય છે. મહાત્માઓનું સુભાષિતરૂપ જળ કે જે તેઓના મુખમાંથી નીકળવાને લીધે પૂર્ણ પવિત્રતા ધરાવનારૂં હોય છે, તેથી જ ખરી પવિત્રતા મળે છે. અંતઃકરણ નિર્મળ ન હોય તો સંન્યાસ, મુનિવ્રત, જટાધારણ, વલ્કલો તથા મૃગચર્મધારણ, વ્રતાચરણ, તીર્થાદિમાં સ્નાન, અગ્નિહોત્ર, વનવાસ અને બાહ્ય તપ વગેરે સઘળું નિષ્ફળ જ થાય છે. **વિષયો ભોગવવા એ સહેલી બાબત છે, શુદ્ધ વિષયો જ ભોગવવા એ તેના કરતાં કઠણ બાબત છે, અને મનને નિર્મળ કરવું એ તેના કરતાં પણ વધારે કઠણ બાબત છે. જેઓ મનથી, વાણીથી તથા શરીરથી પાપકર્મો કરતા નથી તેઓ જ ખરા તપસ્વી છે.**

"હું શરીરનું શોષણ કરનારાઓને તપસ્વી જ ગણતો નથી.જે માણસ વૃથા વચન ન બોલે, સર્વદા પવિત્ર રહે, સદ્ગુણોથી સુશોભિત રહે

તથા જીવતાં સુધી દયાળુ જ રહે તે માણસ સઘળાં પાપોથી મુક્ત થાય છે. અંતઃકરણ નિર્મળ ન હોય તો ઉપવાસાદિથી માત્ર શરીર જ પીડાય છે પણ પાપો પીડાતાં નથી."*

'ગરૂડપુરાણ' માં પણ કહ્યું છે, કે:-

ज्ञान हृदे सत्य जले रागद्वेषमलापहे ।
यः स्नाति मानसे तीर्थे सवैमोक्षमवाप्नुयात ॥

અર્થ:—માનસ તીર્થના જ્ઞાનરૂપ સરોવરમાં રાગદ્વેષરૂપી મળને ધોઇ નાંખનાર સત્યરૂપી જળમાં જે સ્નાન કરે છે તે મોક્ષ મેળવે છે. કેવળ જળ વા સ્થાનથી મુક્તિ મળતી નથી; પણ સત્સંગ અને સદ્વિચારથી જ મુક્ત થવાય છે.

---

* મહાભારત, વનપર્વ: અધ્યાય, ૨૦૦.

# ભાગ નવમો.

---

## દાન ધર્મ.

**श्रद्धया देयम् अश्रद्धया देयम् श्रिया देयम्**
**ह्रिया देयम् भिया देयम् संविदा देयम् ।**

—તૈત્તરીયોપનિષદ્-શિક્ષાધ્યાય.

**અર્થ**—દાન શ્રદ્ધાપૂર્વક દેવું જોઇએ: અશ્રદ્ધાથી દાન કરો નહિ. વિભૂતિથી ( સંપત્તિ પ્રમાણે ) દાન કરો. લજ્જાપૂર્વક દાન કરો. ભયથી દાન કરો. વિચારપૂર્વક દાન કરો.

---

## પાઠ ૭૯ મો.

### દાન.

પ્ર૦—દાન કરવામાં શો નિયમ હોવો જોઇએ ?

ઉ૦—પાછળ કહેવામાં આવ્યો છે તે. અર્થાત્ પાત્ર જોઇને શ્રદ્ધાપૂર્વક આપો. જે આપવાનું હોય તે લજ્જાપૂર્વક ગર્વનો ત્યાગ કરીને અને ઇશ્વરથી ડરીને આપો.

પ્ર૦—દાન કેટલા પ્રકારનાં છે ?

ઉ૦—સાત્વિક, રાજસ અને તામસ એ ત્રણ પ્રકારનાં દાન છે. કેવળ ' દાન આપવું યોગ્ય છે ' એટલા જ વિચારથી જેના તરફથી પ્રત્યુપકારની લેશ પણ આશા ન હોય એવા સુપાત્ર પુરૂષને દેશકાળના વિચાર સહિત જે દાન આપવામાં આવે તે 'સાત્વિક' છે. બદલાની આશાથી અથવા અમુક પ્રકારનું ફળ મળશે એવા ઉદ્દેશથી ક્લેશ સહિત જે દાન આપવામાં આવે છે તે દાન 'રાજસ' કહેવાય છે. દેશકાળનો વિચાર કર્યા વગર કરાયેલું, કુપાત્રને અપાયેલું અને સત્કારને બદલે તિરસ્કારયુક્ત કરવામાં આવેલું દાન ' તામસી ' કહેવાય છે.*

પ્ર૦—પાત્ર કોને ગણવો ?

ઉ૦—જે દીન અથવા દુઃખી હોય અને જેને દાન લેવાની જરૂર હોય તે પાત્ર છે. દંભી, દુરાચારી અને મૂર્ખ કુપાત્ર છે. કુપાત્રને આપેલું દાન કદિ પણ ફળદાયક નીવડતું નથી. દાન એવા પુરૂષને કરવું જોઈએ કે જે ભીખ માગવા ફરતો હોય નહિ. જે પુરૂષ વેદ-વેત્તા હોય, જે પોતાના વ્રતમાં સાવધાન હોય, જે પોતાનાં તપ અને જ્ઞાનને પોતાના મુખે કહી બતાવતો ન હોય, જે દઢવ્રત હોય, જેની દૃષ્ટિ સૂક્ષ્મ વિચારમાં ચોંટેલી હોય અને જે જીતેન્દ્રિય હોય તેને

* ભગવદ્ગીતા, અ૦ ૧૭: શ્લો૦ ૨૦–૨૧–૨૨.

દાન કરવાથી અગ્નિહોત્ર કરવા જેટલું ફળ મળે છે. ભૂતમાત્ર પર દયા રાખનાર તેમજ સત્ય અને જ્ઞાનપરાયણ પુરૂષ જ દાનને પાત્ર છે. આવા પુરૂષને દાન દેવું એ સત્પુરૂષોનું કર્તવ્ય છે. વિના વિચારે કુપાત્રને કરાયેલાં હજારો દાન કરતાં ભક્તિયુક્ત અંતઃકરણે સત્પાત્રને આપેલું સહેજ પણ દાન વધારે શ્રેષ્ઠ છે. જે કાર્ય સર્વને એક સરખી રીતે ઉપયોગી હોય અથવા જે કાર્ય કરવાથી ધર્મ વા વિદ્યાની ઉન્નતિ થાય એમ હોય તે કાર્ય દાનને યોગ્ય છે, એવો કેવળ આ દેશનાં જ નહિ, પરંતુ સર્વ દેશનાં શાસ્ત્રોનો નિયમ છે. આમ છતાં ચાલુ સમયમાં માગનારાઓની સ્થિતિ એવી થઈ ગયેલી છે કે તેમાં કોણ સુપાત્ર અને કોણ કુપાત્ર તે નક્કી કરવાનું કામ ઘણું કઠણ થઇ પડયું છે. હકીકત આવી હોવા છતાં પણ જો દાન કરનાર વિચારપૂર્વક દાન કરે તો દાન કરવાની વ્યવસ્થામાં જલદીથી સુધારો થવા પામે.

---

## પાઠ ૮૦ મો.

### સર્વોત્કૃષ્ટ દાન.

પ્ર૦—સઘળાં દાનોમાં શ્રેષ્ઠ દાન કયું છે ?

ઉ૦—ભૂખ્યાને અન્ન આપવું, ધંધા વગરનાને રોજગારે લગાડવો અને વિદ્યાહુન્નરને ઉત્તેજન આપવું એ સર્વ દાનોમાં શ્રેષ્ઠ દાન છે. મહાભારતમાં કહ્યું છે, કે અન્ન સમાન કોઈ દાન છે નહિ, હતું નહિ અને હશે પણ નહિ. જો કોઇ ભૂખ્યો હોય તો તેની નાતજાત જોવા બેસો નહિ, તે અન્નદાનને પાત્ર છે, તેમજ ગમે તે કાળ કે ગમે તે સ્થળ હોય તોપણ તે તીર્થ છે. આમ છતાં અન્નદાન કરવાની હાલની પદ્ધતિ બહુધા સારી નથી. ઘણી જગ્યાએ અન્નક્ષેત્રોમાં ભૂખ્યાને બદલે હષ્ટપુષ્ટ મનુષ્યો, દંભીઓ અને દુરાચારીઓનું

દાનના નામે પોષણ થાય છે અને જેઓ દાનને પાત્ર હોય છે તેમને એક રોટલો સરખો મળતો નથી. તીર્થક્ષેત્રોની અંદર ઘણાં ભગવાં વસ્ત્ર ધારણ કરનારાઓ અન્નક્ષેત્રમાંથી ભોજન ઉઘરાવી એકઠું કરે છે અને તેમાંથી પોતે સારૂં સારૂં ખાઈ લઈ બાકીનું નદીમાં ફેંકી દે છે અથવા પશુઓને ખવરાવી દે છે. અન્નનો આથી અધિક તિરસ્કાર બીજો કયો હોઇ શકે ? આવા લોકોને જો ભોજન આપવામાં આવે નહિ તો તેથી પાપ લાગે નહિ. ઘી, સાકર આદિ રજોગુણ વધારનાર પદાર્થો સાધુઓને આપવા ઉચિત નથી. તેમને કેવળ સાદું અને સાત્વિક ભોજન કરાવવું જોઇએ. વળી હાલમાં થોડા લોકોને ઉંચી વાનીનું ભોજન જમાડવામાં જે રૂપિયા ખર્ચવામાં આવે છે તેનો ઉપયોગ જો અનેક દીન, દુઃખી અને ભૂખ્યાં મનુષ્યોને અન્ન પૂરૂં પાડવામાં કરવામાં આવે તો તેથી કેટલું બધું પુણ્ય થાય ?

પ્ર૦—આ સિવાય બીજાં કયાં કયાં દાન કરવાં યોગ્ય છે ?

ઉ૦—વિદ્યાદાન, જળદાન, ઔષધિદાન, અભયદાન વગેરે સર્વ પોતપોતાના સ્થાન અને સમયપરત્વે શ્રેષ્ઠ છે. વિદ્યાદાનથી અધિક કોઈ દાન નથી, અને વિશેષે કરીને જ્યારે આ દેશ વિદ્યામાં આટલો પછાત પડતો છે ત્યારે તો તેનું દાન દેવું સર્વોત્કૃષ્ટ છે. ઈંગ્લેંન્ડ, અમેરિકા જેવા બીજા વિદ્યામાં ઘણા આગળ વધેલા દેશોના લોકો વિદ્યોન્નતિનાં કામકાજમાં હંમેશાં હજારો રૂપિયા આપે છે. આપણે અહીં લગ્ન વગેરે પ્રસંગોમાં લોકો હજારો રૂપિયા નકામા ઉડાવી દે છે. અથવા નાચતમાશા કરાવવામાં, નાટક, ખેલ વગેરે જોવામાં દુર્વ્યય કરે છે. અહીં જે લોકો પોતાને બહુ પૈસાદાર સમજે છે તેઓ ઇંગ્લેન્ડ અથવા અમેરિકાનાં સાધારણ મનુષ્યોની પણ તોલે આવે તેમ નથી. હજુ પણ જો આપણે વિચારપૂર્વક દાન કરીએ તો તેથી સેંકડો વિદ્યાર્થીઓનો નિભાવ થાય, દેશની ઉન્નતિ થાય અને દારિદ્રય વધી પડયાનો જે શોક છે તે દૂર થાય. હર વરસે જોઇએ તેટલો વરસાદ યોગ્ય સમયે ન વરસવાથી દુકાળ ઉપર દુકાળ ચાલુ રહે છે

આ મુસ્કેલી દૂર કરવાને માટે મંદિરો બંધાવવા કરતાં નહેરો, કુવા, વાવો, તળાવો, વગેરે બંધાવવાની બહુ જરૂર છે. શાસ્ત્રોમાં તળાવો ખોદાવવાનું અને ઝાડો રોપાવવાનું એટલું બધું માહાત્મ્ય વર્ણવવાનું કારણ એ છે, કે તેનાથી સર્વનું ભલું થાય છે. મહાભારતમાં કહ્યું છે, કે જે સ્થાનની ભૂમિ સુન્દર હોય, જ્યાં સત્પુરૂષોનો નિવાસ હોય અને જ્યાં પ્રાણીમાત્રની જળથી તૃપ્તિ થાય એમ હોય ત્યાં એક વિશાળ સુંદર તળાવ બંધાવવાથી અશ્વમેધ યજ્ઞ કરવા કરતાં પણ વધારે પુણ્ય થાય છે. આ જ પ્રમાણે ઝાડો રોપાવવાં એ પણ બહુ પુણ્યનું કામ છે. વ્યાસજી કહે છે, કે ઝાડો દેવોને પોતાનાં ફૂલોથી, પિતૃઓને ફળોથી અને સઘળા અતિથિઓને પોતાની છાયાથી સન્તુષ્ટ કરે છે. જે પ્રમાણે બાળકો પોતાને ઉછેરીને મોટાં કરનાર માબાપ અથવા પાલકની સંભાળ રાખે છે તે જ પ્રમાણે ઝાડો પણ પોતાને ઉછેરનારનું રક્ષણ કરે છે. હાલમાં આ ધર્મકાર્ય કરવાનું ઓછું થઈ ગયું છે, તેથી અહીં વરસાદ પણ ઓછો થતો જાય છે.

---

## પાઠ ૮૧ મો.

---

### દાનનો મહિમા.

દાનનો મહિમા અપાર છે. સુપાત્રે કરવામાં આવેલું દાન આપનાર અને લેનાર બન્નેનું આલોક અને પરલોકના સુખનું સાધન બને છે. આમ છતાં દાનના મહિમાની આંકણી જે વસ્તુ દાન તરીકે આપવામાં આવે તેની કીંમત ઉપરથી થઇ શકતી નથી વસ્તુ ગમે તેવી અને ગમે તેટલી કીંમતી યા નજીવી હોય તોપણ જે ભાવથી તે આપવામાં આવે છે તેમાં જ તેનું માહાત્મ્ય રહેલું છે.

મહાભારતમાં એક એવી કથા છે, કે કુરૂક્ષેત્રના યુદ્ધ પછી રાજા યુધિષ્ઠિરે એક મહા યજ્ઞનો આરંભ કર્યો. આ અશ્વમેધ મહાયજ્ઞની પ્રૌઢતા અને તેજસ્વીતા જોઈને ત્યાં એકત્ર થયેલાં સઘળાં

મનુષ્યો સાશ્ચર્ય બની કહેવા લાગ્યાં, કે આખી પૃથ્વીમાં આજ સુધી કદિ આવો યજ્ઞ થયો જ નથી. એટલામાં ત્યાં એક નોળીઓ આવ્યો. આ નોળીઆનું અર્ધું અંગ સોનેરી અને બાકીનું અર્ધું અંગ બદામી રંગનું હતું. અહીં આવી પ્રથમ તે યજ્ઞભૂમિ ઉપર આળોટયો અને પછી આસપાસ દષ્ટિ ફેરવી સઘળાને કહેવા લાગ્યો, કે "તમે સઘળા લબાડ છો. આ યજ્ઞ ન હોય." નોળીઆનાં આ વચન સાંભળી સઘળાં મનુષ્યો બૂમ પાડી ઉઠયાં, કે "તું આ શું બોલે છો! શું આ યજ્ઞ ન હોય! શું તને ખબર નથી, કે કેટલું બધું દ્રવ્ય ગરીબોને આપવામાં આવ્યું છે અને સઘળાં ગરીબ માણસો કેટલાં બધાં સુખી અને શ્રીમંત બની ગયાં છે? આ એક ખરેખર જ અપૂર્વ યજ્ઞ છે, અને પૂર્વે આવો યજ્ઞ કોઈએ પણ કર્યો નથી." નોળીઆએ જણાવ્યું, કે "તમારૂં કહેવું સંપૂર્ણ સત્ય નથી. આ યજ્ઞ કુરુક્ષેત્રમાં ઉચ્છવૃત્તિથી (ખેતરમાંનો પાક લણી લીધા પછી ભોંય પર જે દાણા પડી રહેલા હોય તે વીણી લઈને) નિર્વાહ કરનાર એક બ્રાહ્મણે ચોસઠ તોલા જવના સાથવા વડે કરેલા યજ્ઞના ચોથા ભાગની પણ બરાબરી કરી શકે તેમ નથી." નોળીઆનું કહેવું સાંભળી સર્વને ઘણી નવાઇ ઉપજી અને તે બ્રાહ્મણે ચોસઠ તોલા જવના સાથવા વડે કેવો અને કેવી રીતે યજ્ઞ કર્યો તેની સવિગત હકીકત જણાવવાને આગ્રહ કર્યો.

આથી નોળીઆએ કહ્યું, કે "કુરુક્ષેત્રમાં એક ઘણો દરિદ્રી બ્રાહ્મણ તેની સ્ત્રી, પુત્ર અને પુત્રવધૂની સાથે રહેતો હતો, તે ઉચ્છ-વૃત્તિથી એટલે ખેતરનો પાક લણી લીધા પછી જમીન ઉપર જે કંઈ ધાન્ય પડી રહેલું હોય તે વીણીને પોતાનું અને પોતાના કુટુંબનું ગુજરાન ચલાવતો હતો એક વખત તે પ્રદેશમાં એક મહાન્ દુકાળ પડ્યો. એ બ્રાહ્મણ અને તેનું કુટુમ્બ મહાન્ વિપત્તિમાં આવી પડ્યું. દિવસોના દિવસો નિરાહારે કાઢવાના દિ આવી લાગ્યા. એક દિવસ જેઠ મહિનાના કાળ જેવા લાંબા પાંચ દિવસના કડાકા પછી છઠ્ઠે દિવસે ચોસઠ તોલા જેટલા જવ મળ્યા. આ જવને શેકી સાથવો

બનાવી તેના સરખા ચાર ભાગ પાડી ઘરનાં ચારે માણસો ખાવાની તૈયારી કરી રહ્યાં હતાં એટલામાં એક અતિથિ આવ્યો અને કહેવા લાગ્યો, કે હું બહુ જ ભૂખ્યો છું તો મને કંઇક ખાવાનું આપો. આર્યધર્મ શાસ્ત્રની આજ્ઞાનુસાર આર્યાવર્તમાં અતિથિ અતિ પૂજ્ય અને પવિત્ર મનાય છે. અભ્યાગતને ઈશ્વરતુલ્ય ગણી તેની પરોણાગત કરવામાં આવે છે, અને તેને જમાડયા પછી જમવું એ આવશ્યક કર્તવ્ય લેખાય છે, અને તે યોગ્ય જ છે. આથી તે ગરીબ બ્રાહ્મણે બહુ જ પ્રસન્નતાપૂર્વક કહ્યું, કે " પધારો, મહારાજ, આપ ભલે પધાર્યા. " આમ પ્રસન્ન ચિત્તે તે અતિથિનો સત્કાર કરીને તે ગરીબ બ્રાહ્મણે પોતાના ભાગનું ભોજન તે અતિથિની સમીપ ધરી દીધું. પરંતુ તેટલાથી તેની ભૂખની નિવૃત્તિ થઇ નહિ. તેને ખાવાને માટે બીજો વધારે ખોરાક જોઇએ છે એમ જોતાંની સાથે તે ગરીબ બ્રાહ્મણ વિચારવા લાગ્યો, કે હવે તેને બીજું ક્યાંથી આપવું ? પતિની મુંઝવણ જોઇ તેની પત્ની બોલી: " મહારાજ, શી ચિન્તા કરો છો ? આ મારો ભાગ પણ આપી દો. " પત્નીનું આ બોલવું સાંભળી તે ચોંકી ઉઠ્યો. તે જાણતો હતો, કે તે છ દિવસની ભૂખી છે અને તેથી તેને શું કહેવું તેની કાંઇ જ સૂઝ પડી નહિ. થોડી વાર પછી કંઇક શાંત થતાં તે બોલ્યો: " હે પત્ની ! એક તો તમે વૃદ્ધ છો અને આ દુકાળમાં અન્નના અભાવે શરીરે કૃશ થઇ ગયાં છો. તમારા મુખ ઉપર શ્રમ અને ગ્લાનિ છવાયેલી દેખાય છે. આથી તમારો ભાગ આપતાં મને દુ:ખ થાય છે. પશુપક્ષીઓની માદા પણ રક્ષણ અને પાલન કરવાને યોગ્ય છે. કારણ, સંતાનોત્પત્તિની ભૂમિ સ્ત્રી છે. તેનાથી પુરૂષોનું પાલન થાય છે અને આલોક તેમજ પરલોકનાં કાર્ય સધાય છે. જે પુરૂષ સ્ત્રીનું રક્ષણ કરવામાં અસમર્થ નીવડે છે, તે મહાન્ અપયશ પામે છે અને નરકમાં પડે છે. " પતિનાં આ વચનો સાંભળી તે વૃદ્ધ તપસ્વિનીએ ઉત્તર આપ્યો કે:—

" હે દ્વિજશ્રેષ્ઠ ! મારો અને આપનો ધર્મ એક સાથે જ છે. સ્ત્રીનાં વ્રત અને ધર્મ તેના પતિને અવલંબી રહ્યાં છે. ધર્મશાસ્ત્રમાં

કહ્યા મુજબ પતિ એજ સ્ત્રીનો પરમ દેવતા છે. પતિભક્તિના પ્રસાદથી જ સ્ત્રીને સુખ અને પુત્રલાભ થાય છે. આપ મારૂં પાલન કરો છો એટલા માટે પતિ અને ભરણપોષણ કરો છો તેથી ભર્તા છો. તો કૃપા કરીને મારો ભાગ આપવાનો સ્વીકાર કરો. ગૃહસ્થના આંગણેથી અતિથિ અસંતોષી બની પાછો ફરે એ અધર્મ છે અને તેથી મારા જીવનમરણના વિચારને જતો કરી અતિથિને તૃપ્ત કરો." સ્ત્રીના આ શબ્દોથી પ્રસન્ન થઇ તે બ્રાહ્મણે તેનો ભાગ પણ અતિથિને આપ્યો. અતિથિ તે ખાઇ ગયો, પણ તેને તેટલાથી એ તૃપ્તિ થઈ નહિ. બ્રાહ્મણના દુઃખનો પાર ન રહ્યો. હવે શું કરવું તેના વિચારમાં તે પડયો. એટલામાં પુત્ર બોલી ઉઠયોઃ "મારો ભાગ પણ આપો. પિતાની પ્રતિજ્ઞાનું પાલન કરવું અને પિતાને સાહાય્ય આપવી એ પુત્રનો ધર્મ છે." અતિથિ તે ભાગ પણ ખાઈ ગયો અને છતાં પણ ભૂખ્યો જણાયો. આથી પુત્રવધૂએ પણ પોતાનો ભાગ તેને આપી દીધો. તે ખાઇ અતિથિ તૃપ્ત થયો. તેણે પ્રસન્ન થઇ પોતાનું ખરૂં સ્વરૂપ જે **ધર્મ** હતું તે બતાવ્યું અને કહ્યું, કે તમારા આ પુણ્યકર્મથી તમે સઘળાં મોક્ષનાં અધિકારી બન્યાં છો. આટલું કહી તે પોતાને માર્ગે પડયો.

અતિથિના ગયા પછી રાત્રે પેલાં ચારે જણ ભૂખના દુઃખથી મરણ પામ્યાં. જવના સાથવાના થોડા કણો તે જમીન ઉપર પડયા હતા, એ કણો સાથે મારૂં પડખું ઘસવાથી મારૂં અર્ધું અંગ આ તમે જુઓ છો તેવું સોનેરી બન્યું છે. આ દિવસથી હું સર્વત્ર એવો બીજો યજ્ઞ થવાની આશામાં ફરૂં છું, પણ હજી સુધી કયાંઇએ એવો યજ્ઞ થયેલો મેં જાણ્યો કે જોયો નથી. મેં તો તે એક જ યજ્ઞ જોયો છે. અહીં આવી મેં મારૂં શરીર યજ્ઞભૂમિ ઉપર ઘસ્યું પણ તે સોનેરી ન બન્યું અને તેથી જ હું આ યજ્ઞને યજ્ઞ કહેતો નથી." આમ સદ્‌ભાવ પૂર્વક કેવળ કર્તવ્યભાવે સત્પાત્રે કરાયેલું નજીવામાં નજીવું દાન કરોડો રૂપિયા ખરચી કરાયેલા અશ્વમેધ યજ્ઞ કરતાં પણ મહાન્ સુખ અને પુણ્ય-મોક્ષને આપવાવાળું ઠરે છે.

## પાઠ ૮૨ મો.

### દાનશુદ્ધિ.

પ્ર૦–દાનશુદ્ધિનો આધાર શા ઉપર છે ? કેવા પ્રકારનું દાન ફળદાયી થઇ શકે ?

ઉ૦–દાનશુદ્ધિનો આધાર ભાવશુદ્ધિ ઉપર છે, અને નહિ કે તેના પ્રકાર ઉપર. વળી જેને દાન કરવામાં આવે તેની પાત્રાપાત્રતા ઉપર પણ તેનો કેટલોક આધાર છે. ધન ઉપાર્જન કરવું સહેલું છે. પરન્તુ તેનું સત્પાત્રને દાન દેવું એ ઘણી ભારે વાત છે. વળી કાળનો વિચાર કરીને દાન કરવું એ તેથી પણ અધિક છે. સૌથી વધારે કઠણ ઉત્તમ શ્રદ્ધાપૂર્વક દાન કરવું એ છે. શ્રદ્ધાપૂર્વક–પ્રીતિથી એક અંજલિ જળ અર્પણ કરવાથી ઇશ્વર જેટલા પ્રસન્ન થાય છે તેટલા હજારોનું દાન કરવાથી થતા નથી.

દાનની સફળતાનો આધાર જેવી જાતની કમાઇ હોય તેના ઉપર રહે છે. ન્યાયમાર્ગે પેદા કરેલા દ્રવ્યનું દાન જ સફળ નીવડે છે. અન્યાયથી મેળવેલા ધનનું દાન કદિ પણ ફળદાયી નીવડતું નથી. આટલા માટે જે લોકો જુગાર, ચોરી યા એવાં જ બીજાં પાપકર્મથી મેળવેલા ધનનું દાન કરીને એમ સમજે છે, કે અમારાં પાપનું નિવારણ થઇ ગયું તેઓ ભારે ભૂલ કરે છે.

વર્તમાન સમયમાં દાન બહુધા બદલાની ઇચ્છાથી, ભયથી, પુણ્યની આશાથી તેમજ મોટાઈ વા નામનાની ખાતર કરવામાં આવે છે. આ સર્વ કરતાં ભક્તિશ્રદ્ધાપૂર્વક પાત્ર જોઇને દાન કરવું શ્રેષ્ઠ છે. શ્રીકૃષ્ણ ભગવાન કહે છે, કે મને શ્રદ્ધાભક્તિપૂર્વક અર્પણ કરાયેલાં પત્ર, પુષ્પ, ફળ કે જળને હું પ્રીતિપૂર્વક સ્વીકારૂં છું. હિન્દુઓ હંમેશાંથી દાનશીલ છે. હાલ પણ દેશમાં બાવન લાખ સાધુઓ અને એક કરોડથી અધિક બ્રાહ્મણો કશી પણ મહેનત કર્યા વગર સુખેથી બેઠે બેઠે જમે છે. હજારો મંદિરો, ધર્મશાળાઓ અને અન્નક્ષેત્રો સર્વત્ર વિદ્યમાન છે અને તેમાં પ્રતિદિન વધારો થયે જાય છે. આ તેમની ઉદારતા છે. આમ

છતાં દાન કરવાની આ પદ્ધતિમાં સુધારો થવો આવસ્યક છે. હાલમાં વિદ્યા અને હુન્નરઉદ્યોગની વૃદ્ધિ અને ખીલવણીમાં દ્રવ્ય ખરચવાની જેટલી જરૂર છે તેટલી મંદિરો, ધર્મશાળાઓ, અન્નક્ષેત્રો અને સાધુ-બ્રાહ્મણોની પાછળ નાણાં ખરચવાની આવશ્યકતા નથી. મહાભારતના અનુશાસન પર્વના અધ્યાય ૬૯ મા માં કહ્યું છે, કે જે દ્વિજ વેદાન્તનિષ્ઠ, બહુશ્રુત, જ્ઞાનતૃપ્ત, જીતેન્દ્રિય, શિષ્ટાચારયુક્ત, દમયુક્ત, યતિ, સર્વની સાથે પ્રિય વચન બોલનાર, ભૂખના દુઃખથી પણ ભૂરૂં કર્મ ન કરનાર, મૃદુ સ્વભાવવાળો, શાન્ત અને અતિથિપ્રિય હોય તેને માટે યોગ્ય એવા શીલયુક્ત આજીવિકાના સાધનની ગોઠવણ કરવી. આવા અધિકારી મળી આવવા મુસ્કેલ છે; પરન્તુ જો દાન કરનારાઓ અધિકારી જોઈને દાન આપે અગર અધિકારી ન મળી આવે તો દ્રવ્યનો નકામો વ્યય કરતા અટકે તો ધર્મની શુદ્ધિ અને દેશની ઉન્નતિ તત્કાળ થવા પામે.

દાનશુદ્ધિ એ સઘળા પ્રકારની ધર્મોન્નતિનું મૂળ છે. શ્રીકૃષ્ણ ભગવાન ઉપદેશે છે, કે યજ્ઞ, દાન અને તપ મનનશીલ પુરૂષોને પવિત્ર કરનાર છે. પરન્તુ એ સર્વ કર્મો સંગ અને ફળના ત્યાગપૂર્વક કરાવાં જોઇએ. જો હાલમાં પણ દેશકાળને અનુસરી સંગના ત્યાગપૂર્વક એ કર્મો કરવામાં આવે તો કેટલો બધો લાભ થાય ? વર્તમાન સમયમાં જો કે અશ્વમેધ અથવા વાજપેય વૈદિક યજ્ઞો થઈ શકતા નથી તો પણ વિદ્યાલય, ચિકિત્સાલય, અનાથાલય કે ઉદ્યોગહુન્નરની શાળાઓ બંધાવવાં એ હાલના સમયનો અશ્વમેધ અથવા વાજપેય યજ્ઞ છે. જે ફળ અગાઉ અશ્વમેધ વગેરે યજ્ઞોથી પ્રાપ્ત થઈ શકતું હતું તે હાલમાં એવાં પુણ્યકાર્યોથી થઇ શકશે. ધનાઢ્ય લોકાએ જાત્રાનાં સ્થળોમાં જઇને તુલાદાન કરવું એ શી રીતે વિશેષ લાભદાયી હોઇ શકે ? જો તે જ ધન તે જાત્રાને સ્થળે કોઇ ધર્મોન્નતિ કે વિદ્યોન્નતિના કામમાં ખરચવામાં આવે તો કેવું પુણ્ય થાય ?

# ભાગ દશમો.

## અસદ્વિશ્વાસ અને તેનું નિવારણ.

" ધર્મને નામે પ્રચલિત થએલા ક્ષુદ્ર કુસંસ્કારો અને વ્હેમોને શરણ થવાથી આપણી બુદ્ધિને અને વિચારશક્તિને એક પ્રકારનું ઝેર ચ્હડી જાય છે; મગજશક્તિ ઉંચા પ્રકારના ગંભીર વિચારોને ઉત્પન્ન કરવાને માટે નાલાયક બની જાય છે; ઉત્સર્ગશક્તિનો નાશ થાય છે, અને સ્વતંત્રપણે વિચાર કરવાની શક્તિ ક્ષીણ થવાથી આખી પ્રજા નિર્માલ્ય થઈ જાય છે. "

સ્વામી વિવેકાનન્દ.

## પાઠ ૮૩ મો.

### અસત્ વિશ્વાસ.

પ્ર૦—હિંદુઓમાં કયી જાતની ખોટી માન્યતાઓ પ્રચલિત છે અને તેનું પરિણામ શું આવ્યું છે ?

ઉ૦—હાલના સમયમાં હિંદુઓમાં જે ખોટી માન્યતાઓ ઘર કરી ગઇ છે તેની ગણતરી કરવાનું કામ મુશ્કેલ છે. અસત્ વિશ્વાસના બોજા નીચે દબાઇને સદ્ધર્મ પ્રાયઃ નિર્જીવ થઇ ગયો છે. આમ છતાં જે ખોટી માન્યતાઓના પરિણામે ઘણી મોટી હાનિ થાય છે તેમાંની મુખ્ય નીચે પ્રમાણે છે:—

(૧) ફલિત જ્યોતિષ ઉપરની ખોટી શ્રદ્ધા.
(૨) જંત્રમંત્ર, બાધા આખડી વગેરે પરની શ્રદ્ધા.
(૩) સિદ્ધિ બતાવનારા ઠગો ઉપરની અંધશ્રદ્ધા.
(૪) વેષધારી તપસ્વીઓ પરની ખોટી શ્રદ્ધા.
(૫) અંધપરંપરાની રીતિએ કરાતી ગુરુસેવા.
(૬) ભૂત, પ્રેત, વળગાડ આદિના ખોટા વહેમો.

### (૧) ફલિત જ્યોતિષ અને ગ્રહદશાની ખોટી માન્યતા.

હિંદુના જેવી શ્રદ્ધાળુ પ્રજા બીજી કોઈ નથી. શ્રદ્ધા હોવી એ જરૂરનું છે, પણ જ્યારે એ શ્રદ્ધા અંધશ્રદ્ધા અને ખોટા વહેમોના સ્વરૂપમાં બદલાઇ જાય છે ત્યારે તેનાથી દેશ અને પ્રજાને મહાન્ હાનિ થાય છે. આપણી અંધશ્રદ્ધાને પરિણામે આપણામાં કેટલાક એવા તો વહેમી વિચારો અને રિવાજો ઘર કરી ગયા છે, કે જેને લીધે આપણી સાંસારિક સ્થિતિને ઘણું મોટું નુકસાન પહોંચ્યું છે. તેને લીધે આપણાં શરીરોની, પૈસાની, પ્રતિષ્ઠાની અને વિદ્યાની મોટી ખુવારી થઇ છે.

જગતમાં એવી કોઈ ભાગ્યે જ વસ્તુ હશે કે જેને હિંદુ પ્રજા પૂજતી નહિ હોય, એવી કોઇ વાત પણ ભાગ્યે જ જોવામાં આવશે

કે જેને કોઈ ને કોઇ હિંદુ માનતો ન હોય. કોઇને છીંક આવે, બિલાડી આડી ઉતરે, કૂતરૂં કાન ફફડાવે કે તરતજ તેના મનમાં ભય અને શંકા ઉપજે છે. મૂહુર્ત જોયા કે જોવરાવ્યા વિના તે ઘરની બહાર પગલું ભરતો નથી. ગમે તેવું અગત્યનું કામ હોય તોપણ દશાનો દંડ, અપશુકન અને જોગણીનો વાસો તેને તે કરતાં અટકાવે છે. છોકરા અને છોકરીઓનો વિવાહસંબંધ જોડવામાં તેઓના ગુણસ્વભાવ આદિની યોગ્યતામાં મળતાપણું હોય અગર ન હોય તોપણ તેમના જન્માક્ષરો તો અવશ્ય મળતા આવવા જ જોઇએ. વરકન્યા બીજી સઘળી રીતે યોગ્ય હોય તોપણ જો તેમના જન્માક્ષરો મળતા આવતા હોય નહિ તો તેમનો સંબંધ કદિ પણ જોડાશે નહિ. જોશીઓ ચાહે સાચું કહે અગર ન કહે, ભણેલા હોય કે અભણ હોય, બનાવટી વાતો કહેતા હોય તોપણ સર્વ સાધારણ વર્ગનાં મનુષ્યો તેનાં વચનોને વેદવાક્ય ગણી લે છે. શરીરમાં કોઈ રોગ પેદા થયો વા બીજી કોઇ આપત્તિ આવી પડી કે તરત જ તેનાં કારણોને માટે જોશીઓને પૂછવામાં આવે છે. ઘણાં મોટાં ગણાતાં મનુષ્યો પણ મૂહુર્ત જોવરાવ્યા વિના ઘર બહાર પગ ભરતાં નથી અને તેના પરિણામે કેટલીક વખત ધન, રાજ્ય કે એવા જ કોઈ મોટા લાભો ગુમાવી બેસે છે.

જ્યોતિષ ઉપરની વધારે પડતી અને ખોટી શ્રદ્ધાને પરિણામે ગમે તેવા લેભાગુ જોશીઓ વર્તમાન, ભૂત અને ભવિષ્યની કપોળકલ્પિત વાતો ઠસાવી ભોળાં અને શ્રદ્ધાળુ માણસોને ખૂબ લૂટે છે. વિશેષમાં નિરૂદ્યમતા અને આળસમાં વધારો થાય છે, પ્રયત્નમાં મંદતા આવે છે અને પુરૂષાર્થને હાનિ પહોંચે છે. રામાયણ, મહાભારત આદિ શાસ્ત્રોમાં કોઇ પણ સ્થળે ગ્રહો અને દશાનાં સારાં માઠાં ફળોને હાલના જેટલું મહત્વ આપવામાં આવ્યું નથી. શાસ્ત્રનો સિદ્ધાન્ત છે, કે પુરૂષાર્થથી પૂર્વ જન્મના સંસ્કારોને પણ પાલટી શકાય છે. વ્યાસ ભગવાન

કહે છે, કે નકામા બેસી રહેવું એ જો કે તે સમયે તો સારૂં લાગે છે; પરંતુ તેનું પરિણામ સારૂં આવતું નથી. વિચારપૂર્વક પરિશ્રમ ઉઠાવી જે કામ કરવામાં આવે છે તે કરતી વખતે જો કે મુશ્કેલ લાગે છે તોપણ અંતે તો તે સુખદાયક જ નીવડે છે. **શ્રી અને સુખ પુરૂષાર્થમાં જ છે.** દૈવ કે નસીબ ઉપર આધાર રાખીને નકામા બેસી રહેવાથી કોઇ કામ સિદ્ધ થતું નથી. આટલા માટે ગ્રહદશાનાં સરાંમાઠાં ફળ ઉપરની અનુચિત શ્રદ્ધાના ત્યાગ સાથે કેવળ ભાગ્ય ઉપર આધાર રાખી બેસી રહેવાનું છોડી દેવું એ જ કલ્યાણકારી થઈ પડશે. ઘણા જ્યોતિષ્શાસ્ત્રના પ્રસિદ્ધ અધ્યક્ષો ફલિત જ્યોતિષ્‌ને માનતા નથી. સહેજ વિચાર કરવાથી માલૂમ પડશે કે ભવિષ્ય સંબંધીનું જે યતકિંચિત જ્ઞાન ઘણાં વરસોના સંયમ વડે માત્ર યોગી પુરૂષોને જ થઇ શકે છે તે એક તપ અને ત્યાગવિહીન સામાન્ય પુરૂષને શી રીતે થઇ શકે ? એવા ત્યાગની ખરી ભાવના વગરના સ્વાર્થપટુ પુરૂષોની વાતો કપોલકલ્પિત નહિ તો કેવી હોઈ શકે ?

## ૨– જંત્રમંત્ર, બાધાઆખડી વગેરે.

દોરા, ધાગા, તાવીજ, મંત્ર, જંત્ર, બાધાઆખડી વગેરે ઉપર પણ લોકોનો અને તેમાં ખાસ કરીને સ્ત્રીઓનો વિશ્વાસ ઘણો વધારે હોય છે. ઘણા બાવા, ફકીર, ભુવા અને ખેલાડીઓ અનેક જાતના વહેમો ઠસાવી લોકોને ખૂબ લૂંટે છે. હાથચાલાકી અને રાસાયણિક મિશ્રણોથી ચમત્કાર કરી બતાવનારાઓ કેવળ સાધારણ વર્ગને જ નહિ, પરન્તુ વિદ્વાન્ ગણાતા એવાઓને પણ મોહ પમાડી ઠગે છે. ચોટ અને મૂઠ વાળાઓ ખૂબ કમાય છે. આજકાલ દંભીઓની જેટલી પૂછગાછ કરવામાં આવે છે તેટલી સારા સારા વિદ્વાનોની થતી નથી. આ સઘળી વાતો જેમ શાસ્ત્રને અનુકૂળ નથી તેમ બુદ્ધિમાં પણ ઉતરી શકે તેવી નથી.

## ૩— સિદ્ધિ બતાવનારાઓ.

સિદ્ધિ બતાવનારાઓ ઉપરનો વિશ્વાસ પણ સેંકડો મનુષ્યોને ભ્રમમાં નાંખી પાયમાલ કરી મૂકે છે. સુવર્ણસિદ્ધિ બતાવનારાઓની ખૂબ સેવાપૂજા કરવામાં આવે છે અને પરિણામે ગાંઠની મૂડી ગુમાવી પાયમાલ થયેલા એવા ઘણા સાંભળવામાં આવે છે. સત્પાત્ર સાધુઓને ભોજન પણ મળતું નથી જ્યારે સિદ્ધિનો દંભ કરી મનુષ્યોને ઠગવા મથતા આ ધુતારાઓને સેંકડો રૂપીયા આવી મળે છે ! ચમત્કારને સૌ કોઇ નમસ્કાર કરવા મંડી પડે છે. કોઈ ચમત્કાર કરી બતાવવાનો દાવો કરે તે પહેલાં તો તેના ઉપર હજારો સ્ત્રીપુરૂષો આંખો મીંચીને ફીદા ફીદા થઇ જાય છે! બીજા દેશોમાં પણ આવી બાબતો હયાતિ ધરાવે છે; પરંતુ અહીંના જેટલી નહિ. આમાં સ્વતંત્ર વિચારની અને ઉંડી અવલોકનની ખામી જણાય છે. સિદ્ધિ પ્રાપ્ત કરવી સહેલ નથી અને એવા સિદ્ધ પુરૂષો એમ સિદ્ધિ બતાવવા રખડતા ફરે એ સંભવિત નથી. માટે વિચાપૂર્વક સત્યાસત્યના નિર્ણય વડે એવા ઠગોની જાળમાં ફસાતાં પોતાની જાતને હરેક પ્રકારે બચાવવામાં જ શ્રેય રહેલું છે.

## ૪.— તપસ્વી વેષધારીઓ.

માથે મોટી જટા અને આખા શરીરે રાખ ચોળી મોટા તપસ્વીનો દંભ કરનાર મનુષ્યને સાચો તપસ્વી માની લઇ તેનામાં સઘળો વિશ્વાસ મૂકવાથી ઘણાં મનુષ્યો નષ્ટ થઇ જાય છે. સાધારણ વર્ગનાં મનુષ્યો આવા કોઇ તપસી બાવાને જોતાં જ ઉંડોચોડો વિચાર કર્યા વગર એકદમ તેની પૂજા કરવા મંડી પડે છે. સઘળા તપસીના રૂપમાં દેખા દેતા સાધુઓ અંતરથી ખરેખરા જ તપસ્વી સાધુઓ હોતા નથી એ વાત અજ્ઞાન અને ભોળાં મનુષ્યોના ખ્યાલમાં રહેતી નથી અને પરિણામે ઠગાય છે. બહારના દેખાવની સાથે તેના આંતરનું સ્વરૂપ પણ ખરી સાધુતાથી રંગાયેલું છે કે કેમ, તેની પાકી

ખાત્રી થયા પછી જ તેને ઉચિત એવો સત્કાર કરવો ઘટે. શાસ્ત્રો પણ કેવળ વેષધારી સાધુઓનો સત્કાર કરવાનો સર્વથા નિષેધ કરે છે. વેષધારી સાધુઓના કેવળ બહારના દેખાવોથી ન ઠગાવાનો ઉપદેશ કરતાં ' ગરુડ પુરાણ, અધ્યાય સોળમાં કહ્યું છે, કેઃ—

" जटा भाराजिनैर्युक्ता दांभिका वेषधारिणः ।
भ्रमंति ज्ञानिवल्लोके भ्रामयंति जनानपि ॥ ६३ ॥
संसारजसुखासक्तं ब्रह्मज्ञोऽस्मीति वादिनं ।
कर्मब्रह्मोभयभ्रष्टं तं त्यजेदंत्यजं यथा ॥ ६४ ॥
गृहारण्य समालोके गतव्रीडादिगंबराः ।
चरंति गर्दभाद्याश्च विरक्तास्ते भवंति किम् ॥ ६५ ॥
मृद्भस्मोद्धुलनादेव मुक्तास्युर्यदि मानवः ।
मृद्भस्मवासी नित्यं श्वः सकिं मुक्तो भविष्यति ॥६६॥
तृणपर्णोदकाहराः सततं वनवासिनः ।
जम्बुका खुमृगाद्याश्च तापसास्ते भवंति किम् ॥६७॥
आजन्ममरणान्तंत्र गंगादि तट वीस्थिताः ।
मंडूकमत्स्यप्रमुखा योगिनस्ते भवंति किम् ॥६८॥
पारावता शिलाहारा कदाचिदपि चातकाः ।
न पिबंति महीतोयं व्रतिनस्ते भवंति किम् ॥ ६९ ॥
तस्मादित्यादिकं कर्म लोकरंजनकारकं ।
मोक्षस्य कारणं साक्षात्तत्वज्ञानं खगेश्वर ॥ ७० ॥ "

**અર્થઃ**—" જટાભાર અને ધર્મયુક્ત દાંભિક વેષધારી લોકો જ્ઞાનીઓના જેવા બનીને જગતમાં ભમતા ફરે છે અને બીજા

માણસોને ભ્રમમાં નાંખે છે. સંસારના ભોગોમાં આસક્ત અને હું બ્રહ્મજ્ઞાની છું એમ બોલનારા એવા કર્મ અને બ્રહ્મ ઉભયથી ભ્રષ્ટ થયેલાનો અંત્યજની પેઠે ત્યાગ કરવો. જે લોકો લાજ અને વિવેકનો ત્યાગ કરીને ગધેડાઓની પેઠે વસ્તીની અંદર જંગલની માફક નાગા ફરતા ફરે છે તે શું વિરક્ત છે ? જો માટી કે રાખ ચોળવાથી માણસ મુક્ત થઇ જતો હોય તો કૂતરાં કે જે ધૂળમાં આઠે પહોર આળોટતાં ફરે છે તે પણ મુક્તિ પામે. ઘાસ અને પાંદડાં ખાઇ જંગલમાં નિવાસ કરી રહેવાથી જો તપસ્વી બની જવાતું હોય તો શિયાળ, ઉંદર અને હરણ પણ તપસ્વી હોવાં જોઇએ. જીંદગીપર્યંત જો ગંગા આદિ નદીઓના કિનારા ઉપર રહેવાથી જ યોગી થવાતું હોય તો તો દેડકાં અને માછલાં પણ યોગી બની જાય. જો પત્થર ખાવાથી અગર પૃથ્વીપરનું પાણી ન પીવાથી અર્થાત્ શાસ્ત્રમાં ન કહેલા એવા ઉપવાસો કરવાથી વ્રતધારી થવાતું હોય તો કબૂતર અને ચાતકને પણ વ્રતધારી કહેવાં જોઇએ. આ કારણથી જે જે કર્મો આ પ્રકારનાં કરવામાં આવે છે તે સર્વ લોકોને રંજન કરવાની ખાતર કરાય છે. હે ગરૂડ ! મોક્ષનું કારણ તો કેવળ તત્ત્વજ્ઞાન જ છે." આટલા માટે આધુનિક વેષધારી તપસ્વીઓનું વગર વિચારે માન, પૂજન અને પાલન કરો નહિ. તેથી દેશને ઘણું નુકશાન થયું છે. અર્થાત્ ઠગ અને આળસુઓની સંખ્યામાં વધારો થતો જાય છે, સેંકડો સ્ત્રીઓની દુર્દશા થાય છે, સેંકડો ઘર બગડવા પામે છે અને ધર્મનો નાશ થાય છે. જેને સાધુ સમજવામાં આવે છે તેમાં અસાધુ વૃત્તિવાળા બહુ મળી આવશે. માટે ધર્મના નામ નીચે અધર્મ ફેલાવતા વેષધારીઓથી હંમેશાં બચતા રહેવાની જરૂર છે. તેમાં જ ધર્મની અને દેશની ઉન્નતિ છે. ચાણાક્ય રાજનીતિમાં કહ્યું છે, કેઃ—

मूर्खा यत्र न पूज्यन्ते धान्यं यत्र सुरक्षितम् ।
दाम्पत्ये कलहो नास्ति तत्र श्रीः स्वयमागता ॥

અર્થાત્—જ્યાં મૂર્ખ પૂજાતા નથી, અન્ન સુરક્ષિત છે અને સ્ત્રીપુરૂષમાં કલહ પેદા થતો નથી ત્યાં સંપત્તિ જાતે આવી ખડી થાય છે.

## ૫–ગુરુસેવા.

ગુરુનું માહાત્મ્ય અપાર છે. શાસ્ત્રો પણ એ વાતની સાખ પૂરે છે. ગુરુ પરમેશ્વર છે અને ગુરુની સેવા વિના કંઇ પણ પ્રાપ્ત થતું નથી એ શાસ્ત્રોનો સિદ્ધાંત છે. આમ છતાં શાસ્ત્રોનો એવો પણ સિદ્ધાન્ત છે, કે ગુરુ વિદ્વાન્, પવિત્ર આચરણવાળો અને બ્રહ્મનિષ્ઠ હોવો જોઇએ. જો તે દુરાચારી, દંભી, લાલચુ, અભણ, મૂર્ખ અને વહેમી હોય તો તેને માનવાની શાસ્ત્રોમાં આજ્ઞા નથી. અર્થાત્ ગુરુસેવાની ખાસ આવશ્યકતા છે, છતાં તે ગુરુ ખરા ગુરુ નામને યોગ્ય–સાચાબ્રહ્મનિષ્ઠ હોવા જોઇએ.

જગતમાં સદ્ગુરુ મળી આવવા મુશ્કેલ છે. દિલમાં ખરી મુમુક્ષુતા જન્મે ત્યારે જ સદ્ગુરુનો ભેટો થાય છે. આમ છતાં હાલ હિંદુધર્મમાં મોટા ભાગે જે મનુષ્ય જે પંથનો અનુયાયી હોય તે, તે પંથના આચાર્યને પોતાના ગુરુ માને એવી પ્રથા બહુધા પ્રચલિત છે. વંશપરંપરાગતની પદ્ધતિએ ઠરેલા પોતાના આ ગુરુને પોતાના પંથની પ્રથાનુસાર અથવા ગુરુના ઉપદેશ અનુસાર સેવકો તન, મન અને ધન અર્પણ કરે છે. કેટલાક ગુરુના છાંડેલા અન્નને પ્રસાદ માની આરોગે છે એટલું જ નહિ, પણ તેમણે કરેલા સ્નાનના જળનું ચરણામૃત લે છે. ગુરુમાં સાચા ગુરુનાં સર્વ લક્ષણો હોય તેવી સ્થિતિમાં તેને સર્વસ્વ અર્પણ કરવું ઘટે; છતાં કેટલાક તો ગુરુ ચાહે તેવા મૂર્ખ, અભણ વા દુરાચારી હોય તોપણ તેને સાક્ષાત્ ઇશ્વરનો અવતાર માની તેની ઇશ્વરની પેઠે પૂજા કરે છે. ગુરુ ચાહે સારાં કે નઠારાં ગમે તેવાં કામોમાં ધન ખરચતા હોય તોપણ તે તરફ દુર્લક્ષ કરી ઘણા વેપારીઓ ગુરુની સેવા નિમિત્તે

પોતાના વેપારમાંથી અમુક ટકાની હકસાઇ બાંધી આપે છે. ઘણા લોકોમાં સાંપ્રદાયિક ગુરુઓનો જેટલો ભાવ પૂછાય છે તેટલો વિદ્વાન્ બ્રાહ્મણો, પંડિતો કે સંતસાધુઓનો પૂછાતો નથી. તેમની આજ્ઞા ઇશ્વરની આજ્ઞાથી પણ અધિક મનાય છે. મનુ મહારાજે તો કેવળ બ્રહ્મચારીઓને માટે જ ગુરુની આજ્ઞા ઇશ્વિરતુલ્ય માનવાનું ફરમાવ્યું છે; પરન્તુ હાલના સમયમાં અભણ અને ભણેલાં હજારો સ્ત્રીપુરૂષો અજ્ઞ, દુરાચારી અને દંભી એવા ગુરુઓની કેવળ આજ્ઞા ઉઠાવે છે એટલું જ નહિ, પરન્તુ અયોગ્ય અને અકથનીય રીતે પણ તેમના દાસ બની રહેવામાં પરમ ધર્મ સમજે છે. આ જાતની ભ્રમણાનું અવિદ્યા સિવાય બીજું કયું કારણ હોઇ શકે ? અયોગ્ય ગુરુઓની સાથેનો આવો દાસ્યભાવ શાસ્ત્ર અને બુદ્ધિ બન્નેનો વિરોધી છે. આવી પ્રથા કેવળ આધુનિક અને ગતાનુગતિક છે, અને તેને લીધે ધર્મને ઘણી હાનિ પહોંચી છે. જે પુરૂષ સદાચારી નથી, જે વિષયોના બંધથી મુક્ત નથી તે બીજાઓને શી રીતે તારી શકે ? જે જાતે જ વિષયી અને પામર છે તે ભલા બીજાનું કલ્યાણ શી રીતે કરી શકે ? ગુરુસેવા અવશ્ય કરો; પરન્તુ યોગ્ય ગુરુની. અંધપરંપરાને વળગી રહી અયોગ્ય પુરૂષોની સેવા કરીને પોતે પોતાની અધોગતિનું કારણ બનવું યોગ્ય નથી. શ્રદ્ધા અવશ્ય હોવી જોઇએ પણ તેને કંઇએક હદ હોવી જોઇએ. સારાસારનો વિચાર ગુમાવી બેસીએ એટલી હદે તે આંધળી શ્રદ્ધા ન બનવી જોઇએ. પોતાની બુદ્ધિ અને સ્વતંત્ર વિચાર કરવાની શક્તિને સર્વથા ગુમાવી બેસવાથી કયી જાતનો મોક્ષમાર્ગ મળી જાય એમ છે ?

## ૬–ભૂતપ્રેતાદિ વહેમો.

1 આ બાબત ઉપર પણ લોકોને એટલો બધો વિશ્વાસ વધી ગયો છે, કે ઘણાં અજ્ઞાન મનુષ્યો અમુક રોગવાળી સ્થિતિમાં પોતાને ભૂત વળગ્યું છે એમ માની દુઃખી થયાં કરે છે, અથવા તો બકવા કે ધુણવા

જેવી અણછાજતી ક્રિયા કરવા મંડી પડે છે. ખાસ કરીને ભૂતપ્રેત આદિ વળગાડના વહેમોને સ્ત્રીઓ તો હંમેશથી માનતી આવી છે અને હીસ્ટીરીઆ, મૂર્છા, મૃગી (વઇ) આદિ રોગોને લીધે તેમના શરીર ઉપર અમુક જાતનાં ચિન્હો જણાતાંની સાથે જ તેને કંઇ વળગાડ છે એમ માની રોગની દવા કરવાને બદલે જતી અને ભૂવાને શોધતી ફરે છે. આ રીત સર્વથા શાસ્ત્રવિરૂદ્ધ છે. એથી ધૂતારાઓ ફાવી જાય છે, પૈસેટકે ખુવાર થવાય છે અને અંતે પ્રાણની પણ હાનિ થાય છે. ભૂત, પ્રેત વગેરે આપણા મનની કલ્પના સિવાય બીજું કંઈ જ નથી. જો મન દૃઢ અને પવિત્ર હોય તો કોઇ ભૂત સતાવી શકતું નથી. એ સર્વ મિથ્યા વહેમ છે. અવિદ્યાનો નાશ થવાની સાથે તે સર્વનો લોપ થઇ જશે. ભગવત્ ગીતામાં જે તામસી પૂજન કહેવામાં આવ્યું છે તે આજ છે.

આ તામસી પૂજન અર્થાત્ ધર્મને નામે ઘુસી ગયેલા વહેમો, કુસંસ્કારો અને અયોગ્ય પૂજન વિધિઓને પરિણામે હિંદુધર્મનું મૂળનું સ્વરૂપ પ્રાયઃ લુપ્ત થઇ ગયું છે. ઉપલક દૃષ્ટિએ જાણે તે એક અજ્ઞાન અને પામર મનુષ્યોના વહેમોનો સમુદાય હોય એમ ભાસે છે. આ વહેમોના બોજાની નીચે ધર્મનું ખરૂં સ્વરૂપ દબાઇ જતાં પ્રજામાંથી ચેતન અને સ્વતંત્રપણે વિચાર કરવાની શક્તિનો લોપ થયો છે, દંભી પાખંડીઓ ફાવી જાય છે અને અનાચારની વૃદ્ધિ સાથે અવનતિ થતી જાય છે. આટલા માટે હવે સાવધ બની સાચું જ્ઞાન મેળવી બુદ્ધિને સતેજ કરવાની અને અજ્ઞાન તેમજ વહેમોની જડ કાઢી સદ્ધર્મને અનુસરવાની ખાસ જરૂર છે.

# ભાગ અગીઆરમો.

## સમ્પ્રદાય-વ્યવસ્થા.

रुचीनां वैचित्र्यादृजु कुटिलनाना पथजुषां ।
नृणामेको गम्यस्त्वमसि पयसामर्णव इव ।

—પુષ્પદંત.

અર્થ —' લોકોની રુચિઓ વિચિત્ર છે, કોઇ સીધે, કોઇ વાંકે, એમ ભિન્ન ભિન્ન માર્ગે લોકો જાય છે; પરન્તુ બધી નદીઓ સમુદ્રને મળે છે તેમ સર્વ માર્ગે ગન્તવ્ય-પહોંચવાનું સ્થાન તું જ છે.'

* * * *

आकाशात् पतितं तोयं यथा गच्छति सागरम् ।
सर्व देवं नमस्कारं केशवं प्रतिगच्छति ॥

ભાવાર્થ:—જેમ આકાશમાંથી પૃથ્વી પર પડેલું પાણી જુદાં જુદાં ઝરણાં, નદીઓ કે નદ રૂપે સમુદ્રમાં જઇ ભળે છે, તેવી જ રીતે જુદા જુદા સંપ્રદાયભેદે જુદા જુદા રૂપે પૂજાતા દેવોને કરાતું નમન એક સર્વાન્તર્યામી પ્રભુને જ પહોંચે છે.



## પાઠ ૮૪ મો.

### સંપ્રદાયો અને તેનું સ્વરૂપ

પ્ર૦—સંપ્રદાય એટલે શું ?

ઉ૦—સંપ્રદાયનું લક્ષણ આપતાં એક સ્થળે કહેલું છે, કે **गुरुपरंपरागत सदुपदिष्ट व्यक्तिसमूहः संप्रदायः ।** અર્થાત્ ગુરુ પરંપરાએ ચાલતી આવતી પદ્ધતિ અનુસાર સદુપદેશ પામેલી અને તે ઉપદેશ મુજબ ધાર્મિક ક્રિયામાં પ્રવર્તનારી વ્યક્તિઓનો સમુદાય તેનું નામ સંપ્રદાય. સામાન્ય રીતે જોતાં જણાશે કે હિંદુધર્મની જ્ઞાન, ભક્તિ અને ક્રિયા એ ત્રણ મુખ્ય શાખાઓ છે. આ ત્રણ શાખાઓ સમાજ વા વ્યક્તિમાં અધિકારને અનુસરીને પ્રવર્તે છે અને તેમાં પ્રવૃત્ત થવાની પદ્ધતિ આત્મદર્શન પામેલા તત્ત્વજ્ઞાની મહાપુરૂષો વડે યોજાય છે. આમ જ્ઞાન, ભક્તિ અને કર્મ એ ધર્મની ત્રણ શાખાઓની પદ્ધતિ ગુરુપરંપરાએ ઘડાતી ચાલે અને શિષ્યવર્ગ તેનું અનુસરણ કરે એટલે તે સંપ્રદાયનું સ્વરૂપ ધારણ કરે છે.

પ્ર૦—હિન્દુધર્મમાં હાલ પ્રચલિત એવા મુખ્ય સંપ્રદાયો કેટલા અને કયા કયા છે ?

ઉ૦—હિંદુધર્મમાં હાલ જે સંપ્રદાયો પ્રવર્તે છે તેના બે મુખ્ય ભાગ પાડી શકાય: ( ૧ ) અદ્વૈતવાદી અને ( ૨ ) દ્વૈતવાદી. અદ્વૈતવાદના આધારે ઉત્પન્ન થયેલા સંપ્રદાય ધર્મોમાં ત્રણ વિભાગ જોવામાં આવે છે:-( ૧ ) કેવલાદ્વૈત; ( ૨ ) વિશિષ્ટાદ્વૈત; અને ( ૩ ) શુદ્ધાદ્વૈત. કેવલાદ્વૈતના સિદ્ધાન્તનું સંસ્થાપન કરનાર આચાર્ય ભગવાન શ્રી શંકરાચાર્ય છે અને તેમનો સંપ્રદાય સ્માર્ત ( શૈવ ) સંપ્રદાયને નામે ઓળખાય છે. વિશિષ્ટાદ્વૈતનું સંસ્થાપન કરનાર આચાર્ય શ્રી રામાનુજ ભગવાન છે. અને તેમનો સંપ્રદાય વિષ્ણુપ્રધાન

**શ્રી સંપ્રદાય** કહેવાય છે. શુદ્ધાદ્વૈતના સંસ્થાપક ભગવાન શ્રી વલ્લભાચાર્ય છે અને તેમનો સંપ્રદાય વિષ્ણુપ્રધાન હોઇ **પુષ્ટિસંપ્રદાયને** નામે ઓળખાય છે. આ સંપ્રદાયોના વળી બીજા કેટલાક પેટા સંપ્રદાયો છે. વિષ્ણુપ્રધાન દ્વૈતશાખાના આચાર્ય શ્રી **મધ્વાચાર્ય** છે. આ ઉપરાંત **શાક્ત, શીખ** અને **જૈન** ધર્મ પણ પ્રવર્તે છે. **બૌદ્ધધર્મ** માનનારાઓની અસલ આ દેશમાં ઘણી મોટી સંખ્યા હતી, પણ અત્યારે તે છેક જ ઘટી ગઈ છે. વળી **સ્વામી નારાયણના** નામથી જાણીતો એક વિશિષ્ટાદ્વૈતવાદી સંપ્રદાય પણ છેલ્લા શતકથી ચાલે છે અને તેનો પ્રચાર બહુધા ગુજરાતમાં જ છે. આ સઘળા સંપ્રદાયો ઉપરાંત છેવટના સૈકામાં પ્રચાર પામેલી નવીન કેળવણીથી બદલાયેલા વિચારાનુસાર ધર્મનું સંશોધન કરનાર એવી બ્રહ્મોસમાજ, પ્રાર્થનાસમાજ, આર્યસમાજ, થિઑસોફિ વગેરે કેટલીક ધાર્મિક સંસ્થાઓ પણ દેશમાં હયાતિ ધરાવે છે. પરંતુ તેમની ગણના સંપ્રદાયમાં થઈ શકે નહિ.

પ્ર૦—આ વિવિધ સંપ્રદાયો ક્યારે આવિર્ભાવને પામ્યા ?

ઉ૦—શૈવ, વૈષ્ણવ આદિ ભેદ અથવા સાધુઓના વિવિધ સંપ્રદાયોનું વેદાદિ શાસ્ત્રોમાં કોઈ પણ પ્રમાણ નથી. ચાર વર્ણ અને ચાર આશ્રમ એ સિવાય કોઇ પણ ભેદો ક્યાંએ જોવામાં આવતા નથી. એ વાત ખરી, કે વેદોમાં અનેક શાખાઓ હતી; પરંતુ તેને હાલ જે સંપ્રદાયભેદ પ્રચલિત છે તેનું કારણ કહી શકાય નહિ. મનુસ્મૃતિ, વાલ્મિકી રામાયણ અને મહાભારતમાં પણ એ ભેદો બીલકુલ જોવામાં આવતા નથી. મહાભારતના અનુશાસન પર્વના અધ્યાય ચૌદમાં શ્રી કૃષ્ણને શંકર ભગવાનના ઉપાસક કહેવામાં આવ્યા છે અને શિવજીની સ્તુતિ કરવામાં તે કહે છે, કે જે આપને નિત્ય, બુદ્ધિરૂપી ગુહામાં સ્થિત એવા પુરાણ પુરુષ, પ્રકાશ સ્વરૂપ અને બુદ્ધિમાનોની પરમ ગતિરૂપ જાણે છે તે બુદ્ધિમાન બુદ્ધિથી પર

એવા પરમ પદને પામે છે. આગળ જતાં એ જ અધ્યાયમાં એ જ રીતે શિવજી પણ કહે છે, કે દેવકી પુત્ર શ્રી કૃષ્ણ ભગવાન મન, વાણી અને કર્મથી દ્વિજોને નમસ્કાર કરવા, પૂજવા અને ઉપાસના કરવા યોગ્ય છે. જે મારૂં અથવા પિતામહ બ્રહ્માનું દર્શન કરવાને ઇચ્છે છે તેણે શ્રી કૃષ્ણનું દર્શન કરવું જોઇએ. આમ મહાભારતના કાળ સુધી સંપ્રદાયધર્મોનું નામ નિશાન જણાતું નથી. આ સંપ્રદાય ધર્મો પૌરાણિક ધર્મોમાંથી અવિર્ભાવને પામેલા જણાય છે અને તેની શરૂઆત મહાભારતના સમય પછી લાંબા કાળે બૌદ્ધમતથી થએલી ભાસે છે. સ્વામી વિવેકાનંદ કહે છે, કે "મહાભારત પછીના કાળમાં બ્રાહ્મણ અને ક્ષત્રિયોના એક હથ્થુ સત્તાઓના ઝઘડાઓમાંથી વૈદિક ધર્મમાં કેટલોક બગાડો થવા પામેલો તેમાં સુધારો કરવાને બૌદ્ધનો જન્મ થયેલો અને તે પછી ઉત્તરોત્તર બીજા ધર્મો થયેલા છે." આ હકીકત ઉપરથી સંપ્રદાય ધર્મોની શરૂઆત આશરે અઢી યા ત્રણ હજાર વરસોથી થયેલી છે એમ કહી શકાય.

## પાઠ ૮૫ મો.

### સંપ્રદાયોની ઉત્પત્તિ અને હેતુ.

પ્ર૦—હાલ ચાલતા સંપ્રદાયો કેવી રીતે અને શા હેતુથી આવિર્ભાવને પામ્યા છે ?

ઉ૦—સમાજની પેઠે ધર્મ પણ પરિવર્તનશીલ છે. (પરિવર્તન એટલે વિચ્છેદ નહિ; પરંતુ બાહ્ય સ્વરૂપમાં થતો ફેરફાર.) જુદા જુદા પરિવર્તન કાળે હાલમાં પ્રચલિત એવા સંપ્રદાયધર્મો કેવી રીતે અને શા હેતુથી આવિર્ભાવને પામ્યા તે વિષગે જુદા જુદા વિદ્વાનો જુદા જુદા અભિપ્રાય ધરાવે છે. કેટલાકના માનવા પ્રમાણે બ્રાહ્મણોનું

અન્ય જાતિના લોકોને મોક્ષનો અધિકાર નથી એમ ઠરાવવું; અમુક જાતિના લોકોને મંદિરોની અંદર દાખલ થતાં અટકાવવા, ધર્મકાર્યો કરવાથી દૂર કરવા અને કર્મકાંડનો અયોગ્ય આગ્રહ અને ફેલાવો કરવો એ આદિ સંપ્રદાયો પેદા થવાનાં કારણો છે. બીજા કેટલાક એવો મત ધરાવે છે, કે જેમ જેમ વેદાદિ શાસ્ત્રોનું અધ્યયન કરવાની પ્રાચીન પ્રણાલિકા બંધ થતી ગઇ, નવનવા ગ્રંથો બનતા ગયા અને વેદ વિદ્યામાં પારંગત એવા તત્વજ્ઞાનીઓ પેદા થતા અટકી ગયા તેમ તેમ દેશમાં અવિદ્યા વધતી ચાલી અને એ અવિદ્યાની પરંપરામાંથી અનેક મત-સંપ્રદાય ધર્મો ઉત્પન્ન થયા છે. કેટલાક એમ માને છે, કે ભિન્ન ભિન્ન કાળની પ્રજાનાં રુચિ અને અધિકાર અનુસાર ધર્મના મુખ્ય સિદ્ધાન્તોને બાધ ન આવે એવી રીતે તેમનામાં ધર્મની ભાવના સતત જાગ્રત રહે એ પ્રકારના તે તે કાળના મહાપુરૂષોના વિચાર અને પ્રયત્નમાંથી જુદા જુદા સંપ્રદાયોની ઉત્પત્તિ થયેલી છે. આમ જુદા જુદા વિદ્વાનો પોતપોતાની દૃષ્ટિએ સંપ્રદાયોની ઉત્પત્તિના સંબંધમાં જુદો જુદો મત ધરાવે છે, અને તે સર્વમાં કયો મત વધારે સાચો અને માન્ય કરવા યોગ્ય છે એ પ્રશ્નને જતો કરીએ તોપણ એ જુદા જુદા મતો ઉપરથી એટલું તો સિદ્ધ થઇ શકે, કે એક જ વસ્તુને જુદા જુદા વિદ્વાનો પોતપોતાની નિરનિરાળી દૃષ્ટિથી અવલોકે છે અને એ દૃષ્ટિભેદના પરિણામે તેમના મતમાં ભેદ વા ફેર પડવા પામે છે. આમ એક જ વસ્તુને વિષે જુદા જુદા મતો બંધાવાનું કારણ વસ્તુની ભિન્નતા નહિ, પરંતુ મોટા ભાગે દૃષ્ટિનો ભેદ એ જ હોય છે. આ પ્રમાણે વિચારતાં સંપ્રદાયોનું મૂળ કારણ પણ દૃષ્ટિનો ભેદ છે એમ જણાશે. ઉપરના વિવિધ અભિપ્રાયો સંપ્રદાયો કેમ આવિર્ભાવને પામ્યા તેના વિચારમાંથી દૃષ્ટિ ભેદે પેદા થયેલા છે તેમ વિવિધ મતો અથવા સંપ્રદાયધર્મો પણ આત્મ-અનાત્મના સત્ય સંબંધનો

નિર્ણય કરવાની જુદા જુદા આચાર્યોની જુદી જુદી દૃષ્ટિએ કરીને ઉત્પન્ન થવા પામ્યા છે. સનાતન ધર્મનું રહસ્ય આત્મદર્શન પામવું એ છે, અને તેને માટે સૌથી પ્રથમ આત્મ—અનાત્મના સત્ય સંબંધનો નિર્ણય થવો આવશ્યક છે. આટલા માટે જ આત્મ—અનાત્મના સત્ય સંબંધનો નિર્ણય કરી તે નિર્ણયના સ્વીકારસહ જીવનકાર્ય ચલાવવું એ અસલથી હિંદુ પ્રજાની મુખ્ય પ્રવૃત્તિ થઇ પડી હતી. આ પ્રવૃત્તિને અનુસરી જુદા જુદા કાળમાં ઉત્પન્ન થયેલા જુદા જુદા આચાર્યોએ આત્મ—અનાત્મના સત્ય સંબંધનો નિર્ણય પોત પોતાની દૃષ્ટિએ જુદો જુદો પ્રતિપાદન કર્યો છે અને એ જુદા જુદા મતના અનુયાયીઓનો જુદો જુદો પરંપરાગત સમૂહ બંધાતાં ભિન્ન ભિન્ન સંપ્રદાયો બનવા પામ્યા છે.

વળી સંપ્રદાયોની ઉત્પત્તિના કારણ વિષે જરા બીજી રીતે વિચારીશું તોપણ એમનું બંધારણ દૃષ્ટિભેદને લીધે થયેલું છે એમ લાગશે. આપણે જાણીએ છીએ તેમ હિન્દુધર્મનો મૂળ પાયો વેદ છે. વેદના આધારે તેની રચના થયેલી હોવાથી જ તે વૈદિક ધર્મને નામે ઓળખાય છે. આ વૈદિક ધર્મ એ કંઇ કેવળ તાંત્રિક ધર્મ નથી. તેમાં ઘણાં ઉંડાં અને ગૂઢ તત્ત્વો સમાયેલાં છે. એ ગૂઢ તત્ત્વોને ઉકેલવાના યત્નમાં અનેક તત્ત્વચિંતક ઋષિમુનિયોએ તેમના સંબંધે ઘણું સૂક્ષ્મ વિવેચન કર્યું છે, અને તેના પરિણામે તત્ત્વજ્ઞાનથી ભરપૂર એવા અનેક ગ્રંથો રચાયા છે. આ સર્વ ગ્રંથો ઉપનિષદ્‌ના નામથી જાણીતા છે. જુદાં જુદાં ઉપનિષદો ભિન્ન ભિન્ન કાળે ભિન્ન ભિન્ન મહાપુરૂષોએ રચેલાં છે અને તેથી તે સર્વમાં કોઇ કોઇ સ્થળે સ્હેજ વિચારભેદ પડેલો જોવામાં આવે તો તે બનવા જોગ છે. આ વિચારભેદને ટાળી ઉપનિષદોમાં સઘળા વિચારોની એકતા કરવાનું કામ પાછળથી ભગવાન વ્યાસ બાદરાયણે વેદાન્તસૂત્રો રચીને કર્યું છે. આટલા માટે જ વેદાન્તસૂત્રોને

ઉપનિષદ્ જેટલાં જ પ્રમાણભૂત ગણવામાં આવે છે. વેદાન્તસૂત્રોમાંના તત્ત્વજ્ઞાનની સાથે ઉપનિષદો અને ભગવત્ ગીતામાંના તત્ત્વજ્ઞાનને જોડીએ અને તેમ કરતાં તત્ત્વજ્ઞાનનું જે એકત્ર સ્વરૂપ ઘડાય તે જ વૈદિકધર્મના તત્વજ્ઞાનનું પૂર્ણ સ્વરૂપ છે. આ કારણથી વૈદિક ધર્મના તત્ત્વજ્ઞાનના પૂર્ણ સ્વરૂપને પામવાને ઇચ્છનાર મહાપુરૂષોએ પ્રસ્થાનત્રયીને નામે ઓળખતા વદાંતસૂત્રો, ઉપનિષદો અને ગીતા એ ત્રણે ગ્રંથોનું બારીક અધ્યયન કરી તે ઉપર ભાષ્ય રચ્યાં છે. પ્રસ્થાનત્રયી ઉપર સંપૂર્ણ ભાષ્ય રચનાર આચાર્ય પદને પામે છે અને હિંદુસ્તાનમાં જે જે મોટા આચાર્યો થઇ ગયા છે તે સઘળાએ તેમના ઉપર સંપૂર્ણ ભાષ્ય રચ્યાં છે. આ ભાષ્યો રચવામાં વેદાન્ત શાસ્ત્રનાં મૂળભૂત તત્ત્વોની બાબતમાં એ સઘળા આચાર્યો વચ્ચે એકવાક્યતા છતાં જગત, જીવ અને બ્રહ્મના સત્ય સંબંધનો નિર્ણય કરવામાં તેમણે પોતપોતાની દૃષ્ટિ અનુસાર ભિન્ન ભિન્ન મતોનું પ્રતિપાદન કરેલું છે. આ ભિન્નભિન્ન મતોના આધારે જ ભિન્નભિન્ન સંપ્રદાયો અવિર્ભાવને પામ્યા છે અને તે તે મતના આચાર્યના નામથી આજ લગી દેશમાં ચાલતા આવ્યા છે.

આમ સંપ્રદાયોની રચના કોઇએ રચના કરવાના ખાસ ઉદ્દેશથી કરેલી નથી; છતાં તેમનું બંધારણ દૃષ્ટિભેદના કારણે સ્વાભાવિક રીતે જ થયેલું છે. તેમના બહારના સ્વરૂપમાં ગમે તેટલી ભિન્નતા જણાય તોપણ વ્યવહારમાં તો સઘળા સંપ્રદાયધર્મો એક જ મુકામે જઇ મળે છે. સઘળા સંપ્રદાયોએ જુદી જુદી અને સ્વતંત્ર રીતે કેવળ એક જ વાત કહી છે અને તે આત્મદર્શન પામી સંસારના અનંત ચક્રમાંથી મુક્ત થવાની. આ પ્રમાણે સઘળા સંપ્રદાયો આત્મદર્શન પામવાનો અને મુક્તિ મેળવવાનો જુદો જુદો માર્ગ પ્રબોધી રહ્યા છે, અને તેટલા માટે તે સર્વનો હેતુ પરમ શુભ અને કલ્યાણકારક છે એમ સ્પષ્ટ થશે. સઘળા સપ્રદાયોનો અંતિમ ઉદ્દેશ એક જ અને તે

જનકલ્યાણક છે એ દૃષ્ટિથી તેમના તરફ જોવામાં આવે તો બહારથી દેખાતા ગમે તેટલા મતમતાંતરો છતાં પણ હાલ જે કેટલાકને સંપ્રદાયો તરફ ઘૃણા થાય છે અને પરિણામે ઝઘડાઓ જન્મે છે તેમાંનું કશું પણ થવા પામે નહિ. એ વાત ખરી છે, કે હાલમાં સંપ્રદાય ધર્મોમાં કેટલોક બગાડો પેદા થયેલા જોવામાં આવે છે; પરંતુ તેનાં ખરાં કારણો ખોળવા તરફ દુર્લક્ષ કરી સંપ્રદાયોને જ દોષ દેવો યા તે તરફ ઘૃણાની નજરે જોવું એ વાજબી ગણી શકાય નહિ.

---

## પાઠ ૮૬ મો.

### સ્માર્ત સંપ્રદાય.

પ્ર૦— સ્માર્ત સંપ્રદાયની વ્યવસ્થા કેવા પ્રકારની છે ?

ઉ૦—સ્માર્ત સંપ્રદાયના સંસ્થાપક આચાર્ય ભગવાન શ્રી શંકરાચાર્ય છે. આ સંપ્રદાયનો મુખ્ય સિદ્ધાંત કેવલાદ્વૈત છે એટલે કે તેમાં જીવ અને બ્રહ્મનો કેવળ અભેદ માનવામાં આવ્યો છે. જગત, જીવ અને બ્રહ્મના સત્ય સંબંધ વિષે આ સંપ્રદાયનો નિર્ણય એવો છે કે જગત અને તેમાંના વિવિધ નામ રૂપાત્મક પદાર્થો મિથ્યા છે, કેવળ એક શુદ્ધ નિત્ય પરબ્રહ્મ સચરાચર વ્યાપી રહ્યો છે, અને આ વિવિધતા જેવું જે સઘળું ભાસે છે તેનું કારણ કેવળ દૃષ્ટિનો ભ્રમ યા માયા જ છે અને બ્રહ્મ સિવાય બીજી કોઇ સ્વતંત્ર કે સત્ય વસ્તુ છે જ નહિ. આ નિર્ણયને અનુસરીને તેની સર્વ ઉપાસના અને ક્રિયા પદ્ધતિઓ જગતનું મિથ્યાપણું સમજાય તેમજ જીવ અને બ્રહ્મનો અભેદ અનુભવાય એવા હેતુપુરઃસર યોજાયેલી છે. ભક્તિ કરતાં જ્ઞાન અને વૈરાગ્યને માટે આ સંપ્રદાયમાં ખાસ ભાર મૂકવામાં આવ્યો છે તેનું કારણ પણ એ જ

છે. આ પ્રમાણે આ સંપ્રદાય નિવૃત્તિ પ્રધાન છે. તે મૂળમાં પ્રવૃત્તિ-ધર્મવાળો છતાં તેનો હેતુ નિવૃત્તિ પ્રતિ લઈ જવાનો છે. જગતને જગતરૂપે જોવાની દૃષ્ટિ ટાળી બ્રહ્મરૂપે જોવું અને આત્મસ્વરૂપની સાચી પિછાન પામી સર્વત્ર અભેદ સાક્ષાત્કાર અનુભવવો અને એમ સંસારમાંથી મુક્ત થવું એને જ આ સંપ્રદાયમાં મોક્ષ કહ્યો છે. વળી તેમાં વર્ણાશ્રમ ધર્મ અને કર્મોનું પાલન તત્વજ્ઞાન થતાં સુધી આવશ્યક માનવામાં આવ્યું છે. જ્ઞાન પ્રાપ્ત થયા પછી એ કર્મોને મોક્ષનાં સહાયક માનવામાં આવતાં નથી.

આ સંપ્રદાયનો સિદ્ધાંત અભેદ હોઇ તેમાં સર્વ દેવોને સમાન માનવામાં આવે છે. બ્રહ્મતત્ત્વ જ તેમાં ઉપાસ્ય હોઈ કોઇ ખાસ દેવના નામે તેમાં કલહ થવાનો અવકાશ નથી. આમ છતાં હાલમાં કેટલેક સ્થળે એ બાબતમાં જે ઝગડા થતા જોવામાં આવે છે તેનું કારણ સિદ્ધાંત નહિ; પણ સિધ્ધાંતનું વિસ્મરણ જ મુખ્ય છે. આ સંપ્રદાયમાં જ્ઞાનને જો કે પ્રધાન ગણવામાં આવે છે તોપણ અધિકાર-ભેદે તેમાં સગુણોપાસનાની યોજના કરાયેલી હોય એમ તે સંપ્રદાયમાં કરાતા દેવપુજન ઉપરથી જોઇ શકાય છે. દેવપૂજનને માટે આ સંપ્રદાયમાં રૂચે તે દેવને ઇષ્ટદેવ તરીકે માની તેની આરાધના કરવાની છૂટ છે. આમ છતાં સ્માર્તો મોટા ભાગે પોતાના ઇષ્ટદેવ તરીકે શિવને માને છે અને તેને મધ્યમાં પધરાવી બાકીના દેવોને ચક્રમાં ગોઠવી પંચાયતન દેવની પૂજા કરે છે. સ્માર્તો મોટા ભાગે શિવને ઇષ્ટદેવ માનતા હોવાથી સ્માર્ત સંપ્રદાય બહુધા શૈવસંપ્રદાયને નામે ઓળખાય છે.

સ્માર્ત સંપ્રદાયની કેવલાદ્વૈતવાદી અને દ્વૈતવાદી એવી બે શાખાઓ છે. સ્માર્ત શૈવો કેવલાદ્વૈતવાદી અને પાશુપાત શૈવો તેમજ શૈવાગમ શૈવો દ્વૈતવાદી છે. આ ઉપરાંત શુદ્ધાદ્વૈતવાદીની એક ત્રીજી પણ શાખા છે. પાશુપાત અને શૈવાગમ શાખાના અનુયાયીઓ દક્ષિણમાં છે.

પાશુપાત શાખાના આચાર્ય નકુલિશ છે અને શુદ્ધાદ્વૈત શાખાના વસુગુપ્ત આદિ આચાર્યો કાશ્મીરમાં થઈ ગયા છે. આ ઉપરાંત વીરશૈવ અથવા લીંગાયત મતની પણ એક શાખા દક્ષિણમાં નીકળેલી છે. તેના સ્થાપનાર બસવ નામના આચાર્ય દક્ષિણમાં ઇ. સ. ના બારમાં સૈકામાં થઇ ગયા છે. પાશુપાત શૈવો અને શૈવાગમ શૈવો શંકરના ચુસ્ત ઉપાસકો છે. સઘળા શૈવસંપ્રદાયના અનુયાયીઓ સ્નાન, સેવાપૂજા આદિ નિત્ય નૈમિત્તિક કર્મો કરે છે, કપાળમાં ભસ્મ અને ત્રિપુંડ્ર લગાવે છે અને કંઠમાં રૂદ્રાક્ષ ધારણ કરે છે. તપ, ત્યાગ અને વૈરાગ્યને તેઓ જ્ઞાન મેળવવાનાં આવશ્યક અને મુખ્ય સાધનો લેખે છે. આના પરિણામે આ સંપ્રદાયના અનુયાયીઓમાં ગૃહસ્થ સાથે સાધુઓ ઘણી મોટી સંખ્યામાં જોવામાં આવે છે. આ સંપ્રદાયના ગૃહસ્થ અનુયાયીઓ દક્ષિણ અને ગુજરાતમાં છે જ્યારે સાધુ અનુયાયીઓ આખા હિંદુસ્તાનમાં જોવામાં આવે છે. આ સાધુઓમાં દંડી, દશનામી, અવધૂત, કાનફટા જોગીઓ, નાગડા, ખાખી, જંગમ, ભૈરવ, આદિ વર્ગો છે, અને તેઓ આચાર, વિચાર તેમજ ક્રિયાઓને અનુસરી ધર્મી, અપધર્મી અને વિધર્મી જેવા જોવામાં આવે છે.

દંડી સંપ્રદાય ભગવાન શ્રી શંકરાચાર્યના સમયથી પ્રચારમાં આવ્યો છે. તેમના દંડમાં બ્રહ્મમુદ્રા, પરશુમુદ્રા ઇત્યાદિ ભેદો હોય છે. દશનામી સાધુઓ શંકર ભગવાનના ચાર મુખ્ય શિષ્યોમાંથી ઉદ્‌ભવ્યા છે. શંકર ભગવાને વૈદિક ધર્મની પુનઃ સંસ્થાપના કરી હિંદુસ્તાનની ચારે દિશામાં ચાર મઠ સ્થાપ્યા હતાઃ (૧) જ્યોતિર્મઠ હિમાલયમાં; (૨) ગોવર્ધનમઠ ઓઢીયામાં; (૩) શ્રૃંગેરીમઠ દક્ષિણમાં અને (૪) શારદામઠ દ્વારિકામાં આવેલો છે. આ ચાર દિશાના ચારે મઠમાં તેઓશ્રીએ પદ્મપાદ, હસ્તામલક, સુરેશ્વર અને તોટકાચાર્ય નામના પોતાના ચારે શિષ્યોને નિયત કર્યા હતા. પછી પદ્મપાદાચાર્યના વન અને અરણ્ય; હસ્તામલકના સરસ્વતી, ભારતી

અને પુરી; સુરેશ્વરના તીર્થ અને આશ્રમ; અને તોટકાચાર્યના ગિરિ, સાગર અને પર્વત એ શિષ્યો થયા. આ દશ શિષ્યોને અનુસરનાર જુદા જુદા સાધુ સંન્યાસીઓ દશનામી કહેવાય છે. દશનામી સંન્યાસીઓ પૈકી સરસ્વતી, તીર્થ અને આશ્રમ નામધારી સંન્યાસીઓ કેવળ બ્રાહ્મણો જ થઇ શકે છે. બાકીના નામના સાધુસંન્યાસીઓ, ત્રિવર્ણમાંથી હરકોઇ થઇ શકે છે. સંન્યાસીઓના ભિક્ષા માટેના નિયમો ઘણા સખત હોય છે. કેટલાક તો બ્રાહ્મણ સિવાય બીજી કોઇ પણ જાતિનું અન્ન ગ્રહણ કરતા નથી.

અનસુયાથી જન્મેલા અત્રિ ઋષિના પુત્ર ગુરુ દત્તાત્રયના અનુયાયીઓ અવધુતના નામથી ઓળખાય છે. ગુરુ ગોરખનાથના અનુયાયીઓ કાનફટા જોગીઓ કહેવાય છે. કારણ કે તેમને દીક્ષા આપતી વખતે તેમના કાન ફાડવામાં આવે છે. જેલમના પ્રદેશમાં ગોરખટીલા નામનું તેમનું મોટું મંદિર છે અને બીજું મંદિર ગોરખપુરમાં છે. આ મંદિરને અલ્લાઉદ્દીન પાદશાહે તોડી નાંખી તે સ્થળે મસીદ ચણાવી હતી. આ પછી એક બીજું મંદિર બંધાવવામાં આવ્યું. તેનો પણ ઔરંગઝેબે નાશ કર્યો. હાલ જે મંદિર છે તે પાછળથી બુદ્ધનાથે બંધાવેલું છે. ગુરુ ગોરખનાથના પંથમાં ગમે તે જાતિના લોકો દાખલ થઇ શકે છે. આ સિવાયના બાકીના સાધુઓના વર્ગો તેમના ભિન્ન ભિન્ન આચારવિચાર અને ક્રિયાઓને લીધે પડેલા છે. તેમના આચારવિચાર અને ક્રિયાઓમાં સંપ્રદાયના મૂળના સિદ્ધાન્તનું વિસ્મરણ થઇ ગયેલું જોવામાં આવે છે. જંગમ નામના જોગીઓ શિવજીના વાહન નંદીને કપડાં ઓઢાડી તથા કોડીઓ લટકાવી પોતાની સાથે લઇ ફરતા ફરે છે.

નાગડા, ખાખી, અવધૂત વગેરે શિવમાર્ગી સાધુઓના હિંદુસ્તાનમાં ઘણા અખાડા અને મઠ છે. આમાંના કેટલાક તો બહુ પૈસાદાર છે. કન્ખલમાં મહાનિર્વાણી નામનો અખાડો છે. તેની

જાગીરની દર સાલની આવક પંદર હજાર રૂપિયા છે અને તે ઉપરાંત દર વરસે બીજા પંદર હજાર ભેટના આવે છે. નિરંજની અખાડાની જાગીરની દર વરસની ઉપજ દશ હજાર અને ભેટના દશ હજાર મળી કુલ વીશ હજાર રૂપિયાની છે, એમ કહેવાય છે. એ અખાડાઓમાં લાખો રૂપિયાની સંપત્તિ છે અને તેમનું મુખ્ય સ્થાન વડોદરામાં છે. તેમની આ મિલકત કુંભાદિના મેળા ઉપર મોટી મોટી સવારીઓ કાઢી પોતાનું ઐશ્વર્ય બતાવવા સિવાય બીજા કશા કામમાં આવતી નથી. તેના વડે ધર્મ કે વિદ્યાની કશીયે ઉન્નતિ થતી નથી.

દશનામી સાધુઓમાં કેટલાક ઘણા સારા વિદ્વાનો પણ હોય છે અને તેઓ પોતાનો સમય શાસ્ત્રવિચાર અને ધ્યાનમાં વ્યતીત કરે છે. તેમના મુખ્ય ઉપાસ્ય દેવ **શંકર** છે. **શંકરનાં** મુખ્ય બાર જ્યોતિર્લિંગ છે: (૧) ગુજરાતમાં **સોમનાથ**; (૨) શ્રી શૈલમાં **મલ્લિકાર્જુન**; (૩-૪) ઉજ્જૈનમાં **મહાકાળ** અને **અમરેશ્વર**; (૫) નર્મદા તીરે ૐકારેશ્વર; (૬) બંગાળામાં વૈદ્યનાથ; (૭) દક્ષિણમાં રામેશ્વર; (૮) રાજમહેન્દ્રી ( ડાકિની )માં **ભીમનાથ**; (૯) બનારસમાં **કાશી વિશ્વનાથ**; (૧૦) ત્ર્યંબકમાં ત્ર્યંબકેશ્વર; (૧૧) ઉત્તરમાં **કેદારનાથ**; અને (૧૨) ઈલાપુરમાં ઘુસૃણેય. આ બાર જ્યોતિર્લિંગોમાં કેદારનાથ, સોમનાથ, ૐકારેશ્વર, મહાકાળ, રામેશ્વર, વિશ્વેશ્વર અને ત્ર્યંબકેશ્વર હાલ પણ જાત્રાનાં મોટાં ધામ મનાય છે. ગીતા, ઉપનિષદો, શિવપુરાણ, શૈવસુધાકર આદિ શૈવોના મુખ્ય ગ્રંથો છે. સંન્યાસીઓ કેવળ ઉપનિષદ, ભગવદ્‌ગીતા, વેદાન્તદર્શન વગેરેનું અધ્યયન કરે છે અને તેના પરિણામે તેમાંના કેટલાક મહાન્ વિદ્વાન્ જોવામાં આવે છે.

શૈવ સંપ્રદાયમાં ત્યાગવૈરાગ્યની સાથે તપને પ્રધાન ગણવામાં આવે છે તેથી તેમાંના કેટલાક સાધુઓ ઘણાં કઠોર તપાચરણો આચરતા જોવામાં આવે છે. કેટલાક ઉર્ધ્વબાહુ એટલે હાથ ઉંચા રાખી રહે છે; કેટલાક અધોમુખી એટલે માથું જમીન ઉપર ચઢ

રેતીની અંદર અને પગ આકાશ તરફ રાખીને રહે છે; કેટલાક સોઢાના ઉભા સળીયા જડેલા લાકડાના લાંબા ચોકઠા ઉપર પડ્યા રહે છે; આ પ્રમાણે તેઓ વિવિધ તપો આચરે છે. જો આ તપાચરણો તત્ત્વજ્ઞાનની સાથે આચરવામાં આવે તો તેમનામાં અતુલિત સહનશીલતા, બળ અને શાંતિ પેદા થવા પામે એ નિઃસંશય છે; પરંતુ તત્ત્વજ્ઞાન વગરનાં આવાં તપોથી કોમળભાવ નાશ પામી કઠોરતા જન્મે છે. હાલ આવાં તપ આચરતા સાધુઓને તત્ત્વનું જ્ઞાન હોય એમ ભાગ્યે જ જોવામાં આવે છે. ઘણી વખત તો એવાં કઠોર તપ તેઓ પૈસા પ્રાપ્ત કરવાની ખાતર કરતા હોય એમ જણાય છે. જ્યાં તપાચરણમાં આવો ક્ષુદ્ર હેતુ રહેલો હોય ત્યાં પોતાની જાતની તેમજ ધર્મની આબાદી થઈ શકે નહિ એ દેખીતું છે. ધર્મની આબાદીની ખાતર ક્રિયાવિશેષની અતિશયતા યા દંભનો ત્યાગ કરી શાસ્ત્રવિહિત વિધિ અનુસાર તપ, ત્યાગ અને વૈરાગ્ય સેવી ખરા તત્ત્વજ્ઞાની આદર્શરૂપ સાધુ બનવાની જરૂર છે. જો સાધુ મહાત્માઓ સિદ્ધાન્તને દૃષ્ટિસમીપ રાખી તેને જીવનમાં સિદ્ધ કરી બતાવે તો તેમનાં હૃદય આર્દ્ર બનવાની સાથે તેઓ સંસારનાં માણસોના સુખદુઃખની સાચી કદર કરી શકે અને તેનાં કારણો શોધી તેવાં દ્વંદ્વમાંથી મુક્ત થવાનો માર્ગ પ્રબોધી જગતને ઉપકારક નીવડી શકે. જો તેઓ પોતાની જાતને ખરેખરા ત્યાગ અને વૈરાગ્યના આદર્શરૂપ બનાવે તો ધર્મને નામે સમાજમાં પ્રસરી રહેલાં પાખંડ, દંભ, છળકપટ, ઢોંગ, વિલાસિતા આદિ અનેક વિનાશક અને પ્રજાને તન, મન, ધન ચૂસી નિર્માલ્ય કરી મૂકનાર તત્ત્વોનો સત્વર લોપ થવા સાથે ધર્મની પણ સાચી ઉન્નતિ થાય.

---

## . પાઠ ૮૭ મો.

### શ્રીસંપ્રદાય.

પ્ર૦—વૈષ્ણવ સંપ્રદાયની શાખા-પ્રશાખાઓ કયી કયી છે અને તે સર્વની વ્યવસ્થા કેવા પ્રકારની છે ?

ઉ૦—**શ્રીસંપ્રદાય**—વૈષ્ણવ સંપ્રદાયની એક શાખા શ્રી સંપ્રદાયને નામે ઓળખાય છે. તેનું સંસ્થાપન કરનાર ભગવાન રામાનુજાચાર્ય છે. આ સંપ્રદાયનો સિદ્ધાન્ત એવો છે, કે જીવ, જગત અને બ્રહ્મ અન્યોન્યથી અભિન્ન છતાં અનાદિ છે. જગત અને બ્રહ્મ એક છે, તો પણ જડ અને ચેતન એવા ભેદે કરીને પરમાત્મા કારણ અને જગત તેનું કાર્ય છે. બ્રહ્મ શરીરી અને જીવ તેમજ જગત્ તેનાં શરીરરૂપ છે. આ સિદ્ધાન્ત વિશિષ્ટાદ્વૈતને નામે ઓળખાય છે અને તેને અનુસરીને ચિદચિત્ વિશિષ્ટ બ્રહ્મની ઉપાસનાને આ સંપ્રદાયમાં મુકિતનું મુખ્ય સાધન માનવામાં આવે છે. શંકરાચાર્યનો જ્ઞાનનો ઉપદેશ અધિકાર વગરનાં અને અણસમજુ મનુષ્યોના હૃદયમાં શુષ્કભાવે પરિણમતો જોઈને રામાનુજાચાર્યે પોતાના પંથમાં ભક્તિમાર્ગનો પ્રબોધ કર્યો. આમ આ સંપ્રદાય ભકિતપ્રધાન છે; છતાં તેની તત્ત્વદષ્ટિ ઘણી ગહન હોઇ તેમાં ભકિત સાથે જ્ઞાન અને કર્મનું પણ સમતોલપણું રાખવાનો યત્ન કરાયેલો છે.

આ સંપ્રદાયના મુખ્ય ઉપાસ્ય દેવ વિશિષ્ટ બ્રહ્મની સંજ્ઞારૂપ વિષ્ણુનારાયણ છે. તેથી તેના અનુયાયીઓ વિષ્ણુ અને લક્ષ્મીજીની ઉપાસના કરે છે. તુળશી અને શાળીગ્રામને તેઓ બહુ જ પૂજ્ય ગણે છે. વેદ, ગીતા, વિષ્ણુપુરાણ, ભાગવત આદિ તેમના મુખ્ય ગ્રંથો છે. સર્વ સાધારણ માણસો તુલસીકૃત ' રામાયણ ' વાંચે છે.

આ સંપ્રદાયના અનુયાયીઓ આહારશુદ્ધિને માટે બહુ જ આગ્રહ ધરાવે છે; છતાં તેઓ આહાર શુદ્ધિનો અર્થ કેવળ ખાદ્યાદિ પદાર્થોની બહારની શુચિતા એટલો જ કરતા જણાય છે. આ કારણથી તેમનું રસોઈ કરવાનું સ્થાન એવું તો અલાયદું અને ગુપ્ત હોય છે, કે રસોઈ ઉપર બીજા કોઈની દૃષ્ટિ પડી શકે નહિ. રસોઈને અડવાની વાત તો બાજુએ રહી; પણ જો કોઈ બહારના માણસની દૃષ્ટિ સરખી પણ રસોઈ ઉપર પડી જાય તો તેઓ તેને અપવિત્ર થયેલી માને છે. પ્રત્યેક વૈષ્ણવ આપનિવેદી હોય છે, એટલે કે બીજા કોઇના હાથનું નહિ, પરંતુ પોતાના હાથનું જ રાંધેલું જમે છે.

આ સંપ્રદાયનો મુખ્ય મંત્ર **नमो नारायणाय ।** અને એક બીજા મળતી વખતે **दासोऽहं** કહી અભિવાદન કરે છે. તેઓ તિલક કરવામાં ગોપીચન્દનની બે ઉભી અને એક સીધી રેખા બનાવી વચમાં બીનગી કરે છે. હાથ ઉપર શંખ, ચક્ર, ગદા અને પદ્મનાં ચિહ્ન ધારણ કરે છે. આ સંપ્રદાયમાં કોઇ કોઇ મહાન્ ભક્તો થઇ ગયા છે અને તેના અનુયાયીઓ ગુજરાતમાં થોડા છતાં ઉત્તર અને દક્ષિણ હિંદમાં ઘણા છે.

---

## પાઠ ૮૮ મો.

---

### શ્રીસંપ્રદાયની અવાન્તર શાખાઓ.

ભગવાન રામાનુજના સંપ્રદાયમાં ભક્તિ, જ્ઞાન અને કર્મનો સમન્વય કરી તેને જીવનમાં ઉતારવાનો ઉપદેશ કરાયેલો; છતાં લોકો કર્મને વળગી રહી કર્મકાંડ આદિ બાહ્યાચારોને વિશેષ પ્રાધાન્ય આપવા લાગ્યા. આના પરિણામે આભડછેટ અને જાતિભેદને વધારે મહત્વ મળતું ચાલ્યું. લોકો આ પ્રમાણે કર્મને પ્રાધાન્ય આપતા

જ્યારે સાધુઓ કર્મને ધર્મનું છેક જ ગૌણ અંગ ગણીને યા તો તેથી તદ્દન બેદરકાર રહીને ભક્તિ અને જ્ઞાનને મુખ્ય ગણતા, અને લોકોને એ પ્રકારનો ઉપદેશ કરતા. આમ ભક્તિ અને જ્ઞાનને પ્રાધાન્ય આપનાર ઉપદેશકોની પરંપરાએ શ્રી સંપ્રદાયમાંથી કેટલીક અવાન્તર શાખાઓ નીકળી છે. આ શાખાઓમાંની એક રામાનંદી પંથને નામે ઓળખાય છે.

**રામાનંદી પંથ**—આ પંથના સ્થાપનાર રામાનંદજી હતા. તેઓશ્રી પરમ સંત હતા અને રામાનુજાચાર્ય પછી પાંચમા આચાર્ય તરીકે ઇ. સ. ના પંદરમા સૈકામાં થઇ ગયા એમ કહેવાય છે. તેમણે કર્મકાંડ અને જાતિભેદની અતિશયતાની ઉપેક્ષા કરી નાતજાતના ભેદ વગર સઘળી જાતિના લોકોને દેશની ચાલુ ભાષામાં ઉપદેશ કરવાનું શરૂ કર્યું. આથી ઘણા લોકો તેમની સામે ઉઠયા. પરિણામે તેઓ કાશીએ ગયા અને ત્યાં જઇને એક મઠ સ્થાપ્યો. અહીં તેમણે જાહેર કર્યું, કે ભક્ત અને ભગવાનમાં કશો જ ભેદ નથી તેમજ ભક્તિમાં જાતિભેદ ગણવો ઉચિત નથી. સઘળી વર્ણના લોકોને ભક્તિ કરવાનો અધિકાર છે. પોતાના આ મતને અનુસરીને તેમણે દરેક જાતના લોકોને ભક્તિમાર્ગનો ઉપદેશ દેશની ચાલતી ભાષામાં કરવા માંડયો. આથી વિવિધ વર્ણના લોકો તેમના શિષ્યો થયા.

રામાનંદજીના શિષ્યો પૈકી અકબર પાદશાહના વખતમાં 'ભક્તમાળ' નામના પ્રસિદ્ધ ગ્રંથના લેખક નાભાજી દાડી, શ્રી કૃષ્ણની ભક્તિનાં સવા લાખ પદ રચનાર સુરદાસજી, સુપ્રસિદ્ધ 'ગીતગોવિંદ'ના કર્તા જયદેવ, પોતાને દાસ કબીરના નામે ઓળખાવનાર વણકર કબીરદાસજી, ધનાજી જાટ, રોહીદાસ ચમાર, પીપાજી રજપૂત, સેનાજી હજામ આદિ પરમ સંતો મહાન્ ભક્તજનો તરીકે સુપ્રસિદ્ધ છે.

રામાનુજ સંપ્રદાયમાં વિષ્ણુ અને લક્ષ્મીજીની ઉપાસના કરવામાં આવે છે જ્યારે આ પંથમાં રામાનંદજીએ રામસીતાની ભક્તિ

કરવાનો ઉપદેશ કરેલો હોવાથી તેમના પંથના અનુયાયીઓ શ્રી રામચંદ્રજી અને સીતાજીને મુખ્ય ઉપાસ્ય દેવ ગણી તેમની પૂજા કરે છે. આ પંથના અનુયાયીઓ ઉત્તરહિંદ અને ગુજરાતમાં પણ છે. તે પંથના સાધુઓ 'વેરાગી' કહેવાય છે અને તેમની સંખ્યા ઘણી વધારે છે. 'જય રામ જય જય રામ' એ તેમનો મૂળ મંત્ર છે.

**કબીરપંથ**—રામાનંદજીના શિષ્યોમાં કબીરજી વધારે પ્રખ્યાત છે. આ કબીરદાસનો પંથ 'કબીરપંથ'ના નામે અને તેમના અનુયાયીઓ 'કબીરપંથી'ના નામે ઓળખાય છે. કબીરદાસ સંવત ૧૫૦૫ ના અરસામાં થઈ ગયા છે. તેમના જન્મ અને જાતિ વિષે વિવિધ વાતો ચાલે છે. કોઈ તેમને વણકર કહે છે તો કેટલાકના કહેવા પ્રમાણે તે વિધવા બ્રાહ્મણીના પુત્ર હતા અને વણકરને ત્યાં ઉછરીને મોટા થયા હતા. તે ગમે તે જાતના હોય તોપણ તેમનું હૃદય બાળપણથી જ ભક્તિ તરફ વિશેષ ઢળેલું હતું. ગુરુ વગર જ્ઞાન નહિ, એ વાતની ખાત્રી થતાં તેમને જ્ઞાન મેળવવામાં ગુરુની ખાસ જરૂર જણાઈ. આ વખતે રામાનંદજીની ખ્યાતિ ચારે તરફ પ્રસરી રહેલી હતી. તેથી તેમને પોતાના ગુરુ બનાવવાના વિચારથી તે કાશીએ ગયા. પોતે વણકરને ત્યાં ઉછરેલા હતા તેથી ગુરુ કદાચ તેમને ઉપદેશ આપશે નહિ એવા વિચારથી તે રામાનંદજીના ગંગાજીએ સ્નાન કરવા જવાના માર્ગમાં સૂઈ ગયા. રામાનંદજી હંમેશની માફક વહેલા સ્નાન કરવાને ચાલી નીકળ્યા. ચાલતાં ચાલતાં રસ્તામાં સૂતેલા કબીરદાસ ઉપર તેમનો પગ પડ્યો અને સહસા તેમના મુખમાંથી 'રામ રામ!' નીકળી ગયું. કબીરદાસે મહાત્માના પાદસ્પર્શથી પોતાને કૃતકૃત્ય માની તેમને પોતાના અંતરમાં ગુરુ કરી લીધા અને 'રામ રામ' શબ્દને ગુરુ મંત્ર ગણી તેના ચિંતનમાં પોતાનું ચિત્ત પરોવ્યું. આ 'રામ રામ'ના તત્ત્વ વિચારમાં તે પરમ જ્ઞાની બન્યા.

તેમનો મત ભક્તિ કરતાં જ્ઞાનને વિશેષ અનુસરતો છે. ભક્તિ જ્ઞાન અને વૈરાગ્યથી રંગાયેલી હોવી જોઇએ એમ તેમનું માનવું હતું. જ્ઞાનથી પ્રકાશિત ભક્તિવૈરાગ્યને પ્રાધાન્ય આપી, લોકોમાં પ્રચલિત બાહ્યાચારોની તેમણે તેમનાં પદો અને સાખીઓમાં સખત ઉપેક્ષા કરી છે. મુસલમાન અને હિંદુધર્મની વચ્ચેના મતભેદો ટાળવાને તેમણે બહુ પ્રયત્ન કરેલો છે. હિંદુ અને મુસલમાનમાં ધર્મને નામે પ્રચલિત વિવિધ ક્રિયાઓમાં જે ખામીઓ હતી તે તેમણે સ્પષ્ટ રીતે ખુલ્લી કરી બતાવી છે. તે કહે છે, કેઃ—

" રામ પદારથ પાય કે કબિરા ગાંઠ ન ખોલ;
નહીં પઠન નહીં પારખું, નહીં ગ્રાહક નહીં મોલ.
કબીર સેવા દો ભલી, એક સંત એક રામ;
રામ હૈ દાતા મુક્તિ કા, સંત જપાવે નામ.
મનકા ફેરતજુગ ગયા, પાય ન મનકા ફેર;
કરના મનકા છાંડી કે, મનકા મનકા ફેર.
મુલ્લાં પુકારે ક્યા કરે, સાંઇ ન બહેરા હોય;
જિસ કારન તૂ બાંગ દે, દિલહી ભીતર હોય.
પાંચ તત્ત્વકે ભીતરે, ગુપ્ત વસ્તુ અસ્થાન;
વિરલ મર્મ કોઇ પાઇહૈ, ગુરુ કે શબ્દ પ્રમાણ. "

કબીરદાસના આ ઉપદેશને પરિણામે હિંદુ અને મુસલમાન બન્ને જાતના લોકો તેમના શિષ્ય થયા. જ્યારે તેમનો પ્રાણ આ જગતને છોડી ચાલી નીકળ્યો ત્યારે પણ તેમના અર્ધા અંગને હિંદુ અનુયાયીઓએ અગ્નિદાહ દઇ તે ઉપર બનારસમાં સમાધિ બનાવી કે જે 'કબીર ચોરા' ને નામે ઓળખાય છે, અને અર્ધા અંગ ઉપર મુસલમાન શિષ્યોએ ગોરખપુરની પાસે આવેલા મગ્ગરમાં કબર બંધાવી. આ સંબંધમાં બીજી એવી પણ એક વાત ચાલે છે, કે જ્યારે તેમના મૃત શરીરને દાટવું કે બાળવું એવો હિંદુ અને મુસલમાન શિષ્યોમાં

વિવાદ પેદા થયો ત્યારે તેમના શબ ઉપરની ચાદર ઉંચી કરી જોતાં શબને સ્થાને ફૂલનો ઢગલો જોવામાં આવ્યો !

દાદૂપંથ—રામાનંદી પંથની પરંપરામાં દાદૂપંથની એક બીજી શાખા નીકળેલી છે. આ પંથના સ્થાપક દાદૂજી કબીરજી પછી ઇ.સ ૧૬૦૦ની લગભગમાં અમદાવાદમાં થઇ ગયા. આ પંથના અનુયાયીઓ હાલ રાજપૂતાનામાં ઘણા છે. જયપુરના રાજ્યમાં રહેનારા નાગા બાવાઓ આ પંથના અનુયાયી છે. દાદૂજી વૈષ્ણવ હતા અને કબીરજીના સિદ્ધાન્તોને માનતા હતા. તે કહે છે, કે:—

" સબ કુછ વ્યાપે રામજી, કુછ ભી છૂટા નાહીં;
તુમતે કહાં છપાઇએ, સબ દેખત હો માંહીં.

દાદૂ પ્યાસા પ્રેમકા, સાહબ રામ પિયાય;
પ્રગટ પ્યાલા દેવ ભર, મૃતક લેહુ જિલાય.

તુમકો હમસેં બહુત હૈ, હમકો તુમસેં નાહિં;
દાદૂકો જનિ પરિહરે, તૂ રહે નયનો માંહિં. "

દાદૂપંથીનો મઠ નારાયણ મઠના નામે પ્રસિદ્ધ છે. તે પંથના અનુયાયીઓ બહુધા સદાચારી અને શાન્ત હોય છે. ગોસ્વામી તુલસીદાસજી પણ આ પંથના હતા.

---

## પાઠ ૮૯ મો.

---

### મહાત્મા તુલસીદાસજી.

પ્ર૦—ગોસ્વામી તુલસીદાસજી કોણ હતા ? અને તેમના વિષે જાણવા જેવી શી હકીકત છે ?

ઉ૦—તુલસીદાસજી પરમ સાધુ પુરૂષ હતા અને તેમનું નામ એક

મહાત્મા તરીકે સુવિખ્યાત છે. તે પરમ રામભક્ત હતા. તેમના જીવન વિષેની જે કહાણી લોકોમાં પ્રચલિત છે તે જેટલી આશ્ચર્યજનક તેટલી જ બોધક છે. મનુષ્ય જીવનમાં પ્રાપ્ત થતી ધન્ય ક્ષણોને વધાવી લઈ જીવનમાં તેનો સદુપયોગ કરવામાં આવે તો મનુષ્ય જીવન કેવું અને કેટલું ફેરવાઇ જાય છે અને પરિણામે ખરા મહાત્માને નામે ઝળકી ઉઠે છે તેનું જવલન્ત દૃષ્ટાન્ત મહાત્મા તુલસીદાસજીનું જીવન પૂરૂં પાડે છે.

આ મહાત્માનો જન્મ સંવત ૧૫૮૩ માં વાદા જીલ્લાના પ્રયાગ પાસે આવેલા રાજાપુર નામે ગામમાં, અને દેહવિલય સંવત ૧૬૮૦માં કાશીની અંદર થયો હતો. તે જાતના બ્રાહ્મણ હતા. તેમનાં માબાપ તેમજ બાલ્યાવસ્થા સંબંધી કાંઈ ચોક્કસ હકીકત જાણવામાં આવી નથી. એવું કહેવાય છે, કે ઉંમર લાયક થયા પછી તેમનું લગ્ન રત્નાવળી નામની એક શ્રેષ્ઠકુળની કન્યા સાથે કરવામાં આવ્યું હતું અને તેના તરફ તે બહુ જ આસક્ત હતા.

સ્ત્રી તરફની તેમની આસક્તિ અસાધારણ હતી અને એક દિનભરને માટે પણ તે તેનો વિયોગ સહી શકતા નહિ. આ સંબંધમાં જુદી જુદી વાતો ચાલે છે. તેમાંની એક વાત એવી છે, કે એક દિવસ તુલસીદાસની ગેરહાજરીમાં તેમનાં સાસરીયાં રત્નાવળીને પોતાને ઘેર તેડી ગયાં. ઘેર આવતાં તુલસીદાસને માલુમ પડ્યું કે પોતાની પત્ની ઘરમાં નથી અને તેનાં માબાપ તેને તેડી ગયાં છે. આ હકીકતની જાણ સાથે તેમનું ચિત્ત ઘણું જ વ્યાકુળ થઈ ગયું. રાત્રે પથારીમાં પડ્યા પણ કંઇ કળ વળી નહિ. ગમે તે પ્રકારે સ્ત્રીને મળવું એ એક જ વિચાર દિલમાં-મગજમાં ઘોળાવા લાગ્યો. વિયોગ દુઃખથી વ્યાકુળ અને બ્હાવરા જેવા બની તે પથારીમાંથી ઉઠયા અને અધરાતે સ્ત્રીને મળવા ચાલી નીકળ્યા. રાત અંધારી હતી, ટમટમ વરસાદ વરસતો હતો અને શ્યામ યમુનાનાં પાણી બે કાંઠે ભરપૂર

ચર્યાં જતાં હતાં. તેમના સાસરાના ગામે નદી ઉતરીને જવાનું હતું; તેથી તે નદીકિનારે આવી પહોંચ્યા. તેમનું મન પોતાની પત્નીને મળવાને એટલું તો અધીર અને તેના પ્રેમમાં એટલું તો લીન–વિલીન બની ગયું હતું, કે તેમને દેહનું તેમજ આસપાસની સ્થિતિનું લેશ પણ ભાન ન હતું. નદીમાં તણાતા શબને હોડી સમજી તરત જ તેને પકડી સામે પાર ગયા. સસરાને ઘેર પહોંચતાં જોયું, કે ઘર બંધ છે. આસપાસ નજર ફેરવતાં બારી ઉઘાડી દીઠી અને ત્યાં લટકતા એક સાપને દોરી સમજી તેના આધારે બારીમાં થઇ ઘરમાં પેઠા. તેમની પત્ની ભર ઉંઘમાં પડી હતી તેને જગાડી. પતિને આટલી રાતે એકાએક પોતાની સામે ઉભેલો જોતાં તેને ઘણી જ નવાઇ ઉપજી અને તે સાથે તેના સાચા પ્રેમની ખાત્રી થઇ. તેને લાગ્યું, કે આવો જ પ્રેમ તેમનો ઇશ્વર તરફ ઢળે તો કેટલું બધું કલ્યાણ થાય? આ વિચારની સાથે જ તેણે તુલસીદાસજીને કહ્યું, કેઃ—

" धिक धिक धिक तूंहै प्राणपियारे ।
चामहाड अति नीरस हमारे ।
ऐसो मन जो लागत रामइ ।
तो सुधरत तेरे सब कामइ ।

અર્થાત્—હે પ્રાણ પ્રિય! તમને ધિક્કાર છે. આ મારૂં શરીર અતિ સુંદર દેખાતાં છતાં નાશવાન છે. વળી તે હાડ, ચામ અને મળમૂત્રથી બનેલું છે. એ હાડચામમાં શો રસ છે, કે તમે તે ઉપર આટલો બધો મોહ ધરી રહ્યા છો? તમારો જેવો પ્રેમ આ નાશવાન શરીર ઉપર છે તેવો અનન્ય પ્રેમ ભગવાન શ્રી રામચંદ્રજી તરફ લગાડયો હોત તો તમારાં સઘળાં કામો સુધરી જાત.

પત્નીનાં આ વચન સાંભળતાંની સાથે જ તેમના ચિત્તમાં કારી ચોટ લાગી. તેમની દૃષ્ટિ ફરી ગઈ. પોતાની સ્થિતિનું તેમને વાસ્ત-

વિક જ્ઞાન થયું અને તે સાથે જ તેમના હૃદયના પ્રેમનો પ્રવાહ રામચંદ્રજી તરફ ઢળ્યો. સ્ત્રીને પોતાની ગુરુ માની તરત જ તે કાશી તરફ ચાલી નીકળ્યા. અહીં તેમણે વેદાદિ શાસ્ત્રોનો અભ્યાસ કર્યો અને રામભક્તિમાં અનન્ય ચિત્ત ચોંટાડી ભક્તિરસના પાન વડે આત્મસાક્ષાત્કાર અનુભવ્યો. તે કહે છે, કેઃ—

" कटें एक रघुनाथ संग बांध जटा सिरकेश ।
हमतो चाखा प्रेमरस पत्नी के उपदेश ॥ "

રામભક્તિ અને રામનો મહિમા ગાવામાંથી તેમણે ' રામાયણ ' રચ્યું. આ ' રામાયણ ' ' તુલસીકૃત રામાયણ ' ને નામે સુપ્રસિદ્ધ છે. આ ગ્રંથ વિશેષે કરીને ઉત્તર હિંદમાં અને સામાન્યપણે આખા હિંદુસ્થાનમાં એક સરખા આદર અને પૂજ્ય ભાવથી ધર્મગ્રંથ તરીકે વંચાય છે–વિચારાય છે. આખો ગ્રંથ હિન્દી ભાષામાં લખેલો છે અને તે તત્વવિચાર તેમજ રામચંદ્રજી પ્રતિના અનન્ય પ્રેમભાવથી એટલો તો ભરપૂર અને ભાવમય છે, કે જ્યાંસુધી હિન્દી ભાષા રહેશે ત્યાંસુધી તે ગ્રંથ પણ લોકોના હૃદયમાં અવિચળ ભાવે વસી રહેશે. તેમાં સ્થળે સ્થળે જ્ઞાન, વૈરાગ્ય અને ભક્તિથી ભરપૂર પરમ ગૂઢ ઉપદેશ ભરેલો છે. ' રામાયણ ' ઉપરાંત બીજા પણ ઘણા ગ્રંથો તેમણે રચેલા છે. તે સર્વમાં ગુરુસેવા, સંત સમાગમ, શ્રદ્ધાભક્તિ વગેરે બાબતો ઉપર ખાસ ભાર મૂકવામાં આવ્યો છે.

તુલસીદાસજી રામચંદ્રજીના અનન્ય ભક્ત હતા. તેમના જેવી ભક્તિ ભાગ્યે જ ક્યાંઈ જોવા કે સાંભળવામાં આવી હશે. પોતાના ભક્તિભર્યા અંતઃકરણે તે કહે છે, કેઃ—

" કાનન ભૂધર વારિ બયારી,
દવા દુઃખ વ્યાધિ મહા અરિ ઘેરે,
સંકટ કોટિ તહાં તુલસી જહાં,

માત પિતા સુત બન્ધ નનેરે.
૨૭ હૈં તહૈં રામ કૃપા કરકે,
હનુમાનસે સેવક હૈં જિન કેરે,
નાક સાતલમેં ભૂતલમેં,
રઘુનાયક એક સહાયક મેરે, ”

વળી શ્રદ્ધા ભક્તિ અને સંતસમાગમ વિષે લખતાં કહે છે, કેઃ—

तुलसी अपने रामको रीझ भजो कि खीज।
खेत पडे जम जाएगा उलटा सीधा बीज ॥

*

प्रीत सीखले इखसे जो है रसकी कान।
जहां गांठ तहां रस नहीं यही पीतकी बाण ॥

*

एक भरोसे रामके किये पाप भरपोर।
जैसे नार कुनारको पी अपनेकी ओट ॥

* * *

एक घडी आधी घडी और आधीकी आध।
तुलसी संगत साधकी हरे कोटि अपराध ॥

* * *

तुलसी अपने रामको क्युं न भजे निःशंक।
ओह अंतमें एक है जैसे ९ का अंक ॥

કોઈએ તેમને રામચંદ્રજીનું સ્વરૂપ કેવું છે એમ પૂછેલું ત્યારે તેમણે કહેલું, કેઃ—

श्याम गुरु किम करन दिखाणी।
गिरा अनयन नयन बिन बाणी ॥

## પાઠ ૯૦ મો.

### સનક અને મધ્વ સંપ્રદાયો.

પ્ર૦—શ્રીસંપ્રદાય ઉપરાંત વૈષ્ણવ સંપ્રદાયની બીજી મુખ્ય શાખાઓ કયી કયી છે?

ઉ૦—સનકસંપ્રદાય, મધ્યસંપ્રદાય, ચૈતન્યસંપ્રદાય, પુષ્ટિ સંપ્રદાય, વગેરે વૈષ્ણવ સંપ્રદાયની બીજી મુખ્ય શાખાઓ છે.

પ્ર૦—સનક અને મધ્વ સંપ્રદાયની વ્યવસ્થા કેવા પ્રકારની છે?

ઉ૦—સનકસંપ્રદાયના સંસ્થાપક શ્રી નિમ્બાર્કાચાર્ય છે. તેઓ રામાનુજાચાર્ય પછી ઇ. સ. ની બારમી સદિમાં થઇ ગયા છે. તે મદ્રાસ તરફના તેલંગ બ્રાહ્મણ હતા. તેમણે રચેલું બ્રહ્મસૂત્ર ભાષ્ય " વેદાન્ત પારિજાત સૌરભ " ને નામે ઓળખાય છે. આ સંપ્રદાયનો સિદ્ધાન્ત એવો છે, કે જીવ અને જગત બ્રહ્મથી ભિન્ન છે તેમ અભિન્ન પણ છે અને તેથી તે દ્વૈતાદ્વૈતને નામે ઓળખાય છે. આ સંપ્રદાય જ્ઞાન કરતાં ભક્તિને વધારે પ્રાધાન્ય આપે છે અને તેમાં મુખ્ય ઉપાસ્ય દેવ તરીકે શ્રી રાધાકૃષ્ણનું ભજન, મનન અને પૂજન કરવામાં આવે છે. આ સંપ્રદાય વિશેષ પ્રસાર પામેલો ન હોવાથી બહુ જાણીતો નથી.

**મધ્વસંપ્રદાય**—આ સંપ્રદાયના સંસ્થાપક આચાર્ય શ્રી મધ્વાચાર્ય છે. તેમના નામ ઉપરથી આ સંપ્રદાય મધ્વસંપ્રદાયના નામે ઓળખાય છે. મધ્વાચાર્ય શકે ૧૧૨૧માં દક્ષિણ કાનડામાં આવેલા કોઇ એક ગામમાં જન્મ્યા હતા. તેમના પિતાનું નામ મધ્યગેહ ભટ્ટ હતું. અનંતેશ્વર મહાદેવના મંદિરમાં વિદ્યાભ્યાસ કરી તેમણે વિવિધ વિદ્યા સંપાદન કરી હતી. નવ વરસની ઉમ્મરે તેમના દિલમાં સંસાર તરફ વિરાગ ઉત્પન્ન થયો હતો અને એટલી નાની વયમાં જ તેમણે અચ્યુત—પ્રેક્ષાચાર્ય નામના ગુરુ પાસે દીક્ષા લઇ સંન્યાસ ધારણ કર્યો હતો.

દીક્ષા લીધા પછી તે બદ્રિકાશ્રમ ગયા હતા અને ત્યાં શાસ્ત્રોનું જ્ઞાન સંપાદન કરી તેમણે વિવિધ ગ્રંથો રચ્યા હતા. એમ કહેવાય છે, કે તેમણે ભક્તિપ્રધાન સાડત્રીશ ગ્રંથો રચ્યા છે પ્રસ્થાનત્રયી ઉપર દ્વૈતભાષ્ય રચી તે આચાર્ય પદને પામ્યા હતા. તેમણે શંકરાચાર્યના કેવલાદ્વૈતનું અને રામાનુજાચાર્યના વિશિષ્ટાદ્વૈતનું ખંડન કરી દ્વૈતમતનું એટલે કે જીવ, જગત અને બ્રહ્મની પૃથક સત્તા યા ભેદવાદનું પ્રતિપાદન કરેલું છે.

આ સંપ્રદાયના ઉપાસ્ય દેવ વિષ્ણુ છે. મધ્વાચાર્યે દક્ષિણમાં વિષ્ણુનાં આઠ મંદિરો સ્થાપ્યાં હતાં. દરેક મંદિરમાં દેવસેવા અને મંદિરના રક્ષણાર્થે વારાફરતી એકેક સંન્યાસી યા સાધુને રાખવામાં આવતા હતા. આ સંપ્રદાયમાં આચાર્ય અથવા ગુરૂપદના અધિકારી કેવળ બ્રાહ્મણ અને સંન્યાસીને જ ગણવામાં આવે છે. અંત્યજ સિવાયની હરકોઈ જાતિનો મનુષ્ય તેમાં શિષ્યભાવે દાખલ થઈ શકે છે.

આ સંપ્રદાયના સાધુઓ મસ્તક-મુંડન કરાવે છે, જનોઇનો ત્યાગ કરે છે, ભગવાં વસ્ત્રો પહેરે છે અને લલાટમાં ઉભું તિલક કરે છે. આ પંથના અનુયાયીઓ દક્ષિણમાં વિશેષ છે. તેઓ અંકના નામકરણ અને ભજન વડે વિષ્ણુની ભક્તિ કરે છે. વિષ્ણુ ભગવાનનાં ચિહ્નોને અંગ ઉપર ધારણ કરવાં તે અંકન, નામ ધારણ કરવું તે નામકરણ અને શરીરથી સત્યનું આચરણ કરવું તેનું નામ ભજન માનવામાં આવે છે. તેઓ શારીરિક, વાચિક અને માનસિક વિશુદ્ધિને ઉપાસનાનું મુખ્ય અંગ માને છે અને એવી વિશુદ્ધિપૂર્વક કરાયેલી ભક્તિને મુક્તિનું પરમ સાધન ગણે છે. જો કે આ પંથમાં ઉપાસ્ય દેવ તરીકે વિષ્ણુનું પૂજન કરવામાં આવ છે; છતાં વિષ્ણુના મંદિરમાં શિવની મૂર્તિનું સ્થાપન કરી તેની પૂજા કરવામાં બાધ નથી. આ અને એવી બીજી કેટલીક બાબતો પરથી કેટલાક એવું અનુમાન કરે છે, કે મધ્વાચાર્ય પ્રથમ શૈવ મતાનુસારી હતા અને પાછળથી વૈષ્ણવ ધર્મ અંગિકાર કરીને તેમણે શૈવ અને વૈષ્ણવોના પરસ્પરના વિવાદને ટાળવાને બની શકતો યત્ન કર્યો હતો.

# પાઠ ૯૧ મો.

## ચૈતન્ય સંપ્રદાય.

પ્ર૦—ચૈતન્ય સંપ્રદાય કોણે સ્થાપ્યો અને તેમાં શી વ્યવસ્થા છે?

ઉ૦—વૈષ્ણવ સંપ્રદાયને બંગાળામાં પ્રર્તાવનાર શ્રી ચૈતન્ય મહાપ્રભુ છે. આથી તે સંપ્રદાય ચૈતન્ય સંપ્રદાયને નામે ઓળખાય છે. આ સંપ્રદાય મધ્વાચાર્યના મતને અનુસરતો છે.

ચૈતન્ય મહાપ્રભુનો જન્મ સંસ્કૃત સાહિત્યના લીલાક્ષેત્ર નદીયામાં શકે ૧૪૦૭ના ફાગણ માસની સુદિ પૂનમને દિવસે થયો હતો. તેમના પિતાનું નામ જગન્નાથ મિશ્ર અને માતાનું નામ શચીદેવી હતું. સમસ્ત બંગાળામાં સુપ્રસિદ્ધ એવા અદ્વૈતાચાર્ય નામના એક સંન્યાસી નવદ્વીપમાં રહેતા હતા. તે મનુષ્યોને ભક્તિનો ઉપદેશ કરતા હતા અને જનહૃદયમાં ભક્તિનો ફેલાવો કરવાને ઈશ્વરને આ પૃથ્વી ઉપર અવતરવા હંમેશાં પ્રાર્થતા હતા. જ્યારે ચૈતન્ય દેવના જન્મની તેમણે વાત જાણી ત્યારે તરત જ તેમના દિલમાં એવી ખાત્રી થઈ ગઈ, કે શચીદેવીના પેટે જન્મેલા એ શિશુરત્ન વડે જ ભવિષ્યમાં ચારે દિશાએ વૈષ્ણવ ધર્મ પ્રસરશે અને ભગવત્‌ભક્તિનો સ્રોત વહીને શુષ્ક માનવ હૃદયોને ભક્તિરસ ભીનાં કરી મુકશે.

ચૈતન્ય દેવનું જન્મનું નામ નિમાઈ હતું. પરંતુ તેમનું અંગ એટલું બધું સુંદર હતું, કે પાડોશનાં સઘળાં મનુષ્યો તેમને ગોરાંગ કહેતાં. સંન્યાસ લીધા પછી જ તે ચૈતન્ય દેવના નામે જાણીતા થયા હતા. તેમના જન્મ અને બાલક્રીડા વિષે અનેક રમુજી વાતો ચાલે છે. જ્યારે તે યોગ્ય ઉંમરના થયા ત્યારે તેમનો વિદ્યાભ્યાસ શરૂ કરવામાં આવ્યો હતો. ગંગાદાસ નામના તે વખતના એક પ્રસિદ્ધ પંડિત પાસે તેમણે વ્યાકરણનો અભ્યાસ કર્યો હતો. આ ઉપરાંત ન્યાય, સ્મૃતિ, દર્શન, અલંકાર આદિ શાસ્ત્રોમાં સારી

પ્રવીણતા મેળવી હતી. આમ સર્વ શાસ્ત્રવિશારદ થવા છતાં તેમનું ચિત્ત પ્રભુભક્તિ તરફ વિશેષ ઢળેલું હતું. 'હરિબોલ' એ તેમનો વ્હાલામાં વ્હાલો મંત્ર હતો.

તેમનું લગ્ન કરવામાં આવ્યું હતું. એક સ્ત્રીના મરણ પછી તે બીજી વાર પરણ્યા હતા. કેટલીક મુદ્દત વિદ્યાર્થીઓને ભણાવવાનું કામ કર્યા પછી આજીવિકાને અર્થે તે પ્રવાસે નીકળ્યા હતા. પ્રવાસ દરમિયાન કાશી, જગન્નાથ, વૃન્દાવન આદિ સ્થળોની જાત્રા કરવાની સાથે તેમણે ઠેર ઠેર રાધાકૃષ્ણની ભક્તિ જગાવી હતી.

તે કૃષ્ણ ભગવાનને પરમાત્મા માનતા હતા. તેમનો મત એવો હતો. કે ભક્તિથી અધિક કોઇ જ્ઞાન કે કર્મ નથી અને સઘળી વર્ણના લોકોને તેનો અધિકાર છે. આ મતને લીધે તેમના પંથમાં હિંદુ, મુસલમાન આદિ સૌ કોઇ ભળ્યા. આ સંપ્રદાયમાં કૃષ્ણભક્તિના પાંચ રસ માનવામાં આવ્યા છે : (૧) સનકાદિકના જેવી શાન્તિ; (૨) અર્જુનના જેવો સખ્યભાવ; (૩) યશોદા જેવો વત્સલ ભાવ; (૪) ગોપિકા જેવો મધુરભાવ; અને (૫) હનુમાનજી જેવો દાસભાવ. ઇશ્વરના નામનું કીર્તન કરવું તે આ પંથમાં મોટામાં મોટું સાધન મનાય છે. વ્રત કરવાં, મોહ લોભાદિને જીતવા, ગુરુપદનો આશ્રય લેવો; એ સર્વનો તેમાં સમાવેશ કરવામાં આવેલો છે. માયાથી મુક્ત થઇ ભગવાનની સાથે વૈકુંઠમાં જઇ રહેવું તેનું નામ મુક્તિ માનવામાં આવે છે.

આ મતના અનુયાયીઓમાં ગૃહસ્થ અને સાધુ બન્ને હોય છે, તેમ જ સાધુ ઘરબારી થઈ શકે છે. તેઓ કોઇ કોઇ વખત બહુ જ પ્રેમથી હરિકીર્તનમાં લીન થઈ ગયેલા હોય છે. તેમનું મુખ્ય જાત્રાનું ધામ વૃન્દાવન છે. આ સ્થળે ગોવિંદદેવજી અને મદનમોહનજીનાં જે સર્વથી જુનામાં જુનાં મંદિરો છે તે ગોસ્વામી રૂપ સનાતન ચૈતન્ય દેવના અનુયાયીઓના પ્રયત્નથી બંધાવવામાં આવ્યાં હતાં. આ મતના રૂપ, સનાતન, જીવ, રઘુનાથદાસ, રઘુનાથ ભટ્ટ અને

ગોપાળ ભટ્ટ એ છ આચાર્યો થઇ ગયા છે. હાલમાં પણ આ મતના અનુયાયીઓમાં કોઇ કોઇ મહાન્ હરિભક્ત હોય છે.

ચૈતન્ય દેવને એમના પંથના લોકો શ્રીકૃષ્ણના અવતાર ગણે છે. તેમની જીંદગીનો છેવટનો વખત તેમણે જગન્નાથજીમાં ગાળ્યો હતો. અહીં તે ઇ. સ. ૧૫૩૩માં મંદિરની અંદર અંતર્ધાન થઇ ગયા એમ માનવામાં આવે છે.

---

## પાઠ ૯૨ મો.

---

### પુષ્ટિ સંપ્રદાય.

પ્ર૦—પુષ્ટિસંપ્રદાયનું મંતવ્ય શું છે ? તેમાં મુક્તિને માટે મુખ્ય સાધન કયું માનવામાં આવ્યું છે ? તેના સંસ્થાપક કોણ હતા ?

ઉ૦—મધ્વસંપ્રદાય પછી આશરે અઢીસો વરસ પછી વૈષ્ણવ સંપ્રદાયની જે એક મહાન્ શાખા પ્રચાર પામી તે પુષ્ટિ સંપ્રદાયને નામે ઓળખાય છે. આ પંથના પ્રચારક શ્રીમદ્ વલ્લભાચાર્ય હતા. તેમના પિતાનું નામ લક્ષ્મણ ભટ્ટ અને માતાનું નામ યલ્લમાગારૂ હતું. તે જાતે તેલંગ બ્રાહ્મણ હતા અને દક્ષિણમાં આંધ્ર દેશમાં ( નિઝામના રાજ્યની નજીક ) આવેલા કાંકરખંભ નામે ગામના વતની હતા. શ્રીમદ્ આચાર્યનાં માતપિતા પવિત્ર અને શ્રદ્ધાસંપન્ન હતાં. તેમનાં વડવાએ પંચાણું સોમયજ્ઞ કર્યા હતા. બાકીના પાંચ યજ્ઞ કરી સો સોમયજ્ઞની પૂર્ણાહુતિ કરવાને માટે લક્ષ્મણ ભટ્ટ પોતાની પત્નીને સાથે લઇ કાશીએ જતા હતા ત્યારે માર્ગમાં ચંપકારણ્યની અંદર સંવત ૧૫૩૫ ના ચૈત્ર વદિ એકાદશીને દિવસે યલ્લમાગારૂએ હરિતકીના વૃક્ષની નીચે એક પુત્રને જન્મ આપ્યો. આઠ માસ જેટલી અધુરી મુદતે ગર્ભસ્રાવ થવાથી તે

બાળક જીવતું નથી એમ ધારી વલ્લભાગારૂએ" તેના ઉપર એક વસ્ત્ર વીંટાળી દુઃખી મને નજીકમાં આવેલા ખીજડાના ઝાડ તળે મૂકી દીધું. આ પછી પતિપત્ની બન્ને કાશીએ ગયાં. કાશીથી પાછા ફરતી વખતે પેલા શમીના વૃક્ષ નીચે બાળકને જીવતો જોઇ બન્નેના આનંદનો પાર ન રહ્યો. વલ્લભાગારૂએ આનંદાશ્ચર્ય સાથે તે બાળકને ઉપાડી લીધો. આ બાળક તે જ વલ્લભાચાર્યજી.

જ્યારે આચાર્ય શ્રી યોગ્ય ઉંમરના થયા ત્યારે તેમને કાશીમાં યજ્ઞોપવિત આપી વિદ્યાભ્યાસ કરવા મૂક્યા હતા. અલ્પકાળમાં યજુર્વેદનો અભ્યાસ પૂરો કરી તેમણે અન્ય વેદો અને ષટ્શાસ્ત્રોના અભ્યાસમાં ઘણી નિપૂણતા મેળવી. વિશેષમાં નારદપંચરાત્ર, ભાગવત, ગીતા, ન્યાય અને અન્ય ધર્મના મત મંતવ્યોનું પણ તેઓશ્રીએ ઘણું સારૂં જ્ઞાન સંપાદન કર્યું હતું. બાળપણમાં મેળવેલી આ સઘળી વિદ્વત્તાના પ્રભાવે તેમણે કાશીમાં ઘણી બારે ખ્યાતિ મેળવી હતી.

કાશીમાં પ્રખ્યાતી પામી તેઓશ્રી તેમનાં માતપિતા સાથે વતનમાં જવા નીકળ્યા. અહીં થોડી મુદ્દત રહી તે પોતાના મોસાળ વિજનગર ગયા હતા. ત્યાંના રાજા કૃષ્ણદેવની સભામાં ધર્મ-વિવાદ થતો હતો. આ ધર્મવિવાદમાં શામેલ થઇ તેમણે પોતાની વિદ્વત્તાના પ્રભાવથી અન્ય સર્વ મતવાળાઓનો પરાભવ કરીને શ્રી શંકરાચાર્યની પૂર્વે થઇ ગયેલા વિષ્ણુસ્વામી નામના આચાર્યના મતનું પ્રતિપાદન કર્યું અને આચાર્ય પદ મેળવ્યું. આ પછી તેમણે કેટલોક કાળ વ્યાસસૂત્ર ઉપર 'અણુભાષ્ય' લખવામાં તેમ જ પોતાના મતનું પ્રતિપાદન કરનાર વિવિધ વિસ્તારી ગ્રંથો અને નિબંધો લખવામાં ગાળ્યો હતો. એમ કહેવાય છે, કે તેમણે પુષ્ટિમાર્ગના સિદ્ધાન્તોની સમજ આપનાર એકંદરે છેંતાળીશ ગ્રંથો રચ્યા છે.

ગ્રંથ લખવાનું કામ પૂરૂં કરી તેમણે પ્રવાસ કરવાનું શરૂ કર્યું હતું. પોતાના પ્રવાસમાં તેમણે પંઢરપૂર, જગન્નાથજી, શ્રીરંગ, બદ્રિ-

શ્રમ, સ્થાનેશ્વર, કાશી, અયોધ્યા, પ્રયાગ, ચિત્રકૂટ, મથુરા, વૃન્દાવન આદિ તીર્થક્ષેત્રોની યાત્રા કરી માર્ગનાં સઘળાં સ્થળોમાં શ્રી વિષ્ણુસ્વામીએ પૂર્વે સેવ્યસેવક ભાવથી જે ભગવત્ ધર્મનો પ્રસાર કરેલો તેનો જીર્ણોદ્ધાર કરી પુષ્ટિમાર્ગનો ફેલાવો કર્યો. પોતાના મતનો સર્વત્ર પ્રસાર કર્યા પછી પચીસ વરસની વયે તેમણે કાશીમાં લગ્ન કર્યું હતું શ્રી વિઠ્ઠલનાથજી નામના તેમને પુત્ર હતા. શ્રી વિઠ્ઠલનાથજીના સાત પુત્રોની સાત જુદી જુદી ગાદીઓએ બીરાજતા જુદા જુદા આચાર્યોના લીધે આ સંપ્રદાયનો ઘણો વિશેષ ફેલાવો થવા પામ્યો છે.

શ્રીમદ્ વલ્લભાચાર્યે પ્રાકૃત સંન્યાસનો નિષેધ કરી ભક્તિમાર્ગિય સંન્યાસનું વિધાન કર્યું છે. તેમનો સંન્યાસનિર્ણય એવો હતો, કે " જેઓ માતપિતા અને ગુરુકૂળમાં નિવાસ થકી શુદ્ધ હોય, જે ગર્ભાદાનાદિ સંસ્કાર વાળો હોય, તથા જેઓ યથોચિત નિત્યનૈમિત્તિક કર્મો કરતા હોય તેવા બ્રહ્મનિષ્ઠ પુરૂષોએ ત્રણ વર્ગોનાં કર્મોને છોડી દઇ સંધ્યાવંદન, દેવનું પૂજન, વેદાધ્યયન અને શમદમાદિકમાં વૃત્તિ રાખી કુટિચક, બહૂદક, હંસ અને પરમહંસ એ ચ્યાર જાતનો સંન્યાસ લેવો. " પોતાના આ નિર્ણયને અનુસરતો સંન્યાસ પોતાના જીવનના શેષ ભાગમાં ધારણ કરી તેઓશ્રી બાવન વર્ષની વયે, સંવત ૧૫૮૭ ના આષાઢ શુક્લ તૃતીયાને દિવસે, પુણ્યતીર્થ કાશીમાં પુણ્યસલીલા ગંગામાં પ્રવેશ કરી અંતર્ધાન થયા હતા.

શ્રીમદ્ વલ્લભાચાર્યનો સિદ્ધાન્ત શુદ્ધાદ્વૈતને નામે ઓળખાય છે. જો કે આ સંપ્રદાય વિષ્ણુ પ્રધાન હોઇ મધ્વ અને શ્રી સંપ્રદાયની માફક વૈષ્ણવ સંપ્રદાય છે; છતાં જીવ, જગત અને ઇશ્વરના સત્ય સંબંધ વિષેનો તેનો સિદ્ધાંત દ્વૈત અને વિશિષ્ટાદ્વૈત ભિન્ન છે. વળી કેવલાદ્વૈતના માયાવાદનું તે છેક જ ખંડન કરે છે અને માયા રહિત શુદ્ધ જીવ અને બ્રહ્મ બે ભિન્ન નહિ; પરંતુ અભિન્ન જ છે, તેમ જ આ દષ્ટિગોચર

થતું જગત મિથ્યા નહિ, પરંતુ પરમેશ્વરની ઇચ્છાથી નિરાળી ઉત્પન્ન થયેલી એક શક્તિ યાને બ્રહ્મલીલા છે એમ જણાવી શુદ્ધાદ્વૈતનું પ્રતિપાદન કરે છે. ટુંકમાં આ સંપ્રદાયનો સિદ્ધાન્ત એવો છે, કે ' અંતર્યામી, જડ અને જીવ એ ત્રણે બ્રહ્મનાં કાર્ય છે. તેથી જો કે તે પરસ્પરથી ભિન્ન છે; પરન્તુ તેમનામાં અને બ્રહ્મમાં ભેદભાવ રહેલો નથી કાર્ય માત્ર બ્રહ્મરૂપ જ છે, અને તેમાં ભિન્નતા નથી. જેમ માટીનાં કોડીયાં, ઘડા ઇત્યાદિ તથા સોનાનાં કડાં, કંઠી ઇત્યાદિ કાર્યોમાં પરસ્પરમાં ભેદ જણાય છે તેવી રીતે બ્રહ્મનાં જુદાં જુદાં કાર્યોમાં પણ ભેદભાવ પ્રતીત થાય છે, પણ મૂળ વસ્તુ માટી અને સુવર્ણ તો બધામાં છે તેવી રીતે પોતાનાં કાર્યોથી બ્રહ્મ જુદો નથી. આ સિદ્ધાન્ત તે શુદ્ધાદ્વૈત છે. '

આ પંથના મુખ્ય ઉપાસ્ય દેવ શ્રી કૃષ્ણ છે. ' શ્રી કૃષ્ણ પર સેવ્યભાવ રાખવો તે ધર્મ, તેમની પ્રાપ્તિ કરવી તે અર્થ, તેમનું દર્શન કરવું એ કામ અને તેમની સેવામાં ચિત્ત ચોંટાડી તેમનો અનુગ્રહ પામવો તેનું નામ મોક્ષ ' એમ આ પંથમાં ઉપદેશવામાં આવ્યું છે.* **पोषणं तदनुग्रह** । એ વચનથી શ્રી કૃષ્ણના અનુગ્રહને પુષ્ટિ કહેવામાં આવે છે, અને તેથી આ સંપ્રદાય પુષ્ટિસંપ્રદાયને નામે ઓળખાય છે. તેમાં ઇશ્વરનો અનુગ્રહ પામવાનું મુખ્ય સાધન ભક્તિ છે એમ જણાવી કહ્યું છે, કે " પરમાત્મા દાન, યજન, યજ્ઞ, પાવિત્ર્ય કે વ્રતાદિકથી સંતુષ્ટ થતા નથી. માત્ર નિર્મળ ભક્તિથી જ તેમને પ્રસન્ન કરી શકાય છે. માટે ભક્તિ સિવાય અન્ય સર્વ મિથ્યા છે. " આ પ્રમાણે આ પંથમાં ભક્તિને જ મુખ્ય સાધન માનેલું હોવાથી આ સંપ્રદાય ભક્તિપ્રધાન છે.

મધ્વ, સનક અને શ્રી સંપ્રદાયો જો કે ભક્તિપ્રધાન છે; છતાં તે પંથોનો ભક્તિમાર્ગ કર્મ અને જ્ઞાનવૈરાગ્ય ઉપર નિર્ભર છે

---

* " **भक्तिमार्गे हरेर्दास्यं धर्मोर्थो हरिरेव च ।**
**कामो हरि दिदृक्षेव मोक्षः कृष्णास्य चेतध्रुवम् ॥**

જ્યારે આ સંપ્રદાયનો ભક્તિમાર્ગ કેવળ ઇશ્વરીય અનુગ્રહને અવલંબે છે. કર્મ અને જ્ઞાનવૈરાગ્યને આ પંથમાં છેક જ ગૌણ ગણવામાં આવ્યાં છે અને તેમના વડે પ્રાપ્ત કરાયેલી ભક્તિને 'મર્યાદા ભક્તિ'નું નામ આપવામાં આવેલું છે. 'મર્યાદાભક્તિ' માં સાધન અને સાધ્ય એ જુદાં જુદાં છે અને 'પુષ્ટિભક્તિ' માં સાધ્ય અને સાધન બંને એક જ અને તે કેવળ પ્રભુનો અનુગ્રહ જ છે એમ જણાવી 'મર્યાદા ભક્તિ' ને 'પુષ્ટિભક્તિ' કરતાં ઉતરતા પ્રકારની ગણેલી છે. જ્ઞાનમાર્ગ અને મર્યાદાભક્તિ માર્ગથી પુષ્ટિ ભક્તિનો માર્ગ શ્રેષ્ઠ છે એમ જણાવતાં આ પંથમાં કહેલું છે, કે "મર્યાદામાર્ગમાં ભક્તિ કર્યાથી જ્ઞાનની પ્રાપ્તિ થાય છે અને જ્ઞાન પ્રાપ્ત થયાથી મોક્ષનું ફળ માન્યું છે. તેથી અક્ષર બ્રહ્મની પ્રાપ્તિ થાય છે. પરંતુ પુરણ પુરુષોત્તમ તો સર્વથા પ્રાપ્ત થતા જ નથી." વળી બન્ને પ્રકારના ભક્તિમાર્ગનું સ્વરૂપ બતાવી તેમની વચ્ચેના તફાવતને વ્યક્ત કરતાં શ્રીમદ્ આચાર્યે ઉપદેશેલું છે, કે "જે ભક્તજન વિધિસાપેક્ષ ભજનાદિક કરી મુમુક્ષુ થઇને પોતાનો ઉદ્ધાર ચાહે છે તેની ભક્તિ મર્યાદામાર્ગી છે અને જે સ્નેહની ઉદ્રેકતાથી વિધિનો ત્યાગ કરીને તેના સુખે સુખી અને દુઃખે દુ:ખી થઇને ભગવાનની સેવા ચાહે છે તેની ભક્તિ પુષ્ટિમાર્ગી છે. આમ મર્યાદા ભક્તિ સ્વાર્થવાળી છે અને પુષ્ટિ ભક્તિમાં પરમાર્થ રહેલો છે એટલી તેમાં ઉત્તમતા છે. આવા પ્રકારની પુષ્ટિમાર્ગી દાસભક્તિવાળી ભક્તોમાં અગ્રણી અને રસિક શિરોમણી વ્રજની ગોપીઓ છે." આથી જણાય છે, કે જે નિષ્કામ ભક્તિથી શ્રી કૃષ્ણ પરમાત્માને વ્રજની ગોપીઓએ ઉપાસ્યા હતા તે જ નિષ્કામ ભક્તિ-પ્રેમલક્ષણા ભક્તિ-આ પંથનું અંતિમ ધ્યેય છે.

"દેવકીસુત શ્રી કૃષ્ણ પરમાત્માનું ગીત એ જ એક શાસ્ત્ર છે. દેવકીપુત્ર શ્રી કૃષ્ણ એ જ એક સર્વોત્તમ દેવ છે. તેમનાં જે નામો છે તે જ મહા મંત્ર છે. તે દેવની સેવા એ જ મુખ્ય કર્તવ્ય કર્મ છે;" એમ જણાવી આ પંથમાં એક શ્રી કૃષ્ણની ભક્તિ કર-

વાનું ઉપદેશવામાં આવ્યું છે. શ્રી કૃષ્ણનું લીલાધામ ગોલોક માનવામાં આવે છે. ગોલોકને વૈકુંઠ અને કૈલાસ કરતાં પણ શ્રેષ્ઠ ગણવામાં આવે છે. શિવ, વિષ્ણુ, ધર્મ, સરસ્વતી, લક્ષ્મી, દુર્ગા અને રાધાની ઉત્પત્તિ ગોલોકમાં વિરાજમાન શ્રી કૃષ્ણના તપોબળ વડે તેમના પોતાના અંગમાંથી થયેલી માનવામાં આવે છે. આ પંથનાં મંદિરોમાં રાધાકૃષ્ણની મૂર્તિને પધરાવી તેમનું પૂજન કરવામાં આવે છે. પૂજનમાં શ્રીકૃષ્ણ ભગવાનને પ્રાતઃકાળમાં મંગળાથી શરૂ કરી બાળભોગ, શૃંગાર, ગ્વાલ, રાજભોગ, ઉત્થાપન, ભોગ, સંધ્યાઆરતી અને શયન એમ જુદા જુદા આઠ ભોગ ધરાવવામાં આવે છે. શ્રીમદ્ ભાગવત અને બ્રહ્મવૈવર્તાદિ પુરાણો તેમના ધર્મગ્રંથો છે. ગોકુળ તેમનું યાત્રાનું મુખ્ય ધામ છે, અને રાસલીલા કરવાનો પ્રચાર ઘણો છે.

આ પંથના અનુયાયીઓ ગુજરાત અને માળવામાં ઘણા છે. તેમાંનો મોટો ભાગ વૈશ્ય હોઈ ઘણો પૈસાપાત્ર હોય છે. મોટા પૈસાદાર ભાટીયા લોકો બહુધા આ પંથના અનુયાયીઓ હોય છે. તેઓ ગળામાં તુળસીની માળા પહેરે છે, દેહ ઉપર ગોપીચંદન વડે શંખ, ચક્ર, ગદા અને પદ્મનાં ચિહ્નો અંકિત કરે છે અને કપાળમાં કંકુ યા કેસરનું ઉભું ટીલું કરી તેની વચમાં ગોપીચંદન વડે નામમુદ્રા કરે છે. એક બીજાને મળતી વખતે 'જય શ્રી કૃષ્ણ,' 'જય ગોપાળ' બોલી અભિવાદન કરે છે. તેઓ ભગવત્ કથામૃત શ્રવણ કરે છે અને સર્વ સાધારણ વર્ગ 'વૈષ્ણવોની ચોરાશી વાર્તા,' 'વ્રજવિલાસ' અને 'ભક્તમાળ' આદિ પુસ્તકો વાંચે છે. ગોસાંઈ મહારાજે તરફ તેઓ ઘણો પૂજ્યભાવ રાખે છે. મહારાજે વિદ્વાન્ હોય અગર ન હોય તોપણ તેમના વચનને ભગવત્ વચન જેવાં લેખે છે અને તેમાં ઘણી જ શ્રદ્ધા ધરાવે છે. તેમને શ્રી કૃષ્ણ તુલ્ય લેખી તેમના ચરણે તન, મન, ધન, આદિ અર્પણ કરે છે અને મંદિરોમાં અઢળક દ્રવ્યનું તેઓ દાન કરે છે. શ્રી નાથદ્વારનું મંદિર ધનથી ભરચક છે. ઠાકોરજીના રંગ, રાગ અને ભોગની સાથે દેશકાળને અનુસરી સદ્ધર્મ અને

વિદ્યાની ઉન્નતિ થાય એવા માર્ગે આ ધનનો સદ્વ્યય કરવામાં આવે તો આચાર્યશ્રીએ ઉપદેશેલી નિષ્કામ ભક્તિના ખરા સ્વરૂપને પિછાની લોકો સહેલાઇથી આત્મકલ્યાણ સાધવાને સમર્થ બની શકે.

આ પંથમાં ઉપદેશાયેલો પ્રેમલક્ષણા ભક્તિનો માર્ગ સર્વોત્તમ છે. તપ, ત્યાગ અને વૈરાગ્યની કઠિન સાધનાઓ વડે પોતાનો ઉદ્ધાર કરી શકવાને અસમર્થ જીવોની મુક્તિનો માર્ગ એથી કંઇક સરળ બનેલો જોઈ શકાય છે. આમ છતાં તે દેખાવમાં જેટલો સરળ તેટલો આચારમાં કઠણ પણ છે. હૃદયની સઘળી વાસનાઓને દબાવી, ચિત્તને નિર્મળ, નિષ્કામ અને અનાસક્ત બનાવી પોતાના પ્રેમના સાચા ભાજન શ્રી કૃષ્ણ પરમાત્મામાં સઘળી વૃત્તિઓને લીન-વિલીન કરી ભગવાનની લીલાના મૂળમાં જે પ્રેમ, જે આનંદ રહેલો છે તેનો અનુભવ કરવામાં જ પુષ્ટિ ભક્તિની સાર્થકતા છે. આને માટે હૃદય નિષ્કામ અને અનાસક્ત હોવું ખાસ જરૂરનું છે. વાસનાઓને દાબ્યા સિવાય, ચિત્તને નિષ્કામ અને અનાસક્ત બનાવ્યા સિવાય શ્રી કૃષ્ણ પરમાત્માની લીલાનો અને તેમાંના પ્રેમ અને આનંદનો અનુભવ કરવા જતાં સ્થૂળ તરફ ખેંચાઇ મોહમાં ફસાવાનો અને તેને પરિણામે અનર્થો પેદા થઇ અપધર્મ જામવાનો આ પંથમાં ઘણો વધારે સંભવ છે. આટલા માટે જ શ્રીમદ્ વલ્લભાચાર્યે અનાસક્તિને માટે ખાસ ભાર મૂકી ઉપદેશેલું છે, કે " જો તમે પરમાત્મામાં તમારા મનને નહિ પ્રેરતાં અન્ય વિષયોમાં આસક્ત થશો તો દેહ તથા ચિત્ત વગેરે જે કાળના પ્રવાહને આધીન છે તેઓ પણ તમારૂં ભક્ષણ કરી જશે. **શ્રી કૃષ્ણ પરમાત્મા અલૌકિક છે અને લૌકિક તેમને માન્ય નથી.** માટે આપણે તો શ્રી કૃષ્ણ ભગવાનમાં જ સ્નેહ રાખવો. "

# પાઠ ૯૩ મો.

## શાક્ત સંપ્રદાય.

પ્ર૦—શાક્ત સંપ્રદાયની વ્યવસ્થા કેવા પ્રકારની છે?

ઉ૦—આ સંપ્રદાયમાં શિવની શક્તિનું ભિન્ન ભિન્ન નામરૂપે પૂજન કરવામાં આવે છે. તેમાં શિવ અને શક્તિ એ ભિન્ન નહિ, પરન્તુ અભિન્ન માનવામાં આવે છે. આ પ્રમાણે શાક્ત સંપ્રદાયનો સિદ્ધાન્ત અદ્વૈત છે. જગતને તેમાં મિથ્યા નહિ, પણ શિવશક્તિના વિલાસરૂપ સત્ય માનવામાં આવ્યું છે. સ્થૂળ ભાવમાં રમી રહેલા જીવો બંધવાળી સ્થિતિમાં પશુઓ છે અને તેને મુક્ત કરનાર શિવ છે, માટે શિવને પશુપતિ કહેવામાં આવે છે. સ્થૂળની પાર ગયેલા જીવો વીરભાવમાં અને સૂક્ષ્મની પાર ગયેલા દૈવીભાવમાં ગયેલા મનાય છે.

શિવની શક્તિ તરીકે આ સંપ્રદાયમાં પાર્વતી, ઉમા, દુર્ગા, મહાકાળી ઇત્યાદિ નામોથી શક્તિની ઉપાસના કરવામાં આવે છે. પુરાણોની અંદર શક્તિની ઉપાસનાનું જે વિધાન કરવામાં આવેલું છે તે હાલ કરવામાં આવતી ઉપાસનાના જેવું નથી. હાલની ઉપાસનાનું સ્વરૂપ કેવળ તાંત્રિક છે અને એ સર્વ તંત્ર આધુનિક છે. મહાનિર્વાણ, શ્યામરહસ્ય, મંત્રમહોદધિ, રૂદ્રયામલ, શારદા, તિલક વગેરે તેમાં મહાન્ તંત્રો છે. મહાભારતના કાળમાં જે અસ્ત્રશસ્ત્ર વિદ્યા હતી તે તાંત્રિક હતી એમ કહેવું બરાબર નથી.

શાક્ત સંપ્રદાયમાં દક્ષિણ અને વામ એવા બે ભેદ છે. દક્ષિણ સંપ્રદાયમાં મદ્ય, માંસ વગેરેનો કશો પ્રયોગ કરવામાં આવતો નથી અને તેમાંના આચાર પણ મોટા ભાગે પવિત્ર છે. વામમાર્ગમાં મદ્યમાંસાદિ પંચ મકાર સેવવામાં આવે છે અને તેનાં આચરણ બહુધા સદાચારથી વિરુદ્ધ, ધર્મને લજવનારાં અને કોઈ કોઈ સમય પર પશુઓથી પણ નીચ હોય છે.

શક્તિ ઉપાસનાનાં મીરજાપુરની પાસે વિન્ધ્યવાસિની, કાંગડામાં નગરકોટ અને કલકત્તામાં કાળી એ મુખ્ય સ્થાનો છે. વિન્ધ્યવાસિનીનું મંદિર ૭૦૦ વરસનું જૂનું છે. નગરકોટમાં જ્વાળામુખીની પૂજાનું વર્ણન મુસલમાનોએ કર્યું છે. કલકત્તાનું કાળીનું મંદિર પણ બહુ વિખ્યાત છે. આ મંદિરોની ઉપજ લાખો રૂપિયાની છે, અને તેમાં હજારો પશુઓનો વધ કરવામાં આવે છે. વામમાર્ગના સંબંધમાં એક વિદ્વાને કહ્યું છે કે "વામમાર્ગનાં આચરણ નીચમાં નીચ, મનુષ્યને પણ શરમાવનારાં છે. તે લોકો ધર્મના શત્રુ છે અને આધ્યાત્મિક દૃષ્ટિએ જોતાં તેમની ક્રિયાઓ બરાબર છે એમ કહેવું એથી અધિક કોઇ બીજું પાપ નથી."



## પાઠ ૯૪ મો.



### શીખ સંપ્રદાય.

પ્ર૦—શીખ સંપ્રદાયના પ્રચારક કોણ હતા અને તેમનો સિદ્ધાન્ત કેવા પ્રકારનો હતો?

ઉ૦—શીખ સંપ્રદાયની સ્થાપના કરનાર ગુરુ નાનક છે. તેમનો જન્મ ઇ. સ. ૧૪૬૯ માં લાહોરની પાસેના એક ગામમાં થયો હતો. તેમના પિતાનું નામ કાળુ અને માતાનું નામ ત્રિપતાદેવી હતું. તે જાતે ક્ષત્રિય હતા. ગુરુ નાનકની વૃત્તિ બાળપણથી જ ઘણી શાન્ત, સાત્વિક અને મનનશીલ હતી. તેમનો સિદ્ધાન્ત એવો હતો, કેઃ—

'ओं सत्यनाम कर्ता पुरुष निर्भो निर्वैर अकाल मूर्त
अजोनि सहभं गुरुप्रसाद जप आदि सच जुगादि
सचहै भी सच नानक हासी भी सच ॥

અર્થ:—જેનું નામ સત્ય છે તે પુરૂષ કર્તા છે. નિર્ભય અને વેરરહિત છે, કાળ રહિત છે, અમૂર્ત છે. યોનિમાં આવતો નથી, પ્રકાશમાન છે. એનો જપ ગુરુની કૃપાથી કર. આદિમાં જે સાચો હતો, યુગોની આદિમાં જે સાચો હતો, વર્તમાનમાં જે સાચો છે અને ભવિષ્યમાં પણ સાચો જ રહેશે.

આ પ્રમાણે આ પંથમાં ઈશ્વરને સત્ય, નિર્ગુણ, નિરાકાર, અજન્મા અને ત્રિકાલાબાધિત માનવામાં આવ્યો છે. ગુરુકૃપાનું માહાત્મ્ય વર્ણવી પ્રભુના ભજનવડે સંસારના બંધનમાંથી છૂટવાનો ઉપદેશ કરવામાં આવ્યો છે. આમ આ પંથનો સિદ્ધાન્ત અને ઉપદેશ હિંદુધર્મના તત્વજ્ઞાનને અનુસરતો છે. નીચેનાં વચનો આ બાબતની વિશેષ ખાત્રી કરાવે છે:—

ऊंचा अगम अपार प्रभु कथ न जाइ अकथ ।
नानक प्रभु सरणागतो राखनको समरथ ॥
रूप न रेख न रंग किछ त्रिह गुणते प्रभु भिन ।
तिसेह बुकापे नानका जिस होवे सो प्रसन ॥
बासदेव सरबत्रमें ऊनन कतहु ठायि ।
अंतर बाहर संग है नानक काये दुरायि ॥
जे सौ चंदा उगवे सूरज चढहे हजार ।
एते चानन हुं दिया गुरबिन घोर अंधार ॥

આ પંથનો ઉપદેશ કબીર સાહેબના ઉપદેશને મળતો છે. તેમાં હિંદુ મુસલમાનનો ભેદ માનવામાં આવતો નથી. મૂર્તિપૂજાદિને તેમાં માનવામાં આવતાં નથી. મનુષ્ય માત્ર સરખાં છે અને પરમેશ્વરની ભક્તિ કરી પવિત્ર થવાનો સર્વને સમાન હક છે એમ જણાવી તેમાં હિંદુ અને મુસલમાન બન્નેને અનુકૂળ થઈ પડે એવી જાતનો

ઉપદેશ કરવામાં આવ્યો છે. ગુરુ નાનકે સાધારણ કોટિનાં મનુષ્યો પણ સમજી શકે એવી રીતે પોતાના મતનો પ્રચાર દેશની ચાલુ ભાષામાં કર્યો છે. તેમના ઉપદેશનું પુસ્તક 'જપજી' ના નામે ઓળખાય છે. તેમણે પોતાના મતનો ઉપદેશ હિંદુસ્થાન, સીલોન, અફઘાનિસ્તાન, અરબસ્તાન અને બીજા ઘણા દેશોમાં કર્યો હતો અને ઘણા લોકો તેમના અનુયાયી થયા હતા.

તે પોતે મુસલમાન ધર્મના પવિત્ર સ્થાનની મુલાકાત લેવાના હેતુથી મક્કે ગયા હતા. એવું કહેવાય છે, કે મક્કામાં તે મસીદ તરફ પગ કરીને સૂતા હતા તેથી મુલ્લાંએ ગુસ્સે થઇને તેમના પગને ફેરવ્યા અને તે સાથે મસીદ પણ ફરવા લાગી ! આ લોકોક્તિમાં જ્યાં જાઓ ત્યાં ઇશ્વિર સઘળે છે એ પ્રકારના ગુરુનાનકના મંતવ્યને દર્શાવવાનો હેતુ હોય તો તે સંભવિત છે. અહીં તેમણે હિંદુ અને મુસલમાન બન્નેનાં ધર્મોમાં રહેલી ખામીઓ બતાવતાં કાજીને કહેલું કે "હું એક જ પરમેશ્વર પ્રત્યે આસ્થા રાખનારો તેનો આધીન સેવક છું. હિંદુ લોકો પોતે પોતાની મેળે જ ઠગાય છે અને મુસલમાનો દુરાગ્રહે સ્વધર્મનો બલપૂર્વક પ્રસાર કરે છે. આ બન્ને બાબતોથી દયાળુ પરમાત્મા મને દૂર રાખે એવી મારી તે સમર્થ પિતાને પ્રાર્થના છે. હિન્દુ લોકો પૂજા કરવા બેસે છે ત્યારે હાથ, પગ અને શરીર તથા પૂજાનાં સાધનો સ્વચ્છ રાખવા ખૂબ પ્રયત્ન કરે છે, પરન્તુ હૃદયવિશુદ્ધિની દરકાર કરતા નથી. હૃદયના અનિષ્ટ વિકારો તો જેમના તેમજ રહે છે. અને મુસલમાનો પોતાનો ધર્મ જ ખરો છે અને બીજા બધા કાફર છે એવો ઘોષ કરી રહ્યા છે. આથી બન્ને દોષપાત્ર ઠરે છે."

ગુરુ નાનકજીનો દેહાંત ઇ. સ. ૧૫૩૮ માં થયો હતો. તેમના પછી ધર્મોપદેશ કરવાનું કામ તેમની પછી થયેલા નવ ગુરુઓએ જારી રાખ્યું હતું. ચોથા ગુરૂ રામદાસ સાહેબ થયા. તેમણે અમૃત-

સર સ્થાપ્યું. પાંચમા ગુરૂ અર્જુન સાહેબ થયા. તેમણે પોતાની પહેલાં થઈ ગયેલા ગુરૂઓનાં વચનામૃતોને એકત્ર કરી એક ગ્રંથના આકારમાં ગોઠવ્યાં. આ ગ્રંથ શીખપંથનું ધર્મપુસ્તક મનાય છે. તે ગ્રંથ સાહેબના નામથી ઓળખાય છે અને તેની અમૃતસરના દેવાલયમાં પ્રતિષ્ઠા કરવામાં આવી છે. દશમા ગુરૂ ગોવિંદસિંહ થયા. શીખ લોકોના હૃદયની નિર્બળતાને હઠાવી તેમનામાં વીરતા પ્રકટાવ-નાર અને તેમને મહાન્ લડાયક યોદ્ધા બનાવનાર ગુરૂઓમાં ગુરૂ ગોવિંદસિંહજી મુખ્ય હતા. તેમના વખતથી જ શીખ લોકોમાં માથે વાળ વધારવાનો અને પોતાના નામની પાછળ ‘ સિંહ ’ લગાડવાનો રિવાજ ચાલુ થયો છે. ગુરૂ ગોવિંદસિંહે એક બીજો ગ્રંથ બનાવ્યો છે અને તેમનું ગુરુદ્વાર પટણામાં છે.

શીખપંથનું મુખ્ય ધામ અમૃતસરમાં છે. એ મંદિર ગુરૂ રામદાસ સાહેબે બંધાવ્યું હતું. તેને અહમદશાહ પઠાણે તોડી નાખ્યા પછી થોડા દિવસે તે ફરીને બંધાવવામાં આવ્યું હતું. ઇ. સ. ૧૮૦૨ માં મહારાજા રણજીતસિંહે તેને હાલ છે તેવું બંધાવી તેના ઉપર સોનાનાં પતરાં જડાવ્યાં છે. અહીં હંમેશાં ગ્રંથસાહેબની પૂજા કરવામાં આવે છે અને બહુ ભક્તિભાવથી તેને વાંચી સંભળા-વવામાં આવે છે.

નાનકશાહીઓની એકંદરે સાત જમાતો છે. તેમાં ઉદાસી અને નિર્મળ એ બે મુખ્ય છે. બાકીની સુથરેશાહી, નાગા, ગંજબ-ક્ષી, રામરાઇ અને ગોવિંદસિંહીના નામે ઓળખાય છે. ઉદાસી અને નિર્મળ સાધુઓના કન્ખલ, અલ્હાબાદ, બનારસ, અમૃતસર વગેરેમાં મોટા મોટા અખાડા છે. તેમની જાગીરની દર વરસની આવક ૧૨૦૦૦ અને ભેટના ૩૦૦૦ રૂપિયા આવે છે એમ કહેવાય છે. પંચાયતી અખાડાની દર સાલની ઉપજ ૧૮૦૦૦ રૂપિયા છે. કન્ખલમાં જ ચેતનના દેવની છાવણી આશરે બે લાખ રૂપિયા ખરચી

બાંધાવી છે, અને તેમાં બસોથી વધારે સાધુઓ રહી શકે છે. ઉદાસી અને નિર્મળ સાધુઓની સંખ્યા ઘણી વધારે છે અને ઋષિકેશ વગેરે સ્થાનોમાં સેંકડો તો શું પણ હજારોની સંખ્યામાં તેઓ જોવામાં આવે છે. તેઓમાં કોઈ કોઇ વિદ્વાન્, ત્યાગી અને આત્મનિષ્ઠ હોય છે, છતાં તેથી બ્રહ્મવિદ્યાનો લેશ પણ પ્રચાર થતો રહેતો નથી. આ અખાડાના મહન્તો અને અધિષ્ઠાતાઓએ કુંભાદિ મેળાઓ ઉપર પોતાનો વૈભવ બતાવવા અથવા પોતાના શિષ્યોને સારા સારા પદાર્થોનું ભોજન કરાવવા ઉપરાંત ધર્મ અને વિદ્યાની ઉન્નતી થાય એવાં કામો કરવામાં પણ તત્પર રહેવાની જરૂર છે. હાલના એ અખાડાઓથી નથી થતી કંઇ ધર્મની ઉન્નતિ કે નથી થતી કશી વિદ્યાની અભિવૃદ્ધિ. આથી મેળાખેળા આદિ બીજાં સઘળાં કામોની સાથે વિશેષમાં કેવળ ધર્મની ઉન્નતિ અને વિદ્યાની વૃદ્ધિ થાય એવું એક જ કાર્ય તેમણે ખસુસ હાથ ધરવું જોઇએ.

---

## પાઠ ૯૫ મો.

---

### જૈન સંપ્રદાય.

પ્ર૦—જૈનધર્મનું સામાન્ય સ્વરૂપ કેવા પ્રકારનું છે?

ઉ૦—આંતરમાંના રાગદ્વેષાદિ શત્રુઓને જીતી સંસાર સમુદ્રથી તરી પાર ગયેલા તે જિન કહેવાય છે. આવા વીતરાગી જિન ભગવાને પ્રવર્તાવેલા પંથને જૈન ધર્મ કહેવામાં આવે છે. જિન ભગવાનને તીર્થંકર પણ કહે છે અને એવા ચોવીશ તીર્થંકરો થઇ ગયેલા માનવામાં આવે છે. આ ચોવીશ જિન ભગવાન અથવા તીર્થંકરોને માનનારા જૈનો કહેવાય છે.

સૌથી પહેલા તીર્થંકર ઋષભદેવજી અને સૌથી છેલ્લા એટલે ચોવીશમા તીર્થંકર મહાવીર સ્વામી ગણાય છે. ઋષભદેવજીના

પિતાનું નામ નાભિ અને માતાનું નામ મરુદેવી હતું. તેમણે એક રાજા અને ધર્મોપદેશક તરીકેનાં બંને કામો ઉત્તમ રીતે બજાવી લોકો ઉપર બહુ ઉપકાર કર્યો છે. રાજા તરીકે તે સમયના જંગલી લોકોની સુધારણા અર્થે તેમણે બહુ શ્રમ ઉઠાવ્યો હતો. જંગલી લોકો પરસ્પર લડતા, ભાઈ બેનમાં લગ્ન કરતા, નિરૂદ્યમીની પેઠે રખડતા ફરતા એ બધી બાબતોમાં સુધારો કરી તેમને વ્યવસ્થિત અને નિયમમાં રહેનારા બનાવ્યા. તેમના લગ્નના રિવાજમાં સુધારો કરાવ્યો, સંપસંપીને રહેતાં શિખવ્યું અને વિવિધ ધંધા રોજગારે લગાડી કલ્યાણના માર્ગનો ઉપદેશ કર્યો. દેવતા કેમ તૈયાર કરવો અને તેનો રાંધવા આદિ [illegible] ઉપયોગ કરવો તે તેમણે જ પહેલવહેલાં લોકોને [illegible] આ પછી કુંભાર, સુથાર, ચિતારા, વણકર, [illegible] વગેરે ધંધાદારીઓ તેમણે જ તૈયાર કર્યા હતા. [illegible], ગણિત, વૈદક, ધનુર્વિદ્યા આદિ શસ્ત્રો રચી [illegible] પહેલો વિદ્યાનો પ્રચાર કરનાર પણ તે જ હતા એમ [illegible] રાજગાદિ અયોધ્યામાં હતી. તેમના રાજછત્ર નીચે પ્રજા ઘણી સુખી અને આબાદ હતી.

એક રાજા તરીકેનાં ઉત્તમ કર્તવ્યો બજાવ્યા પછી તેમના દિલમાં સંસાર અને તેના ભોગવિલાસો પ્રતિ વિરાગ પેદા થયો હતો. આ સ્થિતિમાં તેમણે રાજપાટ પોતાના પુત્ર ભરતને સોંપી દીધું અને પોતે સર્વસ્વનો ત્યાગ કરી ચાલી નીકળ્યા હતા. સંયમને સેવતાં કેવળ જ્ઞાન પામ્યા પછી તેઓશ્રી દેશમાં ધર્મોપદેશ કરવા વિચર્યા હતા. સર્વત્ર જ્ઞાન, અહિંસા, સત્ય, બ્રહ્મચર્ય અને અસ્તેયનો ઉપદેશ ફેલાવતા લોકકલ્યાણમાં જીવન ગાળી તે નિર્વાણ પામ્યા હતા.

હાલમાં પ્રચલિત જૈન શાસનના નાયક મહાવીર સ્વામી [illegible] છે. તે ઈ. સ. પૂર્વે ૨૫૦૦ ના ચૈત્ર સુદિ ૧૩ ને દિવસે [illegible]

કુંડ નામના ગામમાં જન્મ્યા હતા. તેમના પિતાનું નામ સિદ્ધાર્થ અને માતાનું નામ ત્રિશલાદેવી હતું. તે રાજપુત્ર હતા અને તેથી યોગ્ય ઉંમરના થતાં તેમનું લગ્ન રાજા નરવર્માની પુત્રી યશોદા સાથે કરવામાં આવ્યું હતું. તેમના સુખવૈભવમાં કંઇ કમી નહતી; છતાં તેમનું મન હંમેશાં ક્ષણિક સુખભોગનો ત્યાગ કરી શાશ્વત સુખ મેળવવા તરફ ખેંચાતું હતું. જ્યારે જ્યારે તેમના દિલમાં સંસારની અસારતાના વિચારો પેદા થતા ત્યારે ત્યારે તેમનામાં વિરાગની પ્રબળ ભાવના ખડી થતી હતી. આમ છતાં માતાપિતાનું દિલ કોઇપણ પ્રકારે દુભાય એવું ન કરવાની પોતાની પ્રતિજ્ઞાને લીધે તેમને સંસારનો ત્યાગ કરવાનો વિચાર દબાવી રાખવો પડતો હતો. માતપિતાના મૃત્યુ પછી મોટા ભાઇની આજ્ઞા મેળવી તેમણે દીક્ષા લીધી હતી. આ વખતે તેમની ઉંમર ૩૦ વરસની હતી. દીક્ષા લીધા પછી તેમણે સાડા બાર વરસ લગી પ્રચંડ તપ આદરી મહાન્ પરિષહો વેઠયા હતા. અનેક પ્રકારના કઠણ શારીરિક પરિષહો વેઠતા છતા તે પોતાના ધ્યાનમાં જ નિમગ્ન હતા. આ મહાન્ ઉગ્ર તપના પરિણામે તેમના આંતરના રાગદ્વેષાદિ વિકારો નાશ પામી તેમને કૈવલ્ય જ્ઞાન પ્રાપ્ત થયું હતું. સર્વ પ્રકારનો ભેદ ભાવ જતો રહી એકાત્મ ભાવથી અભેદાનંદ સ્વરૂપમાં લીનતાવાળું જે અનંત જ્ઞાન થાય તે કેવળ-જ્ઞાન કહેવાય છે. કેવળજ્ઞાન થયા પછી તે દેશદેશ ધર્મોપદેશ કરવા વિચર્યા હતા. સર્વત્ર ભ્રાતૃભાવ ફેલાવવાને તેમણે પુષ્કળ પ્રયત્ન કર્યો હતો. સર્વ જીવને સરખા ગણી બધા ઉપર પ્રેમ રાખવો, કોઇની સાથે વેર કરવું નહિ, સંપસંપીને રહેવું, કોઇને પણ દુઃખ દેવું નહિ, કોઇપણ જીવને હણવો નહિ એ આદિ ઉપદેશથી સર્વત્ર પ્રેમ અને ભ્રાતૃભાવ વધારી તેમણે અહિંસા ધર્મની સ્થાપના કરી છે.

આ ધર્મનો મુખ્ય સિદ્ધાન્ત અહિંસા છે. જ્ઞાન, દર્શન અને ચારિત્ર એ ત્રણનું સમ્યક્‌પણે પાલન કરનાર હરકોઇ વર્ણ કે આશ્રમનો મનુષ્ય મોક્ષ મેળવી શકે છે અને કર્મનો સર્વથા ક્ષય

તેનું નામ મોક્ષ એમ આ ધર્મમાં માનવામાં આવે છે. સકલ કર્મથી મુક્ત થયેલો આત્મા સિદ્ધાલયમાં સ્થિત થાય છે, જગત અનાદિ છે અને કર્મનું ફળ એની મેળે સ્વયંસિદ્ધ ગ્રહણ કરાય છે એવું આ ધર્મનું મંતવ્ય છે. જો કે દયાને આ પંથમાં મૂળ ધર્મ માનવામાં આવ્યો છે; છતાં જ્ઞાનને સર્વોત્તમ ગણવામાં આવ્યું છે.

જૈનધર્મના શ્વેતાંબર અને દીગંબર એવા બે મુખ્ય ભેદ છે. શ્વેતાંબરમાં મૂર્તિપૂજક અને મૂર્તિને ન પૂજનારા સ્થાનકવાસી કે ઢુંઢીયા એવા બે પેટા ભેદ છે. આ સિવાય શ્વેતાંબર અને દીગંબરમાંથી બીજા કેટલાક પણ ઉપભેદો નીકળેલા છે. આ સઘળા ભેદો અને ઉપભેદો છતાં મૂળતત્વોની બાબતમાં તેઓ સઘળા એકમત છે. એટલે કે તેઓ સઘળા ચોવીશ તીર્થંકરોને, અહિંસાને, સાત કે નવ તત્ત્વોને,* સમ્યક્ જ્ઞાન, દર્શન, ચારિત્ર્ય અને તપને માને છે. મતભેદ માત્ર મૂર્તિપૂજાની અને સાધુઓની ક્રિયાઓની બાબતમાં છે. શ્વેતાંબર અને દીગંબર બંને મૂર્તિને પૂજે છે; છતાં શ્વેતાંબરી જૈનો મૂર્તિને આંગીથી શણગારે છે અને દીગંબરી જૈનો મૂર્તિને આંગીથી શણગારતા નથી. દીગંબર સાધુઓ નગ્ન રહેવાનું પસંદ કરે છે જ્યારે શ્વેતાંબરી સાધુઓ વસ્ત્રો પહેરવાનું જરૂરનું ધારે છે. શ્વેતાંબરમાં સ્ત્રીઓ દીક્ષા લઇ શકે છે, તેમને મોક્ષનાં અધિકારી માનવામાં આવે છે અને કેવળી આહાર લે છે એમ જણાવાય છે, જ્યારે દીગંબરની કેટલીક શાખામાં સ્ત્રીઓને દીક્ષા અને મોક્ષને માટે અધિકારી ગણવામાં આવતી નથી, તેમજ કેવળી આહાર લેતા નથી એમ માનવામાં આવે છે. સ્થાનકવાસી મૂર્તિને બીલકુલ પૂજતા જ નથી.

હિન્દુસ્થાનમાં ગુજરાત, કાઠિયાવાડ, રાજપૂતાના, માળવા અને પંજાબમાં આ ધર્મના અનુયાયીઓનો ઘણો ભાગ વસે છે. તેમની એકંદર સંખ્યા લગભગ સાડાબારલાખ જેટલી છે. વાણીઆ, પાટીદાર,

* જીવ, અજીવ, પુણ્ય, પાપ, આશ્રવ, સંવર, નિર્જરા, બંધ અને મોક્ષ એ નવ તત્ત્વો મનાય છે.

ભાવસાર આદિ વર્ણના લોકો આ ધર્મના અનુયાયી છે. પારસનાથ તેમની જાત્રાનું મુખ્ય ધામ છે, અને તે કલકત્તાથી બસો માઇલને છેટે પર્વત ઉપર આવેલું છે. આ સ્થળ સમેતશિખરને નામે ઓળખાય છે. આ ઉપરાંત આબુ, ગીરનાર અને શેત્રુંજા ઉપર પણ તેમની જાત્રાનાં મુખ્ય મુખ્ય સ્થળો આવેલાં છે. આબુ ઉપર જૈનોનાં જે દેરાસરો છે તેમાંનું એક ઇ. સ. ૧૦૩૧ માં અને બીજું ૧૧૯૭ની સાલમાં બંધાવેલું છે. આ દેવળોની બાંધણી અને તેમાંનું નકશી કામ બહુ જ સુંદર અને જોવા લાયક છે. તે ગુજરાતના રાજા વીરધવળના મંત્રી વસ્તુપાળ અને તેજપાળ નામના બે શ્રાવક ભાઇઓએ બંધાવેલાં છે. કાઠિયાવાડમાં આવેલા પાલીતાણા પાસેના શેત્રુંજા પર્વત ઉપર આદિનાથ વગેરેનાં દહેરાં આવેલાં છે અને આખો પહાડ દેવળોથી ભરપૂર છે. જુનાગઢ પાસેના ગીરનાર પર્વત ઉપર નેમીનાથનું દેવળ છે. તે ઇ. સ. ૧૨૭૮ ની સાલમાં બંધાવવામાં આવ્યું હતું. સોનાગીરનું દેવળ પણ બહુ પ્રસિદ્ધ છે. ગ્વાલીયરમાં સાસુ વહુનું દેવળ ઇ. સ. ૧૦૯૩ થી છે.

જૈનોમાં શ્રાવક અને યતિ એવા બે ભાગ છે. યતિના ક્રિયા અને સદ્‌વર્તનના નિયમો બહુ દુષ્કર છે. તેઓ બ્રહ્મચર્યનું પાલન કરે છે, મોંઢે મુહપતિ બાંધે છે, સાથમાં સન્માર્જની રાખે છે અને તે વડે જીવહિંસા ન થાય તે માટે જમીનને સાફ કરીને બેસે છે. તેમને ઉઘાડે પગે ચાલીને મુસાફરી કરવી પડે છે, સુઝતો આહાર મળે તો જ ખપે છે, પાસે એક પાઈ સરખી પણ રાખવાની મના છે અને સમય પર ટાઢ, તાપ, ભૂખ, તરસ આદિ વેઠવાં પડે છે. શ્રાવકો પોતાના ધર્મ ઉપર બહુ ભાવ રાખે છે, ધર્મને અનુસરતાં વ્રતાદિ સેવે છે, લીલોતરી શાક, કંદમૂળ વગેરે ખાતા નથી અને પાણીને ઉકાળી ઠંડું પડવા દઈ ગાળીને પીએ છે. રાત્રીએ ભોજન કરતા નથી, હમેશાં જૈન દેરાસરોમાં કે ઉપાશ્રયોમાં જાય છે, પોતાના સહધર્મીઓને બહુ માન આપે છે અને સ્વભાવે

ઉદાર અને સૌમ્ય હોય છે. તેમનામાં શુદ્ધ જ્ઞાન, શુદ્ધ આચાર, સંસારના પદાર્થોનો ત્યાગ અને અહિંસા એ પરમધર્મ માનવામાં આવે છે. અર્હત્ સિદ્ધો અને ઉપાધ્યાઓને માનવા એ તેમનો મૂળ સિદ્ધાન્ત છે.

## પાઠ ૯૬ મો.

### સ્વામીનારાયણ સંપ્રદાય.

પ્ર૦—સ્વામીનારાયણ સંપ્રદાય કેવી રીતે આવિર્ભાવને પામ્યો અને તેનું મંતવ્ય શું છે ?

ઉ૦—સ્વામીનારાયણ પંથ ઓગણીસમી સદીમાં પ્રચારમાં આવ્યો છે. તેના સ્થાપનાર સહજાનંદ સ્વામી હતા. તે અયોધ્યાની પાસે આવેલા છપૈયા નામે ગામમાં ઈ. સ. ૧૭૮૧ માં જન્મ્યા હતા. તેમનું જન્મનું નામ હરિકૃષ્ણ હતું. બાર વરસની ઉંમરે તે ઘરનો ત્યાગ કરી ચાલી નીકળ્યા હતા. અનેક સ્થળે ફરતા ફરતા તે ઓગણીશ વરસની ઉંમરે કાઠિયાવાડમાં આવી પહોંચ્યા હતા. અહીં તેમને રામાનંદ નામના એક મહા પુરુષનો સમાગમ થયો. તેમને પોતાના ગુરુ કરી સહજાનંદ સ્વામીએ દીક્ષા લીધી હતી. આ પછી તેમણે કાઠિયાવાડમાં ઉપદેશ આપવાનું કામ શરૂ કર્યું હતું. તેમનું જીવન ઘણું સાદું હતું. તેમની ઉપદેશ આપવાની શૈલી ઘણી સરળ હતી. તેમણે બહુ જ સાદી ભાષામાં સઘળી વર્ણના લોકોને ઉપદેશ આપ્યો હતો. સદાચાર, નીતિ, ભક્તિ અને અહિંસા ઉપર તેમણે પોતાના ઉપદેશોમાં ખાસ ભાર મૂકેલો છે.

તેમના ઉપદેશથી ઘણા લોકો તેમના અનુયાયીઓ બન્યા હતા. પોતાના પંથનાં સઘળાં મનુષ્યોને પોતાના પંથના સિદ્ધાન્તો અને નિયમો સમજાય એવું તેમણે એક પુસ્તક તૈયાર કર્યું હતું. આ પુસ્તક

" શિક્ષાપત્રી "ના નામે પ્રસિદ્ધ છે. આ ઉપરાંત તેમણે જુદાં જુદાં સ્થળોએ જે ઉપદેશ કરેલો તે એકત્ર કરીને તેમના શિષ્યોએ એક બીજો ગ્રન્થ તૈયાર કર્યો છે, અને તે 'વચનામૃત' ને નામે ઓળખાય છે. આ બન્ને ગ્રન્થો ઉપરથી આ પંથના સિદ્ધાન્તો તેમજ સાધુ, આચાર્ય અને શિષ્યવર્ગે આચરવાના નિયમો બહુ સ્પષ્ટ જણાઈ આવે છે. આચાર્યશ્રીનો દેહાંત ઈ. સ. ૧૮૩૦ માં થયો હતો.

કોઈ નવીન હકીકત પ્રચારમાં આવતાં લોકો સ્વાભાવિક રીતે જ તેની સામે થાય છે. આ પ્રમાણે શરૂઆતમાં આ પંથની સામે પણ ઘણો વિરોધ પેદા થવા પામ્યો હતો. આમ છતાં પાછળથી તે લાભદાયી નીવડેલો જણાતાં તેની સામેનો ખુલ્લો વિરોધ શમી જવા પામ્યો છે. આ પંથના આચાર્યશ્રીના ઉપદેશોથી જે કંઈ સારામાં સારૂં ફળ આવ્યું છે તે એ છે, કે કાઠિયાવાડની ક્રૂર, ટંટાખોર, લૂટારૂ અને અજ્ઞાન જાતિઓના દિલમાં ધર્મની ભાવના જાગ્રત થવા પામી છે અને તે શાંતિ અને સદાચાર તરફ વળી છે. એકંદરે આ પંથના ઉપદેશો લોકોને નીતિ અને સદાચારને પંથે દોરનાર હોવાથી ગુજરાત અને કાઠિયાવાડમાં તેની સામાન્ય રીતે સારી અસર થવા પામી છે. આ પંથનો પ્રચાર ખાસ કરીને ગુજરાત અને કાઠિયાવાડના ભાગમાં જ થયેલો છે.

આ સંપ્રદાયનું બીજું નામ ઉદ્ધવ સંપ્રદાય છે. તેનો સિદ્ધાન્ત વચનામૃતમાં સ્પષ્ટ કરી બતાવેલો છે. તેમાં લખેલું છે, કે " અમારો અભિપ્રાય તે થોડાકમાં લ્યો કહીએ જે, જેવી રીતે શંકર સ્વામીએ અદ્વૈત બ્રહ્મનું પ્રતિપાદન કર્યું છે તેને વિષે તો અમારે રુચિ નથી, તથા રામાનુજ સ્વામીએ જેવી રીતે ક્ષર અક્ષર થકી પર જે પુરુષોત્તમ ભગવાન તેનું નિરૂપણ કર્યું છે તે પુરુષોત્તમ ભગવાન વિષે તો અમારે ઉપાસના છે; તથા ગોપીઓના જેવી તો એ પુરુષોત્તમ ભગવાન વિષે અમારે ભક્તિ છે તથા શુકજીના જેવો તથા જડભરતના જેવો અમારે વૈરાગ્ય છે અને આત્મનિષ્ઠા છે. "

આ ઉપરથી જણાય છે, કે આ પંથનો સિદ્ધાંત શ્રી સંપ્રદાયને અનુસરતો એટલે વિશિષ્ટાદ્વૈત છે. મોક્ષનું મુખ્ય સાધન તેમાં ભક્તિને ગણવામાં આવ્યું છે અને ભક્તિ માટે જ્ઞાન અને ત્યાગવૈરાગ્યની આવશ્યકતા જણાવવામાં આવી છે. વિષ્ણુ ભગવાનને આ પંથમાં પુરુષોત્તમ ભગવાન માનવામાં આવે છે. વિશેષમાં આ પંથની અંદર બીજા કોઇ પણ સંપ્રદાયની નિંદા યા દ્વેષ કરવાનો સખત નિષેધ કરવામાં આવ્યો છે. વળી તેમાં કોઇપણ જાતનો અનાચાર દાખલ થવા ન પામે તે માટે સ્ત્રી, પુરુષ, બ્રહ્મચારી, આચાર્ય, સાધુ અને પાળાઓના માટે આચારના સખત નિયમો નક્કી કરવામાં આવ્યા છે.

આ પંથના અનુયાયીઓ લલાટમાં સુખડ યા કેસરનું ઉર્ધ્વપુંડ્ર કરી વચમાં કંકુનો ગોળ ચાંલ્લો કરે છે. સાધુઓ કાષાય વસ્ત્રો પહેરે છે અને પાળાઓ શ્વેત વસ્ત્ર સજે છે. તેઓ એકબીજાને મળતી વખતે ‘ જે નારાયણ ’ બોલી અભિવાદન કરે છે. આચાર્યો ગૃહસ્થ હોય છે અને તેમને ઇશ્વરતુલ્ય લેખી મોટી મોટી ભેટો ધરવામાં આવે છે. તેમનાં મંદિરોમાં નરનારાયણ આદિ દેવોની મૂર્ત્તિ પધરાવી તેમની રંગ, રાગ અને ભોગ સહિત પૂજા કરવામાં આવે છે. પ્રભુના ધામને આ પંથમાં ‘અક્ષરધામ’ કહેવામાં આવે છે. ગઢડા, વડતાળ, અમદાવાદ આદિ આ પંથનાં જાત્રાનાં સ્થળો છે. આ પંથના સાધુઓમાં કેટલાક મહાન્ હરિભક્તો થઇ ગયા છે અને તેમણે સદાચાર, નીતિ, વૈરાગ્ય વગેરે વિષયો ઉપર અનેક બોધપ્રદ કવિતાઓ લખી છે. હાલ એ દિશામાં એટલે વિદ્યાની અભિવૃદ્ધિ કરવાના કામમાં બહુ યત્ન કરવાની જરૂર છે. આ પંથનાં મંદિરોની અંદર જે ધન એકઠું થાય છે તેમાંથી અમુક ભાગનો ઉપયોગ જો વિદ્યા અને સદ્ધર્મની ઉન્નતિ કરવાના કાર્યમાં કરાય તો ધર્મની સાથે દેશની અવશ્ય ઉન્નતિ થાય.

પ્ર૦—આ સિવાય હિન્દુધર્મમાં બીજા કોઇ સંપ્રદાયો પ્રચલિત છે ?

ઉ૦—ઉપર જણાવ્યા તે સિવાય ચરણદાસી અને ગરીબદાસી

સાધુઓના સંપ્રદાયો પણ ચાલે છે. ચરણદાસજીનું 'સ્વરોદય શાસ્ત્ર' બહુ જાણીતું છે. વર્તમાન સમયમાં આગ્રાની અંદર એક રાધાસ્વામી સંપ્રદાય પણ ઉત્પન્ન થયો છે. એ પંથના પ્રચારક રાધાસ્વામી પૂર્વાશ્રમમાં આગ્રાની અંદર રહેતા હતા અને જાતે ખત્રી હતા. તેમના પછી રાયશાલીગ્રામ બહાદૂર થયા. ગુરુભક્તિ કરવી અને રાધાસ્વામીના સિદ્ધાન્તોને સર્વોપરી માનવા એ તેમનો સિદ્ધાન્ત છે. આ સિવાય બ્રાહ્મોસમાજ, પ્રાર્થનાસમાજ, આર્યસમાજ આદિ ધાર્મિક સંસ્થાઓ દેશમાં હયાતિ ધરાવે છે; છતાં તેમની ગણના સંપ્રદાયમાં કરાતી નથી. આટલા માટે તેમના વિષે અહીં કંઇપણ ઉલ્લેખ કરવો અસ્થાને હોઇ તેમના સિદ્ધાન્તો આગળ ઉપર તે તે સંસ્થાઓના સંસ્થાપકોનાં જીવનચરિત્રો સાથે જણાવવામાં આવશે.

## પાઠ ૯૭ મો.

### સંપ્રદાયોનું પરિણામ અને તેમની હાલની સ્થિતિ.

પ્ર૦—આ સર્વ જુદા જુદા સંપ્રદાયોનું શું પરિણામ આવ્યું છે?

ઉ૦—આરંભમાં તો આ સર્વ સંપ્રદાયોથી કંઇ ને કંઇ લાભ અવસ્ય થયો જ છે. સઘળા સંપ્રદાયો ભિન્ન ભિન્ન કાળે આવિર્ભાવને પામ્યા છે, તેથી ઐતિહાસિક દૃષ્ટિએ વિચારતાં તેનાથી થયેલા લાભો તરત જ ખ્યાલમાં આવી શકશે. જે સમયે સ્વર્ગ મેળવવાની ઇચ્છાએ લોકોમાં યજ્ઞયાગાદિ કરવાનું વધી પડયું અને વૈદિક ધર્મના નામ નીચે અસંખ્ય પશુઓનો હોમ થવા સાથે લોકોના હૃદયમાંથી દયા આદિ ગુણોનો લોપ થતો ચાલ્યો ત્યારે મહાવીર સ્વામી અને ગૌતમ બુદ્ધ જેવી દયા અને ક્ષમાની જીવંત મૂર્તિઓએ અહિંસા ધર્મ સ્થાપી વૈદિક ધર્મની ખામી દૂર કરી અને લોકોને ખરા ધર્મના માર્ગે વાળ્યા. આ પ્રમાણે ભગવાન બુદ્ધે ધર્મના નામે થતી પશુ-

હિંસાનો અટકાવ કરી લોકોને કલ્યાણને માર્ગે દોર્યા એ વાત ખરી; છતાં તેમ કરવામાં તેમણે ઇશ્વિર અને આત્માના વિચારને જતો કર્યો હતો. આના પરિણામે લોકો પાછળથી નાસ્તિકવાદમાં દોરાયા અને અનેક અનર્થો પેદા થયા. આ અનર્થોના કાળમાં ભગવાન શંકરનો અવતાર થયો. તેમણે સઘળા અનર્થોને ભગીરથ યત્નવડે દૂર કરી બ્રાહ્મણધર્મની પુનઃ સંસ્થાપના કરી અને લોકોને જ્ઞાનમાર્ગે દોર્યા. ભગવાન શંકરનો જ્ઞાનમાર્ગનો ઉપદેશ અધિકારવિહોણાં હૃદયોમાં શુષ્ક ભાવે પરિણમતો જોઇને ભગવાન રામાનુજ, શ્રીમદ્ વલ્લભાચાર્ય આદિએ ભકિતમાર્ગનો ઉપદેશ કર્યો. ભગવાન રામાનુજના હેતુ અને સિદ્ધાન્તનું વિસ્મરણ કરી લોકો કેવળ બાહ્યાચારને પ્રાધાન્ય આપવા લાગ્યા અને હલકી વર્ણના લોકોને ધાર્મિક ઉપદેશ, ક્રિયા વગેરેથી દૂર કરવા મંડયા ત્યારે રામાનંદજી, કબીરજી, ગુરુ નાનક વગેરે મહાત્માઓએ આંતરશુદ્ધિ ઉપર ભાર મૂકી ભેદબુદ્ધિ ટાળવાનો અને ભગવત્‌ભકિતમાં સર્વને સમાન હકદાર ગણવાનો ઉપદેશ આપ્યો. ઉપરાંત સર્વ વર્ણને તેમણે સરખી ગણી એક સરખો ઉપદેશ કર્યો અને એમ વર્ણમાત્રના ઉદ્ધારનો માર્ગ મોકળો કર્યો. આના પરિણામે હલકી વર્ણના ગણાતા એવા ઘણા પુરુષો મહાન હરિભકત નીવડી દેશમાં પ્રસિદ્ધિ પામી ગયા છે. આ પછી જ્યારે શ્રીમદ્ વલ્લભાચાર્યે ઉપદેશેલી શુદ્ધ નિષ્કામ ભકિતનું નિર્દોષ સ્વરૂપ ભૂલાઈ જઈ તેમના પંથમાં અપધર્મ જામવા લાગ્યો ત્યારે સહજાનંદ સ્વામીએ સ્વામીનારાયણ પંથની સ્થાપના કરી લોકોને સદાચાર અને સુનીતિના પંથે દોરવાનો યત્ન કર્યો. આમ ઐતિહાસિક દષ્ટિએ વિચારતાં જણાય છે, કે દરેક સંપ્રદાયે વૈદિક ધર્મમાં પ્રવેશ કરી ગયેલા સડાને દૂર કરવાને તેમજ પોતપોતાના કાળનાં મનુષ્યોનાં રુચિ, અધિકાર અને જરૂરિયાતને અનુસરી તેમનામાં શુદ્ધ ધાર્મિક ભાવના સતત ચાલુ રહે એમ કરવાને યત્ન કરેલો છે, અને તે ફળદાયી નીવડી આરંભમાં તેનું સારૂં પરિણામ આવ્યું હતું.

પ્ર૦—હાલ સંપ્રદાયોનું એવું સારૂં પરિણામ આવવું ચાલુ છે ? જો નહિ તો તેનાં શાં કારણો છે અને તેમની હાલની સ્થિતિ કેવા પ્રકારની છે ?

ઉ૦—ના, અને એમ હોવાનાં અનેક કારણો હોઇ શકે. આમ છતાં દરેક સંપ્રદાયના મૂળના હેતુ અને સિદ્ધાન્તનું મોટા ભાગે થયેલું વિસ્મરણ એ તેનું મુખ્ય કારણ જણાય છે. સિદ્ધાન્તના વિસ્મરણની સાથે હાલ દરેક સંપ્રદાયના અનુયાયીઓની ભાવના અને કૃતિમાં ઘણો ફેર થઇ જવા પામ્યો છે. દર્શન, ભાવના અને કૃતિ અથવા જ્ઞાન, ભક્તિ અને કર્મ એ ત્રણેનો બરોબર યોગ જામે તો જ સંપ્રદાયધર્મ લાભદાયક નીવડે. એ ત્રણેનો યોગ તૂટતાંની સાથે સંપ્રદાયધર્મોથી થતા લાભો અટકી પડે એ સ્વાભાવિક છે. હાલ ભાવનામાં માત્ર મારો પંથ સારો અને તે સિવાયના બીજા બધા ખોટા એવી પક્ષપાતી ભાવના સમાજના મોટા ભાગમાં ઘર કરી ગયેલી, તેમજ કૃતિમાં એક બીજાના પંથની નિંદા અને દ્વેષ કરવાનું કર્મ વધી પડેલું જોવામાં આવે છે. આમ સંપ્રદાયધર્મોમાં હાલ દર્શન, ભાવના અને કૃતિમાં ફેર પડી ગયેલો હોવાથી તેના મૂળના હેતુઓ ભૂલાઇ ગયા છે અને કેવળ પોતાના જ પંથના ગુરુની સેવા કરવી, તેમના જ સિદ્ધાન્તોને માનવા તેમજ અન્ય સઘળા પંથોનો ત્યાગ કરવો એ દરેક સંપ્રદાયનો મૂળ મંત્ર થઈ પડયો છે. વળી વૈષ્ણવો શિવમાર્ગીઓને પાખંડી કહે છે અને વૈષ્ણવ ગ્રંથોમાં શિવનું પૂજન કરનારને સત્શાસ્ત્રના દુશ્મન કહેવામાં આવ્યા છે. એવી જ રીતે શૈવધર્મનાં ગ્રંથોમાં પણ વિષ્ણુના દર્શન માત્રથી શિવનો દ્રોહ થાય છે અને એ પ્રકારે શિવનો દ્રોહ કરનાર નરકમાં જાય છે માટે વિષ્ણુનું નામ પણ ન લેવું એમ લખવામાં આવ્યું છે. શાક્ત ગ્રંથોમાં પણ જણાવ્યું છે, કે બ્રહ્માદિ સઘળા દેવતાઓ શક્તિથી ઉત્પન્ન થયા છે, આ જે કંઇ દેખાય છે તે સર્વ શક્તિ જ છે અને શક્તિથી અધિક એવું બીજું કંઈ જ નથી.

આ પ્રમાણે અન્ય સંપ્રદાયોના અનુયાયીઓ પણ મૂળના હેતુને ભૂલી જઈ પોતપોતાનાં ગુરુ અને શાસ્ત્રોને જ સર્વોપરિ માને છે અને અન્ય સર્વની નિંદા કરે છે.

પ્ર૦—સંપ્રદાયધર્મોમાં આવી પક્ષપાતની ભાવના કેમ પ્રવેશવા પામી ?

ઉ૦—આવી જાતના પક્ષપાતનું અવિદ્યા એ જ મૂળ કારણ છે. શાસ્ત્રો પ્રબોધે છે, કે બ્રહ્મા, વિષ્ણુ, શંકર, શક્તિ, આદિ વિવિધ નામો વસ્તુતઃ એક જ પરમાત્મસ્વરૂપનાં સૂચક છે. એકની પૂજામાં સર્વની પૂજા રહેલી છે. આમ છતાં દક્ષિણ તરફના ભાગમાં શિવ અને વિષ્ણુને મુખ્ય ઉપાસ્ય દેવ ગણીને તેમની ઉપાસના કરવાનો ઉપદેશ જુદા જુદા સમયે કરવામાં આવેલો હોવાથી અજ્ઞાનવશાત્ શિવના ઉપાસકોએ શિવને અને વિષ્ણુના ઉપાસકોએ વિષ્ણુને સર્વોપરી ઠરાવવા માટે બહુ જ બખેડા કરી મૂક્યા હતા. આ બખેડાના કાળમાં તેઓ પરસ્પરના દેવની નિંદા કરવામાં ઉતરી પડેલા અને તેના પરિણામે એક બીજાના દેવની નિંદા કરનારાં તેમજ પરસ્પરમાં વિદ્વેષ વધારનારાં અનેક વચનો પુરાણોમાં દાખલ થઈ જવા પામ્યાં હતાં. આ વિદ્વેષક અને નિંદક વચનોને લીધે જ સંપ્રદાયધર્મોમાં ઉત્તરોત્તર વધારે ને વધારે પક્ષપાતી વલણ દાખલ થવા પામ્યું હોય એમ લાગે છે.

પ્ર૦—આવા સાંપ્રદાયિક પક્ષપાતી વલણને લીધે ધર્મ અને સમાજ ઉપર શી અસર થવા પામી છે ?

ઉ૦—સાંપ્રદાયિક પક્ષપાતને લીધે મૂળના આચાર્યોના શુદ્ધ ભાવનો લોપ થઈ ગયો છે, લોકોને ધર્મનાં આચરણોમાં જે કંઈ સ્વતંત્રતા પ્રાપ્ત થતી હતી તે બંધ પડી ગઈ છે, અધિકારવ્યવસ્થા જળવાતી નથી અને લોકો બહુધા ગતાનુગતિક જેવા બની ગયા છે. એકંદરે સાંપ્રદાયિક પક્ષપાત અને કલહોને લીધે દેશ તેમજ ધર્મને મહાન્ હાનિ પહોંચી છે. આ પક્ષપાતનું મૂળ કારણ અવિદ્યા છે.

અને તે એટલી હદે પહોંચી ગયેલી જોવામાં આવે છે, કે સંન્યસ્ત જેવો આશ્રમ કે જેમાં સઘળા ભેદભાવોનો લોપ થઈ જવો જોઇએ તેમાં પ્રવેશ કર્યા છતાં પણ તે લોકો ભેદબુદ્ધિ રાખી રહે છે! આવા ભેદબુદ્ધિવાળા મોટા મહંતો, આચાર્યો વા સાધુસંન્યાસીઓ જગતને અભેદ માર્ગનો ગમે તેવો અને ગમે તેટલો ઉપદેશ કરે તોપણ તે ફળદાયી શી રીતે નીવડી શકે ? ભેદભાવથી ભરપૂર એવા આંતરમાંથી આવતા અભેદના ગમે તેવા ઉપદેશો પણ સફળ અસર શી રીતે કરી શકે ? એક બીજાના પંથનો દ્રોહ કરવો, પરસ્પર વિતંડાવાદ ચલાવવો, એક બીજાના ધર્મની નિંદા કરવી એ વગેરે જે દોષો એકબીજા ધર્મના લોકોમાં હંમેશાં જોવામાં આવે છે તે જ આપણને મહાન્ હાનિ પહોંચાડી રહ્યા છે. કબીરે સત્ય જ કહ્યું છે, કે કપાળમાં તીલક, હાથમાં માળા અને અંગ ઉપર રંગબેરંગી વસ્ત્રો સજીને લોકોએ રામ એ જાણે એક રમવાનું રમકડું હોય એમ માની લીધું છે. જો આવી સ્થિતિ એમને એમ ચાલુ રહેશે તો ધર્મને હાલ છે તેના કરતાં પણ વધારે હાનિ પહોંચશે.

આ પ્રમાણે સંપ્રદાય ધર્મોની હાલની સ્થિતિ ઘણી શોચનીય છે. તેના મૂળના હેતુઓનો લોપ થઈ દર્શન, ભાવના અને કૃતિનો ત્રિયોગ તૂટી ગયો છે. આના પરિણામે સંપ્રદાયોથી થવી જોઈતી વ્યક્તિ તેમજ સમષ્ટિની વિશુદ્ધિ અને ઉન્નતિ થવાનું બંધ પડી ગયું છે. પૂર્વની અધિકાર વ્યવસ્થાનો લોપ થયો છે અને તે સાથે આરંભમાં ધર્મનાં આચરણોમાં જે કંઈ સ્વતંત્રતા પ્રાપ્ત થતી હતી તે નાશ પામી લોકોનો મોટો ભાગ ગતાનુગતિક બની ગયેલો અથવા તો જ્યાં ત્યાંથી અનુકૂળ આવે તે ગ્રહણ કરી યથેચ્છ ધર્માચરણ આચરતો જોવામાં આવે છે. વળી હાલના જમાનાની નવીન કેળવણીના રંગે રંગાયેલો દેશનો યુવક વર્ગ સાંપ્રદાયિક કલહો અને ધાર્મિક ઝઘડાઓ નિહાળી સંપ્રદાય ધર્મોની ઘૃણા કરે છે અને પશ્ચિમના જડવાદમાં તણાઇ ઐહિક સુખભોગવૃત્તિ ધારણ કરી ધર્મથી વિમુખ બનતો જાય છે.

ધર્મ એ અસલથી આ દેશનું લક્ષ્ય છે, આપણી સર્વ પ્રકારની ઉન્નતિનો મુખ્ય પાયો ધર્મ છે, રાષ્ટ્રના આંતરમાં એકપ્રજા અને એકરાષ્ટ્રની ભાવના જગવનાર પણ ધર્મ જ છે અને તેથી ધર્મવિમુખ થતાં આપણી શી સ્થિતિ થવી સંભવે એ સમજવું સહેલ છે. આ અધોગતિ થતી અટકાવી દેશની ઉન્નતિનો માર્ગ વિશેષ સરળ બનાવવાને આપણામાં ધાર્મિક એકતા સાધવાની બહુ જ જરૂર છે. આને માટે ધર્મના નામે આંખો મીંચી દાન કરનાર ગૃહસ્થોએ પોતાની દાન કરવાની પદ્ધતિમાં સમયને અનુસરતો ફેરફાર કરવો ઘટે છે, તેમજ વિદ્વાન્ આચાર્યો અને ખરા સાધુમહંતોએ પોતપોતાના પંથના આચાર અને મંતવ્યોમાં રહેલા નાના અને નજીવા મતભેદોને જતા કરી બધા સંપ્રદાયો એક જ ધર્મરૂપી મહાવૃક્ષની નાનીમોટી શાખાઓ છે, સર્વનું અંતિમ લક્ષ્ય એક જ અને તે આત્મદર્શન પામવું એ છે, આત્મદર્શન પામવાના સઘળા સંપ્રદાયો જુદા જુદા માર્ગો છે અને દરેકને પોતપોતાના અધિકાર પ્રમાણેના માર્ગે ગતિ કરવા દેવામાં જ સર્વનું શ્રેય સમાયેલું છે એવો ઉપદેશ કરીને પોતપોતાના અનુયાયીઓને મૂળવસ્તુની એકતા તરફ દોરી તેમના દિલમાં સઘળા પંથોની અભિન્નતા ઠસાવી એકતા સાધવા પ્રયત્નશીલ થવું એ તેમનું આવશ્યક કર્તવ્ય છે. પોતપોતાના પંથ માટેનો અયોગ્ય આગ્રહ જતો કરી પોતાના શિષ્યોને અધિકાર જોઇ જ્ઞાન, ભક્તિ કે કર્મનો ઉપદેશ આપી ધર્મ વિષયે સ્વતંત્રતા બક્ષવાની, પુરાણોમાંનાં એક બીજા ધર્મની નિંદા કરનારાં અને પરસ્પર વિદ્વેષ વધારનારાં વચનોને એકમતે દૂર કરવાની અને એમ ધાર્મિક એકતા સાધવાની પણ તેમની તેટલી જ ફરજ છે. ટીકાઓ, વાદવિવાદો અને ઝઘડાઓ કરવાનો જમાનો વહી ગયો છે. અત્યારે તો અમલી કાર્ય બજાવવાનો વખત આવી પહોંચ્યો છે અને તેને માટે દેશમાં પંથો અનેક રહેવા છતાં સર્વનું અંતિમ લક્ષ્ય એક જ છે એ વાત દરેકના આંતરના ઊંડા ભાગમાં બરાબર ઠસી જવાની અને એ પ્રમાણે ધાર્મિક એકતા

સધાવાની બહુ જ આવશ્યકતા છે. આ એકતામાં જ આપણી સર્વ પ્રકારની ઉન્નતિનું મૂળ રહેલું છે. સ્વામી વિવેકાનંદ બરાબર જ કહે છે, કે " ભરતખંડના તમામ ધર્મ અને સંપ્રદાયની એકતા કરી ધર્મનો પાયો મજબૂત કર્યા સિવાય દેશ અને પ્રજાની ઉન્નતિ નથી. આપણે બરાબર મનમાં ઠસાવી દેવું જોઈએ, કે દ્વૈતવાદી, અદ્વૈતવાદી, વિશિષ્ટાદ્વૈતવાદી, શૈવ, વૈષ્ણવ વગેરે જુદા જુદા સંપ્રદાયના હિંદુઓમાં કેટલાંક સામાન્ય મૂળતત્વો રહેલાં છે અને આપણા પોતાના તથા સમસ્ત પ્રજાના કલ્યાણ માટે નાની નાની બાબતો વિષે કલહ, વિસંવાદ અને ભેદબુદ્ધિનો ત્યાગ કરવાનો સમય હવે આવી પહોંચ્યો છે. જરૂર માનજો કે એ કલહો ભૂલનું જ પરિણામ છે. આપણાં શાસ્ત્રોમાં તેની સખત મના કરેલી છે. એક વાર આવા કલહોનો ત્યાગ કરો અને જુઓ કે બીજી બાબતોમાં તમારો ઉત્કર્ષ થાય છે, કે નહિ."

વળી આ ઉત્કર્ષનું સ્વરૂપ દર્શાવતાં તે કહે છે, કે " જ્યારે ધર્મના ઝઘડા અને જુદા જુદા ધર્મોના સિદ્ધાન્તો વચ્ચેના મતભેદ આપણા સ્મરણપટમાંથી વિલુપ્ત થઈ જશે, જ્યારે મારો ધર્મ સારો અને તમારો ધર્મ ખોટો એવો મિથ્યા આગ્રહ આ જગતને છોડીને ચાલ્યો જશે; જ્યારે સમગ્ર માનવજાતિ સમજવા લાગશે, કે ધર્મ એક જ અને સનાતન છે અને મનુષ્યની અંદર રહેલા પરમાત્માનું દર્શન એ જ સત્ય ધર્મ હોઇને બાકીનો મિથ્યા બકવાદ છે એવી સાર્વત્રિક માન્યતા થઈ જશે ત્યારે પૃથ્વી ઉપરના દેશદેશના વીરપુરુષો આ પવિત્ર ભૂમિની યાત્રાએ આવતા થશે; જગત એ માયાનો ખેલ જ છે અને ઇશ્વર અને તેની ભક્તિ વિના બીજો કોઇપણ વિષય ઉપયોગી નથી એવું સમજનારા મહાત્માઓ આ કલ્યાણકારી પ્રદેશનું દર્શન કરવાને ચાલ્યા આવશે." **તથાસ્તુ.**

# વિભાગ બારમો.

## કેટલાક ધર્મનિષ્ઠ મહાપુરૂષોનાં સંક્ષિપ્ત જીવનવૃત્તાંત



तर्कोऽप्रतिष्ठः श्रुतयोविभिन्नाः नैको ऋषिर्यस्थवचः प्रमाणम् ।
धर्मस्य तत्त्वं निहितं गुहायां महाजनो येनगतः सपन्था: ॥

—म. भा. वनपर्व.

ભાવાર્થ:—"જો તર્કને જોઇએ તો તે અસ્થિર છે અર્થાત જેની બુદ્ધિ જેવી તીવ્ર હોય છે તેવાં જ અનેક પ્રકારનાં જુદાં જુદાં અનુમાનો તર્કથી ઉત્પન્ન થાય છે; શ્રુતિને જોઇએ તો તે પણ જુદી જુદી છે; જો સ્મૃતિશાસ્ત્રને જોઇએ તો એવા એક પણ ઋષિ નથી કે જેમનું વચન બીજા ઋષિઓની સરખામણીમાં વિશેષ પ્રમાણભૂત હોય, ધર્મનાં મૂળતત્વને જોઇએ તો તે પણ ઉંડાણમાં છૂપી ગયેલું છે અર્થાત્ તેને સાધારણ મનુષ્યો સમજી શકતાં નથી; આટલા માટે જે માર્ગે મહાજનો ગયાં હોય તે જ (ધર્મનો) માર્ગ છે."



## પાઠ ૯૮ મો.

### ધર્મનિષ્ઠ મહાપુરૂષો.

પ્ર૦—ધર્મશાસ્ત્રની અંદર કહેવામાં આવ્યું છે તે પ્રમાણે કેવળ પ્રાચીન સમયમાં જ વર્તી શકાતું હતું કે હાલ પણ તે પ્રમાણે વર્તી શકાય એમ છે ?

ઉ૦—ધર્મશાસ્ત્રમાં કહ્યા પ્રમાણે હાલ પણ વર્તી શકાય એમ છે. ઘણાં સ્ત્રીપુરુષો હમેશાંથી ધર્મશાસ્ત્રને અનુસરીને જ વર્તતાં આવે છે, અને બધાં નહિ તો મનુષ્યોનો મોટો ભાગ તેને અનુસરીને જ વર્તવાનો પ્રયત્ન કરે છે.

પ્ર૦—ધર્મશાસ્ત્રને અનુસરી વર્તનાર કોઇ મહા પુરૂષોનાં વૃત્તાંત કહી સંભળાવશો ?

ઉ૦—સઘળાનાં નામો આપવાં અને તેમનાં ચરિત્રો આલેખી બતાવવાં એ અસંભવિત છે. આમ છતાં જેમને સર્વ દેશના વિદ્વાનો માને છે એવાં કેટલાંક મહાજનોનાં સંક્ષિપ્ત જીવનચરિત્રો ઉપરથી એક એ પણ સિદ્ધ થશે, કે અધોગતિ પામતો છતો પણ હિન્દુ ધર્મ હજી સજીવન રહ્યો છે અને રહેશે. મહાભારતના સમય પછી ધર્મસંશોધકોમાં ભગવાન બુદ્ધ, ભગવાન શંકરાચાર્ય, રામાનુજ, નાનક, કબીર, રાજા રામમોહનરાય, દયાનંદ સરસ્વતી વગેરે; રાજાઓમાં અશોક, વિક્રમ, ભોજ, પૃથુરાજ, જયચંદ્ર, રાણા પ્રતાપસિંહ, અહલ્યાબાઇ હોલ્કર, જયસિંહ પ્રભૃતિ; ઇશ્વરભક્તોમાં મહાપ્રભુ ચૈતન્ય, તુકારામ, રામદાસ, તુલસીદાસ, મીરાંબાઇ વગેરે; જ્ઞાનનિષ્ઠ પુરૂષોમાં દાદુ, સુન્દરદાસ, રામકૃષ્ણ પરમહંસ, સ્વામી રામતીર્થ આદિ; આમ અનેક મહાજનો આ ભારતભૂમિ ઉપર થઇ ગયાં છે. હાલ પણ ઘણાં ધર્મપરાયણ મહાજનો પોતાનો સમય પરોપકાર વા ભજન ધ્યાનમાં વ્યતીત કરી રહ્યાં છે. આમાંનાં કેટલાકનાં જીવનચરિત્રો આ નીચે આલેખવામાં આવ્યાં છે.

## (૧) ભગવાન બુદ્ધ.

શ્રીકૃષ્ણ ભગવાન પછી જગતના કલ્યાણ માટે ભગવાન ગૌતમ-બુદ્ધનો અવતાર થયો. તે ઇસ્વી સનની પૂર્વે ૪૦૦ વરસે જન્મ્યા હતા. તે કપીલવસ્તુના રાજા શુદ્ધાદેનના પુત્ર હતા. તેમની માતાનું નામ માયાદેવી હતું. તેમના જન્મની સાથે જ એક ઋષિએ તેમના પિતાને કહી દીધું હતું, કે " આ કુમાર સર્વાર્થ સિદ્ધ સર્વજ્ઞ સાક્ષાત્ બુદ્ધ નીવડશે, જે વડે સર્વને સુખ થાય એવો ધર્મ ફેલાવશે અને જેના આદિ, અંત અને મધ્યમાં કલ્યાણ રહેલું હોય એવું બ્રહ્મચર્ય પ્રકાશિત કરશે. તેના ઉપદેશથી પ્રાણીમાત્ર જરાના વ્યાધિથી અને મરણના ત્રાસથી મુક્ત થશે. તે રાગદ્વેષની મિથ્યા દષ્ટિનો ત્યાગ કરી મોક્ષ પદને પામશે. તે ઘરમાં રહેશે નહિ, પરંતુ સંન્યાસી બનશે. " તેમનું મૂળ નામ શાકયસિંહ હતું; છતાં તેમને ગૌતમ અને સિદ્ધાર્થ પણ કહેતા હતા. પોતાનો પુત્ર સંસારનો ત્યાગ કરી સંન્યાસી બનશે એમ જાણવામાં આવતાં સંસાર ઉપરથી કોઇ પણ પ્રકારે તેમની પ્રીતિ ઉઠી ન જાય એવા હેતુથી તેમના પિતાએ તેમને એવા સ્થળે રાખવાની વ્યવસ્થા કરી હતી કે જ્યાં સંસારનાં રંચમાત્ર પણ દુઃખો અને કલેશો તેમની નજરે આવવા પામે નહિ. વખત થતાં તેમનું લગ્ન પણ કરી દેવામાં આવ્યું હતું. તેમનું ચિત્ત સંસાર સિવાયના અન્ય વિષય પ્રતિ દોરાય નહિ એટલા માટે તેમના રહેવાના મહેલના દ્વાર પર ચોકીપહેરા મૂકી અંદરનું સ્થાન સ્ત્રીઓ અને જુદી જુદી રંગબેરંગી ચિત્તાકર્ષક સામગ્રીથી ખીચોખીચ ભરી દેવામાં આવ્યું હતું. આમ છતાં જે હેતુને લઈને તેમણે જન્મ ધારણ કર્યો હતો તે અન્યથા શી રીતે થઈ શકે ? વખત જતાં રાજકુમારે એક દિવસ નગર જોવાની ઇચ્છા કરી. રાજાએ આખા નગરમાં દાંડી પીટાવી જાહેર ફરમાન કાઢ્યું, કે જ્યારે રાજકુમાર ફરવા નીકળે ત્યારે તેમની સામે કોઇ પણ પ્રકારના શોકનો દેખાવ આવવા પામવો જોઇએ નહિ. આટઆટલી સખ્તાઇ અને બંદોબસ્ત છતાં કુમાર જ્યારે

ફરવા નીકળ્યા ત્યારે માર્ગમાં શરીરે અત્યન્ત દુર્બળ, રોગથી પીડિત, બન્ધુ જનથી ત્યજાએલો, અનાથ અને મહા દુઃખે લાકડીના ટેકે ચાલતો એવો એક વૃદ્ધ માણસ તેમની નજરે પડયો. આ માણસને જોઇને રાજકુમારે સારથીને પ્રશ્ન કર્યો કે શું આવી દશા સર્વની થતી હશે ? ઉત્તરમાં સારથીએ જણાવ્યું કે વૃદ્ધાવસ્થાથી કોઈ પણ બચી શકતું નથી. એ કોઇ જાતિ કે કૂળનો ધર્મ નથી; પરન્તુ તે તો સર્વના યૌવનનો કોળીઓ કરી જાય છે. રાજકુમારે રથને પાછો ફેરવવાની આજ્ઞા કરી અને કહ્યું, કે જેનું આવું પરિણામ આવે છે તેવા યૌવનનું મારે કંઇ જ કામ નથી. વળી ફરીને જ્યારે તે બીજી વખત નગરમાં ફરવા નીકળ્યા ત્યારે તેમણે એક જ્વરથી પીડિત, છેક દુર્બળ થઇ ગયેલા અને મહા મુસ્કેલીથી શ્વાસ લેતા એવા એક વ્યાકુળ પુરુષને જોઇ સારથીને પૂછ્યું કે એ કોણ છે ? સારથીએ જવાબ આપ્યો, કે એ કોઇ રોગી છે. તેનું બળ અને તેજ નાશ પામ્યું છે અને તે થોડા સમયમાં જ મરી જશે. રાજકુમારે કહ્યું, કે આરોગ્ય એ એક સ્વપ્ન સમાન છે અને આ અવસ્થા જોઇને એવો તે કયો સુજ્ઞ પુરુષ હશે કે જે વિષયોમાં પ્રીતિ કરશે ? ત્રીજી વખત નગરમાં ફરવા નીકળ્યા તે વખતે એક મરી ગયેલા માણસના શબને વહન કરી સ્મશાન ભૂમિ તરફ લઇ જવાતું જોયું. આ દેખાવથી તેમણે સારથીને પૂછ્યું, કે આ શું છે ? સારથીએ ઉત્તર આપ્યો, કે તે માણસ મરી ગયો છે અને પોતાનાં માતા, પિતા, સ્ત્રી, પુત્ર, સર્વને છોડીને પરલોકમાં સીધાવી ગયો છે. રાજકુમારે કહ્યું, કે ધિક્કાર છે તે આરોગ્ય પર કે જેને કાળ ઘેરી હજમ કરી જાય છે, ધિક્કાર છે તે જીવન પર કે જે દીર્ઘ કાલ પર્યન્ત ટકતું નથી, અને ધિક્કાર છે તે વિદ્વાનને કે જે વિષયોમાં લપટાઇ રહે છે. હું જન્મ, જરા, વ્યાધિ અને મૃત્યુનો ઉપાય કરીશ. ફરીને ચોથી વાર નગરમાં જતાં જતાં તેમણે એક પુરુષને સુખ અને આનંદપૂર્વક શાંત ચિત્તે નીચી નજર ઢાળીને ચાલ્યો જતો જોયો. આ

પુરુષને આવી રીતે ચાલ્યો જતો જોઇને ભગવાન બુદ્ધે સારથીને પૂછ્યું કે આ કોણ છે? સારથીએ જવાબ આપ્યો, કે તે એક સંન્યાસી છે. તેણે વિષયભોગનો ત્યાગ કરી દીધો છે અને રાગદ્વેષના ત્યાગ વડે તે કેવળ આત્મદર્શનની અભિલાષાથી વિચરે છે. આ ઉપરથી તેમના દિલ સાથે એક એવો નિશ્ચય થઇ ગયો, કે આ એક જ કલ્યાણનો માર્ગ છે. તેમના આ નિશ્ચયને ફેરવવાને તેમના પિતાએ બહુ બહુ પ્રયત્નો કર્યા; પરંતુ ભગવાન બુદ્ધે નીચેની ચાર પ્રતિજ્ઞાઓ પૂર્વક ગૃહસ્થ આશ્રમનો ત્યાગ કરવાનો પોતાના મન સાથે દૃઢ નિશ્ચય કરી લીધો.

(૧) હું સર્વ જીવોને સંસારનાં બંધનથી મુક્ત કરીશ અને તૃષ્ણારૂપી બેડીને કાપી નાંખીશ. (૨) પ્રાણી માત્રને અજ્ઞાનરૂપી અંધકારમાંથી બહાર કાઢી સર્વજ્ઞતારૂપી મહા પ્રકાશમાં લઇ જઇશ. (૩) અહંતામમતાની જાળમાં જકડાઇ રહેલા જીવોને યોગ વડે શુદ્ધ માર્ગનું નિદર્શન કરાવીશ. (૪) ચિત્તની અશાન્તિને લીધે જે જીવો ઉંચેથી નીચે અને નીચેથી ઉંચે ભ્રમણ કર્યા કરે છે તેમને સર્વજ્ઞતાનો ઉપદેશ કરી આવાગમનથી છોડાવીશ.

આ પ્રકારે મનની સાથે નિશ્ચય કરીને તેઓશ્રી સઘળો રાજ્ય-વૈભવ, સ્ત્રી, પુત્ર વગેરે સર્વનો તૃણવત્ ત્યાગ કરીને જંગલમાં જઈ વસ્યા. અહીં અનેક આચાર્યો પાસેથી તેમણે જ્ઞાનયોગનું શિક્ષણ મેળવ્યું. પછી ગયાજીમાં જઇને ફલ્ગુ નદીના કિનારે આવેલા બુદ્ધ ગયા નામના સ્થાન પર તેમણે અત્યંત ઉગ્ર તપ આદર્યું. એક સરખાં છ વરસ આવા મહાન્ કઠિન તપમાં ગાળી શરીરને પણ ગાળી દીધું. તપનું વ્રત પૂરૂં થતાં ભોજન કરીને શ્રાવણ સુદિ પૂનમને દિવસે તેઓશ્રી બોધીવૃક્ષ નીચે આસન લગાવી સમાધિમાં બેઠા. આ વખતે તેમણે એવો સંકલ્પ કર્યો હતો, કે ચાહે દેહ રહે અગર જાય તોપણ સર્વસત્તા પ્રાપ્ત કર્યા સિવાય હું આ સ્થળેથી ઉઠીશ નહિ.

આ પ્રકારે જ્યારે તે ધ્યાનનિમગ્ન બન્યા ત્યારે તેમના ચિત્તમાં અનેક સંકલ્પવિકલ્પો ઉઠવા લાગ્યા. બુદ્ધ ગ્રંથોની અંદર આ સંકલ્પવિકલ્પોનું મારના નામે વર્ણન કરવામાં આવ્યું છે. ભગવાન બુદ્ધે એ સઘળા સંકલ્પવિકલ્પોને દૂર હઠાવી કાઢ્યા અને પોતે એકાગ્ર ચિત્તે સઘળી કામનાઓના ત્યાગપૂર્વક ધ્યાનલીન બન્યા. સૌથી પ્રથમ તેમણે પ્રાણીઓની અનેક ગતિઓ કે જેને લીધે તે ઉંચે નીચે ભ્રમણ કર્યા કરે છે તેમજ શુભકર્મોથી સ્વર્ગ અને દુષ્કર્મોથી નરકમાં પડી સુખદુઃખ ભોગવે છે તેનો વિચાર કરવામાં ચિત્તને જોડયું. પછી પોતે પોતાના પૂર્વ જન્મોનું સ્મરણ કર્યું. એટલે કે અમુક જન્મમાં પોતે કોણ હતા, કયા દેશ અને કૂળમાં ઉત્પન્ન થયા હતા, કેટકેટલાં વરસો જીવ્યા હતા અને તે દરમિયાન પોતે કેવા પ્રકારનાં સુખદુઃખો ભોગવ્યાં હતાં તે સર્વનો તેમણે વિચાર કર્યો. આ પછી તે એવા નિર્ણય ઉપર આવી ગયા, કે આ જન્મમરણરૂપી દુઃખના પ્રવાહનું મૂળ કારણ અવિદ્યા છે. અવિદ્યાથી સંસ્કાર, સંસ્કારથી વિજ્ઞાન, વિજ્ઞાનથી નામરૂપ, નામરૂપથી પાંચ ઇંદ્રિયો અને મન, તેમનાથી સ્પર્શ, સ્પર્શથી વેદના, વેદનાથી ઉપાદાન, ઉપાદાનથી ભવ, ભવથી જાતિ અને જાતિથી જરા, મરણ, શોક, દુઃખ અને માનસિક વ્યથાઓના ઉપાય અને આશા ઉત્પન્ન થાય છે. જો અવિદ્યાનો નાશ થશે તો આ સર્વ નષ્ટપ્રાય થઈ જશે. આવા જ્ઞાનનો ઉદય થતાંની સાથે જ તે બુદ્ધપદને પ્રાપ્ત થયા અને તેમને જાણ થઇ, કે હૃદયની ગ્રંથી તુટી ગઈ છે, જે જાણવા યોગ્ય હતું તે સઘળું જાણી લીધું છે, સંસારનો લોપ થઈ ગયો છે, વાસનાઓનો ક્ષય થયો છે અને દુઃખ માત્રનો અભાવ થઈ મોક્ષનો માર્ગ મળી ચૂક્યો છે. આ પછી સાત દિવસ સુધી તે સમાધિસ્થ રહ્યા અને સ્વસ્વરૂપનો સાક્ષાત્કાર પામી સમાધિમાંથી નિવૃત્ત થયા.

પછી તે પોતાના સિદ્ધાંતોનો પ્રચાર કરવાને માટે ગયાજી ઋષિપત્તન ગયા. અહીં તેમણે પોતાના શિષ્યોને ઉપદેશ્યું, કે સઘળા

ભોગોનો ત્યાગ કરી બ્રહ્મચર્યપૂર્વક યોગનું સાધન કરો અને સઘળી બાબતોમાં મધ્યમ માર્ગ એજ શ્રેષ્ઠ માર્ગ છે." આ મધ્યમ માર્ગનાં આઠ અંગ છેઃ (૧) સમ્યગ્ દૃષ્ટિ અર્થાત્ આસ્તિક બુદ્ધિ; (૨) સમ્યક્ સંકલ્પ અર્થાત્ મનમાં ધાર્મિક સંકલ્પોનું પેદા થવું; (૩) સમ્યક્ વાક અર્થાત્ સારી વાણી બોલવી; (૪) સમ્યક્ કર્મ એટલે શરીરથી શુભ કર્મો આચરવાં અને અધર્મથી બચવું; (૫) સમ્યક્ જીવિકા એટલે સંતોષ પૂર્વક અલ્પ પરિશ્રમથી ધર્મજીવિકા સંપાદન કરવી; (૬) સમ્યક્ વ્યાયામ અર્થાત્ ચિત્તનો નિરોધ કરવાને માટે ધર્મપૂર્વક તપ આચરવું; (૭) સમ્યક્ સ્મૃતિ અર્થાત ધર્માધર્મ, નિત્યાનિત્ય અને સત્યાસત્યની સ્મૃતિ તેમજ ઈશ્વરનો સાક્ષાત્કાર કરવાનું ચિત્તમાં રાખી હમેશાં ચિત્તની એકાગ્રતાને માટે ધ્યાન, ધારણા આદિ યોગાભ્યાસમાં મંડયા રહેવું; અને (૮) સમ્યક્ સમાધિ અર્થાત્ ચિત્તનો નિરોધ કરીને નિર્વિકલ્પ સમાધિ ચઢાવવી. વળી તેમણે ઉપદેશ્યું કે, ચાર અર્થ સત્ય છે અને તે આ પ્રમાણે છેઃ— (૧) દુઃખ, જન્મ, જરા, મરણ, અપ્રિયનો સંયોગ અને પ્રિયનો વિયોગ એ સર્વ દુઃખ છે; (૨) દુઃખનું કારણ–તૃષ્ણા; (૩) દુઃખનો નિરોધ–તૃષ્ણાની અશેષ નિવૃત્તિ; અને (૪) દુઃખના નિરોધનો માર્ગ–સમ્યગ્ દૃષ્ટિ. પાંચ જ્ઞાનેન્દ્રિય, પાંચ કર્મેન્દ્રિય, પાંચ મહાભૂત અને પાંચ તન્માત્રાથી બનેલું આ શરીર આત્મ નહિ, પરન્તુ અનાત્મ છે. સર્વ દુઃખોનું મૂળ અનેક પ્રકારની તૃષ્ણાઓ છે અને તે સંકલ્પોને લીધે પેદા થવા પામે છે. જ્યાં સંકલ્પવિકલ્પ હોતા નથી ત્યાં અવિદ્યાનો અભાવ હોય છે અને જ્યાં અવિદ્યા હોતી નથી ત્યાં દુઃખ પણ હોતું નથી. જન્મમરણનું ટળી જવું તેનું નામ નિર્વાણ પદ છે. જે પુરુષે સઘળા નિવેશોને પોતાની અંદર દાખલ કરી દીધા છે અને જે તૃષ્ણાની પાર પહોંચી ગયો છે તે પોતાના માટે કોઈ અન્ય સ્થાન બનાવતો નથી તેમજ તે સંસાર સમુદ્રના બીજા કિનારે પહોંચી ચૂકયો છે. જેણે પદાર્થ માત્ર ઉપર વિજય મેળવ્યો

હોય છે, જે પ્રત્યેક વસ્તુનો જ્ઞાતા હોય છે, જેનું ચિત્ત સાવધાન હોય છે અને જેણે સર્વસ્વના ત્યાગ દ્વારા તૃષ્ણાનો નાશ કરી નાખ્યો હોય છે તે મુનિ છે. જે વિચારવાન, નિર્દોષ, શાંતચિત્ત, ધર્મમાં સાવધાન અને રાગરહિત હોય છે તેને જ હું બ્રાહ્મણ કહું છું. જે તમારા ઉપર દ્વેષ કરે તેના ઉપર સામો દ્વેષ કરો નહિ. તૃષ્ણા સમાન કોઇ અગ્નિ નથી. દ્વેષના જેવો કોઇ દાવાનળ નથી. શરીરના સમાન બીજું કોઈ દુઃખ નથી અને શાન્તિ સમાન કોઇ સુખ નથી. **મનુષ્ય માટે ઉચિત છે, કે પ્રથમ તેણે પોતે પોતાને શિક્ષા આપવી અને તે પછી બીજાને શિખવવું. પ્રત્યેક પ્રાણી વાસનાઓથી બનેલું છે. જો મન શુદ્ધ હોય તો સઘળું શુદ્ધ છે અને જો મન અશુદ્ધ હોય તો કંઈ પણ શુદ્ધ નથી. દ્વેષનો નાશ દ્વેષથી નહિ પરન્તુ પ્રેમથી થાય છે.**

આ પ્રકારે ભગવાન બુદ્ધે ૪૪ વરસ સુધી ઉપદેશ કરતા રહી જગતમાં ધર્મમાર્ગનું નિરુપણ કર્યું, અને તે વડે હજારો સ્ત્રી પુરુષોનું કલ્યાણ કર્યું. અંત સમયે તેમણે પોતાના શિષ્યોને કહ્યું, કે હંમેશાં ઉત્સાહી રહો, વિચારશીલ બનો, પવિત્રાત્મા બનો. જે પુરુષ હંમેશાં પોતાના ચિત્ત તરફ ધ્યાન રાખીને ધર્મ અને ચિત્ત ઉપર જય મેળવવામાં મક્કમ રહે છે અને તેથી જરા પણ પાછો હઠતો નથી તે જ સંસાર સમુદ્રને તરી જઇ દુઃખનો પાર પહોંચી જાય છે. શરીરનો ત્યાગ કરવાની રાત્રિ સુધી તેઓશ્રી ઉપદેશ કરતા રહ્યા અને તેમના છેવટના શબ્દો એ હતા, કે " પ્રયત્નપૂર્વક મોક્ષને સંપાદન કરો. " તેમનો દેહવિલય ૮૦ વરસની ઉમ્મરે કુક્ષી નગર અર્થાત્ ગોરખપુર જીલ્લામાં આવેલા કસીયા નામના ગામમાં એક વડના ઝાડ નીચે અત્યંત શાન્તિની સાથે થયો. " લલિત વિસ્તાર " આદિ પ્રામાણિક બૌદ્ધ ગ્રંથોમાંથી લેવામાં આવેલા તેમના આ ઉપદેશો ઉપરથી તે નાસ્તિક હતા અથવા તેમનો અવતાર જગતના મોહનાર્થે થયો હતો એવું કોણ કહી શકે એમ છે ? તેમના માટેનો આવો

મિથ્યા વિચાર દૂર થવો જોઇએ અને તેમના જીવનચરિત્ર ઉપરથી આ દેશના મહાનુભાવ પુરુષો કેવી રીતે રાજ્યવૈભવ અને સમસ્ત ભોગોનો ત્યાગ કરી ભિક્ષાટન દ્વારા જગતના કલ્યાણ માટે પ્રવૃત્ત થયા હતા તે બાબતનો બોધ ગ્રહણ કરવો જોઇએ.

---

## પાઠ ૯૯ મો.

### મહાન્ રાજા અશોક.

ભગવાન બુદ્ધના નિર્વાણ પછી તેમના મતનો પ્રચાર એટલી હદે પહોંચી ગયો કે તે એક આ દેશનો રાજધર્મ બની ગયો. તેમના મતનો ફેલાવો કરનારાઓમાં સર્વથી શ્રેષ્ઠ રાજા અશોક થયા. તે ઇ. સ. પૂર્વે ૨૭૨ માં ગાદિ ઉપર બેઠા હતા. તેમના રાજ્યની મર્યાદા પૂર્વ સમુદ્રથી પશ્ચિમ સમુદ્ર સુધી અને ઉત્તરમાં હિમાલયથી તે દક્ષિણમાં પાંડીચેરી અને કાનાનુર સુધી પથરાયેલી હતી. કાશ્મીર, સિંધ કાબુલ, કંદહાર વગેરે સર્વ પ્રાંત ઉપર તેમનો અધિકાર હતો. મગધ દેશમાં આવેલું પાટલીપુત્ર અથવા પટણા તેમની રાજધાનીનું નગર હતું. ઉત્તરે રાવળપીંડીની પાસે આવેલી તક્ષશીલા નગરીમાં, પશ્ચિમે ઉજ્જનમાં, દક્ષિણે સુવર્ણગિરિમાં અને પૂર્વે તોસાલીમાં તેમના તરફનો એકેક અમાત્ય રહેતો હતો. આ અમાત્યના હાથ નીચે એક લાખ માણસની વસ્તી વાળા પ્રદેશનો અધ્યક્ષ નીમવામાં આવેલો હતો અને તે રાજુકના નામે ઓળખાતો. આ રાજુકના હાથ નીચે બીજા પ્રાદેશિકો (જીલ્લાના ઉપરી અમલદારો) નીમવામાં આવ્યા હતા. દંડનીતિના કર્તા મહામાત્ર કહેવાતા હતા અને પ્રજાના ધર્મની વૃદ્ધિ કરનારાઓને ધર્મમહામાત્ર કહેવામાં આવતા હતા. રાજાને ત્યાં છ લાખ પાયદળ, ત્રીશ હજાર ઘોડેસ્વાર અને નવ હજાર રથ હતા. રાજ્યકાર્યની જુદી જુદી શાખાઓની વ્યવસ્થા જુદા જુદા મંડળના હાથમાં હતી. આ મંડળો પૈકી એક મંડળ સમુદ્રની મુસા-

ફરી અને સમુદ્ર મારફતે જે વ્યવહાર ચાલતો હતો તેની વ્યવસ્થાને માટે નિયત કર્યું હતું. ખેતરોને પાણી પૂરૂં પાડવાને માટે રાજ્ય તરફથી નહેરો ખોદાવવામાં આવી હતી અને પૂલ બંધાવવામાં આવ્યા હતા. ખેડુતોની પાસેથી જમીનના મહેસુલ તરીકે ખેતરની જે ઉપજ થાય તેનો ચોથો ભાગ લેવામાં આવતો હતો. આખા રાજ્યમાં સડકો બંધાવવામાં આવી હતી અને તેની બાજુ પર ઝાડો રોપાવવામાં આવ્યાં હતાં. વળી ગાઉ ગાઉના અંતરે વિસામાને માટે ચોતરા બંધાવવામાં આવ્યા હતા અને ઠેરે ઠેર કુવા, વાવ, તળાવ વગેરે બનાવવામાં આવ્યાં હતાં.

પાટલીપુત્રની વ્યવસ્થા કરવાનું કામ એક સભાના હાથમાં હતું. આ સભાની અંદર ૩૬ સભાસદ હતા. આ સભા છ વિભાગોમાં વહેંચાયેલી હતી અને તે દરેક ભાગને અનુક્રમે કારીગરોની સંભાળ રાખવાનું, મુસાફરોને રાહત પહોંચાડવાનું, જન્મમરણનું રજીસ્ટર રાખવાનુ, વ્યાપારના કામકાજ ઉપર દેખરેખ રાખવાનું, કારખાનાંની વ્યવસ્થા કરવાનું અને કર વસુલ કરવાનું કામ કરવાનું હતું. દરેક જાતના માલનો ભાવ રાજ્ય તરફથી નક્કી કરવામાં આવતો હતો. આવી સુવ્યવસ્થિત રાજ્યપદ્ધતિથી રાજ્ય કરતાં નવ વરસ થયાં એ-ટલામાં તો રાજા અશોકનો આખા રાજ્યમાં એટલો બધો પ્રભાવ પડી ગયો કે તે પછી તેમણે પોતાના ખડ્ગને મ્યાન કરી દીધું અને પાછું ફરીને તેમને તે કદિએ બહાર કાઢવું પડયું ન હતું. એક તરફ રાજધાનીથી ૧૨૦૦ માઇલ પર કાબુલમાં અને બીજી તરફ ૧૦૦૦ માઇલને છેટે ગીરનાર પર્વત પર તેમની આજ્ઞાનું કોઇ પણ ઉલ્લંઘન કરી શકતું ન હતું. તેમનું રાજ્ય ૩૮ વરસ સુધી ચાલ્યું અને તેટલાં વરસ દરમિયાન તે હંમેશાં પ્રજાના ભલામાં જ તત્પર રહ્યા હતા.

રાજા અશોકનું બીજું નામ પ્રિયદર્શી હતું. તેમણે પત્થરના નવ સ્તમ્ભ બનાવરાવી તે ઉપર પોતાના રાજ્યના નિયમો કોતરાવ્યા,

અને તે પછી તે દરેકને પોતાના રાજ્યની અંદર જુદા જુદા સ્થળે ઉભા કરાવ્યા. આ શિલાલેખો અંબાલા, મીરત, કુસુમ્બી, લોરિયા, અરારજ લોરિયા, નન્દગઢ, લોરિયારામ, ચંપારણ્ય અને ભોપાળની પાસે સાંચીમાં છે. કેટલાક શિલાલેખ પહાડો પર પણ કોતરાવેલા છે. આમાંનો એક ગુજરાતમાં આવેલા ગીરનાર પર્વત ઉપર પણ હાલ મોજુદ છે. આ લેખોની અંદર ચૌદ આજ્ઞાઓ કોતરાવેલી છે. ગાદી ઉપર બેઠાને અગીઆરમે વરસે રાજ્યકાર્ય કરતા છતા રાજા અશોક બૌદ્ધધર્મના ભિક્ષુ થઈ ગયા હતા અને તે વખતે તેમણે પ્રતિજ્ઞા લીધી હતી, કે હું મારી સઘળી સત્તા અને ઐશ્વર્યનો ઉપયોગ એક એવા ધર્મની પાછળ કરીશ, કે જેથી સ્વર્ગનાં દ્વાર ખુલ્લાં થાય અને પ્રાણી માત્રને સુખ મળે.

આ આશયથી તેમણે ધર્મનો ફેલાવો કરવાને માટે અનેક દેશોમાં ઉપદેશકો મોકલ્યા અને જે ધર્મ પ્રથમ એકદેશી હતો તે થોડા જ સમયમાં સર્વદેશી થઈ ગયો. અશોક રાજાએ કેવળ મનુષ્યોને માટે જ નહિ; પરન્તુ પશુપક્ષિયોનાં સુખને માટે પણ અનેક ગોઠવણો કરી હતી. તેમના રાજ્યમાં સર્વત્ર પ્રજાને મફત દવા મળી શકે તે માટે વૈદ્યો અને દવાશાળાઓની પાકી ગોઠવણ કરવામાં આવી હતી. તેમના તરફથી રાજ્યમાં જે આજ્ઞાઓ જાહેર કરવામાં આવી હતી તેની મતલબ એ હતી, કે (૧) રાજા પોતાની સઘળી રૈયતને પોતાની સંતતિ સમાન ગણે છે એટલા માટે પ્રજાએ પણ રાજાને પિતાવત્ ગણી તેની સાથે પિતાતુલ્ય વર્તન ચલાવવું; (૨) મનુષ્ય માત્રનો ધર્મ છે કે તેણે જિતેન્દ્રિય, શુદ્ધચિત્ત, કૃતજ્ઞ અને બીજાના વિશ્વાસપાત્ર થઈ રહેવું; (૨) ક્રોધ, નિષ્ઠુરતા, અહંકાર અને ઇર્ષાનો ત્યાગ કરવો; (૪) હંમેશાં પોતાના દોષોનો વિચાર કરતા રહેવું; (૫) હંમેશાં સાચું બોલવું; (૬) રાજાએ આગ્રહ પૂર્વક ખાસ ભાર મૂકીને ફરમાવેલું, કે હરકોઈ પ્રકારે જીવહિંસા કરવાથી બચો; (૭) તેની મોટામાં મોટી આજ્ઞા એ હતી, કે પ્રાણી માત્ર ઉપર દયા કરો; (૮)

માતાપિતાની સેવા કરવી અને વડીલોને માન આપવું; (૯) ગુરુઓની શુશ્રુષા કરવી અને બન્ધુઓ, તપસ્વીઓ અને ભિક્ષુઓની સાથે પ્રીતિથી વર્તવું; (૧૦) નોકરચાકર વર્ગ ઉપર કૃપાદ્દષ્ટિ રાખવી; (૧૧) મિત્રો, બાંધવો, સુહૃદો, ત્યાગી પુરુષો અને બ્રાહ્મણોની સાથે સર્વત્ર ઉદારતાથી વર્તવું; (૧૨) રાજાનો સિદ્ધાન્ત હતો, કે સઘળા મતપંથ અંતમાં એક જ છે, સર્વનું લક્ષ્ય ચિત્તની શુદ્ધિ અને મનનો જય કરવો એ છે, આટલા માટે ધર્મના રાહ ઉપર ચાલવા ઇચ્છતા પુરુષે બીજાના ધર્મની નિંદા કરવી જોઇએ નહિ; (૧૩) એક સ્થાને લખ્યું છે, કે આજ સુધી રાજાને ત્યાં ત્રણ પશુઓનો વધ કરવામાં આવતો હતો તે પણ હવેથી બંધ કરવામાં આવશે; અને (૧૪) અહિંસા એ જ પરમ ધર્મ છે.

તેમણે કેવળ પોતાના રાજ્યમાં જ નહિ, પરંતુ યુનાન (ગ્રીસ) આદિ બહારના દેશોમાં પણ મનુષ્યો અને પશુઓને માટે ચિકિત્સાલય સ્થાપ્યાં હતાં. દર પાંચ વરસે એક મહા સભા મળતી હતી અને તેમાં રાજ્યના અધિકારીઓ પ્રજાને ધર્મનો ઉપદેશ કરતા હતા. રાજા પોતે કહે છે, કે મારા પુત્ર, પૌત્ર, પ્રપૌત્ર, સર્વ આ ધર્મમાર્ગને અનુસરીને ચાલશે. ચાહે હું ભોજન કરતો હોઉં કે ચાહે હું અંતઃપુરમાં કે ઉદ્યાનમાં વિહાર કરતો હોઉં તોપણ સર્વત્ર હું પ્રજાનું જ કાર્ય કરીશ. સર્વ સાધારણના ભલાને માટે પ્રયત્ન કરવો એ મારો પરમ ધર્મ છે. પુરુષાર્થ અને કાર્ય કરવા કરતાં જગતમાં કોઇ બીજી શ્રેષ્ઠ વસ્તુ નથી અને તે સર્વનો ઉપયોગ હું પ્રાણીમાત્ર પ્રતિનું મારૂં ઋણ ચૂકાવવામાં કરૂં છું. આલોક અને પરલોકમાં લોકોને સુખી કરવાં એ મારૂં લક્ષ્ય છે. ધર્મનો ઉપદેશ કરવા સમાન કોઇ દાન નથી, ધાર્મિક પુરુષોની મિત્રતા સમાન કોઇ મૈત્રી નથી અને ધર્મ સમાન કોઇ બંધુ નથી. જેવી રીતે હું સઘળા ધર્મના લોકોને માન્ય રાખું છું તેવી જ રીતે મારી પ્રજા પણ એક બીજાના ધર્મની નિંદા કરશે નહિ. એમ કરવાથી પક્ષાપક્ષ વધવા પામશે નહિ. યુદ્ધમાં

જય મેળવવો એ વાસ્તવિક જય નથી, પરંતુ ધર્મ ઉપર જય મેળવવો તે જ ખરો જય છે. અંત સમયનાં રાજા અશોકનાં વચનો એ હતાં, કે સમુદ્રથી આવર્તિત, રત્નોથી ખચિત અને પર્વતોનું પ્રતિષ્ઠા સ્થાન આ પૃથ્વીનું હું બૌદ્ધ સંઘને દાન કરૂં છું. મને સ્વર્ગ કે બ્રહ્મલોકની આકાંક્ષા નથી, તેમજ ગંગાના તરંગવત્ ચંચળ એવી રાજ્યલક્ષ્મીની પણ મને ચાહના નથી. આ પૃથ્વીનું દાન કરીને હું માત્ર જેનો કદિ પણ ક્ષય થતો નથી એવું સર્વોત્કૃષ્ટ વરદાન અર્થાત્ મન ઉપરના વિજયને જ ચાહું છું. આવા જ ધર્મિષ્ઠ પુરુષોને લીધે ભારતવર્ષ એક કાળે ઉન્નતિની ટોચે પહોંચી ગયેલો હતો અને તેઓએ જ ધર્મને સજીવન બનાવ્યો હતો.



## પાઠ ૧૦૦.

### પરદુઃખભંજન રાજા વિક્રમાદિત્ય.

અશોકના પછી કેટલાક વરસે વિક્રમાદિત્ય થયા. તેમના નામ ઉપરથી આજ પણ આ દેશમાં સંવત ચાલે છે. તેમની રાજધાનીનું નગર ઉજ્જન હતું. તે ઇ. સ. પૂર્વે ૫૭ માં થઇ ગયા અને તે પછી એક વરસે તેમના નામનો સંવત ચાલતો થયો. આમ છતાં કોઇ કોઇ અંગ્રેજ વિદ્વાનનું કહેવું એવું છે, કે વિક્રમનો સંવત ઇ. સ. ૫૪૪ થી પ્રચારમાં આવ્યો છે, અને હાલ ચાલતા સંવતમાં ૬૦૦ વરસ વધારે ગણવામાં આવે છે. આ પ્રમાણે વિક્રમરાજા બરોબરી રીતે ક્યારે થયા એ સંબંધમાં મતભેદ હોઇ શકે; પરંતુ ભારતવર્ષમાં તે એક મહાન્ રાજા થઇ ગયા એ વિષયે લેશ પણ મતભેદ હોવો શકય નથી. 'સરિત્સાગર,' 'વૈતાળપચીસી,' 'સિંહાસનબત્રીસી' એ આદિ ગ્રંથોમાં વિક્રમ રાજાની જે જે વાતો લખવામાં આવી છે તેને ચાહે માનો અગર ન માનો તોપણ એટલું

તો ચોક્કસ રીતે પ્રતીત થઇ શકે છે, કે તે કોઇ સામાન્ય પુરુષ ન હતા. તેમની સભાનાં નવ રત્નો પૈકી ધન્વન્તરી વૈદ્ય, 'અમરકોશ'ના કર્તા અમરસિંહ, મહાકવિ કાળીદાસ, વરરુચિ અને વરાહમિહિર જ્યોતિષીનાં નામ સર્વ વિદ્વાનોમાં સુપ્રસિદ્ધ છે.

હીજરી સન ૧૦૧૫, સંવત ૧૬૬૩ માં એક ફરિશ્તા નામનો મુસલમાન ઇતિહાસકાર થઇ ગયો. તે વિક્રમરાજાના સંબંધમાં લખે છે, કે રાજા વિક્રમાદિત્ય પુઆર જાતિના હતા. તેમના ધર્મનિષ્ઠપણાની વાતો અને ઇતિહાસ હિંદુઓમાં બહુ પ્રચલિત છે. તેમના વિષે એવું કહેવાય છે, કે એક વખતે જુવાનીમાં જ તેમણે ભગવાં વસ્ત્રો ધારણ કરી લીધાં હતાં અને તે પછી સાધુઓની પાસે રહેવાની અને ઇશ્વરભક્તિમાં કાળ ગાળવાની યોજના કરી હતી. પરંતુ તેમની ૫૦ વરસની ઉંમરે જ્યારે આકાશવાણી થઈ કે ' શસ્ત્રવિદ્યા શીખો ' ત્યારે તે તેને અનુસરીને શસ્ત્રવિદ્યા શીખ્યા અને રાજ્યપદ મેળવીને તેમણે પ્રજાનું અન્યાય અને જુલમ કરનારાઓથી રક્ષણ કર્યું. થોડા સમયમાં જ તેમણે નહરવાલા અને માળવા દેશ જીતી લીધો અને ન્યાયપૂર્વક રાજ્ય ચલાવીને સઘળા પ્રાંતો અને નગરોની પ્રજાની પ્રીતિ સંપાદન કરી. એવું કહેવાય છે, કે તેમના રાજ્યઅમલ દરમિયાન ચુંબકે લોઢાને અને કહરવાએ ઘાસને આકર્ષણ કરવાનું છોડી દીધું. હિંદુઓ માને છે, કે તેમની સ્થિતિ અલૌકિક હતી. તેમના મનમાં જે કાંઈ ભાવના ઉદય પામતી હતી તે જ પ્રમાણે બનતું હતું. રાતમાં પ્રજાના સંબંધમાં તે જે કંઈ વિચારતા હતા તેવુંજ સવારના પહોરમાં થઈ જતું હતું. રાજા હોવા છતાં પણ તે પ્રજાની સાથે ભાઈની માફક વર્તતા હતા. ઘરમાં માટીનો ઘડવો અને સાદડી સિવાય બીજું કંઈપણ રાખતા ન હતા. તેમણે ઉજ્જન શહેર વસાવી ત્યાં પોતાની રાજધાની કરી અને ધારનો કિલ્લો બંધાવ્યો. મહાકાળનું મોટું શિવાલય બનાવી તેમાં બ્રાહ્મણો અને યોગીઓને રાખ્યા. વળી તેમને આજીવિકા

બાંધી આપીને રાત દહાડો ઈશ્વર ભક્તિમાં લીન રહેવાનો આદેશ કર્યો. તે પોતાનો સઘળો સમય પ્રજાની સેવા યા તો ઇશ્વરભક્તિમાં ગાળતા હતા. હિંદુઓ તેમના ઉપર ઘણી શ્રદ્ધા રાખે છે અને તેમના સંબંધમાં અદ્‌ભુત કથાઓ કહે છે.

તેમના મૃત્યુના સમયથી એક સંવત પણ ગણવામાં આવે છે અને તેને ચોપડાઓમાં લખવામાં આવે છે. આ પુસ્તક લખાતી વખતે હીજરી સન ૧૦૧૫ ચાલે છે; પરન્તુ હિન્દુઓના હિસાબે સંવત ૧૬૬૩ છે. વીર વૈતાળ તેમનો સહયોગી હતો. તેમના રાજ્યના છેવટના વખતમાં દક્ષિણના એક શાલીવાહન નામના જમીનદારની સાથે તેમને યુદ્ધ થયું. બન્ને બાજુની સેનાઓ નર્મદા નદીના કિનારે ખડી થઈ અને યુદ્ધમાં વિક્રમ રાજા મરાયા અને શાલીવાહનનો જય થયો. તેમના સમયની બહુ બહુ વાતો ચાલે છે, પરંતુ તેમાંની ઘણી માનવા લાયક નહિ હોવાથી આ સ્થળે લખવામાં આવી નથી.

ઉપર પ્રમાણે એક મુસલમાન ધર્મના વિદ્વાનનો અભિપ્રાય છે. ભારતવાસીઓ માને છે, કે રાજા વિક્રમાદિત્ય જેવા પ્રતાપી રાજાઓ બહુ જ ઓછા થયા છે. તેમની ઇશ્વરભક્તિ, ત્યાગ અને પ્રજાહિત માટેની તત્પરતા હંમેશને માટે જગજાહેર રહેશે. તે કહે છે, કે **આ મોટા મોટા મહેલ અને મંદિર, માલિકના ઇશારે કામ કરી રહેલા આ નોકર ચાકરો, જેમાં આઠે પહોર ચિત્ત લાગ્યું રહે છે તે આ સુંદર સ્ત્રીયો અને આ ઐશ્વર્ય એ સઘળું જ્યાં સુધી આંખ બંધ થઈ નથી ત્યાંસુધીનું જ છે. આંખ બંધ થતાંની સાથે તો સર્વનો આધારભૂત એવો એક ઈશ્વર જ રહે છે.**

## પાઠ ૧૦૧ મો.

### ભગવાન શ્રી શંકરાચાર્ય.

ભગવાન બુદ્ધે યજ્ઞમાં કરાતી પશુહિંસાથી અસંતુષ્ટ બની લોકોને નિવૃત્તિપ્રધાન ત્યાગ ધર્મનો ઉપદેશ કર્યો. આ ધર્મમાંના અહિંસા, દયા, ક્ષમા આદિ ગુણોથી આકર્ષાઇ લોકો બૌદ્ધધર્મમાં ભળ્યા. વિશેષમાં મહાન્ અશોક જેવા રાજાનો તેને ટેકો મળવાથી ચીન,તીબેટ, જાપાન, સીરીયા, ઇજીપ્ત, મેસિડોનીઆ આદિ બહારના દેશોમાં તે ધર્મનો ઘણો ફેલાવો થયો. બૌદ્ધધર્મની આ પ્રકારની જાહોજલાલી લગભગ ત્રણસો–ચારસો વરસ સુધી ટકી રહી; પરન્તુ પાછળથી ભગવાન બુદ્ધના હેતુઓનું વિસ્મરણ થતું ગયું અને લોકો પોતાના મૂળના સંસ્કારો પ્રમાણે મિથ્યા ધાર્મિક ક્રિયાઓ કરવા લાગ્યા. આખો દેશ જડતાનો, વિવિધ દેવોનો, ભૂતપિશાચોનો ઉપાસક બની કુસંસ્કારપૂર્ણ વિધાનોથી ઉભરાઇ ચાલ્યો અને દુર્દશા તેમજ અવનતિ તરફ ઢળવા લાગ્યો. આવા મહાન્ અનર્થના કાળમાં ભારતમાં નવજીવન પ્રેરવાને અને બ્રાહ્મણ ધર્મની પુનઃ સંસ્થાપના કરવાને ગીતામાં આપેલા વચન પ્રમાણે ઇશ્વરનો જે અવતાર થયો તે ભગવાન શ્રી શંકરાચાર્યને નામે સુપ્રસિદ્ધ છે.

સાક્ષાત્ શંકરના અવતારરૂપ મનાતા આ મહાપુરુષનો જન્મ ભારતની દક્ષિણે આવેલા કેરલ દેશમાં ઇ. સ. ૭૮૮ માં થયો હતો. તેમના પિતા તેમને છેક બાલ્યાવસ્થામાં મૂકી ગત થયા હતા. તેથી તેમના ઉછેરનો સઘળો ભાર તેમની માતાને શિર પડયો હતો. તેમની માતાનું હૃદય અત્યંત કોમળ અને વાત્સલ્ય ભાવથી ભરપૂર હતું. એકના એક વહાલા પુત્રને પ્રેમથી પાળી પોષી ઉછેર્યા અને જ્યારે તે પાંચ વરસના થયા ત્યારે તેમને યજ્ઞોપવિત આપી ગુરુને ઘેર ભણવા

મોકલ્યા. અહીં તે પોતાની અસાધારણ બુદ્ધિશક્તિથી અલ્પકાળમાં સર્વ શાસ્ત્ર પારંગત થયા. આ પછી તે ઘેર આવ્યા અને માતાની સેવા કરવામાં તેમજ ધર્મનાં રહસ્ય ઉકેલવામાં કાળ નિર્ગમન કરવા લાગ્યા.

ભગવાન શંકર અનન્ય માતૃભક્ત હતા. હંમેશાં માતૃસેવામાં રત રહી તેમનું દિલ કોઇ પણ રીતે દુભાવા ન પામે તેને માટે તે અત્યંત કાળજી રાખતા હતા. માતૃસેવા આદિ પ્રવૃત્તિ સેવવા છતાં તેમના દિલમાં ત્યાગ વૈરાગ્યની ભાવના બાળપણથી જ ઉછાળા મારી રહી હતી. ગમે તે પ્રકારે સંન્યાસ લેવાનો તેમણે પોતાના મન સાથે દૃઢ નિશ્ચય કર્યો હતો. માત્ર માતાનું દિલ દુભાય નહિ અને તે રાજી ખુશીથી સંન્યાસ ગ્રહણ કરવાની સંમતિ આપે એટલી જ તેઓશ્રી રાહ જોઇ રહ્યા હતા. આ સંબંધમાં એક એવી વાત ચાલે છે, કે એક વખત શંકર માતાની સાથે નદીએ સ્નાન કરવાને ગયા ત્યાં મગરે એમનો પગ પકડ્યો. શંકરે ચીસ પાડી. તે સાંભળીને માતા દોડી આવ્યાં અને પોતાનો પુત્ર મગરના પાશમાં સપડાયો છે એમ જાણીને બહુ વિહ્વળ બની ગયાં. શંકરે તરત જ માતાને ઉદ્દેશીને કહ્યું, કે "જો તમે મને સંન્યાસી થવાની રજા આપો તો મગર મારો પગ મૂકી દેશે." માતાએ રજા આપી અને શંકર મગરના પાશમાંથી મુક્ત થયા. આ વાતનું તાત્પર્ય એવું જણાય છે કે, સંસારરૂપી સરિતામાં વાસ કરી રહેલા કામ, ક્રોધ, મોહ આદિ મગરમચ્છોના પાશમાંથી મુક્ત થવાને વિરાગ અને સંન્યાસની જરૂર છે.

આ પ્રમાણે સોળ વરસ જેટલી નાની ઉંમરમાં સંન્યાસ ગ્રહણ કરવાની માતા પાસેથી રજા મેળવી તે ઘર છોડી ચાલી નીકળ્યા. જતી વખતે માતાનો પૂરતો બંદોબસ્ત કરી ગયા અને કહેતા ગયા, કે 'જ્યારે તમે મને યાદ કરશો ત્યારે તરત જ તમારી સેવામાં આવીને ખડો થઇશ." આમ ઘર છોડી તેઓશ્રી નર્મદા તીરે ગયા અને ત્યાં વસતા ગોવિંદસ્વામી પાસે તેમણે સંન્યાસની

દીક્ષા લીધી. દીક્ષા લીધા પછી સ્વામીજી પાસેથી વેદાન્ત અને યોગનું સંપૂર્ણ જ્ઞાન મેળવ્યું. તેમની વિદ્વત્તા અને અલૌકિક શક્તિથી ગુરુ ઘણા પ્રસન્ન થયા અને 'વ્યાસસૂત્રો' ઉપર ટીકા રચવાની તેમને આજ્ઞા કરી. ગુરુની આજ્ઞા શિરમાન્ય કરી તેઓશ્રી બદ્રિકાશ્રમ ગયા અને ત્યાં રહી તેમણે 'શારીરિક ભાષ્ય'ને નામે ઓળખાતું ' વેદાન્તસૂત્રો ' ઉપર ભાષ્ય રચ્યું. આ ઉપરાંત તેમણે દશ ઉપનિષદો, ભગવતગીતા અને સનત્સુજાતીય પર્વ પર વિસ્તીર્ણ ટીકા રચી.

આ પછી તેમણે વૈદિકધર્મમાં પ્રવેશ કરી દેશની અધોગતિ કરી રહેલ—મિથ્યા પૂજન વિધિઓ, અનેક ધાર્મિક વહેમો, ધર્મના નામે પ્રવર્તતા દુરાચારો આદિ—કુસંસ્કારોનું તેમજ બૌદ્ધ, ચાર્વાક, ભૈરવ, કાપાલિક વગેરેના જડવાદ અને નાસ્તિકવાદનું ખંડન કરી જ્ઞાનમાર્ગના ઉપદેશ વડે બ્રાહ્મણધર્મની પુનઃ સંસ્થાપના કરવાનું કામ આરંભ્યું. પ્રથમ તે પ્રયાગ ગયા ત્યારે ત્યાં તેમણે કર્મમાર્ગના ઉપદેષ્ટા કુમારીલભટ્ટને મરવાની તૈયારી ઉપર જોયા. શંકરે તેમને મરતી વખતે જ્ઞાનમાર્ગનો ઉપદેશ કર્યો. આ ઉપરથી તેમણે જણાવ્યું, કે ' મેં નાસ્તિકોના મતનું ખંડન કરી કર્મમાર્ગનો ઉપદેશ કર્યો છે. હવે તમે જ્ઞાનમાર્ગનો ફેલાવો કરો અને તે માટે મારા શિષ્ય મંડનમિશ્ર ઉપર જય મેળવો. ' આથી તેઓશ્રી મંડનમિશ્રને ગામ ગયા. ગામને પાદરે આવી પાણી ભરનારીઓને મંડનમિશ્રનું ઘર પૂછ્યું. પનીહારીઓએ મંડનમિશ્રના ઘરની નિશાની આપતાં એક સંસ્કૃત શ્લોકમાં કહ્યું, કે જે ઘરને બારણે મેનાપોપટ વેદના મહાપ્રશ્નો વિષે વાદવિવાદ કરી રહ્યાં હોય તે ઘર મંડનમિશ્રનું જાણજો.+ આ નિશાની-

---

\+ स्वतः प्रमाणं परतः प्रमाणं कीरांगना यत्र गिरं गिरंति ।
द्वारस्थनीडांतर सन्निरुद्धा जानिही तन्मंडनमिश्र धाम ॥

અર્થ—વેદવાક્યો સ્વતઃ પ્રમાણ છે કે પરતઃ પ્રમાણ છે ? એમ જ્યાં ઘરના ગોખમાં રહેલી મેના વચનો ઉચ્ચારે છે તે ઘર મંડનમિશ્રનું જાણજો.

ના આધારે શંકર મંડનમિશ્રના ઘેર આવ્યા. અહીં બંને વચ્ચે શાસ્ત્રાર્થ થયો અને તેમાં મધ્યસ્થ તરીકે મંડનમિશ્રનાં પત્ની સરસ્વતીને નીમ્યાં. મંડનમિશ્રનું કહેવું એવું હતું, કે "વેદનાં કર્મ એની મેળે ફળ આપે છે, પરમેશ્વરની જરૂર નથી અને એ કર્મ મરતાં સુધી કરવાં જ જોઇએ." શંકરાચાર્યનો મત એવો હતો, કે "ફળ પરમેશ્વર આપે છે, મન શુદ્ધ થતાં સુધી કર્મ કરવાને અડચણ નથી, પણ પરમાત્માને ઓળખવાને માટે જ્ઞાનની જરૂર છે." અંતે શંકરાચાર્ય જીતાયેલા જાહેર થયા અને કરાર પ્રમાણે મંડનમિશ્ર એમના શિષ્ય થયા.

આ પછી સમસ્ત ભારતમાં પગે મુસાફરી કરી બૌદ્ધ, કાપાલિક, ચાર્વાક, ભૈરવ, શાક્ત આદિ વિવિધ નાસ્તિક અને પાખંડ મતોનું ખંડન કરી અદ્વૈત મતનો ઝુંડો ફરકાવ્યો, અને વેદધર્મના પાલન અર્થે હિંદની ચારે દિશામાં ચાર મઠ સ્થાપી ત્યાં પોતાના ચાર મુખ્ય શિષ્યોને નીમ્યા. આ પછી તેઓશ્રી માતૃદર્શનાર્થે ઘેર ગયા. અહીં તેમણે માતાને મરણપથારીએ પડેલાં દીઠાં. માતાનો દેહાંત થતાં તેમને અગ્નિસંસ્કાર કરવાને તેમનાં સગાં સંબંધીમાંથી કોઈ આવ્યું નહિ ત્યારે વિધિનિષેધનો ત્યાગ કરી માતાની સઘળી ઉત્તર ક્રિયા તેમણે પોતાની જાતે કરી.

સમસ્ત ભારતવર્ષમાં વેદાન્તમતનો ઝુંડો ફરકાવવો એ તેમના જીવનનો ઉદ્દેશ હતો અને તે તેમણે એક સરખાં સોળ વરસ સુધી દેશના ચારે ખૂણે ફરી અથાગ પરિશ્રમ સહી જ્ઞાનમાર્ગના ફેલાવા વડે પાર પાડયો.તેમના જીવનનો ઉદ્દેશ પાર પડતાંની સાથે તેમણે વેઠેલા પરિશ્રમની દેહ ઉપર ભારે અસર થઈ અને ૩૨ વરસ જેટલી નાની વયે તેમણે કૈલાસવાસ કર્યો. ધન્ય છે! આવા જગદ્ધારક મહાત્માઓને કે જેમની ઉજ્જવલ અને અક્ષય્ય કીર્તિ વડે આજ પણ ભારતવર્ષ પૃથ્વીભરમાં પ્રસિદ્ધ પામી રહ્યો છે.

## પાઠ ૧૦૨ મો

### ભગવાન શ્રી રામાનુજાચાર્ય.

આ મહાત્મનો જન્મ ઇ. સ. ૧૦૧૭ માં હિંદની દક્ષિણમાં થયો હતો. તેમના પિતાનું નામ કેશવ યાજ્ઞિક અને માતાનું નામ કાન્તિમતી હતું. આચાર્યશ્રીનું મૂળનું નામ **લક્ષ્મણ** હતું અને પાછળથી તે **રામાનુજાચાર્ય**ના નામે પ્રસિદ્ધિ પામ્યા હતા. આઠ વરસે જનોઇ આપી તેમને વિદ્યાભ્યાસ કરાવવાની શરૂઆત કરવામાં આવી હતી. વિદ્યાભ્યાસના ક્રમમાં તેમના દિલમાં વેદાન્તનું જ્ઞાન મેળવવાની તીવ્ર ઉત્કંઠા થઇ આવી. આથી **કાંચીનગર**માં વસતા **યાદવપ્રકાશ** નામના એક વેદાન્તીની ખ્યાતિ સાંભળી તે તેમની પાસે ગયા અને ત્યાં શિષ્યભાવે રહી અભ્યાસ કરવા લાગ્યા. તેમનાં રૂપલાવણ્ય, પ્રખર બુદ્ધિ અને વિનય જોઇ ગુરુ તેમના ઉપર બહુ જ પ્રસન્ન થયા; પણ સાથે સાથે એમ કહેવાય છે, કે વખત જતાં એ ગુરુશિષ્યની વચ્ચે **सर्वं खल्विदं ब्रह्म** અને **नेह नानास्ति किंचन** એ બે વાક્યોના અર્થના સંબંધમાં પ્રબળ મતભેદ પેદા થયો અને તેના પરિણામે ગુરુએ તેમને મારી નંખાવવાનો નિશ્ચય કર્યો. આ કામને માટે સઘળા શિષ્યોની સાથે રામાનુજાચાર્યને પ્રયાગની જાત્રાએ લઇ જવા અને ત્યાં તેમને નદીની અંદર ડૂબાડી મારવા એમ ઠર્યું હતું. પરંતુ પ્રયાગ જતાં માર્ગમાં તેમના એક મામાના દીકરાએ તેમને ગુરુના વિચારથી જાણીતા કર્યા અને તરત જ તેઓ છાનામાના સંઘમાંથી નાશી છૂટયા. ઘોર અરણ્યની અંદર આવતાં એક ભીલ અને ભીલડી, જેને **નારાયણ** અને **લક્ષ્મી** હોવાનું જણાવવામાં આવે છે, તેઓ તેમનાં માર્ગદર્શક બનીને તેમને **કાંચીનગર**માં પહોંચાડી ગયાં.

આ સમયે **શ્રીરંગ**માં **યામુનાચાર્ય** નામના એક વિશિષ્ટાદ્વૈતવાદી પરમ વૈષ્ણવ ભક્ત રહેતા હતા. તે તે સમયે વૈષ્ણવ સંપ્રદાયના

મુખ્ય અધિનાયક ગણાતા હતા. જ્યારે તેમણે રામાનુજાચાર્યનાં અસાધારણ પાંડિત્ય અને ભગવતનિષ્ઠાની ખ્યાતિ સાંભળી ત્યારે તેમને એમ થઇ આવ્યું કે જો એવા પુરૂષ પોતાના પંથની દીક્ષા લે તો વૈષ્ણવ પંથનો બહુ જ બહોળો પ્રચાર થવા પામે. આ ઉપરથી તેમણે તેમને પોતાના પંથની દીક્ષા લેવાનું કહેવરાવ્યું. આચાર્યશ્રીને સંદેશો મળ્યો કે તરત જ તે શ્રીરંગ જઇ પહોંચ્યા, પણ યામુનાચાર્યનો તેમને મેળો થયો નહિ. તેમના આવતા અગાઉ થોડા જ વખતે તેમનો દેહવિલય થઇ ગયો હતો. સ્મશાન ભૂમિમાં યામુનાચાર્યનો મૃતદેહ નીરખતાં તેમના એક હાથની ત્રણ આંગળીઓ વળેલી દીઠી. આ સંબંધમાં પૂછગાછ કરતાં જણાયું કે મરતા અગાઉ તે પોતાને ત્રણ કાર્યો સિદ્ધ કરવાની ભલામણ કરી ગયા છે. (૧) વેદાન્તસૂત્રો ઉપર વિશિષ્ટાદ્વૈતવાદી ભાષ્ય રચવાનું; (૨) વૈષ્ણવધર્મનો પ્રચાર કરવાનું; અને (૩) મહર્ષિ પરાશરનું નામ રાખવાનું. આ હકીકત જાણતાં તે, એ ત્રણે કાર્યો સિદ્ધ કરવાને સર્વની સમક્ષ પ્રતિજ્ઞાબદ્ધ થયા.

ઉપર પ્રમાણે શ્રીરંગમાં પ્રતિજ્ઞાબદ્ધ થઇને તેઓશ્રી કાંચીમાં પાછા આવ્યા. તે બહુ ઉદાર અને સહૃદય હતા. અન્યનું દુઃખ જોઈને તેમનું હૃદય બહુ જ દ્રવતું હતું. વળી શાસ્ત્રવિહિત પોતાના આશ્રમના ધર્મો તે પૂર્ણ રીતે પાળતા હતા. આમ છતાં સ્ત્રી તેમને અનુકૂળ મળી ન હતી. તે શુષ્ક હૃદયની હતી અને તેના સંકુચિત હૃદયને લીધે આચાર્યશ્રીના દિલને આઘાત પહોંચે એવા પ્રસંગો ઘણીવાર ઉપસ્થિત થતા હતા. એક વખત એક પરમ વૈષ્ણવ ભક્તનું શુદ્ર હોવાના કારણે અપમાન કરવા જેવું કરવાથી, બીજી વખત એક અન્નના ભિક્ષાર્થીને ઘરના આંગણેથી નિરાશ કરીને કાઢી મૂકવાથી અને એવા એવા બીજા પ્રસંગોથી તેમના દિલમાં સંસાર તરફ વિરાગ ઉપજ્યો અને યામુનાચાર્યના શિષ્ય મહાપૂર્ણાચાર્ય પાસે દીક્ષા લઇ તેમણે સંન્યાસ ગ્રહણ કર્યો.

આ પછી પોતાની પ્રતિજ્ઞા પૂર્ણ કરવાને તેમણે 'બ્રહ્મસૂત્રો' ઉપર 'શ્રીભાષ્ય' રચ્યું, વૈષ્ણવ ધર્મનો પ્રચાર કરવાનું આરંભ્યું અને પોતાના એક લાયક શિષ્યને પરાશરનું નામ આપી મહર્ષિ પરાશરનું નામ રાખ્યું. 'શ્રીભાષ્ય' ઉપરાંત તેમણે 'વેદાર્થસંગ્રહ,' 'ગીતાભાષ્ય' આદિ ગ્રંથો લખ્યા છે. વૈષ્ણવ ધર્મનો પ્રચાર કરવામાં તેમણે નવી નવી અનુષ્ઠાન પદ્ધતિઓ તથા ઉપાસના પ્રણાલિની રચના કરીને જે વર્ગના લોકોને તેમની જરૂર હતી તેમને એ સર્વ બાબતોનો ઉપદેશ આપ્યો. તેમણે બ્રાહ્મણથી ચંડાળ જાતિ સુધીના તમામ લોકોને માટે ઉંચામાં ઉંચી આધ્યાત્મિક ઉપાસનાનાં દ્વારો ઓકળાં કરી આપ્યાં. આ પ્રમાણે વૈષ્ણવધર્મનો વધારે ને વધારે પ્રચાર થતો ચાલ્યો અને તે સાથે તેમની ખ્યાતિમાં પણ વધારો થતો ચાલ્યો. તેમણે ભિન્ન ભિન્ન મતવાળાઓની સાથે શાસ્ત્રાર્થ કરી તેમને પરાજીત કર્યા અને પોતાનો અલગ પંથ સ્થાપ્યો. આ પછી પોતાના પંથનાં મંદિરો બંધાવરાવ્યાં અને ઉપદેશ આપતાં ૧૨૦ વરસની ઉંમરે ઇ. સ. ૧૧૩૭ માં પંચત્વ પામ્યા.

## પાઠ ૧૦૩ મો.

### રાણા પ્રતાપસિંહ.

ભારતવર્ષમાં કેવળ પ્રાચીન સમયમાં જ નહિ; પરન્તુ વર્તમાન સમયના રાજાઓમાં પણ ક્ષાત્રધર્મનું પાલન કરનાર અને ઘોર કષ્ટની વચ્ચે પણ પોતાની પ્રતિજ્ઞાથી ન ડગનાર રાજાઓ થયા છે. આ રાજાઓમાં નૃપશિરોમણિ મેવાડના રાણા પ્રતાપના નામથી કોણ અજાણ્યું છે ? ધર્મની આગળ શારીરિક સુખભોગ અને રાજ્યવૈભવ કેવાં તુચ્છ છે તે તેમણે પોતાના જીવનચરિત્રથી જગતને સિદ્ધ કરી બતાવ્યું છે. રાણા પ્રતાપના પિતા રાણા ઉદયસિંહે

તેમના નાના ભાઇને ગાદી ઉપર બેસાડવાની યોજના કરી હતી અને તે પ્રમાણે જ્યારે તેને ગાદી ઉપર બેસાડવામાં આવ્યો ત્યારે રાણા પ્રતાપે પોતાના હૃદયની જે ઉદારતા સ્પષ્ટ કરી બતાવી હતી તે બેશક અમાનુષીય હતી. તેમને ખબર પડી કે પોતાના નાના ભાઇને ગાદી ઉપર બેસાડવામાં આવ્યો છે ત્યારે તે તરત જ પોતાના પિતાની પાસે ગયા અને કહેવા લાગ્યા, કે મારા નાના ભાઇની ખાતર હું મારો ગાદી ઉપરનો હક ઉઠાવી લેવાને તૈયાર છું. વધારામાં તેમણે જણાવ્યું કે, હાલનો સમય પરસ્પર વિરોધ કરવાનો નહિ; પરન્તુ સંપસંપીને રહેવાનો છે. તેમના આ શબ્દોથી રાજ્યના સરદારો ઉપર ભારે અસર થઇ અને તેમણે રાજ્ય અને પ્રજાના હિતની ખાતર રાણા પ્રતાપને ગાદી અપાવરાવી.

આ સમયે મેવાડનું રાજ્ય માત્ર નામનું જ રાજ્ય હતું. રાજધાનીનું ઠેકાણું ન હતું. રાજ્ય પૈસેટકે પાયમાલ થઈ ગયેલું હતું અને સઘળાં મિત્ર રાજ્યો અને ભાઇબિાંડુઓ અકબરથી પરાજિત થઈ હિંમત હારી બેઠાં હતાં. આવી સ્થિતિમાં પણ રાણા પ્રતાપના દિલમાં રંચમાત્ર ખેદ થવા પામ્યો નહિ. ઉલટું, તેમણે પોતાના કૂળની પ્રતિષ્ઠા તાજી કરવાનું અને શહેનશાહ અકબરના હાથમાંથી ચિતોડને છોડાવી પાછું હસ્તગત કરવાનું પણ લીધું, અને તેને સફળ કરી બતાવ્યું. રાણા પ્રતાપનો સગો ભાઇ પણ તેની વિરૂદ્ધ હતો. મારવાડ, અજમેર, જયપુર અને વિકાનેરના રાજાઓ પાદશાહની તરફેણમાં હતા. પ્રતાપના સાથી બહુ જ થોડા હતા. આમ સઘળી તરફથી જો કે એકાકી જેવો થઇ રહેલો હતો છતાં તેણે પોતાની જનેતાનું ધાવણ સત્ય કરી બતાવવાનું પણ લીધું હતું અને એવી દૃઢ પ્રતિજ્ઞાને અશક્ય જેવું છે જ શું ? જેણે એક વાર દૃઢ પ્રતિજ્ઞા ધારણ કરી મનને મક્કમ બનાવ્યું તેને બહારની એવી કશી પણ દરકાર થી હોઈ શકે ? તેણે સૌથી પહેલી પ્રતિજ્ઞા એ લીધી, કે જ્યાંસુધી હું ચિતોડને જીતી પાછું મેળવીશ નહિ

ત્યાંસુધી પાંદડાંમાં ખાઇશ, ઘાસ પર સૂઇશ, દાઢી મૂછના વાળ કપાવીશ નહિ અને જે નગારૂં આગળ વાગે છે તેને પાછળ વગડાવીશ. આ રિવાજ અત્યારે પણ જારી છે. મેવાડમાં હાલ પણ દાઢી કતરાવવામાં આવતી નથી, સોનાચાંદીના થાળ તળે પાંદડાં અને સૂવાના પલંગ નીચે ઘાસ અગર ઘાસની બનાવેલી ચટાઇ અવશ્ય રાખવામાં આવે છે.

પોતાની પ્રતિજ્ઞા પૂર્ણ કરવાને પ્રતાપે સૌથી પહેલું કામ એ કર્યું, કે પોતાની સઘળી પ્રજાને દેશમાં આવેલા પહાડોની અંદર જઇ વસવાની આજ્ઞા કરી. આથી રાજધાનીની જગાએ થોડા દિવસોની અંદર જ એક હિંસક પશુઓને રહેવા લાયક ઘોર જંગલ બની ગયું. રાજપૂતાનાના સઘળા રાજાઓએ દિલ્હીના પાદશાહને પોતાની કુંવરીઓ આપીને તેની તાબેદારી સ્વીકારી હતી અને તેઓ સઘળા મોગલ શહેનશાહતના સ્તંભ મનાતા હતા. પરંતુ મેવાડના રાજાઓએ ઘોર કષ્ટ સહન કરીને પણ પોતાના વંશની પ્રતિજ્ઞાનું અંત સુધી પાલન કર્યું અને પાદશાહને જરા પણ નમ્યું આપ્યું નહિ. તે કેવળ પાદશાહની સાથે કશા પણ સંબંધથી જોડાયા નહિ એટલું જ નહિ; પરન્તુ જે રજપૂત રાજાઓએ પાદશાહની સાથે બેટીવ્યવહાર કર્યો હતો તેઓની સાથે પણ તેમણે જ્યાંસુધી તેઓએ મુસલમાનો સાથે સંબંધથી ન જોડાવાની ખુશી બતાવી નહિ તેમજ મેવાડે આપેલી સ્ત્રીઓની જે સંતતિ થાય તેને જ રાજગાદિ આપવાનું કબુલ કર્યું નહિ ત્યાંસુધી કશો પણ વ્યવહાર રાખ્યો નહિ. જયપુરનો રાજા માનસિંહ અકબરનો ઘણો માનનીય સરદાર હતો. તેણે એક વખત દક્ષિણમાંથી પાછા ફરતી વખતે પ્રતાપને મળવાની ઇચ્છા કરી. પ્રતાપે ઉદયસાગર ઉપર તેનું યથાયોગ્ય સ્વાગત કરવાની ગોઠવણ કરી; પરંતુ જાતે મળવા ગયો નહિ. તેને ભોજન કરાવવાને માટે રાજકુમારને મોકલ્યો અને તેની સાથે કહાવી મોકલ્યું, કે મારૂં માથું દુખે છે તેથી હું આવી શકતો નથી. રાજા

માનસિંહ ચેતી ગયો અને કહાવ્યું કે જો પ્રતાપ મારી સામે આવી ભોજન પીરસશે નહિ તો તેમના સિવાય મને બીજું કોણ પીરસશે ? આના ઉત્તરમાં પ્રતાપે કહાવી મોકલ્યું, કે જે લોકો મુસલમાનોની સાથે રોટીબેટી વ્યવહાર રાખે છે તેની સાથે હું કદિપણ જમવા બેસીશ નહિ. આ પરથી રાજા માનસિંહ બહુ જ ગુસ્સે થઈ ગયો અને 'જો હું તારો અહંકાર ઉતારૂં નહિ તો મારૂં નામ માનસિંહ નહિ' એમ કહી ચાલતો થયો. તેના આ શબ્દો સાંભળીને રાણા પ્રતાપે પણ તેને કહ્યું, કે 'હું પણ તમારૂં સ્વાગત કરીશ.'

જ્યારે આ વાત અકબર પાદશાહના સાંભળવામાં આવી ત્યારે તેને ઘણો ક્રોધ ચઢ્યો અને તેણે મહોબ્બતખાં અને માનસિંહની સાથે પોતાના પુત્ર સલીમને એક મહાન સેના લઇ પ્રતાપની સામે યુદ્ધ કરવાને મોકલ્યો. પાદશાહના મહાન વિરાટ સૈન્યની સામે કેવળ ૨૨૦૦૦ રાજપૂતો તે શા હિસાબમાં હતા ? પરન્તુ પ્રતાપને તેનો કશો જ ભય ન હતો. હલદીઘાટના વિશાળ મેદાન પર પહાડ, જંગલ, નદીઓ અને ઘાટોની આસપાસ સર્વત્ર બન્ને તરફનાં લશ્કરો યુદ્ધને માટે ખડાં થયાં. પહાડોની વચ્ચેની સાંકડી ખીણની અંદર ક્ષત્રિયવીરો પોતાની રાજધાનીનું રક્ષણ કરવાને માટે સજ્જ થઇ ઉભા હતા. હાથમાં લાલ વાવટો ઉડાવતો પ્રતાપ મોગલોના સૈન્યની મધ્યમાં ઘણી બહાદૂરીથી ઘૂમતો હતો. એક વખત તો ઠેઠ શાહજાદા સલીમની નજીક જઇ પહોંચી તેણે તેના હાથીને ઘા કરી રણભૂમિમાંથી નસાડી મૂક્યો હતો. આ ઘોર યુદ્ધમાં બન્ને તરફના વીરો કપાઇ મરી રહ્યા હતા. એક તરફથી મોગલ શાહજાદા સલીમનું રક્ષણ કરવાને માટે તો બીજી તરફ પ્રતાપની સહાયતાને માટે અગણિત વીર પુરુષો પોતાના પ્રાણની આહૂતી આપી રહ્યા હતા. પ્રતાપના શરીર ઉપર સાત જખમ થઇ ચૂક્યા હતા અને તેનો ઘોડો પણ ઘાયલ થયો હતો. ત્રણ વખત તે શત્રુઓની મધ્યમાં ઘેરાઇ ચૂક્યો હતો અને એક વખત તેના ઉપર પ્રાણાંત ઘા પડવાની તૈયારી

હતી કે તરત જ ઝાલા ઠાકોરે તેના હાથમાંથી રક્તધ્વજા પોતાના હાથમાં પકડી લઇ તે ધાને પોતાના જાન પર ઉઠાવ્યો. પ્રતાપ ત્યાંથી છૂટી નીકળ્યો અને ઠાકોરે સ્વામિભક્તિ બજાવી તેનો પ્રાણ આપ્યો. ઝાલા ઠાકોરની આવી અપ્રતિમ વીરતા અને સ્વામિભક્તિના બદલામાં આજ પણ તેના વંશજો મેવાડની ધ્વજા ધારણ કરે છે અને તેમનું નગારૂં મહેલના દરવાજા સુધી વાગતું જાય છે.

આ યુદ્ધની અંદર ક્ષત્રિય વીરોએ મહાન્ પરાક્રમ દાખવ્યું; પરન્તુ એવડી મોટી સેનાની સામે તેઓ શી રીતે ટકી શકે ? આ યુદ્ધ ઇ. સ. ૧૫૭૬, સંવત ૧૬૩૧ ના શ્રાવણ વદિ ૭ ને દિવસે થયું હતું અને તેમાં રાજપૂત સૈન્યમાંના ૧૪૦૦૦ વીર પુરૂષો ઘણી બહાદૂરીની સાથે કામ આવી ગયા હતા. આ પ્રમાણે જો કે રાજપૂત સૈન્યની આ યુદ્ધમાં હાર થઇ તોપણ પ્રતાપ જરા પણ હિંમત હાર્યો નહિ અને તે તો મોગલોની સામે એક સરખી રીતે લડતો જ રહ્યો. જેમ જેમ વરસ જતાં ગયાં તેમ તેમ તેનાં માણસો અને સાધનો ઓછાં થતાં ચાલ્યાં અને આપત્તિ પર આપત્તિ આવી પડવા લાગી. રાજપુત્ર અને રાજકન્યાને મહેલોને બદલે જંગલોમાં ઝાડની નીચે ખોઇ બાંધી તેમાં રાખવામાં આવતાં હતાં ! કંદમૂળ સિવાય બીજું કંઇ પણ ખાવાનું મળતું ન હતું ! ફળફૂલ કે પાંદડાં ખાઇ ઉદરનિર્વાહ કરવો પડતો ! આવું ઘોર સંકટ વેઠવા છતાં પણ પ્રતાપે હીંમત છોડી નહિ. તે તો હંમેશાં અહીં જંગલમાં પણ પોતાના અસલી ઠાઠથી રહેતો હતો. જમતી વખતે પોતાના સરદારોને સાથે લઇને તે પૂરા ઠાઠથી જમવા બેસતો અને હંમેશની રીત મુજબ જમી રહ્યા પછી દરેકના દરજ્જાને છાજતું મેવાનું લ્હાણું કરતો હતો. સરદારો પ્રથમની માફક જ મોટા માન સાથે તે સઘળું ગ્રહણ કરતા હતા. જ્યારે આ વાત પાદશાહને કાને પહોંચી ત્યારે તેણે પણ પ્રતાપની ઘણી પ્રશંસા કરી અને રાજપૂતાનાના સઘળા રાજા 'ધન્ય છે પ્રતાપને ! ' એમ બોલી ઉઠયા. વળી પાદશાહના એક મહાન્ સરદાર

ખાનખાનાને એક કવિતમાં તેની તારીફ કરતાં જણાવ્યું, કે આ સંસાર અસાર છે. ધન અને રાજ્ય સર્વ ચલાયમાન છે. પરંતુ સત્કીર્તિનો મહિમા સદાને માટે અચલ રહી જશે. પત્તુએ (પ્રતાપે) ધન અને જમીન ખોયાં પણ પોતાનું શિર નીચું નમાવ્યું નથી. હિંદુસ્તાનના સઘળા રાજાઓમાં ફકત તેણે જ પોતાની જાતિનું ગૌરવ ટકાવી રાખ્યું છે.

પ્રતાપની આપત્તિઓ ઘણી જ કઢંગી અને પાર વગરની હતી. તેની વહાલી સ્ત્રી પહાડો અને ગુફાઓમાં ધારતીમાં ને ધાસ્તીમાં રહેતી. તેનાં નાનાં નાનાં બાળકો ભૂખથી ટળવળતાં હતાં. એક વખત પાંચ વાર રાંધ્યું; પરંતુ શત્રુઓએ આવી તેમને ઘેરી લીધાં અને રાંધેલું એમ ને એમ પડતું મૂકી નાસવું પડયું. એક વખત કોઈ જંગલી મૂળીયાંના પાંચ રોટલા બનાવ્યા તેમાંથી એક એક બાળકને આપી બાકીના મોડેથી ખાવા આપવા સારૂ રાખી મૂકયા ત્યારે એક જંગલી બિલાડી આવી તે સઘળા ચટ કરી ગઇ, અને પ્રતાપની પુત્રી રોવા લાગી! આ અત્યંત કરુણ અને કષ્ટતમ દેખાવ જોઈને પ્રતાપમાં બાકી રહેલી હિંમત તૂટી ગઈ. તેણે પાદશાહની સાથે સંધિ કરવાનો વિચાર કર્યો; પરન્તુ તેના એ વિચારની જાણ થતાં વિકાનેરના રાજાના ભાઇ પૃથુરાજે તેને એક પત્ર દ્વારા લખી મોકલ્યું, કે "હિંદુઓની આશાનો હવે રાણો પ્રતાપ ભંગ કરી નાંખે છે. અમારી થોડી ઘણી બચી રહેલી પ્રતિષ્ઠા સાચવવાનો ભાર કેવળ પ્રતાપ ઉપર જ છે. શું એક સાચો રાજપૂત બે ચાર દિવસની ખાતર બીજાઓની પેઠે પોતાની પ્રતિષ્ઠાને ગુમાવી બેસશે? પ્રતાપ ધનહીન છે, પરન્તુ માનહીન નથી. તેનું પરાક્રમ જ તેનું સહાયક છે. તે વીર્યના પ્રભાવે જ અમારી ગયેલી પ્રતિષ્ઠા પાછી આવશે." આ કાગળ વાંચીને રાણા પ્રતાપે સંધિ કરવાનું માંડી વાળ્યું અને તે ફરીને યુદ્ધ કરવાને તૈયાર થયો. પણ પાદશાહના એક વિશાળ સૈન્યની સામે થવાને જોઇતાં પૂરતાં નાણાં અને માણસોના અભાવે તેને યુદ્ધ કરવાનું અસંભવિત જણાયું. આથી દેશ છોડી સિંધુ નદીની પાર જઇ વસવાનો

નિશ્ચય કર્યો. પોતાના કુટુમ્બ અને સાથીઓ સહિત પ્રતાપને દેશ છોડી જતો જોઇ તેના ભામાશા નામના એક દેશદાઝવાળા કારભારીએ તેને હિંમત આપી દેશ છોડી જતાં અટકાવ્યો. ભામાશા અને તેના બાપદાદાઓ પેઢી દરપેઢીથી રાજ્યના કારભારી હતા અને તેથી ભામાશાએ પોતાના દેશને પરાધીન થતો બચાવવાની તેમજ રાજની સેવા કરવાની ખાતર પોતાની પાસેની તમામ મિલ્કત પ્રતાપની સામે રજુ કરી દીધી ! ભામાશાની આ મિલકત ૨૫૦૦૦ માણસોનો ૧૨ વરસ સુધી નિભાવ કરી શકે તેટલી હતી ! પોતાના દેશ માટેની આવી ઉંડી લાગણીમાંથી જન્મેલી ઉદારતાએ ભામાશાની કીર્તિને અમર બનાવવાની સાથે રાણા પ્રતાપના દિલમાં પણ નવું ચેતન પ્રેર્યું. પોતાને મળી આવેલી આ યોગ્ય વખતની મદદથી ઉત્તેજાઇને તેણે પોતાના સઘળા સાથીઓને એકત્ર કર્યા અને પોતે ગુમાવેલા કિલ્લા એક પછી એક જીતી લીધા. તેણે થોડા વખતમાં ચિતોડ, અજમેર અને મંડળગઢ સિવાયનું સઘળું મેવાડ પાછું મેળવ્યું. આ તરફ અકબરનું ચિત્ત પણ હવે પ્રતાપની સાથે લડવાથી પાછું હઠયું હતું; પરંતુ પ્રતાપને તો કંઇ ચેન જ પડતું ન હતું. રાતદિવસ તેના ચિત્તમાં એ એક જ ચિંતા લાગી રહેલી હતી કે ચિતોડ શી રીતે પાછું આવે ? આ પ્રકારની સતત ચિંતાને પરિણામે તેનું શરીર રોગગ્રસ્ત થઇ ગયું. હવે તે મરવાને બિછાને પડયો. મરણ સમય નજીક આવ્યા છતાં જ્યારે તેનો જીવ છૂટો થવાને બદલે અકળાવા લાગ્યો ત્યારે તેના સરદારો પૂછવા લાગ્યા, કે રાણાજી, તમારો જીવ કેમ અમુઝાય છે ? આ પ્રશ્ન સાંભળી પ્રતાપ બોલ્યો, કે મારો દેશ મોગલ લોકોના હાથમાં ન જાય એવો મને ખાત્રી ભર્યો દિલાસો આપો. મારી પેઠે હવે ઝુંપડીમાં રહી કોઇ લડનાર નથી. આ સાંભળી સરદારોએ પ્રતિજ્ઞાપૂર્વક નિવેદન કર્યું, કે જ્યાંસુધી મેવાડને અમે સ્વતંત્ર બનાવીશું નહિ ત્યાંસુધી અમે મહેલ કે હવેલી બાંધીશું નહિ. આ શબ્દો કાને પડતાંની સાથે જ પ્રતાપે સંતોષપૂર્વક પ્રાણ ત્યાગ કીધા.

જે પુસ્તકમાંથી આ હકીકત લેવામાં આવી છે તેના કર્ત્તા ટૉડ સાહેબ કહે છે, કે આ પ્રકારે આ મહાન્ યુદ્ધમાં અકમ્પ્ય વીર્ય અને અચળ ધૈર્ય વાળા તેમજ સ્વામીને અર્થે સર્વસ્વનો ત્યાગ કરનાર સહાયકો જ આટલા બધા ઉપયોગી નીવડ્યા.

---

## પાઠ ૧૦૪ મો.

---

### રાજા સવાઇ જયસિંહ.

ગણિત અને જ્યોતિષ શાસ્ત્રમાં બહુ જ પ્રવીણ એવા એક સમર્થ વિદ્વાન્ રાજા તરીકે સવાઇ જયસિંહનું નામ સર્વત્ર સુપ્રસિદ્ધ છે. તે સંવત ૧૭૫૫ એટલે ઇ. સ. ૧૬૯૯ માં જયપુરની ગાદીએ બેઠા હતા અને તેમનો રાજ્ય અમલ સંવત ૧૭૯૯, ઇ. સ. ૧૭૪૩ સુધી ચાલુ રહ્યો હતો. આ ૪૪ વરસના રાજ્ય અમલ દરમિયાન તેમણે જે જે કામો કરેલાં છે તે સર્વ સદાને માટે કાયમ રહી જાય એવાં છે. પ્રથમ તો તેમણે જેને હિંદુસ્તાનનું પારીસ કહેવામાં આવે છે તે સુંદર અને સુશોભિત બાંધણીવાળું જયપુર શહેર વસાવ્યું. રાજસ્થાનના કર્તા ટૉડ સાહેબ કહે છે, કે રાજપૂત રાજાઓની યોગ્યતાને આપણે તુચ્છ સમજીએ છીએ; પરન્તુ ઉત્તમ પ્રકારનું નિયમન કરનાર નીતિજ્ઞ અને શાસ્ત્રજ્ઞ એવા રાજા સવાઇ જયસિંહનું જીવન આપણી એ માન્યતાને ખોટી ઠરાવી આપણને એ સિદ્ધ કરી બતાવે છે, કે તેઓ યોગ્યતામાં કોઇ પણ રીતે ઉતરતા ન હતા. જયસિંહના જેવું જ્યોતિષ શાસ્ત્ર જાણનાર ઘણા ઓછા થયા છે. તેમણે પોતાની જ જાતે તૈયાર કરેલાં યંત્રોની મદદથી દિલ્હી, જયપુર, ઉજ્જૈન, બનારસ અને મથુરામાં ગ્રહો અને નક્ષત્રોની ગતિનું નિરીક્ષણ કરવાને જ્યોતિષ યંત્રાલય બનાવ્યાં અને તેના ફળ તરીકે જે જે બાબતો જાણવામાં આવી તેને કેવળ હિન્દુસ્તાનના જ નહિ; પરંતુ યુરોપના જ્યોતિષ શાસ્ત્રીઓ-

એ પણ માન્ય કરી, અને તે જોઈને સઘળા ચકિત થઇ ગયા. રાજા જયસિંહે પોતાની ગણત્રીમાં જે જ્યોતિષગણિત લાગુ પાડેલું તેની ખ્યાતિ યુરોપમાં પોર્ટુગલ દેશ સુધી પહોંચી ગઇ હતી અને તે ઉપરથી ત્યાંના પાદશાહે સિલવા નામના એક પ્રસિદ્ધ જ્યોતિષ્ શાસ્ત્રીને પોતાને ત્યાંના ગણિતની સાથે આ ગણિતની સરખામણી કરવાને અહીં મોકલ્યો હતો. રાજા જયસિંહે તેને સિદ્ધ કરી બતાવ્યું, કે યુરોપના જ્યોતિષિયોની ગણત્રીમાં ભૂલ છે, અને તેમની ગણત્રીમાં સૂર્ય અને ચંદ્રગ્રહણનો જે સમય ગણવામાં આવ્યો છે તેમાં ½ ઘડીનો તફાવત છે. આ ઉપરાંત તેમણે મુસલમાન નજુમીયોની ગણત્રીમાં પણ ભૂલ કાઢી અને તેઓએ તે ભૂલ પ્રમાણે સુધારો કરી 'જાયચા મહમ્મદશાહી ' નામે ઓળખાતો ગણિતનો નવો ગ્રંથ બનાવ્યો. આ પછી તેમણે પશ્ચિમની ભાષાઓમાંથી રેખાગણિત વગેરે શાસ્ત્રીય ગ્રંથોનો સંસ્કૃત ભાષામાં અનુવાદ કરાવ્યો. તેમણે પ્રચારમાં આણેલી ગણત્રીની જ્યારે ઇંગ્લેન્ડના ડૉકટર હુન્ટરે ઉજ્જનમાં પરીક્ષા કરી ત્યારે તેમાં તેમને કેવળ નહિ જેવો જ તફાવત જણાયો.

આટલી બધી વિદ્વત્તાથી વિભૂષિત એક સમર્થ વિદ્વાન્ હોવા છતાં પણ જયસિંહ ઇશ્વરનો પરમ ભક્ત હતા. તે કહેતા, કે જેની શક્તિરૂપી મહાન્ પુસ્તકમાં આ મહાન્ નક્ષત્ર અને તારાગણ એક પૃષ્ઠ છે, જેના ભંડારમાં આ સૂર્ય એક નજીવો સિક્કો માત્ર છે, જેની અનંત શક્તિની પિછાન પામીને હિપાર્કસ જેવો એક યુનાનનો મહાન્ જ્યોતિષશાસ્ત્રી એક અજ્ઞ ગમારની પેઠે હાથ ઘસે છે, જેના પ્રકાશની સમીપ મિસરનો સુપ્રસિદ્ધ જ્યોતિષિ ટોલેમી એક છછુંદરની માફક અંધ બની જાય છે અને યુકલીડનું આખું રેખાગણિત કંઇ પણ હિસાબ વગરનું થઇ રહે છે. તે રાજાઓના રાજાને આવો આપણે સઘળા શિર ઝૂકાવી ભક્તિપૂર્વક નમસ્કાર કરીએ. મને આ શાસ્ત્રનું જે કંઇ નહિ જેવું જ્ઞાન થયું છે તે તેની કૃપા જ માત્ર છે.

રાજા જયસિંહે ઘણે ઠેકાણે ધર્મશાળાઓ અને સદાવ્રત બંધાવ્યાં

હતાં. દિલ્હીના પાદશાહે હિન્દુઓ ઉપર જે જજીયા વેરો નાંખ્યો હતો તે તેણે કાઢી નંખાવ્યો હતો. લગ્નના પ્રસંગોમાં ધનનો નકામો વ્યય કરવામાં આવે નહિ તેને માટે નિયમો ઠરાવ્યા હતા અને સતી થવાનો રિવાજ બંધ પાડયો હતો. તેના દરબારમાં હિન્દુ, મુસલમાન, જૈન સર્વને એક સરખા ગણવામાં આવતા હતા. તે જૈન શાસ્ત્રનો મોટો પંડિત હતો અને તેનો મંત્રી વિદ્યાધર કે જેણે જયપુર શહેરની રચના કરી હતી તે જૈન હતો. તેણે એક અશ્વમેધ યજ્ઞ કરવાની પણ યોજના કરી હતી અને ચાંદીની છત અને થાંભલાવાળી એક મહાન્ નવાઇ ઉપજાવે તેવી સુંદર યજ્ઞશાળા બંધાવી હતી.

રાજા જયસિંહ બહુ જ ક્ષમાશીલ હતા. એવું કહેવાય છે, કે કોઇ એક સરદારને જમતી વખતે ઉતાવળ કરતો જોઇને તેની ભાભીએ મહેણું માર્યું કે, ઠાકોર, આજ જમવામાં આટલી બધી ઉતાવળ કેમ કરો છો? શું જયસિંહને મારવા જવું છે ? ભાભીનું આ વચન સાંભળીને ઠાકોર જમવાનું પડતું મૂકી ભાણા ઉપરથી ઉઠી ઉભા થયા અને ઉત્તરમાં જણાવ્યું, કે જ્યારે હું મારો ભાલો જયસિંહ ઉપર ચલાવીશ ત્યારે જ તારા હાથનું જમીશ. ઠાકોર આ પ્રમાણે બોલી પોતાની સાથે દશ માણસને રાખી જયસિંહને મારવાનો લાગ શોધવા લાગ્યા. કેટલાક મહિના પછી એક દિવસે રાજા જયસિંહ પાલખીમાં બેસી અમુક રસ્તેથી પસાર થતા હતા તે વખતે લાગ જોઇને તે સરદારે તેમના ઉપર પોતાનો ભાલો ચલાવ્યો; પણ ઘા ચૂકી જવાથી તે પાલખી ઉપર જઇ પડયો. રાજાના ઉપર ભાલાનો પ્રહાર થયેલો જોતાં જ લોકોએ તે સરદારને એકદમ પકડી લીધો અને તે ૯૮ જગાએ ઠાર કરવા માંડયો. પરન્તુ જયસિંહે લોકોને તેમ કરતા અટકાવી તે સરદારને પોતાને મારવાનું કારણ પૂછ્યું. જ્યારે તે સરદારે પોતાની ભાભીના મહેણાની સઘળી સાચી હકીકત કહી જણાવી ત્યારે તરત જ તેને છોડી મૂકયો અને ઇનામ આપી વિદાય કર્યો !

દિલ્હીની પાસે તેમણે એક ગ્રહનિરીક્ષણશાળા બંધાવી હતી. તે વેધશાળા જન્ત્ર-મન્ત્રના નામે ઓળખાય છે. આ શાળામંદિર ઘણું જીર્ણ અને ખંડેર સમ થઈ ગયું હતું; પરન્તુ હાલમાં જયપુરના એક પંડિતે ત્યાંના રાજાની સહાયથી તેને ફરીને બંધાવ્યું છે. આ શાળાની રચના જોવાથી સ્પષ્ટ પ્રતીત થાય છે, કે યુરોપનાં હાલનાં ગ્રહનિરીક્ષણનાં સૂક્ષ્મ યંત્રોથી જે પરિણામ સિદ્ધ કરવામાં આવ્યું છે તેના કરતાં આ દેશનું જ્યોતિષ કદિ પણ ઉતરે તેવું નથી.

એક તરફ જ્યારે આ પ્રમાણે પ્રાચીન મહાપુરૂષોનું જીવન ચરિત્ર ઉકેલાય છે ત્યારે બીજી તરફથી વાંચવામાં આવે છે, કે હાલના સમયના રાજા કોઇ એક ગણિકાની પાલખીને પોતાની કાંધ પર ઉઠાવી ભોઇના જેવું કામ કરી રહ્યા છે. આ બહુ જ ખેદની વાત હોઇ આપણા જમીનદારો અને રાજાઓમાં ધર્મશિક્ષાનો કેટલો અભાવ છે તે સૂચવે છે. આવા રાજાને કોણ કહેશે કે તે ક્ષત્રિય છે ?

## પાઠ ૧૦૫ મો.

### અહલ્યાબાઈ.

ભારતની પ્રખ્યાત સ્ત્રીઓમાં અહલ્યાબાઇનું નામ સર્વત્ર સુપ્રસિદ્ધ છે. એના જેવી ધર્મનિષ્ઠ, રાજ્યવ્યવસ્થામાં કુશળ અને ત્યાગપરાયણ સ્ત્રીઓ ઘણી ઓછી સાંભળવામાં આવી છે. ઇ. સ. ૧૭૬૫ માં ઇન્દોરના મહારાજા મલ્હારરાવ હોલ્કરનો સ્વર્ગવાસ થયો તે પછી મલ્લીરાવ ગાદી ઉપર બેઠો. મલ્લીરાવના પિતા ખંડેરાવ મૃત્યુ પામ્યા ત્યારથી તેમનાં માતુશ્રી અહલ્યાબાઈ વિધવા સ્ત્રીઓની પેઠે પોતાનો સઘળો સમય એકાન્તમાં ગાળતાં હતાં. પરન્તુ જ્યારે મલ્લીરાવનું પણ મૃત્યુ થયું ત્યારે તેમણે એકાન્ત આવાસનો ત્યાગ કરી રાજ્યની લગામ પોતાના હાથમાં લીધી. તેમનો રાજ્ય અમલ ૩૦

વરસ ચાલ્યો. તે દરમિયાન તેમણે જે ધૈર્ય અને નીતિથી રાજ્યનો સઘળો કારભાર ચલાવ્યો તેની ખ્યાતિ આજ પણ સર્વત્ર સુપ્રસિદ્ધ છે. ગાદી ઉપર બેસતાંની સાથે જ જે જે કુટિલ બુદ્ધિવાળા લોકો તેમને પોતાની ઇચ્છા મુજબ એક પૂતળીની માફક નચાવવા ચ્હાતા હતા તેમની પૂરેપૂરી ખાત્રી થઇ ગઈ, કે અહલ્યા એ કોઇ સામાન્ય સ્ત્રી નથી; પરન્તુ રાજ્ય અમલ ચલાવવાને સર્વ પ્રકારે યોગ્ય એવી અસામાન્ય સ્ત્રી છે. તે રાજ્યના કામકાજમાં કોઇને પણ હાથ ઘાલવા દેતી ન હતી, દરેક બાબત ઉપર પોતાની જાતે દેખરેખ રાખતી હતી, યોગ્ય પુરૂષોને તેમની લાયકાત પ્રમાણે અધિકાર આપતી હતી અને રાજ્યના અધિકારીઓને પોતાની પ્રજા ઉપર કોઈ પણ પ્રકારનો અત્યાચાર કરવા દેતી ન હતી.

જે માણુસોને તેમણે રાજ્યના અધિકાર પરથી દૂર કર્યા હતા તેમાંના કેટલાકે રાજપૂતોની સાથે મળી ઇંદોર રાજ્ય ઉપર ચઢાઈ કરાવી. આ સમયે અહલ્યાબાઈ જાતે સૈન્ય લઈ તેમની સામે યુદ્ધ કરવાને ચાલી નીકળ્યાં. પરન્તુ પોતે રણક્ષેત્રમાં આવી પહોંચે તે પહેલાં તેમના સેનાપતિઓએ રાજપૂતોને હરાવ્યા અને તે પછી કોઇએ પણ તેમના રાજ્ય તરફ નજર સરખી પણ નાંખી નહિ. તેમના રાજ્યમાંથી ચોરી, લૂંટફાટ વગેરે સઘળું બંધ થઈ ગયું. રાજ્યના ધનભંડારો વધારી મૂકવા કરતાં પ્રજાને સુખી કરવા તરફ તેમનું લક્ષ વિશેષ હતું. આ બાબતનાં એક બે ઉદાહરણો ખાસ ધ્યાન ખેંચે તેવાં છે. એક વખત એક વિક્રમદાસ નામનો ઘણો પૈસાદાર વાણીઓ મરી ગયો. તેને છોકરૂંછૈયું નહિ હોવાથી તેની સ્ત્રીએ કોઇને દત્તક કરી લેવાનો વિચાર કર્યો. તે સ્ત્રીનો આ વિચાર રાજ્યના અધિકારીઓના જાણુવામાં આવતાં તેમણે વિચાર્યું, કે જો તે બાઈ કોઇને દત્તક કરી લે નહિ તો તેની સઘળી મિલ્કત રાજ્યના ખજાનામાં આવી શકે. આ વિચારથી તેઓએ તે બાઇને દત્તક લેતાં અટકાવી. પણ આ સઘળી હકીકત જ્યારે અહલ્યાબાઇના જાણુવામાં

આવી ત્યારે તરત જ તેમણે રાજ્યભંડારને બદલે રૈયતના સુખના વિચારને આગળ કરી તે બાઇને તેની ઇચ્છા મુજબ દત્તક લેવાની છૂટ આપી. વળી એક બીજા પ્રસંગે એક વણિકની બે વિધવાઓ અહલ્યાબાઇની પાસે આવી પોતાની સઘળી મિલ્કત તેમને આપવા લાગી; પરંતુ તેમણે કહ્યું, કે બેનો ! મારી પાસે ઘણું ધન છે. તમે તમારા આ ધનનો પુણ્યકાર્યોમાં સદ્‌વ્યય કરો. જ્યાં જળ ન હોય ત્યાં તળાવો બંધાવો, જ્યાં અન્નનો અભાવ હોય ત્યાં અન્નક્ષેત્ર ઉઘાડો. અને તેઓએ તે પ્રમાણે કર્યું.

અહલ્યાબાઇ બહુ જ સાદું જીવન ગાળતાં હતાં. તેમનો ખોરાક અને વસ્ત્રો ઘણાં સાદાં હતાં. તે બની શકે એટલી હદે ધનનો બચાવ કરતાં અને તેને પુણ્યનાં કામોમાં ખરચતાં. પોતાના રાજ્યનાં પ્રત્યેક ગામ અને શહેરમાં તેમણે તળાવ અને અન્નક્ષેત્ર બંધાવ્યાં હતાં. કોઇ પણ એવું ક્ષેત્ર નથી, કે જ્યાં તેમણે કોઇ ક્ષેત્ર કે મંદિર બંધાવરાવ્યું હોય નહિ. ગયાજીમાં વિષ્ણુપાદનું પ્રખ્યાત મંદિર અને કાશીમાં વિશ્વનાથનું મંદિર કે જે મુસલમાનોએ તોડી નાખ્યાં હતાં તે તેમણે ફરીને બંધાવરાવ્યાં. પ્રભાસપાટણમાં સોમનાથનું શિવાલય પણ તેમણે ફરીને બંધાવ્યું હતું. ગામે ગામ પશુઓને ચરવાને માટે રાજ્ય તરફથી અલાયદી જમીન રાખવામાં આવી હતી અને તે ઉપરાંત નબળાં અને રોગી પશુપક્ષીઓને માટે પાંજરાપોળો બંધાવવામાં આવી હતી. તે ઇ. સ. ૧૭૯૫ માં સ્વર્ગવાસી થયાં. તેમનું જીવન હિંદુસ્તાનની સ્ત્રીઓને માટે ખરેખર એક આદર્શ સ્વરૂપ છે.

---

# પાઠ ૧૦૬ મો.



## રાજા રામ મોહનરાય.

ભારતમાં ધર્મસુધારકોમાં ગુરુ નાનકની પછી રાજા રામમોહનરાય થયા. તેમના જીવનનો મૂળ મંત્ર એ હતો, કે સત્ય, ધર્મ અને ઈશ્વરના નિયમો ઉપર દૃઢ વિશ્વાસ એ સઘળા સુધારાનું મૂળ છે. ધર્મ એ જ તેમનું સર્વસ્વ હતું અને તેથી જ તે પોતે ઉઠાવેલા મહાન્ કાર્યને કરી શકવાને શક્તિમાન બન્યા હતા. તેમના ઔદાર્યને લીધે હિન્દુઓ તેમને વૈદિક ધર્મના, ખ્રીસ્તિઓ ખ્રીસ્તિ ધર્મના અને મુસલમાનો મુસલમાની ધર્મના અનુયાયી માનતા હતા. તે કોઈપણ પુસ્તક યા ગુરુને પરિપૂર્ણ કે દોષરહિત માનતા ન હતા; તોપણ તે જ્યાંથી મળે ત્યાંથી સત્ય ગ્રહણ કરવાને તૈયાર હતા. તેમનો જન્મ બંગાળાના રાધાનગર નામના ગામમાં ઈ. સ. ૧૭૭૨ માં થયો હતો. તેમણે બનારસમાં સંસ્કૃત, પટણામાં અરબી અને ઘર આગળ ફારસી ભાષાનો અભ્યાસ કર્યો હતો. જ્યારે તે પંદર વરસની વયના થયા ત્યારે તેમના દિલમાં મૂર્તિપૂજન કરવાના સંબંધમાં શંકા પેદા થઈ અને તે ઉપરથી તે બૌદ્ધ ધર્મનું જ્ઞાન મેળવવાને ઘર છોડી તીબેટ તરફ ગયા. અહીં તેમણે લામાઓની અંદર જણાયેલા દોષોને ખુલ્લા કરી બતાવ્યા, અને તે પછી ત્યાંથી પાછા ફરી બનારસમાં રહ્યા. આ પછી તે ઇસ્ટઇન્ડિયા કમ્પનીમાં દિવાનગીરી કરવા લાગ્યા. આ વખતે તેમણે ફારસી ભાષામાં એક પુસ્તક લખ્યું. તેનું નામ ‘ તોફ્તુલ મુવાહદીન ’ અર્થાત્ ‘ એક ઈશ્વર ઉપર શ્રદ્ધા રાખનાર પુરૂષોને માટે ભેટ ’ એવું હતું. આ પુસ્તકની ભૂમિકા અરબી ભાષામાં લખી હતી. જ્યારે આ પુસ્તક પ્રસિદ્ધ થયું ત્યારે લોકો તેમના તરફ બહુ જ ખીજવાયા અને તે બનારસ છોડી કલકત્તે ગયા. અહીં આવી તેમણે

કેટલાક મિત્રોના સાથે મળીને શાસ્ત્રનું પઠનપાઠન કરવાને માટે એક 'આત્મીય સભા ' નામની સભા સ્થાપી. આ પછી તેમણે વ્યાસકૃત વેદાંતસૂત્ર તેમજ મુંડક, કેન, કઠ અને ઈશાવાસ્ય ઉપનિષદોનો અંગ્રેજી અને બંગાળીમાં અનુવાદ કરી પ્રસિદ્ધ કર્યો, ગાયત્રીનો સ્પષ્ટાર્થ કર્યો, મૂર્તિપૂજા વિરુદ્ધ ઈશ્વર–ઉપાસનાનું એક પુસ્તક લખ્યું અને તે સર્વ ઉપરથી શુદ્ધ ધર્મનું સ્વરૂપ બતાવવાની સાથે એમ સિદ્ધ કરી બતાવ્યું કે વેદોમાં કેવળ એક ઈશ્વરની જ ઉપાસના છે. ઘણા લોકો તેમનાં આ લખાણોની સામે થયા; પરન્તુ તેમની વિદ્વતાની સામે એક પણ પ્રતિપક્ષીથી ટકી શકાયું નહિ. ઇ. સ. ૧૮૧૧ માં પોતાના ભાઇના કુટુંબમાં એક સ્ત્રીને સતી થતી જોઇને તેમણે પ્રતિજ્ઞા લીધી કે જ્યાં-સુધી આ અનર્થને દૂર કરાવીશ નહિ ત્યાંસુધી હું કદિ પણ જ પીને બેસીશ નહિ. પોતાની આ પ્રતિજ્ઞા પૂર્ણ કરવાને તેમણે અથાગ પ્રયત્ન કર્યો. જુના મતના લોકો તેમના આ પ્રયત્નની ઘણા સામે થયા. આમ છતાં લોકોનો અનેક જાતનો વિરોધ સહીને અને તેમની સામે થઇને છેવટે ઇ. સ. ૧૮૨૯ માં એ સતી થવાનો રિવાજ દૂર કરાવવાને સરકાર પાસે તેમણે એક કાયદો કરાવ્યો. આ કાયદો થયા પછી આ દેશમાંથી એ રિવાજ નાબુદ થયો. વળી વિદ્યાની અભિવૃદ્ધિ થાય તેવાં કામોમાં તે હંમેશાં તત્પર રહેતા હતા. તેમણે બંગાળીમાં એક વ્યાકરણ રચ્યું અને વર્તમાનપત્રોની સ્વતંત્રતા ઉપર એક એ જ ભાષામાં બીજું પુસ્તક લખ્યું. પોતાના સિદ્ધાંતોનો પ્રચાર કરવાને માટે તેમણે બંગાળી અને ફારસીમાં વર્તમાનપત્ર કાઢયું. વળી બાઇબલનો તેની અસલ ભાષામાં અભ્યાસ કરવાને તે ગ્રીક અને હીબ્રુ ભાષાઓ શીખ્યા. આ પછી નિત્ય, કુટસ્થ, જગતના ઉત્પન્ન કર્તા અને પાલનકર્તા એવા ઈશ્વરની ઉપાસનાને માટે તેમણે ઇ. સ. ૧૮૨૮ ની ૨૦ મી ઑગસ્ટને રોજ એક બ્રહ્મ–મંદિર બંધાવરાવી બ્રહ્મ–સમાજની શરૂઆત કરી. પછી દિલ્હીના પાદશાહ તરફના દૂત બની તે ઈંગ્લેન્ડ ગયા. ત્યાં

તેમનો ઘણો આદરસત્કાર થયો અને તેમણે પાર્લામેન્ટની સમક્ષ હિંદુસ્તાનની સ્થિતિ વિષે બહુ જ કીંમતી વિચારો જાહેર કર્યા. અહીંથી તે ફ્રાંસમાં ગયા અને ઇ. સ. ૧૮૩૩ ની ૨૭ મી સપ્ટેમ્બરે બ્રિસ્ટલ શહેરમાં સ્વર્ગવાસી થયા.

તે એકેશ્વરવાદી હતા. તેમનો સિદ્ધાંત એવો હતો, કે ઇશ્વરના ગુણોનું ચિન્તન કરવું એ જ તેની ઉપાસના છે. જેની રચના અગાધ અને કલ્પનાતીત છે, જેમાં અનન્ત પ્રકારનાં મનુષ્ય, પશુ, પક્ષી વગેરે આવી રહેલાં છે, જેમાં એક ઘડીયાળ કરતાં પણ વિશેષ અદ્દભુત યન્ત્રની માફક સૂર્ય, ચન્દ્ર, નક્ષત્ર અને તારાગણ પોતપોતાની નક્કી કરેલી ગતિ અનુસાર ભ્રમણ કરી રહ્યા છે, જેમાં પ્રત્યેક ચરાચરનાં કર્મ નક્કી કરવામાં આવેલાં છે એવા આ અદ્દભુત જગતના રચનારની જ પૂજા કરવી યોગ્ય છે; તેના સ્વરૂપને યથા રીતિ કથી શકાતું નથી; ઇશ્વર એ તર્કનો વિષય નથી; તે બુદ્ધિગમ્ય નથી; તેને વાણીથી કહી શકાતો નથી; તેનું અસ્તિત્વ માત્ર અનુમાનથી જ સિદ્ધ થઇ શકે છે.

નજરની સમીપ સ્પષ્ટ થતા આ મહાન્ દૃશ્યની સીમાને કોઈ જાણી શકતું નથી તો પછી તેના બનાવનારને તો શી રીતે જાણી શકે ? સમસ્ત સંસારમાં ઇશ્વરની ઉપાસનાનું કોઈ પણ વિરોધી હોય એ શક્ય નથી. જે લોકો કાળ, પ્રકૃતિ કે બીજી હરકોઈ વસ્તુને પૂજે છે તેઓ પણ તેને જગતના ઉત્પન્ન કરનાર અને શાસન કરનાર માનીને જ પૂજે છે. ચીન, તાતાર, યુરોપ કે બીજા કોઇ પણ દેશ વા ખંડમાં જુદા જુદા મતમતાંતરો ધરાવતા સઘળા લોકો પોતપોતાના ઉપાસ્યને જગતના કર્ત્તા માનીને જ પૂજે છે. આટલા માટે સઘળા ઇશ્વરવાદીઓનો કોઇની પણ સાથે કશોયે વિરોધ હોઇ શકે નહિ. જે મન, વાણી અને ઇંદ્રિયથી પર છે, જે દેશ, કાળથી અપરિચ્છિન્ન છે તેની મૂર્તિ શી રીતે હોઈ શકે ? તેનું જ્ઞાન કેવળ તેના અસ્તિત્વના જ્ઞાનથી જ થાય છે અને તેનું અસ્તિત્વ આ અદ્દભુત

જગત ઉપરથી અનુમાન દ્વારા સિદ્ધ થાય છે. જેવી રીતે શરીરની અંદર વ્યાપ્ત ચેતનરૂપી જીવનાં રૂપ તેમજ આકારને કોઈ જાણી શકતું નથી; છતાં શરીરના ચલનવલન ઉપરથી તેના અસ્તિત્વને જાણી શકાય છે તેવી જ રીતે આ જગત અને તેની અંદર બનતા સઘળા બનાવો ઉપરથી ઇશ્વરના અસ્તિત્વનુ પણ જ્ઞાન થાય છે. એકેશ્વરવાદી અને અનેકેશ્વરવાદીમાં માત્ર એટલો જ ફેરક છે, કે એકેશ્વરવાદી ઇશ્વરની ઉપાસનાને માટે કોઇ ચોકસ સ્થાન, મૂર્તિ કે નિયમ હોવાની જરૂર સ્વીકારતા નથી, જ્યારે બહુ–દેવવાદી તેની પૂજાને માટે મંદિરો રચાવે છે, તેની અંદર પોતાની માન્યતા અનુસાર ઇશ્વરની જુદી જુદી મૂર્તિઓ પધરાવે છે અને તે પછી તેની અમુક નિયમ અને વિધિપુરઃસર પૂજા આદિ કરે છે. વળી એકેશ્વરવાદીનું માનવું એવું છે, કે આ દશ્ય જગતના કર્તા કેવળ એક પરમેશ્વર છે એ પ્રકારે સ્મરણ કરવું એ જ ઈશ્વરની ઉપાસના છે. ઈશ્વરને જાણવાને માટે આ વિચારોને હંમેશાં બુદ્ધિ અને શાસ્ત્રોથી મજબુત કરવા; ઇન્દ્રિયોને કાબુમાં રાખવી; શાસ્ત્રોના અભ્યાસમાં વધારો કરતા રહેવું, કેવળ પોતાના જ સંબંધની અનિષ્ટ ભાવનાઓથી બચવું એટલું જ નહિ, પરન્તુ સર્વનું શુભ થાય એ પ્રકારની ભાવનાઓને ચિંતવ્યા કરવી; પવન, સૂર્ય, ચંદ્ર, અગ્નિ, જળ, પૃથ્વી અને પૃથ્વી ઉપરની નાના પ્રકારની વનસ્પતિ, અન્ન, ફળ, ફૂલ વગેરે સર્વનો પેદા કરનાર ઇશ્વર છે એ વાતનો હરહંમેશ વિચાર કર્યા કરવો; એ વિચારોનું વારંવાર ચિન્તન કર્યા કરવું, અને સત્યની શોધમાં લાગ્યા રહેવું. ઇશ્વર સત્યસ્વરૂપ છે. તેની ઉપાસના સફળ બને તે માટે ખાનપાન અને લૌકિક વ્યવહારના નિયમો શાસ્ત્રને અનુકૂળ હોવાની જરૂર છે. જો તે સંબંધીના નિયમો શાસ્ત્રને અનુકૂળ હશે નહિ તો ઉપાસનામાં હરકત પડશે. ઇશ્વરની ઉપાસનાને માટે કોઈ ચોકસ સ્થાન હોવાની જરૂર નથી. જે સ્થળે અને જે સમયે ચિત્ત શાન્ત હોય તે

જ સ્થાન અને તે જ સમય ઇશ્વરની ઉપાસનાને માટે યોગ્ય છે. ઇશ્વરની ઉપાસના કરવાનો સર્વને એક સરખો અધિકાર છે; પરન્તુ તેના ફળનો આધાર ઉપાસના કરનારના ચિત્તની વૃત્તિ ઉપર છે. અર્થાત્ ઉપાસનાના સમયે જેવી જેના ચિત્તની વૃત્તિ હશે તેવું ફળ તેને પ્રાપ્ત થશે.

રાજા રામ મોહનરાયના ધાર્મિક સિદ્ધાન્તો ઉપર મુજબ હતા. વળી વર્તમાન સમયમાં જે સઘળી સામાજિક સુધારણા જોવામાં આવે છે તેની શરૂઆત કરનાર પણ તે જ હતા. સ્ત્રીઓની દુર્દશા જોઇને તેમનામાં શિક્ષાનો પ્રચાર કરવાનું; જ્ઞાતિભેદથી ઉપજતાં માઠાં પરિણામોને રોકવાની યોજના કરવાનું; વિધવાઓની સાથેનો અત્યાચાર દૂર કરવાનું અને એવી એવી બીજી સામાજિક સુધારણા કરવાનું બી રાજા રામ મોહનરાયે રોપ્યું હતું. જે સ્વાર્થપરાયણ નેતાઓએ લોકોને શુદ્ધ ધર્મના જ્ઞાનથી અજાણ્યા રાખી મૂર્તિપૂજા રૂપી અંધારા કૂવામાં નાંખી દીધા તેઓ જ હિન્દુધર્મની અવનતિનું કારણ છે એમ તેમનું માનવું હતું. વળી ચાલુ સમયમાં કેવળ ખાનપાન આદિ વ્યવહારનું નામ જ હિન્દુધર્મ રહેવા પામેલો જોઇને તેમજ સમાજના જે લોકો ધાતકી, ચોર, અને જૂઠી સાક્ષી પૂરનાર તરીકે કોર્ટમાં અપરાધી ઠરે અને તેવા અપરાધની સજા ભોગવે છતાં પણ તેમને જ્ઞાતિ બહાર કરવામાં આવે નહિ એટલી હદે સામાજિક વ્યવસ્થામાં બગાડો પેદા થયેલો જોઇને રાજા રામ મોહનરાયનું અંતઃકરણ ભેદાઇ જતું હતું. આના નિવારણ તરીકે તે હંમેશાં ઇશ્વરને પ્રાર્થતા, કે હે પ્રભો ! તું અમારાં ચિત્તને ધર્મના મુખ્ય નિયમો પ્રતિ દોરી જા અને જે વર્તન અમે અમારી જાત પ્રત્યે થાય એવું ઇચ્છીએ છીએ તેવું વર્તન અમે બીજાં મનુષ્યો પ્રત્યે ચલાવીએ એવી અમારા ચિત્તમાં સદ્બુદ્ધિ પ્રેર. એક પાશ્ચાત્ય વિદ્વાને કરેલી ગાયત્રીની વ્યાખ્યાને માન્ય રાખીને તે કહે છે, કે જેવી

રીતે સૂર્ય અને પ્રકાશ બહારના વિશ્વમાં ઉપકારક થઇ પડે છે તેવી જ રીતે તે પરમ શ્રેયસ અને સત્ય આધ્યાત્મિક તેમજ અદ્રશ્ય જગતને માટે ઉપકારક નીવડે છે. જેવી રીતે આપણાં ચર્મચક્ષુ સૂર્યના પ્રકાશદ્વારા બહારના પદાર્થોને જુએ છે તેવી જ રીતે જીવાત્મા સત્યના સત્ય પરમેશ્વરથી આવિર્ભૂત પામેલા પ્રકાશનું ધ્યાન ધરીને પવિત્ર બને છે. આપણાં ચિત્તને શ્રેયસ તરફ દોરી લઇ જનાર જ્યોતિ તે આ જ છે.

જો સાચું કહેવરાવો તો રાજા રામ મોહનરાય જેવા મહાનુભાવોને જ આ દેશના કલ્યાણ કરનારા કહી શકાય. તેમના સંબંધમાં એક અંગ્રેજી વિદૂષીએ ઉચ્ચારેલાં વચનો તદ્દન સાચાં જ છે, કે પ્રાચીન ઉન્નતિની સાથે અર્વાચીન સભ્યતાના જોડાણ વડે, નહિ પાશ્ચાત્ય કે નહિ ભારતવર્ષીય, પરન્તુ તે બન્નેથી ઉચ્ચતર એવી ઉન્નત દશાનો માર્ગ બતાવનાર રાજા રામ મોહનરાય જ છે. આપણે હંમેશાં આવા મહાપુરુષોના જીવન ઉપરથી પ્રાપ્ત થતો સઘળો ઉપદેશ ગ્રહણ કરીને આપણા જીવનને ઉન્નત બનાવવાનો યત્ન કરવો જોઇએ.

---

## પાઠ ૧૦૭ મો.

---

### સ્વામી દયાનન્દ સરસ્વતી.

રાજા રામ મોહનરાય પછી આ દેશની અંદર જે જે સાચા દેશભક્તો અને ધર્મસુધારકો થઇ ગયા તેમાં સ્વામીશ્રી દયાનન્દ સરસ્વતીનું નામ સદાને માટે કાયમ રહી જશે. તેમના જેવા વિદ્વાન્, ત્યાગી અને જીતેન્દ્રિય પુરુષો બહુ જ ઓછા જોવામાં આવશે. આ મહાપુરુષે પોતાના અંતકાળ સુધી ભારતના ઉદ્ધાર માટે અથાગ

ઉદ્યોગ કર્યો હતો. તેમના આ પ્રયત્નથી લોકો કેવળ ધર્મનું સંશોધન કરવાના કામમાં લાગ્યા એટલું જ નહિ; પરન્તુ જે લોકો ધર્મના સંશોધનની વિરુદ્ધ હતા તેમનામાં પણ હીલચાલ થઇ ગઇ. એક તરફથી જ્યાં 'આર્ય સમાજ' ધર્મ–સંશોધનમાં મચી પડી કે સનાતન ધર્મના અનુયાયીઓ પણ ચોંકી ઉઠયા. આ પ્રમાણે ધાર્મિક અને સામાજિક બાબતમાં લોકોને ખરેખરી રીતે જાગ્રત કરી સત્યાસત્યનો નિર્ણય કરી જોવા તરફ દોરનાર સ્વામીશ્રી દયાનંદ સરસ્વતી જ હતા.

આ મહાપુરુષ કાઠિયાવાડની અંદર આવેલા મોરબી રાજ્યના તાબાના કોઇ એક ગામડાના વતની હતા. તેમનો જન્મ ઇ. સ. ૧૮૨૪માં થયો હતો. તેમના પિતા શિવમાર્ગી હતા અને પોતાનો પુત્ર પણ શૈવ મતનો સાચો ઉપાસક બને એવું અંતઃકરણથી ઇચ્છતા હતા. એક વખત શિવરાત્રિની રાતે એક શિવાલયની અંદર એક ઉંદરને શિવલિંગ ઉપર દોડાદોડી કરી મૂકતો અને તે પરના ચોખાને ખાઇ જતો જોઇને તેમના દિલમાં એક એવી શંકા પેદા થઈ, કે જ્યારે આ મૂર્તિ એક ઉંદર પણ દૂર હાંકી કાઢી શકતી નથી તો પછી તે મહાદેવ શી રીતે હોઇ શકે ? આ શંકાનું સમાધાન થવા સારૂ તેમના દિલમાં અનેક વિચારો ઘોળાવા લાગ્યા. તેમના પિતા દ્વારા પણ તેનું જોઈએ તેવું સમાધાન થયું નહિ ત્યારે તેમણે શાસ્ત્રોના અભ્યાસમાં ચિત્ત પરોવ્યું. આમ શાસ્ત્રચિન્તન અને સત્યાસત્યના નિર્ણયના વિચારોમાં કેટલોક સમય પસાર થઇ જતાં ૨૧ વરસની ઉંમરે તેમનાં માતપિતાએ જ્યારે તેમનાં લગ્ન માટેની તૈયારી કરવા માંડી ત્યારે તે ઘર છોડી ચાલી નીકળ્યા અને સંન્યાસી બન્યા. આ પછી તેમણે યોગાભ્યાસ આરંભ્યો અને વેદોનો અભ્યાસ કર્યો. હિમાલયની અંદર આવેલાં બદ્રિકાશ્રમ આદિ અનેક સ્થાનોમાં તે યોગી પુરુષોની ભાળ મેળવવા ફર્યા. ત્યાંથી મથુરામાં જઇ સ્વામી વિરજાનન્દજી પાસે પાણિનીકૃત અષ્ટાધ્યાયી, મહર્ષી પંતજલિકૃત મહાભાષ્ય, વેદાન્ત સૂત્ર વગેરે ઘણા ગ્રંથોનો અભ્યાસ કર્યો. વિદ્યા-

ભ્યાસ પૂરો કર્યા પછી તે દેશાટનને માટે તૈયાર થયા. ચાલતા પહેલાં ગુરુની આજ્ઞા માગવા ગયા ત્યારે તેમણે આશીર્વાદ દઇ ઉપદેશ્યું કે જ્યાંસુધી દેહમાં પ્રાણ હોય ત્યાંસુધી દેશ સુધારો અને દેશોપકારનાં કામ કરો, સત્ શાસ્ત્રનો ઉદ્ધાર કરો, મત-મતાંતરોનું ખંડન કરો, અવિદ્યાનો નાશ કરો અને જે વૈદિક ધર્મનો લોપ થઇ ગયો છે તેને પુનઃ સતેજ કરી સર્વત્ર તેનો પ્રસાર કરો. ગુરુજીના ઉપદેશથી તે એકદમ જાગ્રત થઇ ગયા. તેમનામાં નવીન આશા અને ઉત્સાહ પ્રકટી નીકળ્યાં. આ નવીન આશા અને ઉત્સાહ સહિત ગુરુ આજ્ઞા શિરમાન્ય કરી તેમણે પોતાના કાર્યની સિદ્ધિને માટે ત્યાંથી પ્રયાણ કર્યું. પોતાની મુસાફરીના માર્ગમાં આવતાં ગામો અને શહેરોમાં તેમણે શાસ્ત્રાર્થ અને શાસ્ત્રોપદેશ કરવાની શરૂઆત કરી. આ દરમિયાન તેમને જણાયું, કે જ્યાંસુધી સર્વસ્વનો ત્યાગ કરવામાં આવે નહિ, નિર્દ્વંદ્વ થવાય નહિ અને પોતાની જરૂરિયાતોને છેક જ ઓછી કરી નાંખવામાં આવે નહિ ત્યાંસુધી કંઇ પણ બનશે નહિ. આથી તેમણે પોતાની પાસે જે કંઇ હતું તે સર્વનો ત્યાગ કરી કેવળ કોપીન ધારણ કરી એક વાતનો એ નિશ્ચય કરી લીધો કે મૂર્તિપૂજા, અવતારવાદ, કંઠી, માળા, તીલક, મતમતાંતર, પુરાણ, ગંગા વગેરે નદીયો તેમજ કાશી વગેરે તીર્થસ્થાનોથી થતી મુક્તિ, શંખ વગેરેની છાપો અને એવી એવી જે સઘળી વેદવિરુદ્ધ વાતો છે તેને લોકોના દિલમાંથી દૂર કરાવવી જોઇએ. વળી દેશની અવનતિના કારણરૂપ સાધુબ્રાહ્મણોની સ્વાર્થપરાયણતા અને મૂર્ખતા, ગૃહસ્થોની અજ્ઞાનતા અને દુરાચારીઓની સંખ્યામાં થતી અભિવૃદ્ધિ એ સર્વ બાબતોમાં સુધારો કરવાને તત્પર થવું જોઇએ. પોતાના આ ઉદ્દેશ્ય તરફ લક્ષ રાખીને તેમણે અનેક સાધુઓની સાથે શાસ્ત્રાર્થ કર્યો. આ સમયે તેમના પ્રતિપક્ષીઓએ તેમના ઉપર અનેક પ્રકારના હૂમલા કર્યા. કોઇએ તેમના ઉપર કાંકરા ફેંકયા, કોઇએ તલવાર ચલાવવા તો કોઇએ તેમને ઝેર ખવરાવવા સુધીના પ્રયત્ન કર્યા પરન્તુ કોઇનું કશું પણ ચાલ્યું નહિ. સ્વામીજી

આ સઘળા અત્યાચારો સહન કરીને પણ પોતાના કર્તવ્યમાં દૃઢતાથી આગળ વધવા લાગ્યા અને તેના પરિણામે લોકોના ચિત્તમાં ધાર્મિક તેમજ સામાજિક સુધારણાનું બી ઉંડું રોપાઈ ગયું. ફલિત જ્યોતિષ પરની શ્રદ્ધા અને દુષ્ટ મંત્રીઓનો સંગ, એ બન્ને હિંદુ રાજાઓ અને જાગીરદારોની અધોગતિનું મોટા ભાગે કારણ છે એમ તેમનું માનવું હતું. આથી તે કારણોને દૂર કરવાને તે પૂરતા તૈયાર રહેતા હતા. જે લોકો તેમના અનુયાયી ન હતા તેઓ પણ તેમના સત્સંગનો લાભ લેવાને ચૂકતા ન હતા, તેમજ તેમની સાચી દેશભક્તિ અને ધર્મસુધારણાની અડગ પ્રવૃત્તિની તેમના મન ઉપર ઉંડી છાપ પડતી હતી. તેમણે ઋગ્વેદ અને યજુર્વેદ ઉપર નવી રીતે ભાષ્ય કરવા માંડયાં હતાં. તેમાં યજુર્વેદ પરનું ભાષ્ય પૂરૂં થઈ ગયું છે અને ઋગ્વેદ પરનું અધુરૂં રહ્યું છે. આ ભાષ્યમાં, સત્યાર્થ પ્રકાશ, સંસ્કાર વિધિ, પંચ મહાયજ્ઞવિધિ વગેરે ગ્રન્થોમાં તેમણે પોતાને વેદને અનુકૂળ જણાતા એવા જે સિદ્ધાંતનું નિરૂપણ કર્યું છે તેને ચાહે માનો અગર ન માનો તોપણ તે એક સમર્થ વિદ્વાન્ હતા એમ તો સર્વને માનવું પડશે. તેમણે વેદના મંત્રોના જે અર્થો કરેલા છે તેને નહિ માનનારાઓ ગમે તેવાં કુવચનોનો પ્રયોગ કરવાને બદલે જો શુદ્ધ અને નિષ્પક્ષપાત હૃદયથી તે અશુદ્ધ છે અથવા તો શાસ્ત્ર અને સમય બન્નેથી વિરૂદ્ધ છે એમ સિદ્ધ કરી બતાવે તો હિન્દુ સમાજ ઉપર તેમનો અવશ્ય ઉપકાર થાય. નિરર્થક વિરોધ અને દુરાગ્રહને પરિણામે ધર્મ અને દેશ બંનેને હાનિ પહોંચે છે. વેદને સ્વામીજી ઈશ્વરપ્રણિત માનતા હતા; પરન્તુ તેમાં તેઓ માત્ર ઋગ્, યજુ, સામ અને અથર્વ એ ચારનો જ સમાવેશ કરતા હતા. બ્રાહ્મણ ભાગની ગણના તેઓ વેદમાં કરતા નહિ. એ સંહિતાઓનું નામ વેદ પડવાના કારણમાં સ્વામીજી જણાવે છે, કે તેનો અભ્યાસ કરવાથી યથાર્થ વિદ્યાનું જ્ઞાન થાય છે, લોકો વિદ્વાન્ બને છે, સઘળા પ્રકારના સુખની પ્રાપ્તિ અને સત્યાસત્યનો વિવેક થાય છે માટે તેને

વેદ કહેવામાં આવ્યા છે. વળી વેદ વડે સૃષ્ટિના આરંભથી આજ સુધી સત્ય વિદ્યાઓ સંભળાતી આવી છે માટે તેને શ્રુતિ કહેવામાં આવે છે. વેદના ચાર ભાગ છે: (૧) વિજ્ઞાન અથવા સઘળા પદાર્થોને યથાવત્ જાણવા, (૨) કર્મ; (૩) ઉપાસના; અને (૪) જ્ઞાન. વેદમાં અનેક દેવતાઓની નહિ, પરન્તુ એક પરમેશ્વરની જ ઉપાસના કરવામાં આવેલી છે. અગ્નિ, ઈન્દ્ર, વરુણ વગેરે નામથી આર્યો હંમેશાં એક જ ઈશ્વરની ઉપાસના કરતા આવ્યા છે. વેદમાં ઈશ્વરની આજ્ઞા છે, કે પક્ષપાત અને વિરોધનો ત્યાગ કરીને જે સત્ય ધર્મ છે તેને ગ્રહણ કરો, પરસ્પર સંમત બનીને રહો, વાદવિવાદને દૂર કરી વિદ્યાભ્યાસ કરો અને તમારા સત્યાસત્યના વિચાર સમાન હો. વળી સત્ય અને બ્રહ્મચર્ય જ ઈશ્વરને પામવાનું દ્વાર છે, સત્યનો જ જય થાય છે. વેદમાં જે કરવાની ઈશ્વરે આજ્ઞા કરી છે અને જેથી સર્વને સુખ અને મોક્ષની પ્રાપ્તિ થાય તે જ ધર્મ છે, ઈશ્વર જ જગતના સ્વામી, સંહારકર્તા અને પાલનકર્તા છે. તેણે રચેલો સૂર્ય સર્વનું આકર્ષણ કરી રહ્યો છે અને સૂર્ય ઈશ્વરથી આકર્ષિત છે. વેદ એ સઘળી વિદ્યાઓનું મૂળ છે. હાલની સઘળી પદાર્થવિદ્યા વેદમાંથી જ ઉતરી આવેલી છે. ઈશ્વર ક્લેશ અને કર્મવિપાકના આશયથી અપરામૃષ્ટ અનાદિ છે. જ્ઞાનસ્વરૂપ પરમાત્માની સાથેનો યોગ, પરમાનંદની પ્રાપ્તિ અને દુઃખનો અત્યન્ત અભાવ તે જ મોક્ષ છે. સઘળી મનુષ્ય જાતિ એક છે અને આર્ય તેમજ દસ્યુ એવા તેના બે ભેદ છે. સર્વોત્કૃષ્ટ સ્વભાવવાળા તે આર્ય અને દુષ્ટ સ્વભાવવાળા લોકો તે દસ્યુ અથવા અનાર્ય છે. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ ચાર જાતિવિભાગો જન્મથી નહિ, પણ ગુણ તેમજ કર્મને અનુસરીને પડેલા છે. પુરુષો અને સ્ત્રીઓએ પ્રથમ બ્રહ્મચર્યપૂર્વક વિદ્યાભ્યાસ કરવો જોઇએ અને તે પછી સ્વયંવર દ્વારા લગ્ન કરી ગૃહસ્થાશ્રમી બનવું જોઇએ. આ આશ્રમનું યથાયોગ્ય પાલન કર્યા પછી તેમણે વાનપ્રસ્થ આશ્રમમાં પ્રવેશવું જોઇએ. આ આશ્રમમાં એકાંત સ્થળે બેસી જગતના અધિષ્ઠાતા ઈશ્વરનું જ્ઞાન

સંપાદન કરવું અને બીજાઓને તેનો ઉપદેશ કરવો. આ પછી તેમણે સત્યના નિશ્ચયને માટે સંન્યાસ ધારણ કરવો જોઇએ. માણસ મરી જાય ત્યારે તેની પાછળ સ્મશાનક્રિયા સિવાય બીજું કંઇ જ કરવું નહિ. શ્રાદ્ધ અને તર્પણ મરેલા માટે નહિ, પરંતુ જીવતા વિદ્વાનો અને પિતૃઓને માટે કરવું ઉચિત છે. કારણ કે એવી ક્રિયાથી મરેલા પુરુષોની સેવા થઇ શકતી નથી તેમજ તેમની પાછળ આપવામાં આવતા પદાર્થો તેમને પહોંચી પણ શકતા નથી.

પુરાણો અને તંત્રોમાં જે જે વાતો લખવામાં આવેલી છે તે સઘળી અપ્રામાણિક છે. દેવાસુર સંગ્રામ, વિષ્ણુ ભગવાનને અવતાર ધારણ કરવા માટેની દેવતાઓની પ્રાર્થના અને અવતાર લઇ અસુરોનો સંહાર કરવો એ સઘળી વાતો અપ્રામાણિક છે. દેવો એટલે સત્યવાદી અને સત્યકર્મ કરનાર પુરુષો તેમજ અસુરો એટલે અસત્યવાદી અને ક્રૂર કર્મ કરનાર લોકો; આ બન્ને વચ્ચેનું યુદ્ધ હંમેશાંથી જ થતું આવે છે. અથવા દેવો એટલે જ્ઞાનેન્દ્રિયો અને અસુરો એટલે પ્રાણ એવો અર્થ કરીએ તોપણ તે બન્ને વચ્ચેનો વિરોધ પણ સદાથી ચાલ્યો આવે છે. ગયા, પ્રયાગ, કાશી વગેરે તીર્થક્ષેત્રોને માનવાં જોઇએ નહિ. માતપિતા ઉપરાંત જેમના વડે જીવોનાં દુઃખો દૂર થઇ સુખની પ્રાપ્તિ થાય છે અને જેઓ વેદાદિ શાસ્ત્રો ભણાવે છે તેઓ જ વાસ્તવિક તીર્થ છે. મનુષ્યનો ઉદ્ધાર કરવાનું સામર્થ્ય કોઇ ખાસ જળ કે સ્થળમાં નહિ; પરંતુ ઉપરની વ્યક્તિઓમાં જ રહેલું છે. ઇશ્વરની નિરાકાર સ્વરૂપે જ પ્રાર્થના કે ઉપાસના કરવી જોઇએ. આ સિવાય તેની કોઇ મૂર્તિ બનાવી પૂજા કરવી એ સર્વથા વેદવિરુદ્ધ છે. વેદનો અભ્યાસ કરવાનો અધિકાર સર્વ જાતના લોકોને છે. માત્ર જે લોકો કેવળ મૂઢ છે તેઓ ગમે તે જાતિના હોય તોપણ તેમને શાસ્ત્રોનો અભ્યાસ કરવાનો અધિકાર નથી.

સ્વામીજીના ઉપરના સિદ્ધાંતો જાહેરમાં આવતાં તેમના ઉપર લોકોનો દ્વેષ, કોપ અને વિરોધ ઉતરી આવ્યો. આ વિરોધ હાલ

પણ ચાલુ જ છે. લેકોનો ઘણો પ્રબળ વિરોધ ઉપસ્થિત થવા છતાં પણ તેઓશ્રી પોતાને સત્ય જણાયેલા ઉપરના સિદ્ધાંતો બેધડક રીતે ઠેરઠેર પ્રતિપાદન કર્યે જતા હતા. પરિણામે એક વખત જોધપુરમાં જઇ વસતા તેમના વિરોધીઓમાંના કોઇએ તેમના પર વિષનો પ્રયોગ કર્યો અને તેઓશ્રી આ ફાની દુનિયાનો ત્યાગ કરી અમર ધામમાં સીધાવ્યા. પોતાનો અંતકાળ સમય નજીક આવેલો જાણી તેમણે પરમેશ્વરને પ્રાર્થના કરી, કે હે દયામય ! હે સર્વ શક્તિમાન ઇશ્વર ! જો તારી ઇચ્છા આવી જ છે તો તે પૂર્ણ થાઓ. આહા ! તેં ઘણી જ અજબી લીલા દર્શાવી. એમ બોલી તા. ૩૦ મી અકટોબર સને ૧૮૮૩ ને રોજ આ મહાપુરુષે દેહત્યાગ કર્યો. ભારતવર્ષમાં પ્રસંગે પ્રસંગે અધર્મનો નાશ કરી ધર્મને જગાવવાને જે જે મહાપુરુષો થઈ ગયા છે તેમાંના એક તરીકે સ્વામી દયાનંદજીનો અવશ્ય સ્વીકાર કરવો પડશે. તેમનો દેહ આજે નથી છતાં તેમણે કરેલાં કામો આ જગતમાં સદાને માટે કાયમ રહેશે. જે જે સુધારકો થઇ ગયા છે તેમાંના કોઇની પણ સામે વિરોધ પેદા થવા પામ્યો હોય નહિ એવા કોણ છે ? કૃષ્ણ, બુદ્ધ, શંકર વગેરે સર્વની સામે લોકોએ પોતાનો વિરોધ ઉઠાવ્યો હતો; પરંતુ અંતમાં તે સર્વ પૂજાએલા છે. હાલના સમયને જે વાતની ખાસ જરૂર છે તે એ છે, કે ધર્મની બાબતમાં સંશોધન કરી જે વાતો શાસ્ત્ર, દેશ તેમજ કાળને અનુકૂળ હોય તેને ગ્રહણ કરી બાકીની સઘળી છોડી દેવી. સત્ય કોઇ એક ખાસ સમાજ, સંપ્રદાય કે પંથમાં રહેલું નથી. આટલા માટે જ્યાં હોય ત્યાંથી સત્યને હાથ કરી લેવું જોઇએ.



# ભાગ તેરમો.

## મોક્ષ.

—o—

ब्रह्मविद् ब्रह्मैव भवति ।

બ્રહ્મને જાણનાર બ્રહ્મ જ બને છે.

तरति शोकमात्मवित् ।

આત્માને જાણનાર શોકથી તરી જાય છે.

# પાઠ ૧૦૮ મો.

## મોક્ષ અને તેનાં સાધનો.

પ્ર૦—મોક્ષ એટલે શું ?

ઉ૦—સંસારનાં બંધનોથી છૂટવું તેનું નામ મોક્ષ છે. સઘળાં કર્મ, ઉપાસના અને જ્ઞાનની પરિસમાપ્તિ મોક્ષમાં જ છે. ધર્મ, યજ્ઞ, દાન, વ્રત, નિયમ, તીર્થ, ધ્યાન, યોગ, સમાધિ એ આદિ સર્વ ક્રિયાઓ મોક્ષ મેળવવાને માટે જ છે. મોક્ષ મેળવવો એ જ સઘળાં શાસ્ત્રોનો સિદ્ધાન્ત અને મનુષ્યોનો પુરુષાર્થ છે. જન્મમરણના ચક્રથી છૂટા થવું એ જ પરમાનંદની પ્રાપ્તિ છે.

પ્ર૦—મોક્ષ મેળવવાનાં મુખ્ય સાધનો કયાં છે?

ઉ૦—(૧) આહારશુદ્ધિ, આચારશુદ્ધિ અને વ્યવહારશુદ્ધિ; (૨) અધ્યાત્મશાસ્ત્રવિચાર; (૩) સત્સંગ; (૪) મન અને ઇન્દ્રિયોનો નિગ્રહ; (૫) સમતા; (૬) નિષ્કામ કર્મ; (૭) અનન્ય ભક્તિ; (૮) ધારણા, ધ્યાન અને સમાધિ; આ આઠ મોક્ષ મેળવવાનાં મુખ્ય સાધનો છે. સંસારના માર્ગ ઉપર ગતિ કર્યા જવી તેનું નામ પ્રવૃત્તિ અને મોક્ષના માર્ગે ચાલ્યા જવું તેનું નામ નિવૃત્તિ ધર્મ કહેવામાં આવે છે.

### ૧–આહાર, આચાર અને વ્યવહારશુદ્ધિ.

પ્ર૦—આહાર, આચાર અને વ્યવહારશુદ્ધિના નિયમો શા છે ?

ઉ૦—જે જલદીથી પાચન થઈ શકે અને કોઇ પણ જાતના દોષને પેદા કરે નહિ તેવું સાત્વિક ભોજન કરવું, પ્રમાણ કરતાં કદિ પણ વધારે ખાવું નહિ. ઘણા કડવા, ખાટા, તીખા, દાહ પેદા કરનારા, ગળ્યા, એઠા, દુર્ગન્ધવાળા કે વાસી પદાર્થો ખાવા જોઇએ નહિ. જે પદાર્થો ખાવાથી ચિત્તની વૃત્તિઓમાં વિકાર પેદા થાય તેવા પદાર્થો કદિ પણ ખાવા નહિ. શ્રુતિમાં કહ્યું છે, કે આહારની શુદ્ધિથી

સત્ત્વની શુદ્ધિ થાય છે, સત્વશુદ્ધિથી સ્મૃતિની શુદ્ધિ થાય છે અને સ્મૃતિની શુદ્ધિથી સઘળી ગ્રન્થીઓથી મુક્તિ થાય છે. મુમુક્ષુઓએ કદિ પણ પોતાના કે પારકાના ઘરનું સંકીર્ણ અન્ન ખાવું જોઇએ નહિ. મહાભારતમાં કહ્યું છે, કે જે પુરુષ મનુષ્યોના સમૂહને સર્પવત્, મિષ્ટાન્નને નરકવત્ અને સ્ત્રીને શબવત્ લેખી તેનાથી ડરી દૂર ભાગે છે તેને દેવતાઓ બ્રાહ્મણ જાણે છે.

શુદ્ધાચાર એ મોક્ષરૂપી સીડીનું બીજું પગથીયું છે. પાપકર્મથી બચ્યા સિવાય મોક્ષ પદની કદિ પણ પ્રાપ્તિ થઇ શકતી નથી. અહિંસા અર્થાત્ મન, વાણી અને કર્મથી કોઇને પણ દુઃખ ન દેવું, બીજાના બૂરાનો વિચાર સરખો પણ ન કરવો; હંમેશા સત્યપરાયણ રહેવું; પરદ્રવ્ય હરણનો કે પરદારાગમનનો કદિ મનમાં વિચાર સરખો પણ ન કરવો; હંમેશાં બ્રહ્મચર્યનું પાલન કરવું; વિદ્વાનોનો સંગ કરવો; મૂર્ખાઓના સંગનો ત્યાગ કરી એકાન્તમાં વસવું, મનને શુદ્ધ વિચારોથી, વાણીને સત્ય અને મધુર વચનથી અને શરીરને શૌચ, સ્નાન અને પરોપકારથી પવિત્ર રાખવાં; સદા સન્તુષ્ટ અને પ્રસન્નચિત્ત રહેવું; આ સર્વ મોક્ષના માર્ગ ઉપર ચાલનારનાં અવશ્ય કર્ત્તવ્ય છે. વળી આ સર્વની સાથે લૌકિક વ્યવહારમાં છળકપટ, દંભ, અસત્ય, ઇર્ષા, દ્વેષ, મત્સર, નિન્દા, સ્તુતિ, જનવાદ, મૃષાવાદ, આત્મશ્લાઘા વગેરેથી હંમેશાં બચીને ચાલવું એ અત્યન્ત આવશ્યક છે. જેનો આહાર, આચાર અને વ્યવહાર શુદ્ધ હોય નહિ તેવો માણસ ગમે તેટલો વિદ્વાન્ હોય અગર તે ગમે તેટલા વેષ ધારણ કરે તોપણ તે મોક્ષનો ભાગી થઇ શકતો નથી. વ્યાસ ભગવાન કહે છે, કે જે માણસનું ચિત્ત શાન્ત હોય છે, જેણે ઇન્દ્રિયો ઉપર જય મેળવેલો હોય છે, જે અધ્યાત્મશીલ અને વિચારવાન છે અને જે આત્મારામી બુદ્ધિમાન્ અને પવિત્ર કર્મ કરનાર હોય છે તે જ એ પરમ પદને પ્રાપ્ત કરી શકે છે. યોગનાં બે મુખ્ય અંગ યમ અને નિયમ છે.

અહિંસા, સત્ય, બ્રહ્મચર્ય, અસ્તેય અને અપરિગ્રહ એ યમ છે તેમજ શૌચ, સંતોષ, તપ, સ્વાધ્યાય અને ઇશ્વરપ્રણિધાન એ નિયમ છે. આ બન્નેનું યથાયોગ્ય પાલન કર્યા સિવાય નથી સધાતો યોગ કે નથી મળી શકતો મોક્ષ.

## પાઠ ૧૦૯ મો.

### અધ્યાત્મશાસ્ત્ર વિચાર.

પ્ર૦—શાસ્ત્ર વિચાર કેવી રીતે કરાવો જોઇએ ?

ઉ૦-સંસારનાં કામકાજોમાંથી બની શકે તેટલો સમય ફાજલ પાડીને તેટલા સમયમાં મોક્ષનાં શાસ્ત્રોનું અર્થના સંપૂર્ણ વિચાર સહિત પઠન કરવું. નિત્યના આવા અભ્યાસથી આ પઠન અને તેના અર્થ વિચારમાં એટલો બધો વધારો થવા પામશે, કે તેના ચિન્તનમાં, તેના કથનમાં, તેના પરસ્પરના વિચારમાં અને એ પ્રકારે માત્ર તેમાં જ લાગ્યા રહેવા સિવાય બીજું કાંઈ પણ રૂચશે નહિ. અભ્યાસની આ સ્થિતિને 'બ્રહ્માભ્યાસ' કહેવામાં આવે છે. જે વાંચવામાં આવે તેનો વારે વારે કદિ પણ ચિત્તમાંથી ખસી જવા પામે નહિ એટલી હદ સુધી વિચાર કરવો જોઇએ. આ પ્રકારે વાંચેલાનો વિચાર કરવો તેને મનન કહે છે. જે વિચારનું મનન કરવામાં આવેલું હોય તેનો સાક્ષાત્કાર કરવો તેનું નામ નિદિધ્યાસન છે. ચાહે ગમે તેટલા મંત્રોના જાપ જપવામાં આવે યા ગમે તેટલા સાધુઓના સમાગમમાં સમય ગાળવામાં આવે તોપણ પઠન અને તેના અર્થનો સંપૂર્ણ વિચાર કર્યા વગર કંઇ પણ પ્રાપ્તિ થશે નહિ.

પ્ર૦—કયાં કયાં શાસ્ત્રો મોક્ષશાસ્ત્ર કહેવાય છે ?

ઉ૦—જે શાસ્ત્રો અધ્યાત્મવિદ્યા અને મોક્ષની સાથે સંબંધ ધરાવે છે તે અધ્યાત્મ કે મોક્ષ શાસ્ત્ર કહેવાય છે. હિન્દુધર્મનાં સઘળાં

શાસ્ત્રો બહુધા એ જ પ્રકારનાં છે; તોપણ દશોપનિષદ્ ( ઈશ, કેન, કઠ, પ્રશ્ન, મુણ્ડક, માણ્ડૂક્ય, તૈત્તિરીય, અતરેય, છાન્દોગ્ય, બૃહદારણ્યક શ્વેતાશ્વેતર ) ભગવદ્ગીતા અને બ્રહ્મસૂત્ર એ મુખ્ય છે. આ ત્રણને બ્રહ્મવિદ્યાની 'પ્રસ્થાન ત્રયી' કહેવામાં આવે છે. મહાભારતના શાન્તિપર્વમાં 'મોક્ષધર્મ,' ઉદ્યોગપર્વમાં 'સનત્સુજાત ગીતા,' અને આશ્વમેધ પર્વમાં 'અનુગીતા' એ સર્વ ગ્રન્થો પણ મુમુક્ષુઓને માટે ઘણા ઉપયોગી છે. યોગવાસિષ્ઠ મહારામાયણમાં વસિષ્ઠ ભગવાને રામચન્દ્રજીને જે જ્ઞાનનો ઉપદેશ કરેલો છે તે ગમે તેવા મૂઢબુદ્ધિને પણ ખચીત વિચારશીલ બનાવી દે એવો છે. આ સર્વ ગ્રન્થો સંસ્કૃતમાં તેમજ ગુજરાતીમાં અર્થ ટીકા સહિત મળે છે. આથી અધિક કોઈ બીજા ગ્રંથો વાંચવાની મુમુક્ષુને જરૂર નથી. આમ છતાં તે સર્વની સાથે વ્યાસ ભગવાને કરેલા ભાષ્ય સાથેનું પાતાંજલ યોગદર્શન પણ જો વિચારી જવામાં આવે તો તેથી વિશેષ લાભ થશે.

પ્ર૦—આ ગ્રન્થવિચાર ક્યાં સુધી કરવો જોઇએ ?

ઉ૦—જ્યાંસુધી શાસ્ત્રનો સિદ્ધાન્ત ચિત્તમાં પૂરેપૂરો ઠસે ત્યાં સુધી-મોક્ષશાસ્ત્રોમાં કહ્યું છે,કે સ્વાધ્યાયથી થાકતાં ધ્યાનયોગમાં લાગવું અને ધ્યાનયોગથી થાકતાં ચિત્તને સ્વાધ્યાયમાં લગાડવું. પરમાત્મા યોગ અને સ્વાધ્યાયથી પ્રકાશમાન થાય છે. આમ છતાં પણ જો સાંસારિક કામકાજેમાંથી વખત બચાવી શકાય નહિ તો હંમેશાં પ્રાતઃકાળમાં અમુક સમયને માટે તો શાસ્ત્રવિચાર અચુક કરવોજ જોઇએ. હમેશાં ઓછામાં ઓછો એક એક કલાક શાસ્ત્રવિચારમાં ગાળવાથી એક વરસમાં તે વિષયનું ઘણું જ્ઞાન થશે. જેમ જેમ અભ્યાસમાં વધારો થતો જશે તેમ તેમ તે ગ્રંથોના વિચારમાં અધિક અધિક આનંદ આવતો જશે. અંતે એવી સ્થિતિ થઇ રહેશે, કે જેમ અનાજ મેળવવાની ચાહના રાખનાર તેના પરનાં છોડાંને ફેંકી દે છે તે જ પ્રમાણે જ્ઞાનવાન પુરુષ ગ્રંથ-વિચારથી ઉપરત થઇ પોતાનો સઘળો સમય ધ્યાનમાં વ્યતીત કરશે.

ગ્રંથવિચાર ગમે તેટલો કરવામાં આવે, પરન્તુ જ્યાંસુધી તેની સાથેનો બરાબર યોગ જામે નહિ ત્યાંસુધી એ વિચારનું ફળ મળી શકતું નથી. ચિત્તની એકાગ્રતા અને વૃત્તિના નિરોધ સિવાયનું સઘળું પઠનપાઠન નિષ્ફળ છે.

## પાઠ ૧૧૦ મો.

### સત્સંગ.

પ્ર૦—કેવા પુરુષના સંગને સત્સંગ કહી શકાય ?

ઉ૦—ભગવાન વસિષ્ટ કહે છે, કે મોક્ષરૂપી મંદિરને શમ, વિચાર, સંતોષ અને સાધુસંગમ રૂપી ચાર દ્વારપાળ છે. જે પર કાર્ય સાધે તે જ સાધુ છે. જે વિરક્ત મહાત્મા એકાન્તમાં વાસ કરી રહે છે અને જે વૈરાગ્યયુક્ત છે તે જ પોતાના સદુપદેશો વડે જગતને કૃતાર્થ કરી શકે છે; બીજા નહિ. જે શાન્તચિત્ત છે, જે સર્વ પ્રાણીઓ ઉપર સમાન દૃષ્ટિ રાખે છે, અને જેની દૃષ્ટિ પ્રાણી માત્ર પર પડતાં અમૃત સમાન અસર ઉપજાવે છે તે જ જ્ઞાનની પ્રાપ્તિ કરાવી શકે છે. સન્ત પુરુષો કેવા હોય છે તે વિષે તુલસીદાસજી કહે છે, કે:—

વિષય અલંપટ શીલ ગુણાકર,
પર દુઃખ દુઃખ સુખ દેખે પર.
સમ અભૂત રિપુ વિમદ વિરાગી,
લોભા મર્ષ હર્ષ ભય ત્યાગી.
શમ દમ નિયમ નીત નહિં ડોલહિં,
પરૂષ વચન કબહૂ નહિં બોલહિં.

આજકાલ આવા મહાપુરુષો મળી આવવા દુર્લભ થઇ પડયા છે. આ કારણથી તીર્થાદિ સ્થાનોમાં જો કે મોક્ષશાસ્ત્રો ઉપર ઘણી

ચર્ચા થતી સાંભળવામાં આવે છે છતાં પણ લોકોના દિલ ઉપર જ્ઞાનની ખરેખરી છાપ બહુ જ ઓછા પ્રમાણમાં પડે છે. જે લોકો એ શાસ્ત્રોનો અભ્યાસ કરે–કરાવે છે તેઓ બહુધા વાચક જ્ઞાન ઉપર જ સંતોષ ધરી રહે છે, પુરાણી યુક્તિઓ અને દોહરા બોલી જવા ઉપરાંત વચ્ચે વચ્ચે પોતાની બુદ્ધિનો બહુ જ ઓછો ઉપયોગ કરે છે, અને પરિણામે પોતાના તેમજ અન્યના સમયને નકામો ગુમાવે છે. આવા લોકો બહુધા જાતે પણ સાધનસમ્પન્ન થતા નથી તેમજ જેઓને તે ઉપદેશ કરે છે તેઓ પણ સાધનહીન બની રહે છે. આવા સાધન-હીન પુરુષો દ્વારા કરાયેલો અદ્વૈત સિદ્ધાન્તનો ઉપદેશ કાંઇપણ લાભદાયક થઇ શકતો નથી એટલું જ નહિ; પરન્તુ તેમની પાસે બેસવાથી બુદ્ધિ પણ પ્રાયઃ ચલાયમાન થઇ જાય છે. ભ્રમિત બુદ્ધિના બિચારા મુમુક્ષુઓ એક તરફ કર્મમાર્ગથી તો બીજી તરફ જ્ઞાન માર્ગથી ભ્રષ્ટ બની આલોક અને પરલોક બન્નેને માટે નાલાયક થઇ રહે છે. આટલા માટે એવા લોકોની પાસે બેસવા કરતાં જો મનુષ્ય પોતાની મેળે જ વિચારપૂર્વક ધર્મગ્રંથો વાંચે અને તેમાં ઉંડે ઉતરી અર્થનું અનુસંધાન પામે તો અધિક લાભ થાય. સત્સંગ સમાન કોઇ અધિક લાભ નથી એ વાત ખરી, પરન્તુ હાલમાં સાચા સન્ત મળી આવવા મહા મુશ્કેલ છે.

## પાઠ ૧૧૧ મો.

### ઇન્દ્રિયનિગ્રહ.

પ્ર૦—મન અને ઇન્દ્રિયનિગ્રહને માટે શું કરવું જોઇએ ?

ઉ૦—મોક્ષનું પ્રથમ સાધન વૈરાગ્ય છે. ચિત્તને વિષયોમાંથી હઠાવ્યા સિવાય એ માર્ગે ગતિ કરવી અસંભવિત છે. શ્રુતિમાં કહ્યું છે, કેઃ—

" આત્માને રથી, શરીરને રથ, બુદ્ધિને સારથી, મનને લગામ, ઇન્દ્રિયોને ઘોડા અને તેનાં વિષયોને રથચર્યાની ભૂમિ જાણો. જીવાત્મા ઇંદ્રિયો, મન અને બુદ્ધિની સાથે મળીને જ વિષયભોગ ભોગવે છે. જે રથનો સારથી નિપૂણ હોતો નથી અને જે ઘોડાઓને લગામ ખેંચી પોતાના વશમાં રાખતો નથી તેનો રથ અવશ્ય કુમાર્ગમાં જઇ પડે છે અને રથી દુઃખી થાય છે. આથી ઉલટું જે રથનો સારથી સાવધાન બની ઘોડાઓને પોતાના કાબુમાં રાખે છે તેનો રથ સુખપૂર્વક પોતાના સ્થાને જઇ પહોંચે છે. જીવાત્માનું સંસારની અનેક ઉંચનીચ યોનિયોમાં ભ્રમણ કરવું તે કુમાર્ગમાં જઈ પડવું છે અને પરમપદ પામવું એ મોક્ષ અને સુખ છે. "

વિષયભોગોને ત્યાગવા તેનું નામ વૈરાગ્ય છે; પરંતુ તે કામ તલવારની ધાર ઉપર ચાલવા કરતાં પણ ઘણું કઠણ છે. અનેક જન્મોની ભોગવાસનાઓ ચિત્તમાં એવી તો ઉંડી જડ ઘાલી બેઠેલી હોય છે, કે વરસોના તો શું પણ અનેક જન્મોના પુરુષાર્થથી પણ તેનો ક્ષય કરવો એ મુસ્કેલ છે. ઇંદ્રિયગ્રામ બહુ જ બળવાન છે અને તે વિદ્વાનને પણ ખેંચી લઇ જાય છે. આ આકર્ષણને રોકવામાં જ મહાન્ પુરુષાર્થ સમાયેલો છે. વ્યાસ ભગવાન કહે છે, કે મોક્ષના માર્ગમાં આડા આવી ઉભા રહેનાર કામ, ક્રોધ, લોભ, ભય અને નિદ્રા એ પાંચ શત્રુઓ પૈકી કામને સંકલ્પના ત્યાગદ્વારા એટલે, કે " અમુક મને મળે, " " અમુક મને મળી ચૂકયું, " " અમુક મળશે, " ' અમુક થઇ ગયું ' 'અમુક થશે,' ઇત્યાદિ મનના સંકલ્પવિકલ્પોના ત્યાગ વડે જીતવો જોઇએ. સંસારનાં સઘળાં બન્ધનોનું મૂળ એક કામ જ છે. તેનો નાશ કરવો એ જ મોક્ષ છે. (૨) ક્રોધને ક્ષમા રૂપી ખડ્ગ દ્વારા જીતવો. વગર વ્યાધિએ પણ ઉત્પન્ન થનાર જાતેજ મહા વ્યાધિરૂપ આ પાપના મૂળ અને નરકના દ્વાર ક્રોધને જીતવાનો ઉપાય શમ અર્થાત શાન્તિ અને સર્વનાં સુખદુઃખને પોતાનાં સુખદુઃખ ગણવાં એ જ છે. (૩) ધન આદિ સાધનો અનિત્ય છે અને તેમાંથી સદા દુઃખ જ જન્મે છે

એવી ભાવનાથી લોભ ઉપર જય મેળવવો. રાજા અંબરિષે કહ્યું છે, કે મેં સઘળા શત્રુઓને તો યુદ્ધમાં જીતી લીધા, પરન્તુ એક લોભરૂપી શત્રુ બાકી રહી ગયો. આ લોભરૂપી શત્રુ એવો છે, કે જેને લીધે પ્રાણી એક દુઃખથી બીજા દુઃખમાં અને એક અંધારા ખાડામાંથી બીજા અંધારા ખાડામાં અને એક પાપમાંથી બીજા પાપમાં જઇ પડે છે, આટલા માટે તેનું અસંગ શરૂથી છેદન કરવું ઘટે છે. તેનું છેદન કરવું એ જ પરમ સુખનું કારણ છે. (૪) મનુષ્ય પોતાના મનની કલ્પનાથી ઉભા કરેલા ભયથી જેટલો ડરે છે તેટલો ભય વાસ્તવિક રીતે તેને બીજા કશાથી પણ થતો નથી. જરા, રોગ, મરણ, અનિષ્ટના સંયોગ અને ઇષ્ટના વિયોગનો ભય મનુષ્યને ત્યાંસુધી જ સતાવે છે, કે જ્યાંસુધી તેની પરમાત્મામાં દૃઢ નિષ્ઠા જામતી નથી. જે ક્ષણે પરમાત્માના અભય પદમાં નિષ્ઠા રોપી દીધી તે જ ક્ષણથી સઘળા ભયો દૂર થળે છે. પ્રહ્લાદે પોતાના પિતાને કહ્યું હતું, કે **ભયના હરનાર પરમાત્મા શ્રી ગોવિન્દ ભગવાનના હૃદયમાં સ્થાપિત થયા પછી ભય કયાં રહી શકે છે ! તેના સ્મરણ માત્રથી જ જન્મ, જરા વગેરે સમસ્ત ભય નાશ પામે છે.** (૫) નિદ્રા, આળસ અને એવી તામસી વૃત્તિઓ મોક્ષના માર્ગમાં મહાન્ વિઘ્નકર છે. આથી સત્ત્વગુણની વૃદ્ધિ અને ચિત્તની સમાનતા વડે તેના ઉપર જય મેળવવો.

આ પાંચ શત્રુઓ ઉપર જીત મેળવવાની સાથે સાથે જ ધૈર્ય-પૂર્વક ઉદરને અયોગ્ય આહારથી, ઉપસ્થને સ્ત્રીસંગથી, હાથને નઠારાં કર્મોથી અને પગને અયોગ્ય સ્થાનો પ્રતિ ગતિ કરવાથી બચાવવાં. આંખોને સાવધનતા પૂર્વક બુરી વસ્તુઓના દર્શનથી, કાનને નઠારા શબ્દોના શ્રવણથી, મનને ખોટા સંકલ્પોના ઉઠાવથી અને વાણીને નઠારાં વચનોના ઉચ્ચારણથી અટકાવવાં જોઇએ. બહારના શત્રુઓને જીતવા સુગમ છે, પરન્તુ અન્દરના શત્રુઓને જીતવા મહા કઠણ છે. એ અંદરના શત્રુઓ ઉપર જીત મેળવવાથી જ મનુષ્ય મોક્ષના માર્ગે ગતિ કરવાને લાયક બને છે. તપ અને વિદ્યા

સિવાય, ઇન્દ્રિયો ઉપર જય મેળવ્યા સિવાય અને સર્વસ્વનો ત્યાગ કર્યા સિવાય કદિ પણ મોક્ષ મળી શકતો નથી એ સિદ્ધાન્ત છે. જે સમયે મનુષ્ય અનેક કર્મો કરવા છતાં પણ કંઇ મેળવી શકતો નથી, જ્યારે નિરંતર આશાનો ભંગ, ઇષ્ટનો વિયોગ અને અનિષ્ટનો સંયોગ થતો જોયા કરે છે, જ્યાં જ્યાં આશા કરે ત્યાં ત્યાં નિરાશા પેદા થતી નજરે પડવા લાગે છે, જ્યારે સજ્જનોને દુઃખી અને દુર્જનોને સુખી થતા જુએ છે, અનેક પ્રકારની શારીરિક અને માનસિક ઉપાધિઓ તેને પીડવા લાગે છે અને ઘડપણથી શરીર જર્જરીભૂત બની નષ્ટ થતું જાય છે તેવા સમયે પણ જો તેના ચિત્તમાં સાંસારિક ભોગો તરફ કંઇક ગ્લાનિ પેદા થવા પામે તોય તે અહોભાગ્યની નિશાની છે, અને એવી ગ્લાનિ જો સતત રહેવા પામે તો તેના સદ્‌ભાગ્યમાં કંઇ મણા જ રહેતી નથી. બાળપણમાંથી જ હૃદયમાં વૈરાગ્યનું પેદા થવું એ સઘળાને માટે શકય નથી. એવું તો માત્ર વામદેવ, શુકદેવ, શંકરાચાર્ય જેવા મહાનુભાવોના સંબંધમાં જ બનવું સંભવિત છે. વળી રાજ્યવૈભવ અને અઢળક લક્ષ્મીની વચ્ચે રહી અનેક પ્રકારનાં સાંસારિક કામકાજો કરવા છતાં પણ ત્યાગીની દશા અનુભવવી એ પણ માત્ર જનક, રામચંદ્રજી, શ્રીકૃષ્ણ ભગવાન, ભીષ્મ, યુધિષ્ઠિર, વિક્રમ, ભોજ જેવા મહાપુરુષોથી જ બની શકે. આવા મહાપુરુષો સહસ્ત્રધા વંદનીય અને પૂજનીય છે. જો કે વર્તમાન સમયમાં આવા સાચા વૈરાગ્યવાન્ મહાપુરુષો ઘણા ઓછા જોવામાં આવે છે તોપણ તેનો સર્વથા અભાવ નથી. સંન્યાસી કે ત્યાગી બન્યા પછી પણ જો મનમાં વિષયની ભાવનાઓ એકસરખી સ્ફુરાયમાન રહેતી હોય તો એવા નામ માત્રના વૈરાગ્ય કરતાં સંસારનાં કામકાજોમાં પ્રવૃત્ત રહેવું એ જ ઉત્તમ છે. એક મહાત્મા કહે છે, કે સંસારના પદાર્થોને તમે તમારા ચિત્તથી જેટલા વેગળા કરશો તેટલા જ તે તમારી પાછળ પાછળ દોડયા કરશે અને તેમાં જ સાચા આનંદનું રહસ્ય છે. ચાલુ સમયમાં સાંસારિક પદાર્થો પ્રતિની

વાંછના એટલી બધી વધી ગઇ છે, કે તેથી હિંદુઓની બહુ જ અધોગતિ થતી જાય છે. જે દેશ માંહેની પ્રત્યેક વ્યક્તિના દિલમાં પોતાની જાતના સુખ માટેની ઓછી અને બીજાઓના સુખ માટેની વધારે ઇચ્છા ઉપજતી રહે છે તે જ દેશ આગળ વધી શકે છે. આપણે જે પ્રમાણે હમેશાંથી નિઃસ્વાર્થી રહેતા આવ્યા છીએ તેવા જ નિઃસ્વાર્થી આપણે હાલ પણ રહેવું જોઇએ. ટુંકામાં સિદ્ધાંત એટલો જ છે, કે વિષયોમાં પ્રીતિ એ જ બંધન અને તેનો અભાવ એ જ મોક્ષ છે.



## પાઠ ૧૧૨ મો.

### સમતા.

પ્ર૦—સમતા કોને કહે છે ? અને તે શી રીતે પ્રાપ્ત થઇ શકે ?

ઉ૦—શીત-ઉષ્ણ, માન-અપમાન, લાભ-ગેરલાભ વગેરે દ્વંદ્વોને સહન કરવાં અને પ્રાણીમાત્ર ઉપર સમાન દૃષ્ટિ રાખવી તેનું નામ સમતા છે. પ્રહ્લાદે કહ્યું છે, કે સર્વમાં સમપણું એ જ ઇશ્વરનું આરાધન છે. કૃષ્ણ ભગવાને કહે છે, કે સમત્વ જ બ્રહ્મભાવ છે. રાજા જનકે સુલભાને કહ્યું હતું, કે મને મારી સ્ત્રીમાં આસક્તિ નથી તેમજ મારા શત્રુઓ ઉપર વેર પણ નથી. જો કોઇ મારા જમણા હાથ ઉપર ચંદન ચોપડે અને ડાબા હાથને કાપી નાંખે તો બંને મારા મનથી એક જ છે. જેવી રીતે રાજાને નિગ્રહ અને અનુગ્રહ કરવામાં કલેશ ઉપજે છે તેવીજ રીતે સાધુને દંડ વગેરે ધારણ કરવામાં પણ દુઃખ રહેલું છે. જો તે બન્નેને પોતપોતાના વિષયોમાં આસક્તિ છે તો તે બન્ને બંધાયેલા છે. આસક્તિનું છૂટવું તેનુંજ નામ મોક્ષ છે. આસક્તિથી છૂટા થયા પછી રાજ્યકાર્ય મોક્ષમાં પ્રતિબંધક નીવડી શકતું નથી. તે તો માત્ર ભિક્ષાવૃત્તિસમાન જ બની રહે છે. મોક્ષપદ કંઈ રાજ્યમાં, અકિંચનત્વમાં કે ભિક્ષાવૃત્તિમાં રહેલું

નથી. તે તો કેવળ સમત્વમાં જ રહેલું છે. રાજા જનક કહે છે, કે મારે અપાર ધન છે. કારણ કે મારે મારૂં એવું કંઇ જ નથી. મિથિલા નગરી જળી જાય તો તેમાં મારૂં એવું કંઇ જ જળતું નથી. બીજા પ્રસંગે તેમણે એક બ્રાહ્મણને કહ્યું હતું, કે આ ગંધ જો કે મારા નાકની સમીપ પ્રસરી રહી છે તોપણ તેને સુંઘવાની હું મારા પોતાના માટે ઇચ્છા કરતો નથી અને તેથી જ જેનો ગુણ ગંધ છે એવી પૃથ્વીને મેં જીતી લીધી છે. મારી જીભની પાસે આવી રહેલા રસોનું હું મારા પોતાના માટે આસ્વાદન કરતો નથી અને તેટલા માટે રસ-ગુણથી યુક્ત એવા જળ ઉપર મેં જય મેળવ્યો છે. મારી દૃષ્ટિ સમીપ ખડાં થતાં રૂપોની હું મારા પોતાના માટે ઇચ્છા ધરાવતો નથી, તેથી રૂપ એ જેનો ગુણ છે એવા તેજને મેં તાબે કર્યું છે. મારી ચામડી ઉપર થતા સ્પર્શોને હું મારા પોતાને માટે ચ્હાતો નથી અને તેથી સ્પર્શ ગુણવાળા વાયુ ઉપર મેં મારૂં આધિપત્ય જમાવ્યું છે. મારા કાન ઉપર અથડાતા શબ્દો પ્રતિ મને મારા પોતાને માટે પ્રીતિ પેદા થતી નથી અને તેથી જ શબ્દગુણથી યુક્ત એવા આકાશ ઉપર મેં વિજય મેળવ્યો છે. મારી અંદર નિરંતર વાસ કરી રહેલા મનને હું મારા પોતાના માટે ચ્હાતો નથી અને તેથી જ મેં મનને જીતી લીધું છે. હું એ સઘળા વિષયોનો દેવતાઓ, પિતૃઓ, અતિથિઓ અને ભૂતમાત્રની સાથે ભેગા મળીને ભોગ ભોગવવાને ચાહું છું. એટલા માટે મારી સઘળી ક્રિયાઓ સ્વાર્થમય નહિ, પરન્તુ સર્વાર્થપરાયણ છે. આ સંબંધમાં સ્વામી રામતીર્થજી કહે છે, કેઃ—

" જબ બેહતરી કે અપની, ફિકરો ખ્યાલ છૂટે;
ફિકરો ખ્યાલે રંગી, મેરે હી બન ગયે સબ.

આહા અજબ તમાશા, મેરા નહીં હૈ કુછભી;
દાવા નહીં જરાભી, ઇસ જિસ્મેં ઇસમપરહી.

યહ દસ્તોપા હૈ સબકે, આંખેં યહ હૈંતો સબકી;
દુનિયા કે જિસ્મ લેકિન મેરે હી બન ગયે સબ. "

આવી સ્થિતિ તે સ્થિતપ્રજ્ઞની છે. ગીતામાં સ્થિતપ્રજ્ઞનાં લક્ષણો જણાવતાં કહેલું છે, કે જ્યારે મનુષ્ય પોતાના ચિત્તમાંની સમસ્ત વાસનાઓને ઉખેડી ફેંકી દે છે, જ્યારે તે પોતાના આત્મામાં આત્માથી જ સંતુષ્ટ અર્થાત્ આત્મારામી બની રહે છે, જ્યારે તેના ચિત્તમાં દુઃખના સમયે ઉદ્વેગ અને સુખના સમયે આનંદ પેદા થવા પામતો નથી, અને જ્યારે તે રાગ, ભય અને ક્રોધરહિત થઈ જાય છે ત્યારે તે સ્થિતપ્રજ્ઞ કહેવાય છે. આવી સમતા મેળવવી સુલભ નથી. જો ઘણાં વરસોના અભ્યાસથી થોડી પણ પ્રાપ્ત થઇ જાય તો તે સદ્ભાગ્યની વાત છે.

હરકોઈ અવસ્થામાં ચિત્તની અંદર વિકાર પેદા થવા દેવો નહિ એ કેવળ વિરલા પુરુષોથી જ બની શકે એવું કામ છે. જો કોઇપણ મનુષ્ય પોતાનું ભૂંડું કરે તો તેનું ભૂંડું થાય એવો વિચાર સરખો પણ જેના મનમાં આવે નહિ; હંમેશાં સર્વની સાથે શુદ્ધ ભાવ રાખે અને જય–પરાજય, જન્મ–મૃત્યુ તેમજ સંપત્તિ–વિપત્તિમાં મનને એક સરખી સ્થિતિમાં રાખે એવા સમાન ભાવવાળા પુરુષો વિરલ જ હોવા સંભવે છે. એક વખતે રાજા જનકે એક બ્રાહ્મણને તેના કોઈ અપરાધના કારણે પોતાનો દેશ છોડી જવાને આજ્ઞા કરી. આ બ્રાહ્મણ તે કોઈ વસ્તુતઃ બ્રાહ્મણ ન હતો; પરન્તુ બ્રાહ્મણનું સ્વરૂપ ધારણ કરી તેની પરીક્ષા કરવાને માટે આવેલા સાક્ષાત્ ધર્મ-રાજ જ હતા. રાજાનાં વચનો સાંભળતાં તે બ્રાહ્મણરૂપધારી ધર્મે રાજાને કહ્યું, કે તમારો દેશ કયો છે તેનો વિચાર કરો. બ્રાહ્મણનું આ કથન સાંભળી રાજા જનક વિચારમાં પડયા અને વિચારને અંતે તેમણે જણાવ્યું, કે આ દેહ પણ મારો નથી. અથવા સમસ્ત પૃથ્વી પણ મારી નથી અને હોય તોપણ જેવી મારી છે તેવી સર્વની છે તો હવે તમે તમારી મરજીમાં આવે ત્યાં રહો અને તેમાં મને કશી જ હરકત નથી. આમ છતાં આવી દષ્ટિ માત્ર જનક જેવા મહા-પુરુષોની જ હોઇ શકે. વળી શ્રી રામચન્દ્ર ભગવાને પિતાની આજ્ઞા

થતાંની સાથે જ સઘળા રાજપાટનો ત્યાગ કર્યો અને તેમ કરવામાં તેમના દિલમાં રંચમાત્ર પણ ખેદ થવા પામ્યો નહિ. વાલ્મીકિજી કહે છે, કે તે સમયે પણ તેમના મુખની કાન્તિ ચન્દ્રમાની કાન્તિ સમાન ઝળકી રહી હતી. એ જ પ્રમાણે શ્રી કૃષ્ણ ભગવાને પણ કંસનો વધ કરી મથુરાના રાજ્ય તરફ લેશ પણ નજર નાખી નહિ. જેઓ મોક્ષ માર્ગ પર ચાલનારા છે તેમણે પોતાનામાં આવી સમબુદ્ધિ પેદા કરવી એ તેમનું પરમ આવશ્યક કર્તવ્ય છે. જે મનુષ્ય પોતાના ચિત્તમાં જેટલા દરજ્જે સમતા પ્રાપ્ત કરતો જાય છે તેટલા જ પ્રમાણમાં તે મોક્ષની નજીક પહોંચતો જાય છે. જે બ્રહ્મમાં સ્થિત થવા ચાહે છે તેને બ્રહ્મના જેવા સમ અને સમદૃષ્ટિ થવું પડશે.

---

## પાઠ ૧૧૩ મો.

### નિષ્કામ કર્મ.

પ્ર૦—નિષ્કામ કર્મ એટલે શું ?

ઉ૦—જે કર્મ ફળની ઇચ્છા વગર કેવળ કર્તવ્યબુદ્ધિથી કરવામાં આવે છે તે નિષ્કામ કર્મ કહેવાય છે. ગીતામાં શ્રી કૃષ્ણ ભગવાન ઉપદેશે છે, કે જે કરો, જે ખાઓ, જે હોમો, જે કંઇ આપો, જે કંઇ તપ કરો તે સર્વ મને ( પરમાત્માને ) અર્પણ કરો. એ પ્રમાણે તમારાં સર્વ કર્મો મને અર્પણ કરવાથી તમે શુભ કે અશુભ ફળના ભોગી થશો નહિ, અને કર્મનાં બંધનોથી મુક્ત થતાં સંન્યાસ-યોગયુક્ત બનીને મુક્તિને પામશો. અનાસક્તિ એ મોક્ષનું મહાન્ સાધન છે. મુમુક્ષુએ પોતાનાં સઘળાં કામો સાત્વિક ભાવથી કરવાં જોઈએ. ગીતામાં કહ્યું છે, કે રાગદ્વેષનો ત્યાગ કરીને જે નિયત કર્મ કેવળ કર્તવ્યબુદ્ધિથી કરવામાં આવે છે તે સાત્વિક કર્મ છે. જે પુરુષ સંગોથી મુક્ત, અહંકાર રહિત, અને ધૈર્ય તેમજ ઉત્સાહ

સંપન્ન બનીને સિદ્ધિ અને અસિદ્ધિમાં સમાન ભાવ રાખી રહે છે તે જ સાત્વિક કર્તા છે. આ નિષ્કામ કર્મ અંતઃકરણની શુદ્ધિનું મૂળ છે. કર્મ કર્યા સિવાય કોઇથી પણ રહી શકાતું નથી. દરેકને કંઇને કંઇ કામ કરવું પડે જ છે. આટલા માટે સઘળાં સાંસારિક કામો ઈશ્વરાર્પણ કરવાં અને પારમાર્થિક કાર્યો કેવળ કર્તવ્ય-બુદ્ધિથી કરવાં. આ પ્રકારે કાર્ય કરનાર મનુ, યાજ્ઞવલ્કય, વાલ્મીકિ, વ્યાસ, ભગવાન ભાષ્યકાર વગેરેનાં જ્વલન્ત ઉદાહરણો છે. કેવળ કર્તવ્યબુદ્ધિથી તેમના દ્વારા બક્ષાયેલાં ઉપનિષદ્, રામાયણ, મહાભારત, સ્મૃતિ વગેરે શાસ્ત્રો કેવળ ભારતનું જ નહિ; પરન્તુ સમસ્ત સંસારનું હંમેશને માટે કલ્યાણ કરનાર થઈ પડયાં છે. આ શાસ્ત્રો રચવામાં નામના મેળવવાનો તેમનો લેશ પણ હેતુ હતો નહિ. કેટલાક ગ્રંથોના રચનારનાં નામનો હજી પત્તો પણ લાગતો નથી. જંગલોમાં કષ્ટ સહન કરી તપ અને અધ્યાત્મ વિચારને પરિણામે તેમને જે જે બાબતનું જ્ઞાન થયું તે સર્વ જગતના કલ્યાણને માટે તેઓ મૂકી ગયા છે. આના જેવો મહાન્ પરોપકાર બીજો કયો હોઇ શકે ? શ્રી કૃષ્ણ ભગવાન નિષ્કામ કર્મની સાક્ષાત મૂર્તિ હતા. તેમણે એક વખતે યુધિષ્ઠરને કહ્યું હતું, કે " બે અક્ષરોમાં મૃત્યુ અને ત્રણ અક્ષરોમાં શાશ્વત બ્રહ્મ છે. **મમ** મૃત્યુ છે અને **નિર્મમ** શાશ્વત્ બ્રહ્મ છે. આ મૃત્યુ અને બ્રહ્મ બન્ને પ્રાણીઓની અંદર અદશ્ય રૂપે નિવાસ કરીને પરસ્પર યુદ્ધ કરે છે. આખી પૃથ્વીનું રાજ્ય મળે, પણ જો તેમાં મમતા ન હોય તો તે બન્ધનનું કારણ કેવી રીતે થઈ શકે ? આથી ઉલટું વનમાં રહી ફળમૂળનો આહાર કરવા છતાં પણ પદાર્થોમાં મમતા હોય તો મૃત્યુ હંમેશાં મુખમાં જ નિવાસ કરી રહેલું છે. હે રાજન્ ! જો તમે તમારા બહારના અને અંદરના શત્રુઓથી સાવધ રહેશો તો આત્મતત્ત્વને જાણી લેશો અને મહાભયમાંથી મુક્ત થઇ જશો. આ સંસારમાં જે પુરુષ ઇચ્છાને અધીન વર્તે છે તેને કોઇ જ વખાણતું નથી અને સંસારમાં એકે પ્રવૃત્તિ

ઇચ્છા વગર થતી નથી. જે જે ઇચ્છાઓ છે તે સર્વ મનની અંગભૂત છે. તેને વિદ્વાન્ પુરુષોએ બુદ્ધિપૂર્વક સંકુચિત કરવી જોઇએ. અભ્યાસ વડે સારાસારનો વિચાર કરીને દાન, વેદાધ્યયન, તપ, વ્રત, યજ્ઞ, નિયમ, ધ્યાન વગેરે કશા પણ ફળની ઇચ્છા રાખ્યા વગર કરવાં એ મુમુક્ષુનું કર્તવ્ય છે. મનુષ્ય કેવળ કર્મ કરવામાં જ સ્વતંત્ર છે, કર્મના ફળ ઉપર તેનો કંઇપણ અધિકાર નથી. આટલા માટે કર્મ કરવામાં તેણે ફળના હેતુ તરફ દૃષ્ટિ રાખવી જોઇએ નહિ. તેમજ કર્મનો ત્યાગ કરી નિશ્ચેષ્ટવત્ પડયા રહેવું જોઇએ નહિ. સારાંશ એ છે, કે સ્વાર્થનો ત્યાગ કર્યા સિવાય કદિ પણ પરમાર્થ સાધી શકાતો નથી. જે પુરુષ પોતાનાં સુખદુ:ખને વીસારી પરકાર્યમાં તત્પર રહે છે, સર્વને આત્મવત્ લેખે છે અને પોતે પોતાને સર્વમાં જુએ છે તે જ બ્રહ્મવિદ્યાનો અધિકારી છે. એવો જ પુરુષ બ્રહ્મવિદ્યાના રહસ્યને જાણી શકે છે. રામતીર્થજીનો એ સિદ્ધાન્ત હતો, કે:—

" જબ તક દિલસે પકડ જકડ હૈ,
બાહર રગડ ઝગડ હૈ;
દિલસેં છોડી આસ
મુરાદેં આઇ પાસ. "

આવા બ્રહ્મવિદ્યાના અધિકારી કેવળ પહેલાંના સમયમાં જ થઈ ગયા છે એમ નહિ, પરન્તુ હાલના સમયમાં થઇ ગયેલા નાનક, કબીર, તુકારામ, રામદાસ, રાજા રામમોહનરાય, સ્વામી દયાનન્દ સરસ્વતીજી, સ્વામી રામતીર્થજી વગેરે મહાપુરુષો પણ તેનાં જ્વલન્ત ઉદાહરણ છે. આ ઉપરાન્ત હાલ પણ દેશમાં કેવળ કર્તવ્યબુદ્ધિથી નિષ્કામ કર્મ કરનારાઓ વિદ્યમાન છે. આપણી ઐહિક અને પારમાર્થિક ઉન્નતિમાં જેટલી જેટલી ઉણપ જોવામાં આવે છે તે સર્વ આપણી નિષ્કામ કર્મ તરફની ઉણપને જ આભારી છે. ગીતામાં કહ્યું છે, કે અભ્યાસથી જ્ઞાન શ્રેષ્ઠ છે, જ્ઞાનથી ધ્યાન અને ધ્યાનથી કર્મફળનો ત્યાગ શ્રેષ્ઠ છે. ત્યાગથી જ શાન્તિ મેળવાય છે. ત્યાગ

સિવાય તેમજ અહંભાવ દૂર થયા સિવાય પરમ પદ પમાતું નથી; અને પરોપકાર એ તેનું એક દ્વાર છે. ભારતની વર્તમાન દશા ઇચ્છે છે, કે જે લોકો મોક્ષમાર્ગમાં પ્રવૃત્ત હોય તેઓ બીજાઓનો ઉદ્ધાર કરવો એ પોતાનો મુખ્ય ધર્મ છે એમ જાણે.

## પાઠ ૧૧૪ મો.

### અનન્ય ભક્તિ.

પ્ર૦—અનન્ય ભક્તિ કેવી રીતે કરવી જોઇએ?

ઉ૦—ઉપાસ્ય દેવની સમીપ બેસવું તેનું નામ ઉપાસના છે. ભજન કરવું તેનું નામ ભક્તિ છે. ઉપાસ્ય અને ઉપાસકમાં જેટલું જેટલું વ્યવધાન હોય તેટલા જ ઉપાસ્ય ઉપાસકથી દૂર છે. જ્યારે તે વ્યવધાનનો સર્વથા લોપ થઈ ઉપાસક ઉપાસ્યરૂપ બની રહે છે ત્યારે ઉપાસના ચરિતાર્થ બને છે. જ્ઞાનનું લક્ષ્ય પણ આ જ છે, એટલે કે અભેદ અનુભવવો–સાક્ષાત્કાર કરવો. આ ઉપાસ્ય ઉપાસકની એકતા અથવા અભેદ અનુભવની સ્થિતિ તે સમાધિસ્થિતિ કહેવાય છે. ગીતામાં શ્રી કૃષ્ણ ભગવાને શ્રીમુખે ભાખ્યું છે, કે હે અર્જુન! જગતમાં જેમ કોઈ કારીગર બનાવટી પુતળાંઓને દોરી સંચારથી ફેરવે છે તેમજ અંતર્યામી ઈશ્વર શરીરની અંદર રહેલા સર્વ દેહાભિમાની જીવોને પોતાની માયા વડે ભમાવતા થકા સર્વ પ્રાણીઓના હૃદય પ્રદેશમાં વાસ કરી રહ્યા છે. હે ભારત! આ પ્રમાણે સર્વ જીવો ઈશ્વરને અધીન છે. માટે તું અહંભાવનો ત્યાગ કરીને સર્વાત્મભાવે તે જ ઈશ્વરના શરણમાં જા. તેની કૃપાથી તને પરમ શાન્તિ અને શાશ્વત્ પદ પ્રાપ્ત થશે. ભગવાનનું શરણ લેવું એ ઉપાસનાનું મુખ્ય અંગ છે. હંમેશાં તેના ગુણોનું શ્રવણ કરવું, તેના નામનું કીર્તન કરવું, તેનાં ચરિત્રોનું સ્મરણ કરવું, તેની સેવા,

પૂજા અને વંદના કરવી, તેનામાં જ મન, બુદ્ધિ અને કર્મને સર્વથા સમર્પણ કરવાં તેનું જ નામ ભક્તિ છે. ભક્તિ સિવાય જ્ઞાન પ્રાપ્ત થઈ શકતું નથી તેમજ સંસાર ઉપરનો મોહ છૂટી શકતો નથી, અને એ મોહ છૂટયા વગર જન્મમરણના ભ્રમણનો અંત આવતો નથી. તુલસીદાસજી કહે છે, કેઃ—

" અસ કછુ સમુઝી પરે રઘુરાયા—
બિન તવ કૃપા દયાલ દાસ હિત મોહ ન છૂટે માયા.
વાકય જ્ઞાન અત્યંત નિપુણ ભવ પાર ન પાવે કોઈ;
નિશિ ગૃહ મધ્ય દીપકી બાતન તમ નિવૃત્ત નહિં હોઇ.
જૈસે કોઉ યક દીન દુખિત અતિ અશન હીન દુઃખ પાવૈ;
ચિત્ર કલ્પતરુ કામધેનુ ગૃહ લિખે ન વિપત નશાવૈ.
ષટ્રસ બહુ પ્રકાર ભોજન કોઉ દિન અરુ, રૈન બખાને;
બિન બોલે સંતોષ જનિત સુખ ખાઇ સોઈ પૈ જાનૈ.
જબ લગિ નહિં નિજ હૃદિ પ્રકાશ અરુ વિષય આશ મન માહીં.
તુલસીદાસ તબ લગિ જગયોનિ ભ્રમત સપનેહુ સુખ નાહીં "

શ્રીમદ્ ભગવત્ ગીતાના અંતમાં શ્રીકૃષ્ણ ભગવાન કહે છે, કે " તું મારામાં જ મન રાખ, મારો જ ભક્ત થા, મારૂં જ યજન કર અને મને જ નમસ્કાર કર. આ પ્રમાણે વર્તવાથી મારા પ્રસાદ વડે જ્ઞાન મેળવીને તું મને જ પામીશ. હું તને સત્ય પ્રતિજ્ઞા કરીને કહું છું કે તું મને પ્રિય છે. સર્વ ધર્મનો પરિત્યાગ કરીને એક મારા જ શરણમાં આવ. હું તને સઘળાં પાપોથી છોડાવીશ. તું શોચ કર નહિ. "

જેનું ચિત્ત ભગવત્પ્રેમમાં દ્રવિભૂત થઇ જાય તે ભક્ત છે, તે જ્ઞાની છે. શ્રીકૃષ્ણ ભગવાન કહે છે, કે પવિત્ર બુદ્ધિવાળા, ધૈર્યથી પોતાના ચિત્તનો નિગ્રહ કરનારા, શબ્દાદિ વિષયોનો ત્યાગ કરનારા, રાગદ્વેષ વગરના, એકાન્ત શીલ, અલ્પ આહાર કરનારા, દેહ, ઇન્દ્રિય

અને મનને કાબુમાં રાખનારા, ધ્યાનપરાયણ, વૈરાગ્યવાન, કામ, ક્રોધ, બલ, દર્પ, અહંકાર અને પરિગ્રહનો ત્યાગ કરનારા અને મમતારહિત પુરુષો જ બ્રહ્મપ્રાપ્તિને યોગ્ય થાય છે. બ્રહ્મભાવને પામેલા આ પ્રસન્ન ચિત્તવાળા પુરુષો કંઇ જ શોચ કે ઇચ્છા કરતા નથી. પરન્તુ સર્વમાં સમદૃષ્ટિવાળા બનીને મારી પરાભક્તિને પામે છે. આ ભક્તિથી તેઓ મારા રૂપ બની રહે છે અને તે પછી મારૂં જ્ઞાન પામી મારામાં લય થઇ જાય છે. જેવી રીતે મીઠાની પૂતળી પાણીની અંદર ઓગળીને પાણીરૂપ થઇ જાય છે તેવી જ રીતે અનન્ય ભક્ત તન્મય બની જાય છે. તેને પોતાના ઇષ્ટ દેવ સિવાય બીજું કંઇ સૂઝતું નથી. સઘળું જગત અને પોતાની જાત પણ તેને તદ્રૂપ જ ભાસે છે. ભીષ્મપિતામહ કહે છે, કે કૃષ્ણ એ જ જેનું વ્રત છે, જે કૃષ્ણનું જ સ્મરણ કર્યા કરે છે, જેનું ચિત્ત સૂતાં, ઉઠતાં, બેસતાં રાતદિવસ કૃષ્ણમાં જ લાગી રહેલું છે એવો પુરુષ કૃષ્ણરૂપ જ બની રહે છે, અને જ્યારે તેનું શરીર છૂટી જાય છે ત્યારે જેમ મંત્રથી શુદ્ધ કરેલું ઘી અગ્નિમાં લય પામે છે તેવી જ રીતે તે શ્રીકૃષ્ણમાં લય પામે છે. પ્રહ્લાદ, હનુમાન, ભીષ્મ, નારદ, પરાશર, વ્યાસ, અંબરિષ, શુક, મીરાંબાઇ, મહાપ્રભુ ચૈતન્ય, તુલસીદાસ, સૂરદાસ, નરસિંહ વગેરેનાં જીવનો આ વાતની સબળ સાક્ષી પૂરે છે. જો કે હાલમાં આવી વ્યક્તિઓ ઓછી છે છતાં તેનો સર્વથા અભાવ નથી. આ અનન્ય ભક્તિ સિવાય કદિ પણ જ્ઞાન પ્રાપ્ત થઈ શકતું નથી તેમજ મોક્ષપદ પણ મળી શકતું નથી.

સ્વામી રામ કહે છે, કે "ચિત્તની તે ઉદારતાનું નામ ભક્તિ છે, કે જેમાં પોતાની જાત સહિતને ઉછાળી ફેંકી દેવામાં આવે છે. તંગ દીલ વાળો મનુષ્ય ઉપાસનાના આનંદને મેળવી શકતો નથી. જેનું દિલ બાદશાહ નથી તે ભકિતરસને શું જાણે? અને બાદશાહ તે છે, કે જેને પોતાના દિલની અંદરથી એક લંગોટીની સાથે પણ દાવો હોતો નથી." વાલ્મીકિ ઋષિ શ્રી રામચંદ્રજીને કહે છે, કે

શાન્ત, સમદૃષ્ટિ અને કોઇના ઉપર દ્વેષ ન રાખનાર એવો જે પુરુષ હંમેશાં આપનું ભજન કરે છે તેનું હૃદય એ આપનું મંદિર છે. આપનો જે ભક્ત સદા આપના જ નામના જાપ જપ્યા કરે છે, આપના શરણમાં જ વાસ કરી રહ્યો છે અને દ્વંદ્વ રહિત છે તેનું હૃદય જ આપનું નિવાસ સ્થાન છે.

## પાઠ ૧૧૫ મો.

### ધારણા, ધ્યાન અને સમાધિ.

પ્ર૦—ધારણા, ધ્યાન અને સમાધિ એટલે શું ?

ઉ૦—ચિત્તને સર્વ બાજુએથી ખેંચી લઇને એક વિષયમાં સ્થિર કરવું તેનું નામ ધારણા છે. આ વૃત્તિનો વારે વારે ઉદય થતાં અન્ય વૃત્તિઓનો અભાવ થવો તેનું નામ ધ્યાન છે. આને એકાગ્રતા પણ કહેવામાં આવે છે. જ્યાં સજાતિય પ્રત્યયનો પ્રવાહ અને વિજાતિયનો તિરોધાન થાય તે જ ધ્યાન છે.જ્યાંસુધી ધ્યાતા, ધ્યાન અને ધ્યેય એ ત્રણ ભાવો જુદા જુદા સ્વરૂપે વિદ્યમાન છે ત્યાંસુધી તે ધ્યાન છે. જ્યારે એ ત્રણેનો લય થઇ સ્વસ્વરૂપમાં સ્થિતિ થઇ જાય ત્યારે તેને યોગ કે સમાધિ કહેવામાં આવે છે. બ્રહ્મવિદ્યાની ચરિતાર્થતા આ સમાધિ સ્થિતિમાં જ રહેલી છે. શ્રુતિ કહે છે, કે જ્યારે મન સહિત પાંચે ઇન્દ્રિયોનો નિરોધ થઇ જાય અને બુદ્ધિની ચેષ્ટા પણ બંધ પડી જાય ત્યારે તેને પરાગતિ કહેવામાં આવે છે. ઇન્દ્રિયોની સ્થિરતા એ જ યોગ છે. જ્ઞાનનું રહસ્ય ધ્યાન વડે જ પમાય છે. મહાભારતમાં કહ્યું છે, કે દ્વંદ્વથી રહિત, સત્વમાં સ્થિત, પોતાના નિયમોનું પાલન કરનાર, સ્ત્રીઆદિ સંગોથી દૂર રહેનાર અને વિવાદશૂન્ય શાંતિદાયક સ્થાનોમાં નિવાસ કરી રહેનાર મહાત્મા પુરુષ જ ધ્યાનપરાયણ થઇ શકે છે. એવા મહાનુભાવ મનને એકાગ્ર

કરી, ઇન્દ્રિયોને વશમાં રાખી એકાંત સ્થાનની અંદર અચળ ધ્યાનમાં નિમગ્ન થઇ રહે છે. શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધની ભાવનાથી હંમેશાં ચલિત થતા એવા મનને અંકુશમાં રાખીને તેને ધ્યાન માર્ગમાં લગાડવું એ જ ધ્યાનીનું કર્તવ્ય છે. પ્રથમ કોઇ સ્થૂળ વિષયની સાથે મનની વૃત્તિનું જોડાણ કરવું. આ પછી વૃત્તિને સ્થૂળ ઉપરથી ઉઠાવી સૂક્ષ્મમાં રોપવી અને એમ ચિત્તની એકાગ્રતા સંપાદન કરવી. આ પછી જે વૃત્તિ ઉપર ચિત્તની એકાગ્રતા જામતી હોય તે વૃત્તિને પણ મનથી પરી કરી અંતમાં તેનો આત્મામાં લય કરવો એ જ મોક્ષનો માર્ગ છે. **ગમે તેટલી વિદ્યા ભણો, દાન અને તીર્થયાત્રા કરો, મંત્રદિક્ષા ગ્રહણ કરો; છતાં આ માર્ગ પર ગતિ કર્યા સિવાય મોક્ષપદ દૂર જ છે.** જે જે મહાત્માઓ થઇ ગયા છે તે સર્વ ધ્યાન-પરાયણ જ હતા. શ્રી કૃષ્ણ ભગવાન શિવજીના ધ્યાનમાં જે રીતે નિમગ્ન થયા હતા તે સર્વ હકીકત મહાભારતના અનુશાસન પર્વના ચૌદમા અધ્યાયમાં કહેવામાં આવી છે. આ પરથી ધ્યાની પુરુષનાં શાં શાં કર્ત્તવ્ય છે તે બહુ સારી રીતે સ્પષ્ટ થઇ શકે છે. મહાભારતમાં લખ્યું છે, કે શ્રી કૃષ્ણ ભગવાને હિમાલયમાં એક માસ સુધી કેવળ ફળાહાર કર્યો હતો. તે પછી એકલું જળપાન કરીને રહ્યા હતા. આ પછી ત્રણ માસ સુધી વાયુના આધારે રહી એકાગ્ર મનથી ભગવાન શિવજીનું ધ્યાન ધર્યું હતું. આ પછી જ્યારે મહાભારતનું યુદ્ધ સમાપ્ત થયું અને પાંડવોનો જય થયો ત્યારે તેઓશ્રી હસ્તિનાપુરમાં નિવાસ કરી રહ્યા હતા. તેમના અહીંના આ નિવાસ દરમિયાન એક દિવસે રાજા યુધિષ્ઠિર તેમને મળવાને તેમની પાસે ગયા ત્યારે તેમની નજરે જે દૃશ્ય પડયું તે જોઇને તે દીંગ જ થઈ ગયા. તેમણે જોયું, કે મણિજડિત એક મોટા સોનાના પલંગ ઉપર નીલ મેઘ સમાન ભગવાન શ્રી કૃષ્ણ વિરાજી રહ્યા છે. સર્વાંગ દિવ્ય આભરણોથી ભૂષિત છે. પીતાંબર જાણે નીલ મણિ પર સુવર્ણ આવી રહેલું હોયનિ તેમ શોભી રહ્યું છે. વક્ષઃસ્થળ પર દેદિપ્યમાન થતો કૌસ્તુભ મણિ જાણે

ઉદયાચળ પરનો સૂર્ય હોય તેમ ઝળકી રહ્યો છે. ત્રિલોકનો એક પણ પદાર્થ આ સમયના તેમના સ્વરૂપની ઉપમાને યોગ્ય ભાસતો ન હતો. તેઓ સ્થૂળ, સૂક્ષ્મ અને કારણ ત્રણે શરીરોથી પર એવા ધ્યાન માર્ગમાં સ્થિત હતા. શરીરગત પાંચ પ્રાણ, શ્રોત્રાદિ પાંચ જ્ઞાનેન્દ્રિયો અને વાક્ આદિ પાંચ કર્મેન્દ્રિયોનો મનની અંદર લય કરીને ધ્યાનમાં આરૂઢ થયેલા હતા. તેમનું મન બુદ્ધિમાં લય પામ્યું હતું; તે ઇન્દ્રિયોના દેવતા સાક્ષીચેતન એવા આત્મામાં સ્થિત થયા હતા; શરીરનું એક પણ રૂંવું હાલતું ન હતું; મન પ્રસન્ન અને બુદ્ધિ સ્થિર હતી; કાષ્ટ અને શિલાની પેઠે અવિકંપિત ચેષ્ટા રહિત એવા તો સ્થિર થઇ ગયેલા હતા કે જાણે નિર્વાત સ્થાનમાંના દિપક અને પહાડવત્ અચળ પ્રતીત થતા હતા. આ રીતે ભગવાનને ધ્યાનસ્થ થયેલા જોઇને રાજા યુધિષ્ઠિર અત્યંત વિસ્મય પામ્યા અને જ્યારે તે ધ્યાનમાંથી જાગી ઉઠયા ત્યારે રાજાના પૂછવાથી તેમણે ઉત્તર આપ્યો, કે **ભીષ્મ** પિતામહે મારૂં ધ્યાન ધર્યું હતું એટલા માટે હું પણ મનથી તેમની પાસે જઇ રહ્યો હતો. આ પરથી સ્પષ્ટ થઇ શકે છે, કે પોતાની જાતનું સર્વથા વિસ્મરણ કરીને ધ્યેયાકાર થઇ જવું એ જ ધ્યાન ધરવાની શૈલી છે, અને એ પ્રકારે ધરાયેલા ધ્યાનમાં ધ્યેયને પોતાની તરફ ખેંચી લાવવાનું અપાર સામર્થ્ય રહેલું છે. જો આ રીતે ધ્યાન ધરવામાં આવે તો ચિત્ત અવશ્ય સ્થિર થવા પામે.

જયાંસુધી સાંસારિક પદાર્થોની પૂરેપૂરી અનિત્યતા સમજાતી નથી વા ચિત્તમાં દ્વેષ, સ્વાર્થ કે કપટનો એક અંશ પણ બાકી રહી જવા પામ્યો હોય છે ત્યાંસુધી ખરેખરૂં ધ્યાન થઇ શકતું નથી. વ્યાસ ભગવાન કહે છે, કે મન, ઇન્દ્રિય અને બુદ્ધિમાં સર્વવ્યાપી એવા આત્મા સાથેની એકતા તેનું નામ યોગ છે. જેનું ચિત્ત શાંત છે, જેણે ઇન્દ્રિયો પર વિજય મેળવ્યો છે, જે વિચારશીલ છે, જે હંમેશાં આત્મરમણ જ કર્યાં કરે છે, જે જ્ઞાની છે અને જે પવિત્ર કર્મ કરનાર હોય છે તે જ પુરુષ એ યોગ સાધી શકે છે. ધ્યાનની

સાથે પ્રણવ આદિનો જપ પણ કરવો જોઇએ. શુદ્ધ અને એકાગ્ર મનથી ફલાભિસન્ધિ રહિત અર્થાનુસંધાન પૂર્વક જપ કરનારાઓ શીઘ્ર સમાધિ અવસ્થાને પ્રાપ્ત થાય છે. જેના ચિત્તમાં વિષયો પ્રતિ વૈરાગ્ય અને મોક્ષની ઇચ્છા થાય છે તે સર્વને મોક્ષ°પદ પ્રાપ્ત થાય છે. તેમાં કોઇ વર્ણ, આશ્રમ કે જાતિનો નિયમ નથી. જેવી રીતે ઉચ્ચ વર્ણના લોકો તેવી જ રીતે હલકી વર્ણના લોકો, જેવી રીતે એક સંન્યાસી તેવી જ રીતે ગૃહસ્થ, વાનપ્રસ્થ અને બ્રહ્મચારી અને જેવી રીતે પુરુષ તેવી જ રીતે સ્ત્રી મોક્ષ મેળવી શકે છે. પરાશર મુનિ રાજા જનકને કહે છે, કે જેને આત્મજ્ઞાન થયું છે તેવો મનુષ્ય ચાહે શૂદ્ર હોય તોપણ તે વિષ્ણુ સ્વરૂપ છે. આત્મજ્ઞાનથી પરમાત્માનો સાક્ષાત્કાર થાય છે, સર્વ બંધનો તૂટી જાય છે અને જન્મમરણનો પ્રવાહ બંધ પડી જાય છે. મુમુક્ષુ જીવોએ સૌથી પ્રથમ સ્વભાવથી ચંચળ અને આમથી તેમ ભટકતા એવા મનને કાબુમાં રાખવાનો અભ્યાસ કરવો જોઇએ. જ્યારે હૃદયની સઘળી ગ્રંથીઓ તૂટી જાય છે, સંકલ્પ માત્રનો તેની અંદર લય થઇ જાય છે, જ્યારે આ આત્મકામ આપ્તકામ બને છે, જ્યારે સમસ્ત વિશેષ જ્ઞાન દૂર થઈ જાય છે અને સર્વનો લય થયા પછી જ્યારે એક માત્ર મન વાણીથી પર અને વેદમાં જેને **નેતિ નેતિ** કહેવામાં આવે છે તેવું તત્ત્વ અવશેષ રહે છે ત્યારે જન્મમરણ ક્યાં રહી શકે ? એવી સ્થિતિમાં મનુષ્ય મનુષ્ય જ રહેતો નથી; પરંતુ બ્રહ્મરૂપ બનીને બ્રહ્મમાં લય પામે છે. જેવી રીતે સમુદ્રની સાથે મળતાંની સાથે જ નદીઓ પોતાના નામરૂપથી મુક્ત થઈ સમુદ્રરૂપ થઇ જાય છે તેવી જ રીતે પરમાત્મભાવને પ્રાપ્ત એવા મહાનુભાવો નામરૂપથી છૂટા થઇ બ્રહ્મરૂપ બની રહે છે. આનું જ નામ કૈવલ્ય છે.

---

## પાઠ ૧૧૬ મો.

### તપ.

પ્ર૦—તપ એટલે શું અને તે કેવી રીતે કરવું ?

ઉ૦—મન અને ઇન્દ્રિયોને કાબુમાં રાખવાના ઉપાયનું નામ તપ છે. તપ સિવાય શુદ્ધિ થઇ શકતી નથી, તપ એ મોક્ષની પ્રથમ સીડી છે.

જ્યારે નિષ્કામ કર્મ વડે અંતઃકરણ પવિત્ર બને, ઉપાસના વડે ચિત્ત કંઇક સ્થિર થઇ જાય અને થોડો ઘણો વૈરાગ્ય પણ ઉત્પન્ન થવા પામે ત્યારે ધ્યાનપરાયણ થવું. શરીરને સૂકવી નાખવું તેનું નામ તપ નથી; પરન્તુ ચિત્તને ભોગવિલાસોમાંથી ઉઠાવી સ્વરુપાનુસન્ધાન કરવું તેનું નામ તપ છે. જે આ મહાન્ અદ્દ્ભુત જગતને હું મારી ચારે તરફ જોઉં છું તે વસ્તુતઃ સત્ય છે કે અસત્ય ? જે આ ખાતો, પીતો, બેસતો, ચાલતો, બોલતો દેહ છે તે જ હું છું કે મારૂં સ્વરૂપ એથી કોઈ વિલક્ષણ છે ? શું શરીર મરતાં મારો પણ નાશ થશે કે હું અવિનાશી છું ? શું આ જગતનો કોઈ કર્તા છે કે નહિ ? મારો તેની સાથે શો સંબંધ છે ? શું હું તેનો દાસ છું કે અંશ છું કે તેજ છું ? આ વગેરે પ્રશ્નોના જે જે ઉત્તરો શાસ્ત્રમાં વાંચેલા અથવા મહાપુરુષો પાસેથી સાંભળેલા હોય તેનો ચિત્તમાં વારંવાર વિચાર કરીને પોતે એ સર્વથી ભિન્ન અને વિલક્ષણ છે એમ જોવું તે જ સાચું તપ છે. જ્યારે અધિકારી પોતાને આ દેહથી–પૃથ્વી, પવન, તેજ અને આકાશ એ પંચ મહાભૂત; આંખ, કાન, નાક, જીભ અને ચામડી એ પાંચ કર્મેન્દ્રિય; હાથ, પગ, મોં ઉપસ્થ અને ગુદા એ પાંચ કર્મેન્દ્રિય; શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ પાંચ જ્ઞાનેન્દ્રિયોના વિષયો; મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકારથી–પૃથક્ જુએ છે અને સ્વસ્વરૂપનું સાચું જ્ઞાન પામે છે ત્યારે જ તપની સાર્થકતા

સિદ્ધ થાય છે. સ્વસ્વરૂપાનુસંધાન થતાં મુમુક્ષુ જીવ પામી જાય છે, કે જગત નશ્વર છે, ઇન્દ્રિયો પરસ્પર વ્યાવૃત છે અને મન ક્ષણે ક્ષણે વૃત્તિભેદને લીધે અનેક રૂપે દેખા દે છે; પરન્તુ આ ઇન્દ્રિયો અને વૃત્તિઓની વચ્ચે રહેલો હું સદા એકરસ છું. આ સર્વ, મારા માટે છે, પણ હું તેમને માટે નથી. તેનો નાશ થવા છતાં પણ હું અવિનાશી રૂપે રહું છું. એટલા માટે હું તે નથી. આ બુદ્ધિ મારી સત્તાથી પદાર્થનો નિર્ણય કરે છે, મારા પ્રકાશથી જ તે પ્રકાશિત છે, તેનો લય થવા છતાં પણ મારો લય થતો નથી, તે ત્રિગુણાત્મક છે અને હું ત્રણે ગુણોથી પર છું. આ પ્રાણ પોતાને માટે નહિ, પરન્તુ મારા માટે આ સર્વમાં ચેતન ફૂંકી તેમને ચલાવે છે. તેનો લય થવા છતાં પણ મારો નાશ થતો નથી. હું તેના ઉદય અને લય બન્નેની સંધિમાં શરીરની અંદર અને બહાર સદા સર્વદા સ્થિત છું. જન્મ અને મૃત્યુ મારી સાથે નહિ, પરન્તુ શરીરની સાથે જોડાયેલાં છે. શોક અને મોહ મનને થાય છે, ભૂખ અને તરસ પ્રાણને લાગે છે. મને તેમાંનું કંઇ જ લાગતું વળગતું નથી. હું અવિનાશી, અનાદિ અને અનન્ત છું. હું પ્રાણોનો પણ પ્રાણ છું, ચક્ષુની પણ ચક્ષુ છું અને મનનું પણ મન છું. હું પ્રાણ અને અપાનથી જીતાએલો નથી, પરન્તુ તે બન્ને મારા ઉપાશ્રિત છે. હું સત્યનું પણ સત્ય છું. સૂર્ય વગેરે પ્રકાશિત પદાર્થોનો જે પ્રકાશ છે તે હું છું. મારામાં ભેદ કે વિવિધતા નથી. હું જે સચ્ચિદાનંદ બ્રહ્મસ્વરુપ છું તેમાં જે કોઇ રંચ માત્ર પણ ભેદ જુએ છે તેને ભય પેદા થાય છે. સર્વ અવસ્થાઓનો સાક્ષી, સર્વ અવસ્થાઓથી પર, વિષય સંપ્રયોગથી વર્જિત શુદ્ધ ચિન્માત્ર જ્યોતિઃસ્વરૂપ આત્મતત્વ હું જ છું. હું સર્વમાં અને સર્વ મારામાં છે. જ્યારે આ વિચાર દઢ થઈ જાય ત્યારે જ તપ સિદ્ધ થયું છે એમ જાણવું. પંચાગ્નિ તાપ તાપવો, ઉંધા લટકી રહેવું, લોઢાના અણીદાર સળીઆની શય્યા પર સૂઈ રહેવું, જમીનમાં માથું ખોસી પડયા રહેવું, નાગા ફરવું, દુરાગ્રહથી ખાવાનો ત્યાગ કરવો, લોકોને બતાવવાને ટાઢ-

તાપ વેઠવાં એ આદિ ક્રિયાઓ તપ નથી; પરન્તુ યોગ્ય આહારવિહાર યુક્ત ચેષ્ટાપૂર્વક કર્મ કરવાં અને સાત્વિક ભાવથી સહન કરવાની શક્તિમાં વધારો કરવો એ જ યોગ્ય છે. ખરેખરા જ્ઞાની અને તપસ્વી પુરૂષો હંમેશાં અજ્ઞાતચર્યા રહેવાને ચાહે છે અને પોતાની પાસેના લોકોને પણ પોતાની ક્રિયા જાણવા દેતા નથી.

---

## પાઠ ૧૧૭ મો.

---

### સંસારની નિત્યાનિત્યતા.

પ્ર૦—આ સંસાર સત્ય છે કે અસત્ય ?

ઉ૦—આ જગત કેવું છે ? તેની ઉત્પત્તિ, સ્થિતિ અને લય કેવી રીતે થાય છે? એ પ્રશ્નનો ઉત્તર આજ સુધી કોઇએ આપ્યો નથી. જગતને અસત્ય કહેવાનું કારણ એ છે, કે તે હંમેશાં પરિણામી છે, કદિ પણ એક સરખું સ્થિર રહેતું નથી. જો તે સત્ય હોત તો તેમાં કદિયે ફેરફાર થવા પામત નહિ. વળી તે સર્વને પ્રત્યક્ષ દેખાય છે, કાર્યસિદ્ધિનું કારણ છે અને તેના અનુભવ વગર મોક્ષપદ પ્રાપ્ત થઇ શકતું નથી એ રીતે જોતાં તે સત્ય છે એમ પણ કહી શકાય. જે મહાપુરુષે જ્ઞાન અને સમાધિ વડે સઘળા ભેદભાવને નિર્મૂળ કર્યો છે તેને માટે વસ્તુતઃ જગત છે જ નહિ; પરન્તુ વ્યવહાર દશામાં તેને અસત્ય તરીકે જાહેર કરવું તે પણ બરાબર નથી. સમાધિ સિવાયની બીજી સર્વ અવસ્થા તે વ્યવહારદશા જ છે. જે લોકો વ્યવહારદશામાં હોવા છતાં પણ પોતાનાં નિષિદ્ધ આચરણો અને દુરાચારોને ઢાંકવાની ખાતર જગત અસત્ય હોવાની બૂમો મારે છે તે સર્વથા નિન્દનીય છે. શાસ્ત્રો એમ કહેતાં નથી, કે જગત સર્વથા અસત્ય અને માયામાત્ર જ છે; પરન્તુ તેને જેવું છે તેવું જ જાણીને તેમાંથી નીકળવાનો તે માર્ગ બતાવે છે. વસિષ્ઠ ભગવાન કહે છે, કે

જ્યાંસુધી મન મર્યું નથી ત્યાંસુધી આ દશ્ય અર્થાત્ જગતની સાથેનો સંબંધ છે. મનનો લય થતાં એ સંબંધ રહેવા પામતો નથી. જગત એ બીજું કંઇ જ નહિ; પરન્તુ પદાર્થોની અંદર રહેલી અહંતા, મમતા, હું અને મારૂં એ જ જગત છે. એ અહંતા, મમતા, હું અને મારાપણું છૂટી જવું તેનું જ નામ મોક્ષ છે. આ પૃથ્વી, જળ, તેજ, વાયુ, આકાશ, પર્વત, નદીઓ આદિ સર્વ માત્ર ત્યાંસુધી જ ભિન્ન ભિન્ન ભાસે છે, કે જ્યાંસુધી મન મર્યું નથી. મનનો લય થતાં સઘળું એક બ્રહ્મરૂપ જ ભાસે છે. જેને આવું જણાય છે તે જ દેખતો છે. તેને કોઈ કર્તવ્ય કે અકર્તવ્યનો ભેદ રહેતો નથી એટલો જ શાસ્ત્રનો સારાંશ છે. દેશ, કાળ અને ક્રિયાત્મક ભાસતું આ દશ્ય ચિત્તથી ભિન્ન નથી. ચિત્તના અસ્તિત્વમાં જ તેનું અસ્તિત્વ છે. જો ચિત્તનો આત્મામાં લય કરી દેવામાં આવે તો પછી જગત એવું કંઇ જ રહેશે નહિ. ચિત્ત જે વસ્તુને જેવા રંગે રંગે છે તેવી જ તે બની જાય છે. નિર્મળ ચિત્તને આખું જગત ઇશ્વરમય ભાસે છે જ્યારે મલીન અંતઃકરણને તે દુઃખનું મૂળ જણાય છે. પ્રહ્લાદને અસ્ત્રશસ્ત્રોમાં પણ વિષ્ણુ ભગવાન જ જણાયા હતા. રાજા જનકની પાસે જતા શુકદેવની નજરે ગામ કે શહેર કંઇ જ જણાતું ન હતું. તે અન્ન જળ વગર ત્રણ દિવસ સુધી જનકના દ્વાર પર ખડા રહ્યા હતા; પરંતુ તેમના દિલમાં લેશ પણ ખેદનો સંચાર થવા પામ્યો હતો નહિ. જ્યારે તે અંતઃપુરમાં સ્ત્રીઓની વચ્ચે ઉપસ્થિત થયા ત્યારે પણ તેમના ચિત્તમાં લેશ પણ વિકાર ઉદ્દભવ્યો ન હતો. તે સમયે તેમનું ચિત્ત કેવળ મોક્ષના જ ચિંતનમાં રમી રહેલું હતું. અહીં આ જીતેન્દ્રિય અને ક્રોધ તેમજ હર્ષથી રહિત મહાપુરુષ સ્ત્રીઓની મધ્યમાં એક દિવ્ય આસન પર બેસી સાયંસંધ્યા કરી ધ્યાનમગ્ન બન્યા હતા. અર્ધ રાત્રિની વખતે સહેજ શયન કરી, ઉંઘમાંથી ઉઠી શુદ્ધ થઇ ફરીને પાછા સ્ત્રીસમુદાયની વચ્ચે ધ્યાનમાં તલ્લીન થયા હતા. આમ આ મહાપુરુષની દૃષ્ટિએ કેવળ બ્રહ્મ સિવાય બીજું કંઇ જ

જણાતું ન હતું. કારણ, મન અને તેના વિષયોનો આત્મામાં લય કરી કેવળ આત્મરમણમાં જ તે વિચરતા હતા. આથી સ્પષ્ટ જ છે, કે સંકલ્પાત્મક મનના વિષય તરફ અભિમુખ રહેવું એ જ સંસારનું મૂળ છે. આ સંસાર અનાદિ છે. તે ક્યારે પેદા થયો તે કોઇ કહી શકતું નથી; છતાં તે સર્વને સ્પષ્ટ પ્રતીત થાય છે. તેને અવિદ્યા અથવા માયા કહે છે. આ માયાના પ્રભાવે અનાત્મમાં આત્મબુદ્ધિ, અસુખમાં સુખબુદ્ધિ અને અનર્થમાં અર્થબુદ્ધિ પ્રકટે છે. જ્યારે ચિત્તની બહિર્મુખી વૃત્તિઓ આંતરમુખી થાય છે ત્યારે ચિત્ત ચિત્તભાવને તજીને આત્મા અથવા ચેતન સ્વરૂપ થઇ રહે છે. આ સ્થિતિ પ્રાપ્ત થતાં સંસાર સત્ય છે કે અસત્ય એવો કોઇ સવાલ જ રહેવા પામતો નથી.

---

## પાઠ ૧૧૮ મો.

### જીવાત્માનું સ્વરૂપ.

પ્ર૦—જીવનું સ્વરૂપ કેવું છે તથા બ્રહ્મની સાથે તેનો કેવો સંબંધ છે?

ઉ૦—શાસ્ત્રનો સિદ્ધાંત અને મહાત્માઓનો અનુભવ છે, કે જીવ એ જ બ્રહ્મ છે. જીવ અને બ્રહ્મમાં જરા પણ ભેદ નથી. જે ભેદ કે વિવિધતા જણાય છે તે મૃત્યુથી મૃત્યુને પ્રાપ્ત થાય છે. જે આ આત્મામાં રંચ માત્ર પણ ભેદ જુએ છે તેને ભય ઉપજે છે. આ સર્વ બ્રહ્મ જ છે અને તે બ્રહ્મ તું જ છે અર્થાત્ **तत्त्वमसि** એ વેદાન્ત સિદ્ધાન્તનું મહા વાક્ય છે. સૃષ્ટિના પહેલાં પણ બ્રહ્મ જ હતું. જ્યારે તેમાં એવું સ્ફુરણ થયું કે 'હું એકથી અનેક થાઉં' ત્યારે પ્રથમ આકાશ ઉદ્ભવ્યું. પછી આકાશમાંથી વાયુ, વાયુમાંથી અગ્નિ, અગ્નિમાંથી જળ અને જળમાંથી

પૃથ્વી થઈ. આ પછી તેમાં પરમાત્માએ જીવ રૂપે પ્રવેશ કરી નામ રૂપ પ્રકટ કર્યાં. જગતની ઉત્પત્તિનો આ ક્રમ છે. આથી વિપરીત બનતાં પ્રલય થાય છે. અર્થાત્ પૃથ્વી જળમાં, જળ અગ્નિમાં, અગ્નિ વાયુમાં, વાયુ આકાશમાં અને આકાશ પરમાત્મામાં લય પામી આખરે તે એક જ અવિચળ ભાવે સ્થિર રહે છે. જ્યાંસુધી ભેદબુદ્ધિ છે ત્યાંસુધી જગત જગતરૂપે અને જીવ જીવરૂપે પૃથક્ પૃથક્ ભાસે છે. જ્યારે જ્ઞાનયોગ દ્વારા એ ભેદ ટળી જાય છે ત્યારે જીવ, ઈશ્વર અને જગતમાં કંઇ જ ભેદ રહેવા પામતો નથી. પ્રત્યેક પ્રાણી પોતાનાં કર્મને અધીન બની જન્મ ગ્રહણ કરે છે અને અનેક યોનિયોમાં ભ્રમણ કર્યા કરે છે. જ્યારે તે વૃત્તિઓને આન્તરમુખી કરી આત્મપરાયણ બને છે ત્યારે બ્રહ્મરૂપ થઇ જાય છે. આ પરમાત્માને કોઇ બુદ્ધિ પહોંચી શકતી નથી, મનવાણીથી તેનું કથન કરી શકાતું નથી તેમજ તે કોઇ ઇન્દ્રિયનો વિષય નથી. તે સર્વથી અસંગ, શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધથી અગોચર કેવળ અસ્તિ માત્ર છે. તેને સત્ કે અસત્ કહી શકાય તેમ નથી. કારણ કે જેનો આદિ કે અંત કંઇ જ નથી તેનું વર્ણન શબ્દોમાં શી રીતે કરાય? પ્રત્યેક ઇન્દ્રિય માત્ર પોતપોતાના વિષયને જ ગ્રહણ કરી શકે છે. મન સંકલ્પવિકલ્પ અને બુદ્ધિ નિશ્ચય કરે છે. હવે આ સર્વનું અસ્તિત્વ તેને લઇને છે પણ તેનું અસ્તિત્વ આ સર્વને લીધે નથી. આટલા માટે તે સર્વ તેને કેવી રીતે જાણી કે કહી શકે? જેની સત્તાથી જગતના આ સર્વ પદાર્થો પોતાનું કામ કરી રહ્યા છે અને જે સર્વ કારણોનું કારણ છે તેને વેદ પણ **નેતિ નેતિ** કહી વિરમે છે તો પછી અન્ય વાણીમાં તો તે શી રીતે આવી શકે? હાલની પદાર્થવિદ્યા અથવા અધ્યાત્મવિદ્યા પણ વેદથી અધિક એવું કંઇ જ કહી શકતી નથી.

વળી જેવી રીતે કાષ્ઠને કાપવાથી તેની અંદરનો અગ્નિ નીકળી શકતો નથી, પરન્તુ જો બે કાષ્ટનું સામસામું ઘર્ષણ કરવામાં આવે છે તો તેમાંથી અગ્નિ ઝરવા લાગે છે તેવી જ રીતે શરીરને કાપવાથી

આત્મા હાથ લાગતો નથી; પરન્તુ યોગ વડે મન, બુદ્ધિ, પ્રાણ અને ઇન્દ્રિયોને એક કરવાથી તેનું જ્ઞાન થાય છે. પ્રાણ ધારણ કરીને અહં-મમનું અભિમાન પેદા થતાં બ્રહ્મ જીવ સંજ્ઞાને પામે છે. જ્યાંસુધી દેહાભિમાન છૂટતું નથી ત્યાંસુધી આ સર્વ લૌકિક વ્યવહાર નજરે આવે છે અને જીવને ઇશ્વરનો અંશ, દાસ, ઉપાસક, સેવક વગેરે સો કંઇ કહી શકાય છે; પરન્તુ એ અભિમાન છૂટી ગયું કે સર્વત્ર બ્રહ્મ જ બ્રહ્મ છે. આ અભિમાન કંઈ પુસ્તકો વાંચવાથી કે વાદવિવાદ કરવાથી ટળતું નથી; પરંતુ તેને માટે તો યોગ એ જ ઉપાય છે. બ્રહ્મને જાણવ નો ઉપાય બતાવતાં વેદ કહે છે, કે તપથી બ્રહ્મને જાણો. જેવી રીતે હાલતા પાણીની અંદર ચંદ્રમાનું પ્રતિબિંબ સ્પષ્ટ જણાતું નથી તેવી રીતે ચલિત એવાં મન અને ઇન્દ્રિયો આત્માના સ્વરૂપને જોઈ કે જાણી શકતાં નથી. જો કે આત્માને આંખે દેખી શકતા નથી છતાં તેથી તે છે નહિ એમ તો કહી શકાય નહિ. જેવી રીતે અમાસને દિવસે ચંદ્રમા દેખાતો નથી છતાં તે છે નહિ એમ કહી શકાય નહિ તેવી રીતે આત્મા નજરે ન દેખાવાથી તેના અસ્તિત્વનો અસ્વીકાર કરી શકાય નહિ. વળી અમાસને દિવસે ન દેખાતો ચંદ્ર અને બીજને દિવસે દેખાતો ચંદ્ર એ બે જેમ જુદા જુદા નહિ પણ એક જ ચંદ્ર છે તેમ શરીરની અંદર રહેલા આત્માનો પણ સાક્ષાત્કાર થાય અગર ન થાય તો પણ તે અનેક ન હોતાં એક જ છે. ચંદ્રગ્રહણ વખતે ચંદ્ર આડે પડ આવવા છતાં ચંદ્રનું અસ્તિત્વ માનવામાં બાધ આવતો નથી તેવી જ રીતે આત્મા આડે શરીરનું પડ છતાં અનુમાન વડે તે છે એવી પ્રતીતિ થાય છે. આપણો આત્મા તે જ સર્વનો આત્મા છે.

મોક્ષપદની પ્રાપ્તિને માટે સૌથી પ્રથમ દૃષ્ટિને વિકાર રહિત-શુદ્ધ બનાવવાની ખાસ જરૂર છે. દૃષ્ટિ નિર્મળ કરવાથી જ સર્વથી અતીત એવું મહાન્ પદ પ્રાપ્ત થઇ શકે છે. સુષુપ્તિ અવસ્થામાં સઘળી ઇન્દ્રિયો પોતપોતાના વ્યાપારોથી ઉપરત થતાં મનુષ્ય જ્યારે પોતાના

સ્વરૂપમાં સ્થિત થાય છે ત્યારે સઘળા ભેદભાવો અને સઘળી દ્વૈત ભાવનાઓની શાન્તિ, સમસ્ત દુઃખોની નિવૃત્તિ અને પરમાનંદની પ્રાપ્તિ થાય છે. જીવનો આ અનુભવ ક્ષણિક—અલ્પસ્થાયી છે. આવો અનુભવ જાગ્રત અવસ્થામાં ચિરકાળને માટે અનુભવવો તેનું જ નામ બ્રહ્મપ્રાપ્તિ છે. બ્રહ્મપદની પ્રાપ્તિ થતાં જે આનંદ અનુભવાય છે તે વાણીનો નહિ, પરન્તુ કેવળ અનુભવનો જ વિષય છે. તે અનુપમ અને વર્ણનાતીત આનંદનું વર્ણન વાણીમાં શી રીતે કરી શકાય ?

## પાઠ ૧૧૯ મો.

### જીવન્મુક્તની સ્થિતિ.

પ્ર૦—મુક્ત પુરુષોની સ્થિતિ કેવા પ્રકારની હોય છે ?

ઉ૦—જેવી રીતે એક તરતનું જન્મેલું બાળક અથવા કોઈ મહાત્માની પોતાની આસપાસની અને અંદરની પરિસ્થિતિનું ભાન ભૂલી સ્વાનંદમાં મસ્ત દીસે છે અથવા જેવી રીતે કોઈ કામી પુરુષ પોતાની પ્રિયાની સાથે આનંદમાં મગ્ન બની સર્વ પ્રકારની શુદ્ધિ-બુદ્ધિ વીસરી જાય છે તેવી રીતે મનુષ્ય જ્યારે સ્વસ્વરૂપમાં સ્થિત થઇ જાય છે ત્યારે તે સર્વત્ર અભેદ જ અનુભવે છે. તેના હૃદયની સર્વ ગ્રન્થીઓ તૂટી જાય છે, જન્મમરણની સઘળી ઉપાધિથી તે મુક્ત બને છે અને તે બ્રહ્મવિત્ બ્રહ્મ થઇ જાય છે. આવા પરમાનંદની અવસ્થાને વિષ્ણુનું પરમ પદ કહેવામાં આવે છે અને કૈવલ્ય પણ એજ છે. આ કૈવલ્યની વિષ્ણુના પરમપદની—બ્રહ્મપ્રાપ્તિને માટે અનેક રાજાઓએ રાજપાટનો ત્યાગ કરી જંગલોમાં જઇ વસવાનું, ફળમૂળ ખાવાનું અને ઉગ્ર તપશ્ચર્યામાં જીવન વ્યતીત કરવાનું અંગીકાર કર્યું છે; ઐશ્વર્ય-શાળી પુરુષોએ પોતાની સઘળી ધન સંપત્તિનો ત્યાગ કરી દીધો છે;

અને પંડિતોએ પોતાની વિદ્યાનું માન મૂકી દીધું છે. આ પરમપદની પ્રાપ્તિ અર્થે દેવર્ષિ નારદે સઘળી વિદ્યાઓ સંપાદન કરી ભગવાન સનત્કુમારનું શરણ ગ્રહણ કર્યું હતું અને ઈન્દ્રે ૧૮૦ વરસ સુધી બ્રહ્માજીને સેવ્યા હતા. એ આનંદના લેશ માત્રથી જગતના બાકીના સઘળા આનંદોનું ભાન થાય છે. મનુષ્ય અંતઃકરણમાં જડ કરી બેઠેલી સઘળી કામનાઓથી જ્યારે જીવ છૂટો થઇ જાય છે ત્યારે જ તે મરણના ધર્મમાંથી મુક્ત થઈ અમર બને છે. જેને આ પદની પ્રાપ્તિ થઇ હોય છે તેનું જીવતા સુધીનું સમસ્ત જીવન સર્વને માટે આદર્શ બને છે. તે સઘળાં કામો કર્તવ્યબુદ્ધિથી જ કરે છે. તે કદિ પણ કોઇ જાતનું નિષિધ કર્મ કે દુરાચાર કરતો નથી. તે હંમેશાં સત્પુરુષોની મર્યાદા સાચવે છે. કામ, ક્રોધ, લોભ, ઇર્ષા, અભિમાન આદિ તેની પાસે ફરકી શકતાં નથી તેમજ સમુદ્રની માફક તેના દિલમાં કોઇ પણ ક્ષુદ્ર વસ્તુ પ્રવેશ પામતી નથી. હું, મારૂં, તું, તારૂં આદિ ભેદભાવનાનો લોપ થઈ તે સર્વત્ર સમદષ્ટિથી નીરખે છે. મૈત્રી, કરુણા, મુદિતા, ઉપેક્ષા વગેરે ભાવો હંમેશાં તેની પાસે વાસ કરી રહે છે. સજ્જન પુરુષોને ઉચિત એવાં સઘળાં શુભ કામો જ તે કરે છે. તેનો અન્તરાત્મા સદા પ્રસન્ન અને બુદ્ધિ નિર્મળ રહે છે. તે હંમેશાં જ્ઞાનપરાયણ અને પરહિતમાં મગ્ન રહે છે. તે પોતે કશાથી ડરતો નથી તેમજ અન્યને તેની જાતથી કોઇ પણ પ્રકારનો ભય પેદા થવા પામે એવું વર્તન કરતો નથી. પરિણામે આલોકમાં સઘળી તરફથી સત્કાર અને સુખ મેળવીને શરીરનો ત્યાગ થતાં પરમ ગતિ પામે છે. જેવી રીતે પક્ષીઓની આકાશમાંની અથવા જળચરોની જળની અંદરની ગતિ જણાતી નથી તેવી રીતે આવા પુરુષોની ગતિ પણ અકળ હોય છે. આ પદે પહોંચવું એ જ પરમ પુરૂષાર્થ છે, તેને જ મોક્ષપદ કહે છે. આવા જ પુરુષને ફરીને સંસારમાં અવતરવું પડતું નથી. તે જીવન્મુક્તની દશામાં વીચરી અંતે વિદેહ મુક્ત બને છે. શાસ્ત્ર માત્રની સમાપ્તિ અહીં જ છે.



## પાઠ ૧૨૦ મો.

### જીવન્મુક્ત મહાપુરુષો.

પ્ર૦—વર્તમાન કાળમાં થઇ ગયેલા કોઇ જીવનમુક્ત મહાપુરુષોની કથા કહી સંભળાવશો ?

ઉ૦—વર્તમાન સમયમાં પણ ઘણા મહાનુભાવોએ પરમપદની પ્રાપ્તિ અર્થે પ્રયત્નો કર્યાં છે અને કરે છે. આ વાતનાં જગજાહેર ઉદાહરણો તે બનારસના સ્વામી ભાસ્કરાનંદજી, બંગાળાના પરમહંસ રામકૃષ્ણજી, પંજાબના સ્વામી રામતીર્થજીનાં જીવન છે.

**પરમહંસ રામકૃષ્ણ**—એક સામન્ય પુરુષ હતા. તે હુગલી જીલ્લામાં આવેલા પુકરના રહીશ હતા. તેમનો જન્મ ઇ. સ. ૧૮૩૪ માં થયો હતો. તે કોઇ મહાન્ બ્રાહ્મણ પંડિત ન હતા; પરંતુ તેમનામાં તપ અને ઇશ્વિરભક્તિનો આવેશ એટલી બધી હદે પહોંચી ગયો હતો કે તે વાત કહેતાંની સાથે સમાધિસ્થ થઈ જતા હતા. તે કલકત્તાથી ચાર માઇલ ઉપર આવેલા દક્ષિણેશ્વરના મંદિરમાં રહેતા હતા અને પોતાનું સમસ્ત જીવન તેમણે આ જ સ્થળે ગાળ્યું હતું. ઇશ્વરચન્દ્ર વિદ્યાસાગર, કેશવચન્દ્રસેન, પ્રતાપચન્દ્ર મજુમદાર અને સ્વામી વિવેકાનન્દ જેવા અનેક સમર્થ વિદ્વાનો તેમના શિષ્ય અને અનુયાયી બન્યા હતા અને તે સર્વ સ્વામીજીના અનુભવોની વાતો શ્રવણ કરી લાભ ઉઠાવતા હતા. ઇ. સ. ૧૮૮૬ માં તેમનો દેહાન્ત થયો હતો. તેમણે કરેલા ઉપદેશો એવા તો સરળ ભાષામાં અને એટલા તો ગંભીર અનુભવપૂર્ણ છે કે તે તરત જ હૃદયમાં ઉંડે ઉતરી જાય છે. તે ઇશ્વરને માતા કહેતા હતા અને તેનો સાક્ષાત્કાર થઇ શકે છે એવો તેમનો સિદ્ધાંત હતો.

વળી તેમના સિદ્ધાંત પ્રમાણે બ્રહ્મ સગુણ અને નિર્ગુણ એમ બે નહિ, પરન્તુ એક જ છે. સામાન્ય પુરૂષ ઇશ્વરનું ચાહે નેતિ નેતિ

વાક્યોથી ગમે તેટલું વર્ણન કરે તોપણ તેને બ્રહ્મના સત્યત્વનું અને જગતના મિથ્યાત્વનું ભાન થતું નથી. તે નિર્ગુણને જાણી શકતો નથી તેમજ સગુણનું ઉલ્લંઘન કરી શકતો નથી. કેવળ મનુષ્ય ભાવનો ત્યાગ કરી નિર્વિકલ્પ સમાધિ વડે જ તે નિર્ગુણને જાણવાને શક્તિમાન થાય છે. વર્ત્તમાન સમયમાં વિવેક, વૈરાગ્ય ધારણ કરવાનું તથા નિષ્કામ કર્મ કરવાનું કાર્ય ઘણું કઠણ છે. આજ જેવી રીતે વિષમ અને તીવ્ર જ્વરને મટાડવાને માટે દશમૂળનો ક્વાથ પૂરતો થઇ પડતો નથી તેમ જ ડાકટરોની દવા જેટલો જલદી અસર કરનારો નીવડી શકતો નથી તેવી જ રીતે વિષયાસક્ત સંસારગ્રસ્ત પુરુષોને માટે નિષ્કામ કર્મ કરવાનો અથવા વિવેક અને વૈરાગ્યનું સેવન કરવાનો ઉપદેશ લાભદાયી થઇ શકતો નથી. એવો ઉપદેશ તેમને પત્થરમાં વૃક્ષ રોપવા સમાન છે. ગમે તેવા સાધુના હાથમાં રહી સઘળાં તીર્થોમાં ફરવા છતાં તુંબડી કડવી જ રહેવાની. ચાલુ સમયમાં જો કોઇ પણ ઔષધી શીઘ્ર ફળદાયક હોય તો તે કેવળ **ઈશ્વરભક્તિ** અને **આત્મ સમર્પણ** છે. સન્ધ્યાદિ કર્મોની જરૂર પણ ત્યાંસુધી જ છે, કે જ્યાં સુધી ઇશ્વરના નામોચ્ચારણ માત્રથી ચિત્ત પ્રફુલ્લિત બની આંખોમાંથી આંસુ ઝરે નહિ. જ્યાં નામ લેતાંની સાથે જ આંસુની ધારા વહેવા લાગે છે ત્યાં એ કર્મકાણ્ડની સમાપ્તિ થઇ જાય છે. ફળ મળી ગયા પછી મૂળ અને પાંદડાંની શી જરૂર છે ? વહુ ગર્ભવતી થતાં જ સાસુ તેની પાસે ઘરનું કામ ઓછું કરાવે છે અને જ્યારે નવ માસ થાય છે ત્યારે તેને કંઇ પણ કામ કરવા દેતી નથી. ઉપાસકની સ્થિતિ પણ આવી જ છે. અર્થાત્ પોતાના ઉપાસ્ય દેવનો સમાગમ થવાનો સમય નજીક આવતાં તેને કંઇ જ કામ કરવાનું સૂઝતું નથી. સર્વનો અન્ત સમાધિ છે. સમાધિ થઇ ગયા પછી કર્મની આવશ્યકતા ક્યાં અને શી રહી ? ઇશ્વરનો મેળાપ થાય ત્યાંસુધી જ શાસ્ત્રની ઉપયોગીતા છે. તત્વજ્ઞાન સાંપડયા પછી શાસ્ત્રોનું શું પ્રયોજન છે ? જેવી રીતે કોઇના તરફથી અમુક વસ્તુ

મોકલી દેવા સંબંધે કાગળ આવ્યો હોય તે વાંચી લીધા પછી તે પદાર્થ મેળવવાના કામમાં લાગી ગયા પછી કાગળની દરકાર રહેતી નથી તેવી જ રીતે શાસ્ત્રદ્વારા ઇશ્વરતત્વનું પરોક્ષ જ્ઞાન પામ્યા પછી તેને અપરોક્ષ કરવાના કામમાં લાગી ગયા પછી શાસ્ત્રની નહિ પરંતુ સ્વયં સાક્ષાત્કારની જ જરૂર રહે છે. પ્રથમ ઇશ્વરને ઓળખો અને તે પછી સમાજને સુધારો. પાઠશાળાઓ, દવાશાળાઓ, કુવાઓ, વાવો વગેરે બંધાવવાનું પુણ્ય કાર્ય બેશક ઉપયોગી છે, પરંતુ તેમાં એટલા આસક્ત બનવું જોઇએ નહિ કે જેથી ઇશ્વરને ભૂલી જવામાં આવે. પોતપોતાનાં વિહિત કર્મ કરો, પરંતુ તે સર્વ ઇશ્વરને મળવાનાં દ્વાર છે એમ સમજીને કરો. તેને જીવનનું અંતિમ લક્ષ્ય સમજો નહિ. જ્યાં એક વાર ઇશ્વરભક્તિથી ચિત્ત હચમચી ઉઠયું કે તરત જ સંસારના સઘળા વિષયો તુચ્છ અને ફીકા થઇ પડશે, ઇશ્વર વિષયક કથા કે તેના ધ્યાન સિવાય બીજું કંઇ જ રૂચશે નહિ અને સમાધિમાં ચિત્ત લીન થઇ જશે. વર્તમાન પદાર્થવિદ્યાના વિશ્વાસે જે લોકો ઇશ્વરને, તેના અવતારોને અને તેના મેળાપને માનતા નથી તેમની સ્થિતિ એક એવા માણસના જેવી છે, કે જે મનુષ્ય કોઇના દ્વારા એક અમુક નગરના પ્રતિષ્ઠિત પુરુષનું ઘર બળી ગયાની વાત સાંભળતાં એમ જણાવે કે જ્યાંસુધી એ વાત હું વર્ત્તમાનપત્રમાં વાંચું નહિ ત્યાં સુધી તે સાચી છે એમ મનાય નહિ. હવે વાત કહેનારે તો જો કે નજરે જોયેલી વાત કરી હોય તોપણ તે વાત જો તે વર્તમાનપત્રમાં દેખે નહિ તો તેને કદિ પણ સાચી માને નહિ !

વર્તમાન સમયના પદાર્થવિદ્યાભિમાની લોકો આ પ્રમાણે ઋષિમુનિયોની માફક સમાધિ વડે વિષયોનું પ્રત્યક્ષ જ્ઞાન મેળવવાથી દૂર રહી તેમના અનુભવો તરફ તિરસ્કાર પ્રદર્શિત કરે છે. જે લોકો હૃદયમાં પાપોહંની ભાવના ધારણ કરીને જીવને ઇશ્વરનો સાક્ષાત્કાર થવો અસંભવ લેખે છે તેમણે પણ એ જાણવું જોઇએ, કે પાપોહં

બુદ્ધિ એ બાળભાવ છે અને વિચારશ્રેણીની શરૂઆતમાં તે ફળદાયક થઇ શકે છે; પરંતુ અભ્યાસના વધવા પછી શુદ્ધોઽહંની ભાવના દિલમાં જાગવી જોઇએ. જેવી જેની ભાવના હશે તેવો જ તે મનુષ્ય બનશે. યોગનાં છએ ચક્રો મનુષ્યની આધ્યાત્મિક દશાનું નિદર્શન કરાવી રહ્યાં છે. નીચેનાં ત્રણ ચક્રો અર્થાત્ મૂલાધાર, મણિપૂરક અને સાધિષ્ઠાન ચિત્તની સંસાર દશાનાં ઉપલક્ષક છે. જ્યારે ચિત્ત આ ત્રણ ચક્રોમાંથી ઉપડીને હૃદયમાં આવે છે ત્યારે ઇશ્વરનું કંઇક ભાન થવા લાગે છે અને તે સાગ્રે યોગી કહે છે, કે આ જગત એ શું છે ? અર્થાત્ કંઇ પણ નથી. આ પછી જ્યારે ચિત્તનું સ્થાન કંઠ બને છે ત્યારે તે ઇશ્વિરની કથા સિવાય બીજું કંઇ જ કહેતું કે સાંભળતું નથી. અહીંથી જ્યારે ભ્રૂમધ્યે આવીને ઠરે છે ત્યારે ફાનસની અંદરના દીપની માફક અથવા સીસાની અંદરના ચિત્રની પેઠે તેને ઇશ્વરનો સાક્ષાત્કાર થાય છે. આમ છતાં આ અવસ્થામાં કેટલોક અહંભાવ રહી જવા પામે છે; પરંતુ જ્યારે તે બ્રહ્મરન્ધ્રમાં સ્થિત થઇ જાય છે ત્યારે અહંભાવનો સર્વથા લય થઇ જઇને સમાધિ થઇ જાય છે. આવી સ્થિતિ થયા પછી ૨૧ દિવસમાં શરીર છૂટી જાય છે. આ પરમહંસ રામકૃષ્ણનો સિદ્ધાંત હતો.

---

## પાઠ ૧૨૦ મો.

### સ્વામી ભાસ્કરાનંદજી.

સ્વામી ભાસ્કરાનન્દજી મહારાજનું જીવન વૃત્તાન્ત પણ જાણવા અને વિચારવા યોગ્ય છે. સ્વામીજી મહારાજનો જન્મ બ્રાહ્મણ કુળમાં થયો હતો. તે કાનપુરના વતની હતા. તે પરણેલા હતા અને તેમને એક પુત્ર પણ થયો હતો. આમ છતાં અરાઢ વરસની ઉંમરે તેઓશ્રી

ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરી ઉજ્જનમાં જઇ વસ્યા હતા. અહીં તેમણે એક દક્ષિણી સંન્યાસી પાસેથી સંન્યાસની દીક્ષા ગ્રહણ કરી હતી. સંન્યાસી થયા પછી તેમણે કેટલોક સમય ભારતવર્ષનાં અનેક સ્થાનોમાં પરિભ્રમણ કરવામાં ગાળ્યો હતો. આ પછી બળવાના વખતે જ્યારે સુપ્રસિદ્ધ સ્વામી પૂર્ણાશ્રમનો હાથ કપાઇ ગયો તે સમયથી તેઓ તેમની પાસે જઇ વસ્યા હતા.

તેમના પિતાજીની ઇચ્છા તેમને ફરીને ગૃહસ્થાશ્રમમાં લાવવાની હતી. આથી તેમને સમજાવવાને તે તેમની પાસે ગયા. અહીં પુત્ર સાથેની વાતચીતમાં તેમના ત્યાગ અને વૈરાગ્યની વાતો સાંભળીને પિતા પણ ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરી સંન્યાસી થઇ ગયા. તે મોટા ભાગે બનારસમાં રાજા અમેઠીના બાગમાં દુર્ગાકુણ્ડ ઉપર રહેતા હતા અને તે જ સ્થળે ઇ. સ. ૧૮૯૯ માં પોતાનો દેહત્યાગ થતા સુધી રહ્યા હતા.

શરૂઆતમાં સ્વામીજીનો શાસ્ત્ર સંબંધીનો અભ્યાસ વિશેષ ન હતો, અને જે કંઇ થોડો ઘણો હતો તે પણ અભ્યાસ ન કરવાના પરિણામે કટાઇ ગયો હતો. આમ છતાં તેમનામાં યોગાભ્યાસ અને તત્ત્વ સાક્ષાત્કારનું પ્રાબલ્ય એટલું બધું હતું, કે તેમના મુખમાંથી જે કંઇ વચનો નીકળતાં તે સર્વથા શાસ્ત્ર સિદ્ધાન્તને અનુકૂળ જ નીકળી પડતાં હતાં. છેક વૃદ્ધાવસ્થામાં અર્થાત્ પોતાનો દેહત્યાગ થવાનાં પાંચ છ વરસ બાકી હતાં ત્યારે તેમનામાં શાસ્ત્રનો અભ્યાસ કરવાની ઉત્કંઠા જાગી અને તેમણે ફરીને અભ્યાસ કરવાનું કામ શરૂ કર્યું. બે ત્રણ વરસમાં તો તેમનો અભ્યાસ એટલી હદે પહોંચી ગયો, કે શાસ્ત્રના અતિ ગૂઢ વિષયો ઉપર સંસ્કૃત ગિરામાં ધાર પ્રવાહવત્ શાસ્ત્રાર્થ કરવા લાગ્યા, અને સ્વારાજ્ય સિદ્ધિ અને ઉપનિષદો ઉપર તેમણે સરળ ટીકા રચી.

પરમહંસ વૃત્તિ ધારણ કરવાના હેતુથી વસ્ત્રનો સર્વથા ત્યાગ કરી તેઓ નગ્નાવસ્થામાં રહેતા હતા. વૃદ્ધ અવસ્થા અને કૃશ અંગો

હોવા છતાં પણ તિતિક્ષાના પ્રભાવે તેમના શરીરની કાંતિ સુવર્ણ સમ દેદિપ્યમાન હતી, અને શિતોષ્ણની અસરથી તેમના ચિત્તમાં રંચ માત્ર પણ ગ્લાનિ થવા પામતી ન હતી. ભિન્ન ભિન્ન દેશોનાં અને વિવિધ મત પંથનાં—હિન્દુ, મુસલમાન, અંગ્રેજ સર્વ જાતનાં-હજારો સ્ત્રીપુરુષો હંમેશાં તેમનાં દર્શન કરવાને માટે આવતાં હતાં અને તેથી બાગમાં એક મેળાની માફક ઠઠ જામી રહેતી હતી. આ સર્વ પ્રતિ સ્વામીજીનું વર્તન એટલું તો પ્રીતિભર્યું અને એવું તો શિષ્ટાચારયુક્ત હતું કે તેથી દરેકના મનમાં એમ જ લાગી આવતું કે સ્વામીજીની મારા પર જેવી કૃપા છે તેવી બીજા કોઇના પર નથી. સ્વામીજીમાં અભિમાનની તો ગંધ સરખી પણ ન હતી. તે હંમેશાં હસતા, પ્રસન્ન ચિત્તવાળા અને સંતુષ્ટ જ નજરે આવતા હતા. ઇંગ્લેન્ડના એક પ્રસિદ્ધ કાયદાશાસ્ત્રી સર ફ્રેડરીક પોલોક તેમના સંબંધમાં લખે છે, કે તેમની વિદ્વત્તા અને સભ્યતા અમારા દેશના પ્રસિદ્ધ ધર્મનેતા હેન્રી માર‌ટિન્યુથી જરા પણ ઉતરે તેવી નથી. આ જ પ્રમાણે જર્મનીનાં પણ કેટલાંક મનુષ્યો તેમનાં દર્શન કરવાને આવ્યાં હતાં. તેમાંની એક સ્ત્રીએ તેમના લવ માત્ર સંસર્ગથી ઉચ્ચાર્યું હતું, કે આ પવિત્ર આકૃતિને હું કદિ પણ ભૂલી જવા પામીશ નહિ. બનારસની યાત્રાનાં માર્ગદર્શક અંગ્રેજી પુસ્તકોમાં ( guide books ) તેમને " બનારસના પવિત્ર પુરુષ " તરીકે ઓળખાવવામાં આવ્યા હતા. આ કારણથી સઘળા વિદેશીય મુસાફરો તેમનાં દર્શન કરવાને માટે અવશ્ય આવતા હતા. સંયુક્ત પ્રાંતના સ્થાયી સરકારી ઓફિસરોમાં અંગ્રેજ અને દેશી કમિશ્નરો સહિત પણ તેમની પાસે વારંવાર આવજા કરતા હતા. કેટલાક રાજા અને પ્રતિષ્ઠિત પુરુષો તો તેમનાં અથવા તેમની મૂર્તિનાં દર્શન કર્યા સિવાય જમતા પણ ન હતા. કોઈ કોઇ ભાવિક જનોએ તો તે જાતે હયાત છતાં પણ તેમના નામથી મંદિર, તળાવ વગેરે બંધાવ્યાં હતાં.

ભિન્ન ભિન્ન જાતિના લોકો દ્વારા આટઆટલો ભકિતભાવ પ્રદર્શિત કરાતાં છતાં સ્વામીજી સદા પોતાના દોષોથી સાવધાન રહેતા હતા અને હંમેશાં એમ જ કહ્યા કરતા હતા, કે હું એક સાધુ છું એ વાત હું કદિ પણ ભૂલી જતો નથી. એક વખત જ્યારે તેમને કહેવામાં આવ્યું, કે આપના જેવું સુખી કોણ હશે ? ત્યારે તેમણે જવાબ દીધો કે જ્યાંસુધી મારામાંથી દ્વૈતભાવનો સર્વથા લોપ થયો નથી ત્યાંસુધી હું સુખી છું એમ શી રીતે કહી શકાય ? સ્વામીજીનાં આ વચનો કેવળ તેમની નિરભિમાનતાનું જ સૂચન કરે છે. બાકી તેમને સમદૃષ્ટિ પ્રાપ્ત થઇ ચૂકી હતી. આ વાત જ્યારે એક વખતે તેમણે એક ઘાંચીને હૃદય સરસો ચાંપીને આલિંગન આપ્યું અને તે જોઈ કેટલાક લોકો તેમના ઉપર આક્ષેપ કરવા લાગ્યા ત્યારે તેમણે તે લોકોને જે વચનો કહી સંભળાવ્યાં હતાં તે ઉપરથી સ્પષ્ટ થઇ શકે છે. ઘાંચીને આલિંગન આપ્યા બદલ તેમના ઉપર આક્ષેપ કરનારાઓને તેમણે કહેલું કે હું આ ઘાંચીમાં, મારામાં અને તમારા સર્વમાં કંઇ જ અંતર જોતો નથી.

તેઓશ્રી ઘણીવાર ગદ્‌ગદ્‌ કંઠે આંખોમાંથી આંસુ વરસાવતાં યોગવાસિષ્ઠના નીચેના શ્લોકોનું પઠન કર્યા કરતા હતાઃ—

नकेनचिर्विक्रीता वीक्रीता इव संस्थिताः ।
वनमुढा वयं सर्वे जानाना अपि शाम्बरम् ॥
किमेतेषु प्रपंचेषु भोगानाम सुदुर्भगाः ।
मुधैवहिवयं मोहात्संस्थिता बद्धभावनाः ॥

**અર્થ**—જો કે આપણું કોઈએ વેચાણ કર્યું નથી તોપણ આપણે વેચાયેલાની પેઠે સ્થિત છીએ. ખેદની વાત તો એ છે, કે આ માયા છે એમ જાણવા છતાં પણ આપણે સર્વ મૂઢ થઈ ગયા છીએ. આ સંસારના પ્રપંચોમાં અત્યંત અભાગીયા એવા ભોગ નામના કોણ

છે ? અર્થાત્ ભોગ-વિષયસુખ એવું કંઇ જ નથી. આપણે મેહને લીધે મિથ્યા ભાવનાઓ બાંધીને તેમાં રહેલા છીએ.

સ્વામીજીના સિદ્ધાન્તો આ પ્રમાણે હતાઃ-અમુક જાતના મનુષ્યોને જ વેદાન્ત સાંભળવાનો વા તેનું જ્ઞાન મેળવવાનો અધિકાર છે એવો કોઇ સ્થાપિત નિયમ નથી. જેના ચિત્તમાં વિવેક અને વૈરાગ્યની ભાવનાનો ઉદય થયો હોય તે ચાહે શૂદ્ર હોય કે બ્રાહ્મણ હોય તોપણ તે તેનો અધિકારી છે. મોક્ષ જેવી રીતે વનમાં તેવી જ રીતે ઘરમાં પણ છે. પોતાના આ સિદ્ધાન્તને અનુસરીને જે મનુષ્યો પ્રાપ્ત થાય તેમની પાસે સંન્યસ્ત દીક્ષા લેવાને જતા હતા તેમને વારી રાખતા હતા અને કહેતા, કે કપડાં રંગવાથી શું બને એમ છે ? મનુષ્ય ચાહે શ્વેત વસ્ત્રોમાં રહે, ભગવાં વસ્ત્ર ધારણ કરે કે દિગંબર બની ફરતો ફરે તોપણ જેના ચિત્તમાં ત્યાગ છે તે જ જ્ઞાની છે. તે અધિકાર જોઇને ઉપદેશ કરતા હતા. જે ઉચ્ચ અધિકારી જણાય તેની જ સાથે કેવળ વેદાન્તની ચર્ચા કરતા હતા. બાકીનાં માણસોને તે કર્મ અથવા શુદ્ધ વ્યવહાર કે ઉપાસનાનો ઉપદેશ કરતા હતા. તે જેવી રીતે અધ્યાત્મ વિચારમાં કુશળ હતા તેવા જ લૌકિક વાણીમાં પણ નિપૂણ હતા. આથી તેમની પાસે થોડી જ વાર બેસતાંની સાથે ચિત્તમાં એકદમ શાન્તિ અને આહ્લાદ થઈ આવતાં હતાં. લોકો કહેતા કે તેમને સિદ્ધિયો વરી ચૂકી છે. આ સંબંધમાં એવું કહેવાય છે, કે એક વાર તેમનાં પત્નીએ બહુ જ આગ્રહપૂર્વક તેમનાં દર્શન કરવાની પ્રાર્થના કરી. આથી તેમણે તેમ કરવાની રજા આપી. પોતે બાગના ઝરૂખા ઉપર ઉભા રહ્યા અને તેમનાં પત્ની તેમની સામે નીચે ઉભાં રહ્યાં. બન્નેની નજર એક થઇ. બન્ને એક બીજાની સામે જોઇ રહ્યાં. પરિણામે થોડી જ વારમાં તે પતિપરાયણા ત્યાંને ત્યાં જ શાંત થઈ ગયાં. અર્થાત્ સ્વામીજીએ તેમને દુઃખમાંથી છોડાવવાને પોતાની દૃષ્ટિથી તેમનો પ્રાણ ખેંચી લીધો. આ જ પ્રકારે તેમના સંબંધમાં એક બીજી વાત એવી પણ છે, કે એક વખત રામનગરથી તે

એક રાજાની સાથે નાવમાં બેસીને જતા હતા. ચોમાસાનો સમય હતો. ગંગા નદીમાં ભરપૂર પૂર આવ્યું; નાવ ઉપરનો કાબુ છૂટી ગયો અને નાવ ચલાવનારાઓ હિંમત હારી બેઠા. આવો બનાવ જોઇને રાજાસાહેબ બહુ જ ગભરાવા લાગ્યા; પરન્તુ સ્વામીજીએ કહ્યું, કે ઇશ્વિરને યાદ કરો અને જુઓ કે હવે શું થાય છે. સ્વામીજીનાં આ વચનોની સાથે જ નાવ સીધું અસ્સીઘાટ ઉપર જઇ ઉભું રહ્યું. આ પ્રકારની બીજી પણ કેટલીક સ્વામીજીનાં અલૌકિક ચરિત્રોની વાતો કહેવામાં આવે છે; પરંતુ તેમનું શુદ્ધ જીવન જ જાતે અલૌકિક ચરિત્ર છે. સ્વામીજી સદા એમ જ કહેતા હતા, કે પોતાના ધર્મનું યથોચિત અનુષ્ઠાન કરવા કરતાં અધિક એવી બીજી સિદ્ધિ કયી હશે ? હવામાં પક્ષીની માફક ઉડવું અથવા પત્થરથી ભારે થવું એથી શું વળે એમ છે ? પોતાનું કર્તવ્ય શુદ્ધબુદ્ધિથી કરવું એ જ પરમ સિદ્ધિ છે. આ વાત એક ન્યાયાધિશને કહેતી વખતે વધારામાં તેમણે તેને કહ્યું હતું, કે તમે જે જે પ્રાણીનો જીવ લ્યો અથવા દંડ કરો તેના માટે તમે ઇશ્વિરને ત્યાં જવાબદાર છો એમ જાણો અને તેથી તમારૂં કલ્યાણ થશે. તેમના દેહત્યાગથી સર્વત્ર હાહાકાર ફેલાઈ રહ્યો હતો. પરમ ખેદની વાત છે, કે આવા મહાપુરુષોનો આ જગત પરથી લોપ થતો જાય છે.

---

## પાઠ ૧૨૧ મો.

---

### સ્વામી રામતીર્થજી.

સ્વામી રામતીર્થજીનો જન્મ લાહોર જીલ્લામાં આવેલા મુરારીવાલા ગામમાં ઇ. સ. ૧૮૭૩ ના અકટોબરની ૮ મી તારીખે થયો હતો. તે ગોસ્વામી તુલસીદાસજીના કૂળમાં અવતર્યા હતા અને તેમનું આખું કુટુંબ ગોસ્વામીના નામે ઓળખાતું હતું. તેમના કૂળમાં હંમેશાંથી ગુરુ શિષ્ય પરંપરા ચાલી આવતી હતી. તે ઘરના પૈસાદાર ન હતા; છતાં જાત મહેનતથી પરિશ્રમ વેઠીને ૨૧ વરસની ઉંમરે

એમ. એ. થયા હતા. એમ. એ. થયા પછી તેમણે લાહોરની ક્રિશ્ચિઅન કોલેજમાં બે વરસ સુધી ગણિતના અધ્યાપકનું કામ કર્યું હતું. તેમની વિદ્વત્તા અંગ્રેજોમાં ઘણી પ્રશંસાપાત્ર થઇ પડી હતી. તે સમયના સરકારી કોલેજના પ્રિન્સિપાલ ડબલ્યુ. બેલ તેમની અસાધારણ બુદ્ધિને માટે ઘણી મગરૂરી ધરાવતા હતા. સ્વામીજીના લગ્ન થયાં હતાં અને સંતતિમાં તેમને બે પુત્રો અને એક પુત્રી હતાં.

સ્વામીજીને આ સમયે માસિક રૂ. ૧૫૦) નો પગાર મળતો હતો. ઉંમર કેવળ ૨૬ વરસની હતી, શરીર નીરોગી અને સ્વસ્થ હતું, સ્ત્રીપુત્ર સૌ કોઇ તેમને અનુકૂળ હતાં, સર્વ સ્થળે તેમને માન મળતું હતું અને સંસાર તરફ વિરાગ ઉત્પન્ન થાય એવી કોઇ પણ જાતની પરિસ્થિતિ ન હતી; છતાં ઉપનિષદોનાં મહાવાક્યોનો સાક્ષાત્કાર શી રીતે થઇ શકે અને વેદાન્તશાસ્ત્ર કેવળ પુસ્તકો કે વાણીનો નહિ, પરન્તુ જીવનની પ્રત્યેક પળે અનુભવવાનો વિષય છે એ બાબતનો જાતે અનુભવ કરવાને સ્ત્રી, પુત્ર, પિતા, કુટુંબ આદિ સર્વનો ત્યાગ કરીને તેમણે સંન્યાસ લીધો અને તત્ત્વનો સાક્ષાત્કાર કર્યા સિવાય પાછા હઠ્યા નહિ.

સંન્યાસ ગ્રહણ કરીને તેમણે વિવિધ સ્થાનોમાં પરિભ્રમણ કરવા માંડ્યું. પ્રથમ ૧૯૦૧ ના ડિસેમ્બરમાં તે મથુરા ગયા. ત્યાં એક વ્યાખ્યાન આપ્યું. ત્યાંથી આગ્રા, લખનૌ, ફૈઝાબાદ આદિ સ્થાનોમાં જઇ સૂતેલાઓને જગાડ્યા. જ્ઞાન અને ત્યાગ વિના ખરૂં સુખ મળતું નથી એ વાત તેમણે હજારો સ્ત્રીપુરુષોને સ્પષ્ટ કરી બતાવી. તેમણે કપિલ, પાતંજલિ, ગૌતમ, કણાદ, જૈમિની, વ્યાસ, શંકર વગેરેના સિદ્ધાન્તોની સાથે ફારસીમાં શમ્સતબ્રેજ અને મૌલાના રૂમના સિદ્ધાન્તોને; જર્મનીમાં પ્લેટો, કેન્ટ, હેગલ, શોપનહોરના સિદ્ધાન્તોને; અંગ્રેજમાં હક્સ્લી, સ્પેનસર, કાર્લાઇલના સિદ્ધાન્તોને અને અમેરિકનમાં ઇમર્સન, પ્રોફેસર જેમ્સ વગેરેના

સિદ્ધાન્તોને જોયા અને તે સર્વનો સારાંશ તેમને એ જડયો, કે **આત્મસાક્ષાત્કાર થતાંની સાથે જ આખું જગત પોતાનું શરીર બની રહેછે—પોતાનાથી ભિન્ન એવું કંઈ જ રહેતું નથી.**

સ્વામીજી સમર્થ વિદ્વાન્ હોવા છતાં પણ તેમનો સ્વભાવ ઘણો જ સરળ હતો. તેમનામાં અહંકારનો લેશ માત્ર ન હતો. તે હંમેશાં હસતા રહેતા હતા અને સર્વની સાથે પ્યારથી બોલતા હતા. તેમનામાં કોઇ પણ જાતનું અભિમાન ન હતું, દેશભક્તિથી પરિપૂર્ણ હતા, પરોપકાર એ તેમનો સ્વભાવ હતો અને રાતદિવસ માત્ર ભારતનું કલ્યાણ કેવી રીતે થાય તેના વિચારોમાં કાળ વ્યતીત કરતા હતા. તેમને નિશ્ચય થઈ ચૂક્યો હતો કે સમષ્ટિ અને વ્યષ્ટિનો રોગ એક છે અને તેની ચિકિત્સા પણ એક જ છે. ઈશ્વરમાં વસો અને વસાવો પછી આનંદ જ આનંદ છે. એમ ન કરવાથી દુઃખ જ દુ:ખ છે.

સ્વામીજી શુદ્ધ આહાર, શુદ્ધ આચાર અને શુદ્ધ વ્યવહારની મૂર્તિ હતા. અમેરિકા વગેરે દેશોમાં અત્યંત ક્લેશ સહન કરવા છતાં પણ તેમણે કોઇ અભક્ષ્ય પદાર્થને હાથ સરખો અડાડયો ન હતો. તે કદિ પણ નકામા બેસી રહેતા ન હતા. હંમેશાં કંઇને કંઇ ઉપદેશ, વિચાર કે પાઠ કર્યા કરતા હતા. તે એટલા તો ઉદ્યોગી હતા કે એક મહાન્ વિદ્વાનની અભ્યાસ કરવાની પદ્ધતિએ માત્ર એક જ વરસમાં તેમણે નિરુક્ત સહિત ત્રણે વેદ ભાષ્ય, બ્રહ્મવિદ્યા ભરણ, ચિત્સુખી વગેરે વેદાન્તના કિલષ્ટ ગ્રન્થોનો અભ્યાસ કર્યો હતો. તે કદિ પણ શરીરને શિથિલ થવા દેતા ન હતા અને હંમેશાં વ્યાયામ કરતા હતા. તે કહેતા, કે **જ્યારે જીવ અને ઈશ્વર એમ બે નહિ, પરન્તુ એક જ છે તો જે મનુષ્ય દ્વૈતભાવનો ત્યાગ કરી કામ કરશે તેની સાથે આખું જગત અવશ્યમેવ ભળીને કામ કરશે. જો દુઃખથી મુક્તિ અને ક્લેશોનો અંત ઇચ્છતા હો તો**

**શરીરને કામમાં ઉદ્યુક્ત અને મનને શાન્ત રાખો. સર્વને આત્મવત્ જાણી લીધા પછી સઘળા વિધિનિષેધનો ભેદ ભુલો થઈ જાય છે.** તે બહુ એકાન્તસેવી હતા. તેમને પહાડો અને જંગલોમાં ફરવાનું ઘણું જ પસંદ હતું. માન-અપમાન તરફ તેમનું રંચમાત્ર પણ ધ્યાન ન હતું.

ધર્મ વિષયે સ્વામીજીએ જણાવેલા વિચારો બહુ જ તલસ્પર્શી અને મનન યોગ્ય છે. તે કહે છે, કે દેશ, કાળ અને અધિકાર ભેદે ધર્મમાં વિપર્યય થવા પામે તોપણ તેનું સામાન્ય લક્ષણ સર્વદા એક સરખું જ કાયમ રહે છે. **મનુષ્યહૃદયમાં શાન્તિ, સત્વગુણ, ઉદારતા, પ્રેમ, બલ અને જ્ઞાનનું આપોઆપ પ્રગટવું; સર્વત્ર આત્મભાવ અનુભવવો અને સઘળા ભેદોનો વિલય થવો એ ધર્મનું સામાન્ય લક્ષણ છે. સર્વત્ર આત્મજ્યોતિ જ પ્રકાશી નીકળે તેનું નામ વેદાન્ત અથવા જ્ઞાનનું પરિણામ છે.** જેવી જરૂર વૃક્ષોને વાયુની અને પ્રાણીઓને આહારની છે તેવી જ આવશ્યકતા જીવને ધર્મની છે. અહંતામમતા આદિ ભેદભાવોનું સર્વથા ટળી જવું અને પોતાની જાતનાં સુખદુઃખોની વિસ્મૃતિ થવા સાથે જગત માત્રનાં સુખદુઃખોને પોતાનાં અનુભવવાં એવી સમાધિ-સ્થિતિમાં ધર્મનું પર્યવસાન છે. પોતાના આત્માને જાણવો અને તેમાં તન્મય થવું એ ધર્મનો ઉદ્દેશ છે. મનને એકાગ્ર કરવું અને મન તથા બુદ્ધિને દેશ, કાળ અને ક્રિયાના પરિચ્છેદથી હઠાવી ચિત્ત પર વિજય મેળવવો એ નિર્ભયપદ પ્રાપ્ત કરવાનો આબાદ ઉપાય છે. એમ થતાં સર્વત્ર આનંદ જ આનંદ અનુભવાશે. **જ્યાંસુધી આત્મા નામરૂપના કેદખાનામાં પૂરાઈ રહેલો છે, સ્વયંજ્યોતિ આત્મરૂપી સૂર્ય અહંતમ રૂપી વાદળથી ઢંકાઇ રહેલો છે, આન્તરદૃષ્ટિ ઉપર અવિદ્યારૂપી અંધકારનું ગાઢ પડ ફરી વળેલું છે ત્યાંસુધી ભય, કાયરતા, દુઃખ અને કલેશ છે.**

મન, બુદ્ધિ, પ્રાણુ અને ઇન્દ્રિયોનો આત્મામાં લય થઇ ગયા પછી દુઃખનું નામનિશાન પણ રહેવા પામતું નથી. પ્રાણીમાત્રને સુષુપ્તિ અવસ્થામાં સુખ અનુભવાય છે તેનું કારણ એ જ છે, કે તે અવસ્થામાં દેહ, ઇન્દ્રિય, મન અને બુદ્ધિ એ સર્વનો આત્મામાં લય થઈ જાય છે. આ સુષુપ્તિ અવસ્થાની પેઠે એ સર્વનો જો જ્ઞાન વડે સમાધિ અવસ્થામાં લય થઇ જવા પામે તો પછી આનંદનું પૂછવું જ શું ? સર્વ શાસ્ત્રોનો અંતિમ ઉદ્દેશ આ જ છે અને બધાં શાસ્ત્રો અહીં પરિસમાપ્તે છે.

ધર્મને હાથ કરવાનાં સાધનો આ છે:—(૧) ખોરાક એવો અને એટલો ખાવો જોઇએ કે જે જલદીથી પચી જવા પામે. (૨) સારામાં સારી એક ઉંઘ લેવી જોઇએ. (૩) સવાર સાંજ વ્યાયામ કરવો જોઇએ. (૪) જેથી દ્વેષ ઉત્પન્ન થાય તેવી સંગતથી સદા દૂર રહેવું જોઇએ. જો કોઇ મહાત્માનો સંગ થવો ન બની આવે તો એકલા રહેવું એજ સારૂં છે. (૫) શુદ્ધ આચાર, શુદ્ધ વ્યવહાર, સત્ય, ઉદારતા, ક્ષમા, અને હમેશાં પરોપકારમાં રત રહેવું; આ ધર્મનાં મુખ્ય સાધન છે. મનુષ્ય જેવું ભોજન કરે છે, જેવી સોબતમાં રહે છે અને જેવો આચાર વ્યવહાર સેવે છે તેવી જ તેના ચિત્તની સ્થિતિ ઘડાય છે. સર્વ કરતાં સતશિક્ષા અને સત્સંગનો મહિમા ઘણો વધારે છે. તેના દ્વારા મન ઉપર પડેલા નઠરા સંસ્કારો પણ દૂર થઈ શકે છે. સત્સંગ થવાનો આધાર મનુષ્યની પોતાની દૃઢેચ્છા ઉપર છે. જો દૃઢ અને સાચી ઇચ્છા જન્મે છે તો આત્મ-સાક્ષાત્કાર પામેલા જ્ઞાની પુરુષનો અવશ્ય ભેટો થાય છે સત્યની શોધમાં લીન થયેલાને અવશ્ય સત્યની પ્રાપ્તિ થાય છે.

આધિભૌતિક દુઃખનું મૂળ કારણુ અધ્યાત્મ અવનતિ છે. પ્રેમ-રૂપી અગ્નિ ભભુકી ઉઠતાં પ્રતીક્ષા, આપત્તિ, દુઃખ અને જંગલના કાંટા એ સર્વ ગુલજાર બની રહે છે. જે દેશ અથવા જાતિમાં સત્ય

અને આત્મભાવ પ્રબળ છે તે દેશ અને જાતિ સર્વદા સુખી અને શ્રીસંપન્ન રહેશે. આ જ સાચો ધર્મ છે અને તેને અનુસરવામાં જ કલ્યાણ રહેલું છે. સર્વને આત્મવત્ જુઓ એ ધર્મ છે અને રીત-રિવાજ, ખાનુંપીવું, સ્વર્ગ નરકના ઉપાયોનો વિચાર, આચાર વિચારનાં આંદોલનો એ સર્વ એ ધર્મનાં અંગ છે. જે મનુષ્યો આ ધર્મને ભૂલી બહારની વાતો ઉપર વ્યર્થ વાદવિવાદમાં વખત ગુમાવે છે તેમને કદિ પણ કશોયે લાભ થતો નથી. જેઓ આ ધર્મને જાણતા નથી તેઓ એક ધર્મને મોટો અને બીજાને છોટો માને છે અને એકને છોડી બીજાને ગ્રહણ કરવાને તૈયાર થઇ જાય છે. સત્ય ધર્મમાં મતમતાંતરનું ખંડન મંડન કે વાદવિવાદ હોતાં નથી. પોતાના અંતઃ-કરણની પવિત્રતા જ તેમાં મુખ્ય છે.

જાતિભેદ, મતભેદ, સંપ્રદાયભેદ, આશ્રમભેદ આદિ જેટલા જેટલા ભેદો છે તે માત્ર એટલા જ માટે છે, કે કામ ભલે અલગ અલગ કરવામાં આવે પરંતુ તે સર્વનું લક્ષ્ય એક જ હોવું જોઇએ. આ મુદ્દાની વાતનું વિસ્મરણ કરાયાથી જ સઘળી આપત્તિ ઉપજવા પામી છે. એ વાત ખાસ કરીને યાદ રાખવી ઘટે છે, કે **શાસ્ત્ર અને સ્મૃતિ આપણે માટે છે, પરન્તુ આપણે કંઇ શાસ્ત્ર અને સ્મૃતિને માટે જન્મ્યા નથી.** ભારતવર્ષની નદીઓનાં વહન પલટાઇ ગયાં, પહાડો પર બરફ જામવાની જગા દૂર જઇ પડી, જંગલો કપાઈ ગયાં, નવાં નવાં શહેરો આબાદ થઇ ગયાં, ભાષા બદલાઈ ગઇ, લોકોનાં રંગ રૂપ ઓર તરેહનાં થઈ ગયાં; પરન્તુ આપણે હજી એવા રીતરિવાજોને વળગી રહેવા ચાહીએ છીએ, કે જેમાં કંઈ જ જીવન અવશેષ રહેલું નથી. આપણો ઢંગ એવી તરેહનો છે, કે આગળ તો ચાલતું પણ સાથે સાથે પાછળ જોતા જવું. આપણે એમ તો કહીએ છીએ કે અમે ઋષિમુનિઓના વંશ જ છીએ; પરન્તુ એ વાતને ભૂલી જઇએ છીએ, કે ભલા

ઋષિમુનિયોના જમાનામાં રેલ્વે, તાર, વીજળી, સ્ટીમર વગેરે ક્યાં હતાં ? તેમને યુરોપ અને અમેરિકાના વીસમી સદીના વિજ્ઞાન જાણનારા કારીગરો અને વિદ્વાનોની સાથે સાથે ક્યાં મુકાબલો કરવો પડયો હતો ? આટલા માટે કાંતો આપણે ચાલુ જમાનાની સાથે સાથે ગતિ કરવાને યોગ્ય થવું યા તો પિતૃલોકમાં સિધાવવું. જે લોકો દેશભક્તિની બૂમો મારે છે તેઓ જ્યાંસુધી દ્વૈતનું નામ પણુ રહેવા પામે નહિ એટલી હદે દેશની સાથે એક ચિત્ત બનશે નહિ ત્યાંસુધી કંઈ જ કરી શકશે નહિ. જ્યારે દિલમાં એક વાત એવી નિશ્ચિત થઇ જશે અને રોમે રોમથી એવી વાત ખીલી ઉઠશે કે **હું જ ભારતવર્ષ છું, આખું ભારતવર્ષ મારૂં જ શરીર છે, મારો આત્મા એ જ સમસ્ત ભારતવર્ષનો આત્મા છે, હું ચાલું છું તો ભારતવર્ષ જ ચાલે છે, હું દમ લઉં છું તો ભારતવર્ષ જ દમ લે છે, હું જ શંકર છું અને હું જ શિવ છું, ત્યારે જ આપણે ભારતના સાચા પુત્ર બનીશું.** શ્રુતિ ભગવતીએ આપેલું મહાવાક્ય રૂપી પરિપકવ ફળ આપણા મુખમાં પડતાંની સાથે જ જો તે આપણને સ્વરૂપ કરી સાચા દેશભક્ત—સાચા ભારતવર્ષી નહિં બનાવે તો બીજું કોણુ બનાવશે ?

સઘળા લોકો એકતા—એકતાની બૂમો માર્યા કરે છે, પણ તેના વાસ્તવિક કારણુને શોધતા નથી. આપણે વર્તમાન સમયને ભૂતકાળની સાથે સરખાવવાને પ્રયત્ન કરતા નથી. શું આપણા પર છાઈ રહેલા અવિદ્યારૂપી અંધકારથી એકતા સાધી શકાશે ? જ્યાંસુધી ખાનારની સંખ્યામાં વધારો થવાની સાથે ખાવાની સામગ્રી પણ વધારે પેદા થવી જોઇએ એ વાત ઉપર ધ્યાન આપવામાં આવશે નહિ અને જ્યાંસુધી એક ખાય અને દશ ભૂખે મરે એવી સ્થિતિ ચાલુ રહેશે ત્યાંસુધી કંઇ જ થશે નહિ. જ્યાં દેશની બહાર પગ મૂકતાંની સાથે ન્યાત બહાર કરવામાં આવે છે ત્યાં એકતાની શી આશા ? મારે

જન્માક્ષર સરખાવો, મન્ત્રોચ્ચાર કરો, પૂજા કરો તોપણ જે ઘરની અંદર બાળકોને લગ્નના નામ નીચે બંધનમાં નાંખવામાં આવે છે તે ઘરમાં બાળકો ફુલી ફાલી શકે એ સંભવિત છે? બાળવિધવાઓની આંખોમાંથી આંસુ ટપકતાં જોઇ જ્યાં સુધી આપણાં કલેજાં ફાટતાં નથી ત્યાં સુધી આપણે ઋષિમુનિઓની સંતતિ શી રીતે કહેવાઈ શકીએ? આ વિધવાઓના હૃદયમાંથી ઉત્પન્ન થતી હાય આપણું કદિ કાળી ભવાનીની પેઠે ભક્ષણ કરી જશે તો બીજું શું થશે? ત્યાંસુધી આપણે નષ્ટ થતાં શી રીતે બચી શકીશું? જ્યાંસુધી સ્ત્રીઓ અભણ અને પૈસાદાર લોકો અવિદ્યાથી ઘેરાયેલા તેમજ દેશસુધારાના કામથી અનભિજ્ઞ અથવા વિરોધી છે ત્યાંસુધી શું થઇ શકે એમ છે? આ સર્વ અવિદ્યાની વૃદ્ધિનું પરિણામ છે. જ્યારે આપણે વિદ્યા દ્વારા ધર્મનું તત્ત્વ શોધી કાઢીશું ત્યારે જ આપણું અને દેશનું કલ્યાણ થશે.

સ્વામીજીના ધર્મ સંબંધના વિચારો ઉપર મુજબ હતા. સર્વ પ્રકારની સુધારણા ધર્મનાં તત્ત્વોને અવલંબી રહેલી છે એમ તેમનું દૃઢ માનવું હતું. સર્વની સર્વ જાતની ઉન્નતિનો આધાર ધર્મ ઉપરજ છે અને એ ધર્મ કેવો હોવો જોઇએ અને તેને શી રીતે સાધી શકાય તે તેમણે જાતિ અનુભવથી જગતને સ્પષ્ટ કરી બતાવ્યું છે. સર્વાત્મભાવના અને આત્મસાક્ષાત્કાર એ તેમનું લક્ષ્ય હતું અને તેને તે સાધી શક્યા હતા. આના પરિણામે જગતના સર્વ જીવો ઉપર તેમનાં પ્રેમ અને કૃપાનો વરસાદ એક સરખો વરસતો હતો. સ્વદેશને માટે પણ તેમને અત્યંત પ્રેમ અને લાગણી હતાં, અને તેનું કલ્યાણ શી રીતે થાય તે સંબંધી હંમેશાં વિચારો કર્યા કરતા હતાં. દેશહિતની આ લાગણીને લીધે જ તેમણે જાપાન, અમેરિકા, મીસર આદિ દૂરના દેશોમાં ૧૯૦૨ માં પરિભ્રમણ કર્યું હતું, અને ત્યાં દેશહિતનાં અનેક કામો કર્યાં હતાં. આ દેશોની અંદર તેઓ

અત્યંત સત્કાર અને પૂજાને પાત્ર થઇ પડ્યા હતા. તેમના ઉપદેશ શ્રવણથી અમેરિકા આદિ દેશોના લોકો તેમના ઉપર ફીદા ફીદા થઇ ગયા હતા. તેમના ઉપદેશની શૈલી ઘણી જ સરળ, ચિત્તાકર્ષક અને રોમાંચ ખડાં કરી દે તેવી હતી. પ્રેમભાવથી તે સર્વનાં અંતઃકરણ જીતી લેતા હતા. તે આનંદ અને શાન્તિની મૂર્તિ હતા. ગમે તેવાં દુઃખી અને ઉદાસી મનુષ્યો તેમનાં દર્શનની સાથે જ શાંતિનો અનુભવ કરતાં. તેમની દૃષ્ટિ એવી તો અમૃતમય હતી, કે નિર્જીવ અને સૂકાં અંતઃકરણમાં પણ તે નવું ચેતન અને ઉત્સાહ પ્રગટાવતી હતી. ઉપદેશ કરતાં કરતાં તે પ્રેમમાં લીન થઇ જતા અને તેમના મુખમાંથી વચનામૃતની ધારા વહ્યાં જતી. તેમના મનથી ઉંચ નીચ, સજીવ નિર્જીવ, સઘળાં એક સરખાં ઇશ્વરરૂપ ભાસતાં હતાં. ભેદનું નામનિશાને ન હતું. તેમનો પ્રેમ કેટલો વિશાળ અને ઉન્નત હતો, તેમની આત્મશાંતિ કેવી અજબ હતી અને તેમનામાં ભેદભાવ ટળી સર્વ પ્રત્યે કેવો આત્મભાવ પેદા થયો હતો તે સ્વામીજી જ્યારે ૧૯૦૫માં પૃથ્વીની મુસાફરી કરી પાછા આવ્યા ત્યારે તેમના અનુયાયીઓએ તેમને એક નવી સંસ્થા સ્થાપવાનો આગ્રહ કરતાં તેમણે જે વચનો ઉચ્ચારેલાં તે પરથી બહુ સારી રીતે સ્પષ્ટ થઈ શકે એમ છે. તે વચનો આ પ્રમાણે હતાં:—

" ખ્રિસ્તી, હિંદુ, શીખ, મુસલમાન, આર્યસમાજ કિંબહુના મારા પ્રિય ઇષ્ટ દેવતાના—ભારતભૂમિના—અન્ન પાણીથી જેમનાં અસ્થિ, સ્નાયુ, રક્ત, અને મસ્તિષ્ક બંધાયાં છે તે સર્વ માણસો મારા બંધુઓ જ છે—અરે ! મારા આત્માઓ જ છે ! તેમને કહો કે હું તેમનો છું. હું સૌનો સ્વીકાર કરૂં છું, કોઇને દૂર રાખતો નથી. હું પ્રેમ છું. પ્રેમ પ્રકાશનાં કિરણોની પેઠે સર્વ વસ્તુઓને તેજથી દીપાવે છે. ખરેખર ! હું પ્રેમનો સાગર છું. મારો સૌ ઉપર સરખો પ્રેમ છે. જે કોઇ આ પ્રેમસાગરમાં ડુબકી મારશે તે નિઃસંશય પ્રેમમય બનશે.

વધારે તો શું પણ જે કોઈ શત્રુભાવે આવશે તેને પણ હું પ્રેમથી જ આલિંગન આપીશ. મારા પ્રેમનો પ્રવાહ એવો પ્રચંડ છે, કે શત્રુતા તેમાં ક્યાંઈ ડૂબી જશે. ”

અમેરિકા આદિ દેશોમાંથી પાછા આવ્યા પછી સ્વામીજી હિંદુસ્તાનનાં કેટલાંક મુખ્ય શહેરોમાં ગયા હતા અને સર્વ જગાએ વ્યાખ્યાનો દ્વારા ઉપદેશ આપ્યો હતો. આ પછી તે હિમાલય પર્વત ઉપર ચાલી નીકળ્યા હતા અને દેહવિલય થતા સુધી ત્યાં જ રહ્યા હતા. અહીં તેઓ ટાઢની જરા પણ દરકાર કર્યા સિવાય બરફના ઢગ ઉપર ચાલ્યા જતા હતા. વાઘ, સાપ આદિ હિંસક અને ઝેરી જનાવરોની વચમાં બેધડક બની રહેતા હતા. અહીં પોતાનો સઘળો સમય ભજન, ધ્યાન અને ઉપદેશમાં વ્યતીત કરતાં ઈ. સ. ૧૯૦૬ના અકટોબરની સત્તરમી તારીખે સંવત ૧૯૬૩ ના કાર્તિક વદ અમાવાસ્યા ને બુધવારને દિવસે ૩૩ વરસની ઉમ્મરે સ્વામીજીએ પોતાનો દેહ ગંગાજીને અર્પણ કરી દીધો. જળસમાધિ પહેલાંનાં અર્થાત્ તેમનાં છેવટનાં વચનો આ હતાં:—

“બ્રહ્મા, વિષ્ણુ, શિવ, ઈન્દ્ર, ભારત, હે મૃત્યુ, મારો આ એક દેહ બેશક લઈ જા. મારે તેની દરકાર નથી. મારે બીજા દેહોની ખોટ નથી. ચંદ્રનાં નિર્મળ કિરણોમાં રૂપેરી દેહ ધારણ કરીને હું આનંદથી વિહરીશ. જંગલની નદી, નિર્ઝરોને વેષે હું ગાતો ફરીશ, સમુદ્રનાં મોજાંઓને રૂપે હું નાચીશ, આનંદભર્યો મંદ વાયુ અથવા શીત સુગંધી વાયુ હું જ છું, આ બીજાં બધાં મારાં ભિન્ન સ્વરૂપો જ છે. આ રૂપે હું પર્વત નીચે ઉતર્યો, મૂએલાંને ઉઠાડયાં, ઉંઘતાંને જગાડયાં, કેટલાક દુઃખીનાં આંસુ લૂછ્યાં, ગુલાબોને હસાવ્યાં, બુલબુલોને રડાવ્યાં, આને સ્પર્શ કર્યો, તેને અડકયો, અહીંયાં ગયો, ત્યાં ગયો, સાથે કંઈ જ રાખ્યું નહિ અને કોઈના હાથમાં આવ્યો નહિ. ”

આ પ્રમાણે ચાલુ જમાનાની કેળવણી પામી એમ. એ. ની

પદવી પ્રાપ્ત કરી સાંસારિક માન મરતબા સાથે સર્વ પ્રકારના સુખથી ઘેરાયેલો એક પુરુષ કેવળ ચોવીસ વરસની ઉમ્મરમાં વેદાન્ત પ્રતિપાદિત અકામ ભાવનો સાક્ષાત્કાર કરવાને અને ઉપનિષદોનું લક્ષ્ય જે **अहं ब्रह्मास्मि** તેનો અનુભવ થઈ શકે છે કે નહિ તે જાણવાને સ્ત્રી, પુત્ર, માતપિતા, ઘર અને સાંસારિક સુખભોગનો ત્યાગ કરી મહિનાના મહિના સુધી એકલો નિર્જન વનોમાં ફરે, ટાઢ, તાપ વરસાદ, સાપ, વાઘ વગેરેની વચ્ચે બેધડક બની રહે, રાત દિવસ ગંગાના કિનારે ધ્યાનલીન અને અને લક્ષ્યને પ્રાપ્ત કરી અમેરિકા આદિ દેશોના વિદ્વાનોમાં મહાન્ ગૌરવ પામે એ અતિ અદ્ભુત ઘટના બેશક આશ્ચર્યમાં ગરકાવ કરી નાખે તેવી છે. વર્તમાન સમયમાં આવાં ઉદાહરણ બહુ જ ઓછાં મળી આવશે. સ્વામીજીના જીવનથી સિદ્ધ થાય છે, કે અદ્વૈત સિદ્ધાન્ત કથન માત્ર નહિ, પરન્તુ અનુભવનો વિષય છે આવા સાચા દેશભકત અને આનંદરસથી પરિપૂર્ણ મહાનુભાવનું ચરિત્ર લખવાને કયી લેખિની સમર્થ થઈ શકે એમ છે ? ઈશ્વરના અજ્ઞેય નિયમાનુસાર જે મહાપુરુષો થોડા કાળને માટે ભારતને જગાવવાને ઉત્પન્ન થયા છે અને પોતાના જીવનને હંમેશને માટે આદર્શરૂપ મૂકી ગયા છે તેવા મહાપુરુષોમાંના સ્વામીજી એક હતા. આવા મહાપુરૂષોના પંથે પળનાર હરકોઈ આનંદમાં રહી અન્યને આનંદિત બનાવી શકે એ નિઃસંદેહ છે. આ જાતની પ્રવૃત્તિમાં તત્પર થવું અને સાચા આનંદનો અનુભવ કરી સર્વને આનંદનો રસાસ્વાદ આપવો એ જ ધર્મશિક્ષાનું વાસ્તવિક ફળ છે. ૐ તત્સત્.



# ધર્મ અને નીતિનાં ઉત્તમ પુસ્તકો.

## મુક્તિમાલા

અથવા

## જીવરાજ જીવન્મુક્તિ આખ્યાન.

આ વેદાન્ત શાસ્ત્રમાં ગહન તત્વો સમજાવનારો સરસ ને સંવાદ રૂપે નવીનજ ગ્રન્થ છે. સાધારણ વાંચનારને પણ આ ગ્રન્થનો વિષય સમજવામાં મુશ્કેલી ન પડે તે માટે જીવરાજ, મનરાજ વિદ્યા, અવિદ્યા, કુમતી, સુમતી, પ્રવૃત્તિ, સરસ્વતી વગેરે પાત્રોનું રૂપક આપીને વેદાન્તના ગહન તત્વોને શંકા–સમાધાન વડે પરસ્પર સંવાદની પદ્ધતિથી સમજાવવામાં આવ્યાં છે. વચમાં વચમાં સરલ અને બોધક દૃષ્ટાન્તો આપીને સાધારણ અધિકારીને પણ સિદ્ધાન્ત સમજાય એવી રચના કરી છે. ભાષા છેકજ સાદી હોવાથી તેમાં વિશેષ સરલતા થઇ છે. આ પહેલા ભાગમાં ચાર અંક છે, ને તેના પેટામાં પ્રવેશની ગોઠવણ કરેલી છે. લગભગ ૩૫૦ પૃષ્ઠનો આ ગ્રન્થ દરેક ધર્મ જીજ્ઞાસુએ તથા પુસ્તકશાળાએ પોતાના સંગ્રહમાં જરૂર રાખવો ઘટે છે.

કિં. રૂ. ૧—૧૨—૦

## ઈસુનું અનુકરણ.

**ઇસુખ્રિસ્તનાં નીતિસૂત્રોઃ પુસ્તક ૧–૨ સાથે. કિંમત આઠ આના.**

પુસ્તકના નામ ઉપરથી આ પુસ્તક ખ્રિસ્તિ ધર્મને લગતું માની લેવાનું નથી; પરંતુ મનુષ્યના આધ્યાત્મિક જીવન માટે તથા આંતરજીવન માટે મહાત્મા ઇસુખ્રિસ્તે નીતિનાં જે સુત્રો દર્શાવેલાં તેજ આમાં છે પહેલા પુસ્તકમાં ૨૫ પ્રકરણો છે. તેમાં પોતા વિશે, સત્યના સિદ્ધાંત વિશે, મોટી આશા અને મગરૂરી દુર કરવા વિશે, શાન્તિ મેળવવા વિશે, દુઃખથી થતા લાભ વિશે, લાલચને રોકવા વિશે, સાહસિક વિચારથી દુર રહેવા વિશે, એકાન્ત જીવન વિશે, હૃદયના અનુતાપ વિશે, મૃત્યુ વિશે ગંભીર મનન, પોતાના જીવનની સુધારણા વિશે છે. બીજા પુસ્તકમાં આંતર્જીવન વિશે, વિશુદ્ધ મન અ સાદા વિચાર વિશે, આત્મચિંતન વિશે, પ્રભુની કૃપા માટે કૃતજ્ઞતા દર્શાવવા વિશે, વગેરે મનન કરવા યોગ્ય સૂત્રો છે.